



## પ્રેમભક્તિ-ગ્રન્થમાળા

---

**પ્રથમાવૃત્તિની સાલ**

| | |
|---|---|
| ૧, કેટલાક કાવ્યો, ભાગ ૧ લો ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૦૩ |
| ૨, રાજસૂત્રોની કાવ્યત્રિપુટિ ( ૩ જી આવૃત્તિ ) | ૧૯૦૩-૦૫-૧૧ |
| ૩, વસન્તોત્સવ ( ૪ થી આવૃત્તિ ) | ૧૯૦૫ |
| ૪, કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૦૮ |
| ૫ ઇન્દુકુમાર, અંક ૧ લો ( ૩ જી આવૃત્તિ ) | ૧૯૦૯ |
| ૬, ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો [ ૭ મી આવૃત્તિ ] | ૧૯૧૦ |
| ૭, ભગવદ્ગીતા, સમશ્લોકી [ ૩ જી આવૃત્તિ ] | ૧૯૧૦ |
| ૮, જયા—જયન્ત ( ૫ મી આવૃત્તિ ) | ૧૯૧૪ |
| ૯, મેઘદૂત, સમશ્લોકી ( ૩ જી આવૃત્તિ ) | ૧૯૧૭ |
| ૧૦, ઉષા ( ૫ મી આવૃત્તિ ) | ૧૯૧૮ |
| ૧૧, ચિત્રદર્શનો | ૧૯૨૧ |
| ૧૨, રાજર્ષિ ભરત ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૨૨ |
| ૧૩, પ્રેમકુંજ [ ૨ જી આવૃત્તિ ] | ૧૯૨૨ |
| ૧૪, પ્રેમભક્તિ—ભજનાવલિ [ ૨ જી આવૃત્તિ ] | ૧૯૨૪ |
| ૧૫, સાહિત્યમન્થન | ૧૯૨૪ |
| ૧૬, વૈષ્ણવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી [ ૨ જી આવૃત્તિ ] | ૧૯૨૫ |
| ૧૭, અમર પન્થનો યાત્રાળુ ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૨૫ |
| ૧૮, શકુન્તલાનું સંભારણું [ ૨ જી આવૃત્તિ ] | ૧૯૨૬ |





प्रेमभक्ति-ग्रन्थमाळा

# કવીશ્વર દલપતરામ

ભાગ ૨ જો, સંસ્કૃતિઓના સંગમઘાટે

(ઈ. સ. ૧૮૪૮ થી ૧૮૭૯)

ઉત્તરાર્ધ

ન્હાનાલાલ દલપતરામ કવિ

पाराशर्यवचः सरोजममलम्


વિ. સં. ૧૯૯૬ ઈ. સ. ૧૯૪૦

પાંચ

કીંમત સ્હાડા ચ્ચાર રૂપીઆ

પ્રકાશકઃ ન્હાનાલાલ દલપતરામ કવિ,
એલિસ પૂલ, અમદાવાદ

આવૃત્તિ ૧ લી ૧૯૪૦ પ્રત ૧૨૫૦

૧૯૨૭ ની સાલ પછી પ્રેમભક્તિ-ગ્રન્થમાળાના પ્રત્યેક ગ્રન્થની
પ્રત્યેક નકલ ઉપર કર્તાની ટૂંકી સહી હોય છે.




મુદ્રક અને મુદ્રણસ્થાન:
મણિલાલ કલ્યાણદાસ પટેલ
સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ,
પાનકોર નાકા—અમદાવાદ

# કવીશ્વર દલપતરામ

## ભાગ બીજો; સંસ્કૃતિઓના સંગમઘાટે

(ઈ. સ. ૧૮૪૮ થી ૧૮૭૯)

ઉત્તરાર્ધ

# અનુક્રમણિકા

# પિતૃતર્પણ

૧, બાર-બાર ગયાં વર્ષો રાત્રિઓ પાડતાં સૂની,
બાર-બાર વહ્યાં વર્ષો વાદળી વરસી ભીની;
૨, બાર વર્ષો થયાં, તાત ! મૃત્યુના પડદા નમ્યે,
હજી યે ચક્ષુમાં ત્હો યે પ્રવેશો પૂર્વના રમે.
૩, કાળની વીંઝતી પાંખ અનેરા વેગથી ભરી,
નેત્ર મીંચી ઉઘાડું ત્હ્યાં આવે બ્રહ્માંડને ફરી.
૪, નથી એ મેઘનાં નીરે, નથી અન્ધારનાં જળે,
ધોયાં કો સ્મૃતિનાં ચિત્રો રંગેલાં પ્રાણપાટલે.
૫, આપ્યા એકાન્ત રાત્રિએ, ને મેઘે રસ સીંચિયા,
એમ જીવનના સર્વે આથમ્યા દિન ઉગિયા.
૬, વસન્તે ને વસન્તે જ બોલે છે બોલ કોકિલા,
આત્મામાં એમ બોલે છે વસન્તે આપની લીલા.

૨

૭, પિતાજી ! પત્ર ને પુષ્પે એ જ આવી વસન્ત આ;
ટૂહોકે છે કોકિલા, એવાં ટૂહોકે છે સ્મરણો, અહો !
૮, આંબાની ડાળ મ્હોરી, ને આત્મા યે મુજ મ્હોરિયો;
ગાય છે સાધુ ને સન્તો હરિની રસહોરીઓ.
૯, હું ય તે લઈ આ વીણા સ્મરૂં છું ગુણ આપના;
પુણ્યશ્લોક પિતા ! મન્ત્રો જપું છું પિતૃજાપના.

3

૧૦, વીતતી દીર્ઘ રાત્રિ, ને થતો પ્હરોડ દેશમા,
એ પ્હરોઢે ઉગ્યા આપ આશાવાદી અરુણ શા

૧૧, છાયા તો વડલા જેવી, ભાવ તો નદના સમ,
દેવોના ધામના જેવુ હૈયુ જાણે હિમાલય

૧૨, બુદ્ધિવૈભવ, ને આસ્થા, આશા, રસ, ઉદાન્તા
એ દૈવી દીપમાળાના અન્તરે તેજ રાજતા

૧૩, આપ અમૃતના જાયા, ધાવણે અમૃતે દીવા,
ને તેથી અમૃતમીઠા આપના કવિતો હતા.

૧૪, ડાહ્યા પુત્ર જ ડાહ્યાના, અંગોઅંગે ઉગે પણ,
મન વાણી કર્મમા યે, ઝરે નિત્યે જ ડ્હાપણ

૧૫, વીર જયકુમારીના, જમાવ્યો જય લોકમાં,
ને દિનકરના ભાઈ, પ્રતાપી ભાનુ સમા.

૧૬, દેવાનન્દે રમન્તા તે દેવાનન્દ ગુરુથી આ
પામીને કાવ્યની દીક્ષા દીપ્યા દેવકુમાર શા.

૧૭, ભર્યો ઉત્સાહી એ કંઠ મેઘના સમ ગાજતો,
યશસ્વી વાણીનો એહ પ્રોત્સાહી બોલ આથમ્યો

૧૮, શ્વેત વસ્ત્રો સદા ધાર્યા, પ્રાણની શ્વેત પાંખ શા,
તેજપાંખા સજી જાણે ફિરિસ્તો હો મનુષ્યના

૧૯, નમ્ર ને નમતા, ત્હો યે શૈલ શી દૃઢતા હતી,
ચાલ ધીમી ધીમી, ત્હો યે અંતથી વેગીલી ગતિ

૨૦, હાથે પીત્તળપટ્ટાળી શ્યામ શીસમ લાકડી,
બાંધી રાખી શું સહેલી સેના સેતાનની ત્હડી

૨૧, પૂર્યાં છે દુઃખ ને પાપ મનુષ્યે જગમાં રૂડા,
પાડયા અન્ધારના પાટા તેજસ્વી વિશ્વમાં વડા.
૨૨, દીઠું એ સૌ દીર્ઘ કાળ, સુધાર્યું સુધર્યું ય તે;
પછી સંસારવાડીથી સંકેલી લીધ દૃષ્ટિને.
૨૩, બહુ વર્ષો સૂધી આપે મૂલવ્યાં મોતી બ્હારનાં;
પછી પારખવા પેઠા આત્માના દરિયાવમાં.
૨૪, ઘૂમતાં સૌ દિશે ત્હેને ધાર્યા એક સમાધિમાં;
વાળી બ્રહ્માંડથી ચક્ષુ પરોવ્યાં પરમેશમાં.
૨૫, વિધિએ ભાગ્યરેખા શું દોરી કેસરકુંકુમે!
ઉજ્જવળા ભાલમાં એવી રેખા તિલકની તરે.
૨૬, સ્મિતની સુન્દરતાના કપોળે અંકુરો ઉભા;
મધુરાં હાસ્યની દીપે મુખડે મધુરી પ્રભા.
૨૭, આત્માનું તેજ, વીંધીને રોમ રોમ, વિહાસતું;
બ્રહ્મર્ષિ! આપને દેહે બ્રહ્મવર્ચસ્ વિલાસતું.
૨૮, વેદ જેવા મહાભાવ, દેવ શા દિવ્ય કાન્તિના;
પ્રકાશે પરમાનન્દે એવી અખંડ શાન્તિના.
૨૯, આદ્યદ્રષ્ટા આ યુગના; કવિ છો, સૂત્રકાર છો;
ને નવજીવન કેરા ઋષિ છો, સ્મૃતિકાર છો.
૩૦, ભવિષ્યવેત્તા, આચાર્ય, પેગમ્બર પ્રભુ તણા;
નવા ગુર્જરરાષ્ટ્રે એ ગજાવી ગેબી ઘોષણા.
૩૧, ભભૂકી અગ્નિ શા આપે વનો ભસ્મ નથી કીધાં;
ત્હમે વર્ષા સમા વર્ષ્યાં, ચન્દ્ર જેમ સીંચી સુધા.

૩૨, સ્હવારે સ્હાંજરે જેવો તપે ભાનુ દિને દિને,
શીળા તેજે તપ્યા તેમ, દઝાડયાં નહિ કોઈ ને.

૩૩, મહામૂલાં દીધાં રત્નો પૂર્વજે પૂર્વ કાળમાં;
પારખી પારખી તેહ સંરક્ષ્યાં, પ્રાણની સમાં.

૩૪, ને નવયુગની ખીલે પુષ્પે પુષ્પે વસન્ત આ;
સંઘરી પીમળો સૌની તેહનાં મધ સારવ્યાં.

૩૫, ધીરગમ્ભીર નેતા, ને દીર્ઘદર્શી ત્હમે ઘણા,
ઓધી તેથી દક્ષતાથી ધીરે ધીરે સુધારણા;

૩૬, વિદ્યા ને સંપનાં સૂત્રો, કલાકૌશલ્ય ઓપનાં,
ને સંસ્થાનસુધારો, ને દેશનાં હિત દીપતાં;

૩૭, પુણ્યભાવ, સદાચાર, ભક્તિ, ને પરમાર્થ, ને
સાત્ત્વિક સ્નેહના મન્ત્રો, ધર્મઔદાર્યઃ સર્વ તે.

૩૮, વધે સંસારની શોભા, પ્રભા ને પ્રભુતા વધે,
ગાયાં છે દેહઆત્માનાં સૂક્તો ઉન્નતિનાં બધે.

૩૯, રાજા અને પ્રજા કેરૂં એક છે હિત, તે લહી,
ઉછેર્યું એ સદા આપે, શીખ બન્નેયને દઈ.

૪૦, સ્વીકાર્યો સ્નેહી રાજાએ, પ્રજાએ પ્રેમી પારખ્યા;
બે બાહુ અંગના એક, ત્હમારે તેમ તે સખા.

૪૧, પ્રતિભા, રાજ્યની આસ્થા, ઉજ્જ્વળી દેશભક્તિની,
મૂર્તિ આપ હતા મોંઘી, શ્રદ્ધાની અર્ચનાભીની.

૪૨, પોતાનું માનતા શ્રેષ્ઠ, મુમુક્ષુ પરના હતા;
સારગ્રાહી સદા, તેથી સૌમાંથી સાર શોધતા.

૪૩, પુરાણા સંપ્રદાયોમાં શુદ્ધ પવિત્ર જે વિભુ,
પરમ્ ધર્મ ત્હમારો તે સ્વામી નારાયણ પ્રભુ.

૪૪, દેશીઓમાં વસ્યો દેશી થઈ, ત્હેમાં લીધો રસ,
પરમ્ મિત્ર ત્હમારો જ તે મહાભાવ ફાર્બસ.

૪૫, જે ન્હાના ભાઈ હિન્દુના, ઈસ્લામી ખ્રીસ્તી પારસી,
સૌ શુ સ્નેહ દીધો–લીધો, હૈયે હૈયાં હસી હસી.

૪૬, સહસ્ર ધારથી જેમ વર્ષે છે મેઘની ઝડી,
લોકમાં વર્ષતાં તેમ આપના આત્મનાં અમી.

૪૭, સિન્ધુ પ્રત્યે વહે જેવી ઉર્મિઓ નદીઓ તણી,
લોકનાં હેતનાં પૂર વ્હેતાં ત્હેવાં ત્હમો ભણી.

૪૮, સારપ આશિષો વ્હોરી જનોમાં શુભ નામના,
સંચર્યા લઈ સદ્‌ભાવો આપ અક્ષરધામમાં.

૪૯, હતાં જીવન ને વાસ સદા મન્દિર છાયમાં;
આરતી પ્રેરણા દેતી કાવ્યસ્તોત્રોની આપના.

૫૦, આપે આયુષ્યમધ્યાહ્‌ન ગાળિયો પ્રભુકાર્યમાં;
અને આયુષ્યની સન્ધ્યા ગાળી ગાતાં પ્રભુલીલા.

૫૧, દેહના સુરથે સ્થાપી દેહી કેરો મહારથી,
ઇન્દ્રિયોના અશ્વ જોડી, લગામો વૃત્તિની ગૂંથી;

૫૨, વિવેક સારથી માંડી, અખંડ પ્રભુની દિશે,
ત્હમે કીધી મહાયાત્રા વિશ્વના વિષયો વિશે.

૫૩, નિત્યે જીવનમાં યોગી, તત્ત્વચિન્તક ચિન્તને,
શાણા સંસારી સંસારે, તપસ્વી જ તપોવને;

૫૪, ભક્તિદેશે મહાભક્ત, કૂંપળો ભાવની કુંળીઃ
આપને આંબલે એમ ડાળીઓ સૌ ફળી–ફૂલી.
૫૫, શું શું સંભારૂં ? ને શી શી પૂજૂં પુણ્યવિભૂતિ યે ?
પુણ્યાત્માનાં ઉંડાણો તો આભ જેવાં અગાધ છે.

૪

૫૬, ને એવું યે હતું જ્હારે પડયો'તો પિતૃભાવથી;
વિસારી પિતૃપૂજા હું ખડયો'તો પુણ્યલ્હાવથી.
૫૭, બહુ અવગણ્યા, તાત ! અસત્કાર્યો, અનાદર્યા;
અને અપમાનને ગારે આ હાથે દેવ અર્ચિયા.
૫૮, ખીજવ્યા, પજવ્યા પૂરા, કુમળું દિલ કાપિયું;
ને ત્હમારા દિનો છેલ્લા ઝેર કીધાઃ સહુ ગયું.
૫૯, ગયો એ યુગ મસ્તીનો, ઝંઝાવાતો ગયા બધા;
આપના મૃત્યુએ, તાત ! આછાં નીર ઊંડાં કીધાં.
૬૦, પાપની મોહિની પેખે, ન ત્હો યે મેહ પામતા,
પુરાણી ને પુણ્યવન્તી આર્યોની એ જ આર્યતા.
૬૧. જન્મની વેળ જે આપે સંચી'તી મુજ અન્તરે,
નિભાવ્યો આર્યતાએ એ, ને બચાવ્યો પ્રભુવરે.
૬૨, ભમે છે આ ગ્રહો આભે, કોઈ ત્હો યે નહી પડે;
ન છૂટે દાંડીથી, જો કે વીંઝણો રમણે ચ્હડે.
૬૩, રમીને ને ભમીને હું આવ્યો છું આપ છાંયમાં;
દેજો એ છાંયડી શીળી, દીધી છે જેમ કાય આ.
૬૪, સૌ અળવીતરાંની એ ક્ષમાઓ તાત ! આપજો;
ન જોશો માટીને, દેવા ! માનજો પંક પંકજો.

૫

૬૫, અન્ધારી રાત્રિએ ઊંડા શબ્દ હો અન્ધકારના,
બોલે છે ઉરમાં એવા શબ્દ કો ભૂતકાળના.
૬૬, ડોલાવે આત્મની જ્યોત ઝંઝાનીલો સ્મૃતિ તણા;
પ્રચંડ મોજે ઉછળે એ અવિરામ ઘોષણા.
૬૭, અહીંહા સિન્ધુની આવે ગર્જના ક્ષિતિજે તરી,
ગર્જે છે પડછન્દા કો એવા અન્તર્ગુહા ભરી.
૬૮, ઘોરે જેવો મહાઘોરે ઘેરો તોફાનનો ધ્વનિ,
સમસ્ત જીવન કેરો ઘોરે એવો મહાધ્વનિ.
૬૯, અને એ સ્મૃતિના ઉર્મિ, પડઘા ભૂતકાળના,
ને બધા મૂંઝવે એવા બોલ જે મુજ બાલ્યના;
૭૦, તે સૌમાં તરતો, જાણે ચન્દ્રમા વ્યોમને જળે,
સુણ્યો, આકાશવાણી શો, શાન્તિનો શબ્દ એક મ્હેં.
૭૧, શમાવે પ્રભુના શબ્દો આ કોલાહલ વિશ્વનો,
એ શબ્દે એમ મ્હારો યે શમ્યો પોકાર ઉરનો.
૭૨, વર્ષી માધુર્ય દેવોનું, અન્ધકાર ઉજાળતો,
પુરાણા યે યુગોને એ ઓળંગી શબ્દ આવતો.
૭૩, જ્યોત્સ્નાની ધારમાં જેવો ભર્યો મન્ત્ર સુધામય,
એવો ગેબી સુણ્યો મન્ત્ર, પિતૃદેવો ભવ, પ્રિય!

૬

૭૪, અધૂરી–હા! અધૂરી છે એટલી એકલી ઋચા;
અંકે લે ધરતી માતા, ભલે માર્તંડ હો ઉંચા.

૭૫, નથી આશા વિના આયુ, નથી ડાળી વિના ફૂલ;
નથી પૃથ્વી વિના પાયો, નથી માતા વિના કુળ.

૭૬, હજી તો આભમાં મ્હારા બાળુડો સૂર્ય ઉગતો,
બાળુડા બોલનો ખોળે કાલો કલ્લોલ જામતો;

૭૭, દીઠો કે ન દીઠો ત્હેં તે, સુણ્યો કે ન સુણ્યો કંઈ,
સંકેલી દેહની માયા વન્દીને વિશ્વને ગઈ.

૭૮, વીતિયાં સ્હાંજ ને વ્હાણાં તે પછી બહુ વર્ષનાં;
ભૂલ્યો નથી હજી, માતા! હાસ્ય તે તુજ હર્ષનાં.

૭૯, આભના વર્ણથી આંજી વિશાળી તુજ આંખડી,
આભના ભેદમાં જોતી દૃષ્ટિ તે તાહરી વડી.

૮૦, ભરેલા ભાવથી અંગે ડોલતી કુળહાથિણી;
ગૃહિણી ગુણવન્તી તું, મ્હોટે ચાંલ્લે સુહાગિણી.

૮૧, સાદી શોભાથી શોભાતી, ધર્મીલી કુળધામની;
શામળે રંગ રંગેલી સેવિકા ઘનશ્યામની.

૮૨, પ્રારબ્ધી, પુણ્યશાળી, ને પાપપાવનકારિણી;
ધૈર્યગામ્ભીર્યથી ધીંગી, દેવિ! તું દુઃખહારિણી.

૮૩, હેતવાત્સલ્યનાં વ્હેણું હૈયાનું પૂર ગાજતું;
ધર્મમૂર્તિ પિતા મ્હારા, ભક્તિની મૂર્તિ માત! તું.

૮૪, સદા સૌભાગ્યવન્તી, ને સ્વામીસેવાપરાયણ;
વૃતાળી, શાન્તિથી શીળી; એ જ ત્હારાં રસાયન.

૮૫, નથી એ વીસર્યો ત્હારી ટૂંકી જીવનની કલા;
વિસારી વીસરે કેમ માતૃવાત્સલ્યની લીલા?

૮૬, દૂધથી તાહરા ત્હેં જે સીંચી'તી પ્રાણમાં સુધા,
નથી એ ઓસરી, માતા ! વાધી ઉર્મિ અનેકધા.
૮૭, ગુર્જરી વાડીમાં એક નદી રેવા અનુત્તમ;
ગુર્જરી વાડીમાં તેમ માત રેવા અનુત્તમ.
૮૮, ઓ અભિજાત આર્યાઓ ! ઓ આર્યો સહુ ભોમના !
સુણો આ વેદની ગાથા, મન્ત્ર આ પૂર જોમનાઃ
૮૯, पितृदेवो भव, प्राज्ञ !, मातृदेवो भव, प्रिय !
સર્વે કુલાશ્રમો નિત્યે હજો એ ભાવનામય.

૭

૯૦, વિશાળી દુનિયાં વીંટી ઘૂમે છે સિન્ધુ ગર્જતોઃ
તે સિન્ધુનાં ઉંડાં નીરે મુક્તાપુંજ વિરાજતો;
૯૧, ઘેરીને પૃથ્વિની પાળો પડી છે આભની ઘટા,
અહોરાત્ર તપે ત્હેમાં તેજના ગોળની છટાઃ
૯૨, બાંધી બ્રહ્માંડની ગ્રાડી એ રીતે બ્રહ્મ રેલિયો,
ને બ્રહ્મજ્યોતિમાં નિત્યે પ્રકાશે પુણ્યશાળીઓ.
૯૩, પામીને તે બ્રહ્મજ્યોતિ, બ્રહ્મનાં તેજ ઝીલતાં,
ખીલે છે પુણ્યને પુષ્પે માહરાં માત ને પિતા.

૮

૯૪, ગુણાળી ગવરી માતા ! પૂજ્ય બ્રહ્મર્ષિ ઓ પિતા !
ધરૂં છું ચરણે તે આ સ્વીકારો ગુર્જરી ગીતા !
૯૫, સૌ ઉપનિષદો કેરા ભાવ શી આપ જીંદગી;
ને ઉપનિષદોના સૌ સાર શી આ ગીતા ઝગી.

૯૬, એ જ સંવત્સરી આજે, થયા દેવ મનુ મટી;
પાળું છું પર્વ, પૂજું છું ગુણો તાત! રટી રટી.
૯૭, ભરી અંજલિ અશ્રુની કરૂં છું આ હું અર્પણ;
સત્કારો પૂજ્ય! આ પૂજા, પુત્રનું પિતૃતર્પણ.
૯૮, અમોલાં બહુ યે રત્નો શાસ્ત્રરત્નાકરે તરે;
વીણીને એક મોંઘેરૂં પુત્ર આ પાવલે ધરે.
૯૯, સદા યે રીઝવી આપે સેવી દેવી સરસ્વતી;
આપના પુણ્યથી એહ આ ને આવી થતી કૃતિ.
૧૦૦, તો ભૂલી ભૂતની ભૂલો, ભાળીને લક્ષ્ય ભાવિનો,
અમીની આશિષો આપો, ફળે સદ્ભાવ સુતનો.
૧૦૧, પૂર્વે જે ભાવથી આપે વધાવ્યો જન્મ માહરો,
આ પરે યે, પિતામાતા! દૃષ્ટિ એ ભાવની કરો.

૨૫મી માર્ચ ૧૯૧૦;
બારમી દલપતસંવત્સરી

## આજનો બાળક એ કાલનો મનુષ્ય.

પછી કવીશ્વરે એવી કવિતા લખી કે પચ્ચાસ વર્ષ લગી ચોખૂટ ગુજરાતે તે વાંચી, ભણી, અને ગાઈ.

એમ કરતાં કરતાં ૧૮૫૮ની સાલ બેઠી. '૫૮ની સાલ એટલે દલપતજીવનનો મધ્યચોક. એ સાલમાં એમના જીવનગ્રન્થનાં ૩૮ વર્ષોનાં પ્રકરણો લખાઈ ચૂક્યાં હતાં; એ સાલમાં એમની આયુષ્યપોથીનાં ૪૦ પ્રકરણો લખાવાનાં બાકી હતાં. '૫૮ની સાલ એટલે દલપતઆયુષ્યનો મધ્યદેશ.

પછી આયુષ્યને ૩૮મે વર્ષે સુગસ્રષ્ટા દલપતરામે એવી કવિતાઓ રચી કે જેણે અર્ધી સદીભર નિત્યનિત્યે ઉગતા નવગુજરાતને ઘડ્યો. લાખો ગુજરાતીઓને જીવનના કોયડાના ઉકેલની ચાતો જડી.

શહેરોમાં ને ગામડાંઓમાં, રાજમહેલોમાં, શ્રીમન્તોની હવેલીઓમાં, રંકનાં ઝૂંપડાંઓમાં એ કવિતાઓ નિરન્તર–પેઢી દરપેઢી ગવાતી.

ઈસ્વી ૧૮૫૯થી ૧૯૦૭ પર્યન્ત, વર્ષોવર્ષે, હજારો ને લાખો ગુર્જર બાળબાળાઓએ એ દલપતકવિતાઓ વાંચી, ગોખી, ગાઈ. એ બાળબાળાઓ પછી નવગુજરાતનાં પિતામાતા થયાં. એમનાં સન્તાનોએ પણ એ દલપતકવિતાઓ ગોખી અને ગાઈ. નવગુજરાતની પ્હેલ્લી ચાર–પાંચેક પેઢીઓ એમ દલપતકવિતાનાં દૂધ પીતી ઉછરી. નવગુજરાત બાળક મટી જુવાન થયો.

દલપતકવિતા એટલે માતાના ધાવણ માતાની એ મીઠપ ને માતાના એ પોષણ

૧૯મી સદીના ઉત્તરાર્ધમા ગુજરાતે દલપતકવિતા વાચી ગોખી ગાઈ છે એટએટલી પ્રાચીન કે અર્વાચીન, ગ્ગ્રેજી કે પરદેશી, અન્ય કો કવિતા ગુજરાતે કદી વાચી ગોખી ગાઈ નથી. માતાનુ ધાવણ ધાવ્યા વિનાનુ બાળક હોય, તો દલપતકવિતા ભણ્યા વિનાના ગુજરાતે ભણેલાં કો બાળબાળા હોય.

દલપતકવિતાઓએ નવગુજરાતની આગ્ર-પાચેક પેઢીઓ પોષી, ઉછેરી, ને આત્મવાન કીધી.

ભણેલા ઘરઘરમા ત્હારે ગુજરાતે ને મહાગુજરાતે દલપતકવિતા ગવાતી

આ દ્વિતીય ભાગના પૂર્વાર્ધના પગરણમા જ ભાવનગરના રાજકવિ દેવીપુત્ર પાતાભાઈ ગઢવીનુ દેવીવેણ એ લે છે કે દલપતકાગળસને પગલે ગુજરાતે નવયુગની વસન્ત બેઠી પછી એ પૂર્વાર્ધને પાને પાને એ નવવસન્તના પુષ્પો ને પલ્લવો ગુજરાતે પ્રફુલ્લતા વાચનારે પેખ્યા આ પ્રકરણમા પણ ગુજરાતની વિદ્યાવેલની એની જ વસન્તકથા છે

વસન્ત એટલે વિકાસ, પ્રજાનુ ને પ્રકૃતિનુ સર્વતોમુખ મ્હોરણપ્રફુલ્લન. આ પ્રકરણમાની ઇતિહાસકથા કહે છે કે અધીં સદીભર દલપતકવિતાએ બાળ ગુજરાતને ઘડી ચડીને જુવાન કીધો

આજનો બાળક એ આવતી કાલનો મનુષ્ય. વર્ષે

વર્ષે લાકુખોને નિજ કવિતાદૂધ પાઈ પાઈને પચ્ચાસ વર્ષો લગી એમ દલપતરામે નવગુજગતને સર્જ્યો.

નવગુજરાતના મહામન્દિરના પાયા '૪૮ માં દલપત રામે ગુજરાતઈતિહાસસશોધન આરભ્યુ ત્હારે મડાય હતા પછી છાપુ છાપખાનુ કન્યાશાળા પુસ્તકશાળા સભાએ વ્યાખ્યાનમાળાઓ રૂપી એ નવમન્દિરના કાળસ્થભો મડા યા '૫૮મા નવગુજરાતના ઘડતગ્ના યુગમન્દિરનુ શિખ વાચનમાળારૂપે રચાયુ, અને એ મન્દિરશિખરને માં કવિતાનો સુવર્ણકળશ સ્વાપી દલપતરામે નવયુગને યુગધ્વજ ફરકાવ્યો

**બળવાએ નહિ, વાંચનમાળાએ ગુજરાતને યુગપલટો કીધો છે; અને ગુર્જરપ્રજાના એ માન સવિપ્લવને પાંચ દાયકાભર અખંડ રસ સીંચ્ચે છે એ વાચનમાળામાંની દલપતકવિતાઓએ.**

પ્રજાકેળવણી એ સસારવિપ્લવનુ મહાબળ ઈ નવયુગમા સમસ્ત ગુજરાતને પ્હેલ્લો કેળવ્યો વાચનમાળાએ

બળવાના વર્ષોમા—'૫૭-'૫૮મા ગુજરાત : કરતુ હતુ ? બળવાથી યે મહાન ને ચિરસ્થાયી શા: બળવાના બીજ બળવાના વર્ષોમા ગુજરાતે રોપાતા હત અને કવિતારસ છાટી છાટીને દેશમાળી દલપતરામ : યુગપલટાના અકુરોને ઉછેરતા હતા

બન્ધૂકબળવાથી શારદબળવો દીર્ઘજીવી ને મહા પ્લવકારી છે.

ગુજરાત ત્હારે નવશિક્ષણપદ્ધતિના પાયા માંડતું હતું. દેશમાળી દલપતરામ ગુર્જરવાડીની બાળકળીઓને કવિતાજળ સીંચતા હતા.

વરોદરેથી ખંડેરાવ મહારાજે ને અમદાવાદેથી નગરશેઠ પ્રેમાભાઈએ, ગુજરાતના ગિરિવરો ને આડકોટ થઈ, બળવાનાં પૂરને પાછાં વાળ્યાં. તાતિયા ટોપીએ પંચમહાલ પર્યન્ત પગલાં કીધાં હતાં. પણ પહાડપાંખે સૂરજતેજ ઢંકાયાં જાણ્યાં છે? નવયુગનાં અજવાળાં દેશભરમાં ઉગતાં હતાં; એક વિધિવિધાને નહિ તો બીજા વિધિવિધાને અન્ધારાં ફેડી નવપ્રકાશ પાડતા હતા. વિદ્યાવૃદ્ધિના સર્જનાત્મક સ્વરૂપે એ અજવાળાં ગુજરાતની પાટનગરીમાં ત્હારે વરસતાં હતાં, ને બળવાથી યે વડા બળવાનાં બીજ વાવતાં હતાં. પાંચ દાયકાભર ગુર્જર નવપ્રજાને ઘડનારી, નવગુજરાતની શારદ માતા સમી, વાંચનમાળા વાંચનમાળા-કમિટિ ત્હારે રચતી હતી. દલપતરામ એ વાંચનમાળાના કવીશ્વર હતા, અને માહેયાનાં દૂધ સમી નવકવિતા રચતા હતા. એ વાંચનમાળાએ અને એ કવીશ્વરની કવિતાઓએ ગુજરાતનો પછી સ્વરૂપપલટો કીધો.

વાંચનમાળા પછીનું ગુજરાત એ વાંચનમાળા પહેલાંનું ગુજરાત નથી.

ગંગાપ્રદેશ લોહીના ફાગ ખેલતો હતો ત્હારે શ્રી કૃષ્ણચન્દ્રનો ગુજરાત નિઃશસ્ત્ર, પ્રશાન્ત, અરુધિરપ્રદગ્ધાન્, પણ બળવાના યે બાપ સમા મહાબળવાનાં વાવેતર વાવતો

હતો. ગુજરાતી વાંચનમાળામાંથી ગુર્જરમાનસના યુગપલટાના પછી વાયરા વાયા.

નવશિક્ષણપદ્ધતિએ ગુજરાતને Modernize કીધો. અને એ નવશિક્ષણપદ્ધતિમાં વાંચનમાળા પ્રધાનપદે હતી; ને વાંચનમાળામાં દલપતકવિતાઓ પ્રધાનપદે હતી.

ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં નવશિક્ષણપદ્ધતિએ ગુજરાતનો અજબ માનસપલટો કીધો. ૧૮૫૮નું ગુજરાત ને ૧૮૯૮નું ગુજરાત નિરનિરાળાં હતાં.

એ વિપ્લવવાર્તા તો સંસ્કૃતિઓના સંગમઘાટનું એક આશ્ચર્યવર્ણ્ય ઉપાખ્યાન છે.

ડેલહાઉસીની કારકીર્દી માત્ર દુષ્કૃતભંડાર જ નથી; ડેલહાઉસીનાં પુણ્યસુકૃતો યે હતાં. અને ત્હેમાંનું એક તે '૫૪નો કેળવણીનો ખરીતો. બીજાં હતાં આગગાડી ટપાલ ને તાર. ત્રીજું હતું પંડિત વિદ્યાસાગરનો વિધવાવિવાહનો કાયદો. એ '૫૪ના કેળવણીના ખરીતાનો અમલ '૫૫થી આરંભાયો હતો. સમસ્ત ભારતવર્ષ માટે ઇલાહેદુ કેળવણીખાતું ત્ય્હારે સ્થપાયું; ઈલાકે ઈલાકે ડાયરેક્ટર ઓફ પબ્લિક ઈન્સ્ટ્રક્શન નિમાયા; જીલ્લાની શાળાઓ જીલ્લાકલેક્ટરોની નિગેહબાની નીચે હતી ત્હેમને સ્થાને વિભાગે વિભાગે વિભાગી એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર ને જીલ્લે જીલ્લે ડેપ્યૂટી એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટરો આવ્યા. સરકાર ત્ય્હારે સાચા દિલથી પ્રજાને ભણાવવાને નીકળી. '૫૭માં–બળવાના જ વર્ષમાં કલકત્તામાં મદ્રાસમાં મુંબઈમાં શારદાપીઠો

સ્થપાઈ, આંબે મ્હોર આવે એમ દેશમાં શાળાઓ પછી ફૂટી નીકળી.–અને દલપતરામે પછી ઇતિહાસબોલ ઉચ્ચાર્યો કે

રાણી વિકટોરિયાના રાજમાં
વિદ્યારૂપી રે રૂડો રસાળ
સાહેલી રે! આંબો મ્હોરિયો.

'૫૮ની સાલ ગુજરાતને ગુણદાયિની હતી. એ સાલને હિન્દી બેસતે વર્ષે પછીથી હિન્દી પ્રજાનો મેગ્ના કાર્ટા કહેવાયો એ મહારાણીનો ઢંઢેરો હિન્દી પ્રજા પામી. પછી એપ્રિલ આખરે ગુર્જરપાટનગરીમાં હરકુંવર કન્યાશાળાના વિદ્યામન્દિરનો પાયો નંખાયો, અને વડોદરેથી શેક્ષપીયર-ગોત્રી એ પાયો રોપવાને અમદાવાદ આવ્યા. ઓકટોબરમાં એ વિદ્યામન્દિરનું પ્રવેશમુહૂર્ત ઉજવાયુ. અને '૫૮ના ઉત્તરાર્ધમાં ગુજરાતનાં બાળકનો જુવાન ઘડતી, ગુર્જર બાળબાળાઓને નવયુગનાં નવચેતન પાતી, વાંચનમાળા રચાઈ. નિત્યઉદ્યમી અમદાવાદ '૫૭–'૫૮માં નિરૂદ્યમી ન્હોતું બેઠું.

દલપતરામની કાવ્યકીર્તિના પરિમળ રાજદરબારોમાં મઘમઘતા હતા ત્હેવા સરકારમાં ને સરકારી અમલદારોમાં એ પમરતા હતા. ફારબસના ગુરુને અને મિત્રને સરકારી અમલદારો ત્હારે કવીશ્વર કહીને સન્માનતા. રાસમાળા-માંના રાસાઓના સંશોધકના ગુર્જર ઇતિહાસ, ગુર્જર સાહિત્ય, ને ગુર્જર સંભારશાસ્ત્રની દેશચર્ચાઓમાં અભિપ્રાય પૂછાતા, સહાયતા લેવાતી. પ્રજાના હતા એવા કવીશ્વર

સરકારના યે શ્રદ્ધાસ્થાન હતા. પ્રજા જાણતી દલપતરામ પ્રજાભક્ત છે, રાજસેવકો જાણતા દલપતરામ રાજભક્ત છે. પ્રજાભક્ત ને રાજભક્તના આજના વિરોધ દલપતરામને ત્હારે ન હતા. દિલરંગે દલપતરામ સાચ્ચા દેશહિતચિન્તક હતા.

સરકારે પ્રજાકેળવણીનો જ્ઞાનયજ્ઞ ગુજરાતે આરંભ્યો, અને એનાં રાજઆમન્ત્રણ ગુજરાતના કવીશ્વરને પાઠવ્યાં. મુ. કુડા, પરગણે ઘોઘાથી લખેલો જાવક નંબર ૪૭૩નો તા. ૧૨મી નવેમ્બર ૧૮૫૭નો ગુજરાતવિભાગના એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર મિ. હોપનો દલપતરામને કાગળ આવ્યો કે પ્રજાને કેળવવાને વાંચનમાળાની પુસ્તકમાળા રચાવવાનું સરકારે નિર્ધાર્યું છે. એ કાજે એક કમિટિ નીમી છે, અને હું એ કમિટિનો પ્રમુખ છું. વાંચનમાળા-કમિટિના પ્રમુખલેખે એ વાંચનમાળાને માટે કાવ્યો અને વાર્તાઓ ત્હમારી કનેથી માગું છું. ગુજરાતના કવીશ્વર વિના ગુજરાતી વાંચનમાળા અધૂરી જ રહે.

દલપતરામનું આંખનું દરદ એવામાં–'૫૭ આખરે પાછું ઉખળ્યું હતું, ને દૃષ્ટિજ્યોત લગભગ બૂઝાઈ ગઈ હતી. ૨૩મી નવેમ્બરે મિ. હોપને દલપતરામે વિવેકઉત્તર પાઠવ્યો કે 'મ્હારી આંખે હજી આરામ થયો નથી; વળી સ્હવારના દસથી પાંચ સૂધી સોસાયટીની નોકરી કરવાની છે; તેથી ફુરસદનો વખત થોડો મળે છે. પૂરતા અવકાશ વિના સારી કવિતા રચાય નહિ. છતાં આપ લખો છો તો ફુરસદની વેળામાં વિદ્યાર્થીઓને ઉપયોગી કવિતાઓ

લખી રાખીશ, ને સાહેબ અત્રે પધારશે ત્હારે રજૂ કરીશ.'

'૫૮ની વસન્તમાં દલપતરામને મુંબઈથી પણ આમન્ત્રણ આવ્યું. મુંબઈનાં ને બુદ્ધિવર્ધક સભાનાં સાહિત્યસ્પર્ધાનાં ત્રણચારેક ઈનામો દલપતરામ આ પૂર્વે જીત્યા હતા. સ્ત્રીબોધમાં ને બુદ્ધિવર્ધક માસિકમાં દલપતકાવ્યો લખી મોકલવાનાં દલપતરામને નિમન્ત્રણો આવતાં હતાં. યથાશક્તિ મૂલ્ય આપીને પણ દલપતકવિતાઓ એ માસિકો મેળવીને છાપતાં, અને એમાં જ્ઞાન ને માન સ્હમજતાં. બુદ્ધિપ્રકાશ મુંબઈમાં યે વંચાતું હતું, અને અમદાવાદની સોસાયટીને સાહિત્યસિંહાસનેથી ઠરેલ, મધુરી, પ્રજાકલ્યાણક, નવયુગની ભાવલહરીઓ રમતી મૂકાતી તે ઠેઠ મુંબઈ નગરીમાં પણ પહોંચતી ને પ્રસરતી હતી. બુદ્ધિવર્ધક સભા ત્હારે મુંબઈમાં જોબનબહારમાં હતી, ને ત્હાંના પ્રગતિવાદી ગુજરાતીઓની યુગવિચારણાનું સૂકાન એ કાળે બુદ્ધિવર્ધક સભાના સભ્યોને હાથે હતું. પણ બુદ્ધિવર્ધકના બધા અગ્રણીઓ કાંઈ ઉચ્છેદક ભાવનાના કે અગ્નિના જેવા બાળનારા ન હતા. ગંભીર, દીર્ઘદર્શી, કાળયોગના પરખન્દા, दृष्टिपूतं न्यसेत् पादम्‌ની દલપતમનોવૃત્તિના યે બુદ્ધિવર્ધક સભામાં ત્હારે ગુર્જરઅગ્રણીઓ હતા. <u>એમને નવયુગના અગ્નિ ન્હોતા જોઈતા, તેજ જોઈતાં હતાં.</u> એમાંના એક હતા સભાના મન્ત્રી શ્રી ગંગાદાસ કિશોરદાસ. શ્રી ગંગાદાસે દલપતરામને લખ્યું કે એકાદ બે માસની રજા લઈને મુંબઈ પધારો, અને અમારી સભામાં ભાષણમાળા આપો. જાતવળતનું અને અંહી રહેશો ત્હાં સૂધીનું ખર્ચ સભા

આપશે. સભા ત્હમારાં ભાષણો સાંભળવાને ઉત્સુક છે.

'૫૭ માં થયેલું આંખનું દર્દ '૫૮ બેસતાં ઉભળ્યું હતું, ને બે માસમાં તો દલપતરામને આંખે બિલકુલ દેખાતું નહિ. અમદાવાદના નિષ્ણાત દાક્તરોની સલાહ પડી કે દવા માટે મુંબઈ જવું. મુંબઈથી બુદ્ધિવર્ધકનું આમન્ત્રણ તો દલપતરામને આવેલું હતું. એમ 'એક પન્થ ને દો કાજ' દલપતરામને મુંબઈ જવાનું હતું. પણ જીલ્લામાંથી શહેરમાં આવ્યે હોપે કર્ટિસને કહ્યું કે હમણાં દલપતરામને બહારગામ જવા દેશો નહિ; વાંચનમાળામાં સરકારને એમનું કામ છે. દલપતરામે કહ્યું કે રાખીને કરશો શું? મ્હારી આંખે બિલકુલ દેખાતું નથી. હોપે કહ્યુઃ આંખોની ગરજ સારવાને કારકુનો જોઇશે એટલા આપીશું. અમારે ત્હમારી આંખોની સેવા જોઈતી નથી, કાવ્યપ્રેરણાની સહાયતા જોઈએ છીએ.

કહે છે કે એક ઇન્દ્રિય ખૂઆય ત્હેની બીજી ઇન્દ્રિયો બળવત્તર બને.

હોપે કર્ટિસને કહ્યું કે વાંચનમાળા રચવાના કામ માટે છ માસ સૂધી કવીશ્વર અમને સોંપો, અને એટલો વખત સોસાયટીના આસિસ્ટન્ટ સેક્રેટરી તરીકે બીજાનો યોગ કરી લ્યો. દલપતરામને એકસો રૂપિયા પગાર આપીશું કર્ટિસને થયું કે સોસાયટીને મરતી ઉગાર્યે ત્રણ વર્ષ માં થયાં છે. વળી બળવાના પાંચ માસ બુદ્ધિપ્રકાશ બન્ધ હતું; હમણાં જ ફરી પ્રગટે છે. દલપતરામ જશે તો, સોસાયટી પાછી પાંગળી થશે. અન્તે ઉભય પક્ષનું સમાધાન

કરી હોપકટિંએ નિર્ણય કીધો કે એક દિવસ દલપતરામ બૂકકમિટિમાં કામ કરે ને એક દિવસ સોસાયટીમાં કામ કરે. એક પખવાડિયાના પગારના પચ્ચાસ રૂપિયા સરકાર આપે ને એક પખવાડિયાના ત્રીસ રૂપિયા સોસાયટી આપે. એમ સોસાયટી અને સરકાર બન્નેનું કામ દલપતરામ કરે. પ્રજા અને રાજા ઉભય ત્ય્હારે દલપતકવિતાનાં ગુણપૂજક હતાં.

ગુણીજનના ગુણગ્રાહકોની ત્ય્હારે ગુજરાતે કમીના ન હતી.

'૫૮ ના જૂનની ૧૦ મીથી છ માસ પર્યન્ત એમ આંખઅપંગ દલપતરામે સોસાયટીમાં ને વાંચનમાળામાં સાહિત્યસેવા કીધી. બૂકકમિટિ તરફથી કવીશ્વર પાસે લખવાવાંચવાને વ્યાસ ઇચ્છાશંકર અમથારામને રૂ. ૧૫ ના પગારથી સરકારે કારકુન નીમ્યા હતા, અને સોસાયટી વતીના કારકુન હતા નથ્થુભાઈ ન્હાનાભાઈ. સોસાયટીનું હિસાબી દફતર પટેલ રણછોડલાલ હીરાચન્દ સંભાળતા. દલપતસહવાસે પછી ઇચ્છાશંકર વ્યાસને કાંઈક સાહિત્યરંગ ચ્હડયો હતો; કાંઈક કવિતા પણ કરતા. ઇચ્છાશંકર વ્યાસનો પ્રધાન સાહિત્યપરિશ્રમ–જેને માટે ગુજરાત આજે એમને સંભારે છે–તે તો હતો એમણે રચેલા જાદુકપટપ્રકાશના ત્રણ ગ્રન્થોનો. ગુણ હોય ત્ય્હાં ત્ય્હાં દલપતપારસને સ્પર્શે એમ સાહિત્યસોનું નીવડતું.

અધૂરૂં રહેતું પિંગળશાસ્ત્ર દલપતરામે બુદ્ધિપ્રકાશમાં પાછું શરૂ કર્યું હતું. શહેરસમાધાનિયા પેલા પ્રાણશંકર બાપા સન્મુખે સમાધાન ન થયે મૂળીમાની અંતવત્રની

ફરિયાદ આ અરસામાં સરકારી કોર્ટમાં મંડાણી હતી. નર્મદા ને તાપી ઉતરીને, આઘે આઘે, પ્રેમાનન્દ જતા ત્હાં, નન્દરબારની યે પેલી પાર, ખાનદેશમાં ફારબસ ત્હારે સેશન્સ જજ હતો.

વિટંબણાઓમાંથી દલપતરામ એમ ત્હારે મારગ કાઢતા હતા.

મ્હણે ગુજરાતના ગુણગૌરવી ફારબસને ગુજરાત બહાર ગમતું ન્હોતું. કાઠિયાવાડના મુખ્ય પોલીટિકલ એજન્ટની જગા ખાલી પડયે ફારબસે મુંબઈ સરકારને લખ્યું કે એ જગા કાયમની આપશો તો બદલી માગીશ નહિ. સરકારે ના પાડી. Graceથી સત્તાધારીઓ કરતા નથી તે પછી હોંચે-નોંચે કેટલીક વાર એમને કરવું પડે છે. 'પટમાં ના પાડનારી સરકારને પછી 'ખસ્માં સંજોગવશાત થોડાક માસ ફારબસને કાઠિયાવાડ મોકલવો પડયો હતો. સૌરાષ્ટ્રમાં ફારબસને દીર્ઘ કાળ સરકારે નીમ્યો હોત તો કદાચ સૌરાષ્ટ્રનાં ઇતિહાસથરો ઉખેળાયાં હોત, ને સોરઠી તવારીખની ગુજરાતને બીજી રાસમાળા સાંપડી હોત.

મેકોલેના કેળવણી ડિસ્પાચને ૨૫ વર્ષ થવા આવ્યાં હતાં. કમને કરવાનુ હોય ત્હારે કંપની મરકાર એટલે રગશિયું ગાડું. કંપનીના રાજપટાના પુનરાવર્તને પુનરાવર્તને બ્રિટિશ પાર્લમેન્ટ ભારતમાં કેળવણીપ્રચારની કંપનીને ભલામણો કરતી; પણ જ્હોન કંપનીના વ્યાપારપરાયણ ડાયરેક્ટરો પ્રજાકેળવણીનું નવું ખર્ચ ઉપાડવાને એટલા રાજી ન હતા. ઇસ્વી ૧૮૧૩માં, વોટરલૂના મહાસંગ્રામ પૂર્વે એ

વર્ષે ને દલપતજન્મ પૂર્વે સાત વર્ષે, હિન્દી પ્રજાકેળવણીની ફરજ બ્રિટિશ પાર્લમેન્ટે કંપનીને માથે નાખી. ૧૮૧૮મા પેશ્વાઈ પડયે મુબઈ ઈલાકો પ્રધાનતઃ ઘડાઈ રહ્યો, અને પછી દલપતજન્મવર્ષમા જ—'૨૦મા મુબઈમા The Bombay Education Society–મુબઈની કેળવણીમડળી સ્થપાઈ. પછી '૨૬થી એના નામઠામ બદલાયા, અને The Bombay Nat ve Education Society નામ પડયુ ૨૦મી સદીની નહવાર Society–મડળી શબ્દ દેશપરિચિત હતો દલપતરામે 'મડળી–સિહ' જગાડવાનો હુન્નર ખાનમા પ્રજાઉદ્‌બોધ કીધો છે, નર્મદે મડળી મળવાથી થતા ફાયદાનુ વ્યાખ્યાન ઉચ્ચાર્યું છે '૨૦ની–દલપતજન્મની સાલમા એ કેળવણીમડળીની ચાર નિશાળો હતી, ને ત્હેમા ૨૫૦ બાળકો ભણતા ખરી રીતે ગુજરાતના જીલ્લાઓમા કેળવણીપ્રચાર '૨૬મા પહેલવહેલો આરભાયો, ને બધી મળીને દસ ગુજરાતી નિશાળો ગુજરાતે સ્થપાઈ, ૩ સુરતમા, ૨ ભરૂચમા, ૧ નડિયાદમા, ૧ ખેડામા, ૨ અમદાવાદમા, ને ૧ ધોળકામા એમ ૧૮૨૬મા નવકેળવણી ધોળકા સુધી તો પહોચી હતી

પણ ગુજરાત કાઈ ત્હારે પ્રજાકેળવણીસુનુ હતું એમ નહિ નર્મદાજીને તીરે ચાદોદની હવેલીઉંચી બેખડેથી કવિવર દયારામની વાસળી વાગતી ને ગુજરાત બારમા સભળાતી શ્રીમત્ પરમહસ–પરિવ્રાજકાચાર્ય સહજાનન્દ સ્વામી અને એમનુ સન્તમડળ ગુર્જરદેશને ચહેરે ચહેરે ને ગામડે ગામડે ઘૂમી ધર્મ ને સદાચરણની સજીવની

છાંટી ગુર્જરપ્રજાને સચેત કરી જગાડતા. નવશિક્ષણપદ્ધતિને પણ કવિતજળ પાનારને એ સ્વામીસંપ્રદાયે પછી સરજ્યો હતો. ૧૮૨૬માં ગુજરાત કાંઈ કેળવણીશૂન્ય ન હતું.

છતાં એ પૂર્વની કેળવણીનાં અજવાળાં કાંઈ Modernizationનાં અજવાળાં ન હતાં. જે અજવાળે ગુજરાતે સાગર ઓળંગી જગત જોયું એ અજવાળાં તો હજી ઉગવાનાં હતાં.

ભરૂચ જીલ્લામાં મુંબઈની એ કેળવણીમંડળીએ ૧૮૨૬ પછી

સ્થાપી નિશાળો ચાર સાતેક વર્ષમાં તે વારમાં.
છવ્વીસમાં ભૃગુકચ્છમાં, જંબૂસરે ત્યમ ત્રીસમાં,
અંકલેશ્વરમાં એ જ સાલે, સુગન્ધપુર તેત્રીસમાં.

સુગન્ધપુર એટલે આમોદ. ભરૂચ જીલ્લાના કવિતામય કેળવણીઇતિહાસમાં કવિ ગણપતરામ કહે છે કે એમ ભરૂચ જીલ્લામાં સાત વર્ષમાં ચાર નિશાળો વધી.

'એ વેળાએ મહેતાજીનો પગાર, ઘરભાડુ, કંટીજન્ટ, અને છોકરાઓને ભણવાની સ્લેટ તથા ચોપડીઓ એ સરવે ખરચ સરકારને માથે હતો. કલેક્ટરો તેના ઉપરીઓ હતા.' 'કોઈ કોઈ વાર એ મંડળીનો મુખ્ય ઈન્સ્પેક્ટર પરીક્ષા લેવાને આવતો.' (મોહનલાલ જીવનચરિત્ર.)

મંડળીના એ ઈન્સ્પેક્ટર હતા શ્રી રણછોડદાસ ઝવેરી.

શાળા તણી તજવીજ કરતા તાત મોહનલાલના,
ગુજરાત પ્રાન્ત વિશે ઠર્યા ગંભીર સાદી ચાલના.

પછી ત્હેમને બત્રીસમા, સૂરત કલેક્ટર હાથ રહી,
નિજ કામ કરવા સૂચના સોસાયટી ભણિથી થઈ
જ્યા અમલ પ્હેલો ચલાવવો વસુલાત વગેરેનો વડો,
ત્યા કલેક્ટર શી રીતથી કેળવણિનો નિરખે ધડો ?

નવકેળવણીના લાભાલાભનો આમવર્ગ ત્હારે અણુસ્હમજુ હતો ને બોલતો કે 'સરકારી નોકરી કરવી હોય તે સરકારી નિશાળે ભણવાને જાય.'અને કંપનીના અમલદારો પણ નિરુત્સાહી હતા એક પરીક્ષક તો બોલ્યા હતા કે 'કાળાઓને તે વળી વ્યાકરણભૂગોળ શાના ?'

એમ આઠેક વર્ષ ચાલ્યુ.

એ દરમિયાન ૧૮૩૮મા દસ મહેતાજીઓને જીલ્લાઓમાથી મુબઈ ન્હોતરીને નવશિક્ષણપદ્ધતિમા પાવરધા કીધા. આપણી નવકેળવણીના સારસ્વત યજ્ઞના એ પ્રથમ અધ્વર્યુમડળમા હતા સૂરતના દુર્ગારામ મહેતાજી, ભરૂચના મુકુન્દરામ મહેતાજી, ને અમદાવાદના તુળજારામ મહેતાજી

વળી ૧૮૪૦મા કેળવણીનો કારભાર બદલાયો, ને મુબઈ સરકારે બોર્ડ ઓફ એજ્યુકેશન નીમી

કેળવણીની કેળ જે, તે શુભ થવા સનાથ,
સન અઢાર ચાળીસમા સોપિ બોર્ડને હાથ

રેલગાડીના પૂર્વના કાળમા મુબઈની મુસાફરી મહેતાજીઓને વિટંબણાકારણ થતી, એટલે ટ્રેનિંગ વર્ગ સરકારે પછી મુબઇથી સૂરતમા બદલ્યો અને પછી કમીસ્નરનુ, ઈન્સ્પેક્ટરનુ, કેળવણીનુ, સાહિત્યનુ, ગુર્જરદેશનુ પાટનગર ને કેન્દ્રસ્થાન અમદાવાદ થયે ૧૮૫૭મા શિક્ષકશાળા પણ

એ મધ્યવર્તી સ્થળે બદલાઈ. ધીરે ધીરે પાછું અમદાવાદ, બાદશાહી જમાનાની પેઠે ઈંગ્રેજજમાનામાં પણ, ગુર્જર-મંડળનું મધ્યબિન્દુ થયું; અને ત્હાંથી પછી નવજળની ફૂવારાધારાઓ દેશભરમાં ઉડતી–છંટાતી.

દરમિયાન નિજનિજના હેતુસર પણ ખ્રીસ્તી મિશનોની શાળાઓ શહેરે શહેરે ઉઘડી હતી; અને પ્રજાને બાઈબલ તથા નવું ભણતર ભણાવતી.

લૉર્ડ બેન્ટિકની કારકીર્દીને જનતા બે કારણે સંભારે છે; એક તો સતીઓ થતી બન્ધ કરવાને કારણે; અને બીજું લૉર્ડ મેકૉલેના કેળવણીડિસ્પાચને કારણે. '૩૪ના મેકૉલે ડિસ્પાચનો અમલ મુંબઈમાં '૪૦થી થયો, ને બૉર્ડ નિમાઈ. એ બૉર્ડમાં ઈંગ્રેજ હતા, દક્ષિણી હતા, ઇસ્લામી હતા, પારસી હતા, પણ ગુજરાતી હિન્દુ કો ન હતો. એ બૉર્ડે શાળોપયોગી પુસ્તકો રચાવરાવ્યાં, અને લિપિધારા, બોધવચન, ડાડસ્લીની વાતો, ઈસપનીતિ, બાળમિત્ર, પંચોપાખ્યાન, વિદુરનીતિ, ભૂગોળ, ખગોળ, ગણિત, ભૂમિતિના ગ્રન્થોની હારમાળા પ્રગટ કરી. ઈંગ્રેજીમાંથી, ફ્રેંચમાંથી, મરાઠીમાંથી એ ભાષાન્તરમાળા થતી હતી, અને એમાં બૉર્ડના શાળાઇનિસ્પેકટર સ્વ. રણછોડદાસ ઝવેરીની સહાયતા બૉર્ડ લેતી. શ્રી રણછોડદાસ ઝવેરીએ લખેલું એ આપણા નવયુગનું પ્રથમ ભાષાન્તર ગદ્યલેખન.

ગ્રન્થો રૂપી જ્ઞાનના નીર ભરેલા કૂપ,
જ્ઞાની પાસ ખણાવિયા ઈંગ્લિશમાંથી અનૂપ.

શાળાઓમાં શિક્ષકોની તાણ હતી, એટલે આપણી પ્રાચીન પદ્ધતિએ વર્ગનો વડો વિદ્યાર્થી ઉપશિક્ષક થઈને મ્હેતાજીને શિક્ષણક્રમમાં સહાયતા કરતો. સુદામાચરિત્રમાં પ્રેમાનન્દે વર્ણવેલી સાંદીપનિઆશ્રમમાંની શ્રી સુદામાજી ને શ્રી કૃષ્ણજીની એ આપણી પ્રાચીન શિક્ષણપદ્ધતિ હતી, પણ ત્હારે લૅંકેસ્ટર પદ્ધતિના અર્વાચીન નામે ઓળખાતી. એ રીતિ સન ૧૮૫૬ સૂધી ચાલી.

'૪૦ પછી જીલ્લે જીલ્લે ઈંગ્રેજી હાઈસ્કુલો પણ ઉઘડવા માંડી. '૪૨માં સૂરતમાં, '૪૪માં અમદાવાદમાં, ને '૪૯માં ભરૂચમાં હાઈસ્કુલો સ્થપાઈ. '૪૪માં સરકારી સરક્યૂલર થયો કે ઈંગ્રેજી ભણેલાઓની સરકારી નોકરીમાં વરણી કરવી. એ સરક્યૂલરને આધારે વડોદરા રેસીડેન્સીના દફ્તરદારના પુત્ર અમદાવાદમાં મુનસફ નિમાયા હતા.

સન ૧૮૪૨માં ગુજરાતે ૨૭ નિશાળો હતી તે ૧૮૫૦માં ૩૭ થઈ, અને ત્હેમાં ત્હારે ૨૬૪૫ વિદ્યાર્થીઓ ભણતા.

બોર્ડ શાળાઓમાં ફી દાખલ કીધીઃ ગુજરાતી શાળાઓમાં એક આનો અને ઈંગ્રેજી શાળાઓમાં આઠ આના. 'એ અરસામાં ત્રણ વરસે ગુજરાતી અભ્યાસ સારો છોકરો પૂરો કરી શકતો, ત્યારે આજ ઓછામાં ઓછાં છ વર્ષ લાગે છે.' અને આજ ૧૯૩૬માં હવે આઠ વર્ષ લાગે છે. 'જે છોકરો મહિનો કે પખવાડિયા સૂધી લાગલાગટ ગેરહાજર ન રહ્યો હોય તેની હાજરી સારી ગણાતી.' ભૂગોળખગોળ નિશાળોમાં ચાલતા. 'તે પુરાણોમાં લખ્યા

પ્રમાણે ન હોવાથી લોકોમાં તેની નિંદા થતી. સૂરતના પ્રાણશંકર નામે મોતાળા મહેતાજી તો કહેતા કે બચ્ચા! સાહેબ પરીક્ષા લેવા આવે, ને પૂછે ત્યારે કહેવું કે પૃથ્વી ગોળ છે અને તે ફરે છે, પણ તમારે માનવુ નહિ,'

કેળવણી પ્રચારના સરકારના શુભ હેતુ પરત્વે પણ કંઈ કંઈ ગપ્પા ત્હારે લોકસમુદાયમા ચાલતા. સૂરતમાં એક પારસી ખ્રીસ્તી થઇ ગયો તેથી સૂરતીઓ ભડકી ઉઠયા, અને કંઈક કાળ સૂરતે ઈંગ્રેજી ભણતરને પરિત્યાગ્યુ. દલપતશિષ્ય અને પ્રતાપનાટક તથા લઘુભારતના કર્તા કવિ ગણપતરામ ભરૂચકેળવણીઈતિહાસમા ત્હારની લોકવાયકાઓ ગાઈ ગયા છે.

વ્હેમી કેહે વાત, ભ્રાત! સૌ કો સાભળશો,
આ ઈંગ્રેજી રાજ કારમુ છે, કદિ કળશો.
માંડ આહિ નિશાળ નામ ભણતરનું દઈને,
શિખવિ કવાયત જશે વ્હાણ ભરી બાળક લઈને.
બદ્ધકો અન્ત ઝલાવશે મરવા લશ્કરમા તહી,
કે! સાચુ સઘળા માનજો, જિવતો કો જોશો નહીં.

એવા વ્હેમી જમાનામા ને કપરા કાળસંજોગોમા બોર્ડે પદર વર્ષ યત્ન કરિયો વિદ્યાવધારા તણો, ૧૮૪૦થી ૧૮૫૫

પછી ખરીતો એક ગહિ સરકાર તરફથી
ચોપનનો આવિયો, ફાયદા ભર્યો હરફથી,
ફરમાવ્યું તેહમા દીર્ઘ દૃષ્ટિ ધરિ એવુ—
નિષ્પજે સર્વને જ્ઞાન સરખુ શુભ દેવુ.

ઉંચા–નીચા ગણવા નહી કેળવણી દેવા વિશે,
દીધા છે હક સરખા હવે જ્ઞાનમાર્ગ લેવા વિશે.

એ ખરીતાનો અમલ ’૫૫થી થયો ઈલાકે ઈલાકે કેળવણીખાતાના નિયામક નિર્માયા, અને વિભાગે વિભાગે નિરીક્ષક નિર્માયા. ૧૮૫૫મા સિવિલ સર્વિસવાળા મિ ટી. સી. હોપ ગુજરાતે પહેલા ઇન્સ્પેક્ટર થઈને આવ્યા.

ને કેળવણી તણી પાકિ જડ હોપે ઘાલી,
વેલ પછી તેહની અભય રીતે અતિ ફાલી.

અમદાવાદમા આવ્યા પછી કર્ટિસ મારફત હોપને દલપતરામનો સમાગમ થયો, ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને પડખે ઉભી હોપે સહાયતા કીધી, અમદાવાદમાં કોલેજ સ્થાપવાનો હોપને મનોરથ જાગ્યો, દલપતરામે ને દોલતરાય ફોજદારે કોલેજ કાજે પ્રયાસો કીધા, ૩૦મી એપ્રિલે હરકુવર કન્યાશાળાનું ખાતમુહૂર્ત થયુ એ બધી ઈતિહાસકથનીઓ પૂર્વના પ્રકરણોમાં આપણે વાચી ગયા છીએ. પછી બળવાના વર્ષમા ભારતવર્ષે ત્રણ શારદાપીઠો સ્થપાઈ, અને યુગપલટાનો શાન્ત પણ પ્રચંડ બળવો સમસ્ત ભારતવર્ષે, બળવાના વર્ષમા જ, આરભાયો. શારદાપીઠોએ અને નવશિક્ષણે છેલ્લા પોણોસો વર્ષમા ભારતવર્ષે યુગપલટો કીધો છે એ ’૫૭ના બળવાથી ઓછો કે ઉતરતો નથી, અદકેરો છે.

૧૮૫૮ પછીનું ભારત એ ૧૮૫૮પૂર્વેનુ ભારત નથી.

આમ, ૧૮૧૩મા બ્રિટિશ પાર્લમેન્ટે જ્હોન કંપનીનો પ્રજાકેળવણીધર્મ ઉચ્ચાર્યો પછી ૪૫ વર્ષે ૭ ગુજરાતની

પ્રથમ વાંચનમાળા રચાવા માંડી, ને ગુજરાત 'બા! ભૂ પા' ભણવા બેઠું. ૧૮૫૯ની એ નવશિક્ષણપદ્ધતિ આજ ૧૯૩૮માં પણ પ્રવર્તે છે.

નવયુગના આરમ્ભકાળના એ સારસ્વત યજ્ઞનું કવીશ્વરપદ સરકારે આપણા સાહિત્યસંન્યાસી દલપતરામને અર્પ્યું.

છે વ્યવહારી કેળવણિ પ્રથમ પગથિયું સાર;
માટે પહેલી આપવા હોપે કર્યો વિચાર.

'મિ. હોપના મનમાં આવ્યું કે છોકરાઓ ત્રિકોણમિતિના હિસાબ કરે છે, પણ બજારમાં પૈસાનું શાક લેવા જાય તો પસ્તાગિયો જેટલું આપે એટલું લઈ આવે છે. સૂરત જીલ્લાના તાલુકાઓની ખબર નથી ને યૂરોપ ને અમેરિકાનાં શહેરો વિશે ગપો મારે છે. × માટે વ્યવહારોપયોગી કેળવણી આપવી.' પછી હોપે કેળવણીને વ્યવહારૂ સ્વરૂપ આપ્યું. ભરૂચકેળવણીઇતિહાસમાં નવશિક્ષણ પામેલા ને ચૌટાની લેવડદેવડમાં મૂર્ખ ઠરેલા એક વિજયાનન્દ વિદ્યાર્થીનું અણઘડ દીર્ઘસૂત્રી ને અવ્યવહારૂ રમૂજી ચીત્ર ચીતરીને પછી કવિ કહે છે :

પંડિત થવા શુભ ગ્રન્થ પ્રૌઢા પ્રથમમાં શીખાડતા,
વ્યવહારવાત સરળ ન જાણે, લોક તાળી પાડતા.
તેવી તજાવા રીત ચિત્ત લગાડ્યું હોપે ચોંપથી,
વ્યવહારૂ કેળવણી અનુક્રમ બાંધિ નિજ મતિકાંપથી.

દુનિયાં આ નરિ છે ભરી લેવડદેવડ રીત;
એમાં કાચા રહિ ભણે એની કાચી ભીંત.

હોપવાંચનમાળા કમિટિની ગુજરાતજાણીતી સ્મારક છબિ છે. એ ઐતિહાસિક સ્મારકછબિમાં હોપને જમણે અંગે દલપતરામ છે ને ડાબે અંગે છે રા. સા. મોહનલાલ ઝવેરી. ઉપર રા. સા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસ, દુર્ગારામ મહેતાજી, ને રા. સા. મહીપતરામ છે, ને નીચે રા. સા. પ્રાણલાલ મથુરાદાસ ને રા. સા. મયારામ શંભૂનાથ છે. સપ્તર્ષિમંડળ વચ્ચે ધ્રુવની પેઠમ વચ્ચોવચ્ચ વાંચનમાળા કમિટિના પ્રમુખ સર થિયોડોર હોપ બેઠેલા છે.

નવયુગનો જ્ઞાનોદય ગુજરાતે ત્હારે થતો હતો.

કમિટિના સભ્યોને નિરનિરાળા પાઠો લખવાના હતા. ‘ રાવ સાહેબ મોહનલાલે સામાન્ય જ્ઞાનના અને અર્થશાસ્ત્ર સંબંધી પાઠો તૈયાર કરવા; રાવ સાહેબ મહીપતરામે નીતિ સંબંધી પાઠો લખવા; રાવ સાહેબ પ્રાણલાલભાઈએ ઇતિહાસના પાઠો ઘડવા; અને રાવ સાહેબ મયારામે પ્રાણી-વનસ્પતિના પાઠ રચવા; અને દલપતરામભાઈએ દાખલ કરવા જોગ કવિતા બનાવી આપવાનું હતું.’ ‘પાઠોનો અનુક્રમ ગોઠવવાનું કામ રાવ સાહેબો મોહનલાલ અને મહીપતરામને માથે હતું.’ બૂકકમિટિની ઓફિસ ટ્રેનિંગ કૉલેજના એક ખંડમાં બેસતી. સ્હવારના દસથી સ્હાંજના પાંચ સૂધી દરરોજ કામ ચાલતું. પ્રત્યેક પાઠ ચારચાર વાર વંચાતો ને સૌનાની પેરે શોધાતો. પ્રથમ કમિટિમાં વંચાય; પછી મિ. હોપ વાંચે ને સુધારે; એ સુધારેલો પાઠ ફરીથી કમિટિમાં વંચાય; અને પછી મી. હોપ ફરી વાંચીને મંજૂર કરે. જૂનથી ઓકટોબર સૂધીમાં વાંચનમાળાનો પોણોક ભાગ એમ લખાયો.

'પહેલી ચોપડી તૈયાર કરતાં જ રા સા. મહીપતરામને ત્રણ મહીના લાગ્યા હતા.' 'મિ. હોપે ઇંગ્લાંડની અને આ દેશની સ્કૂલોમાં ચાલતી જૂદી જૂદી આઠ વાંચનમાળાઓ એકઠી કરી હતી. ત્હેમાં સીફ્વલ નામે ચાલતી ઇંગ્રેજી વાંચનમાળા વધારે ઉપયોગી થઈ પડી હતી.' છપાતાં પૂર્વે કેળવણીખાતાના ગુજરાતી ટ્રાન્સલેટર સૂરતવાસી રેવરન્ડ ગ્લાસગોની મંજૂરી મિ. હોપ સૂરત જઈને લઈ આવ્યા હતા. વાંચનમાળા તૈયાર થયે છપાવવાનું કામ રા. સા. મોહનલાલને સોંપાયું હતું.

ગુજરાતને ગુજરાતી ભણાવવાની મંજૂરી સરકારને ત્હે ત્હારે પાદરી આપતા.

ચાર આપણા વિદ્વાનો આજ મળે એટલે જોડણીની ચર્ચા જાગે; ન જાગે તો આશ્ચર્યવાર્તા, જાગે તો આશ્ચર્યવાર્તા નહિ. ગુજરાતને એ આપણો વિદ્વદ્‌વારસો વાંચનમાળાના વારાનો છે. બુકકમિટિમાં પાંચ સૂરતી અને બે અમદાવાદી હતા, એટલે બહુમતિને ધોરણે વાંચનમાળાના ભાષાસંસ્કાર સૂરતપ્રધાન ઘડાયા છે. ત્હો પણ શબ્દપ્રયોગ, વાક્યરચના, જોડણીની ભાષાશુદ્ધિને માટે લઘુમતિપ્રધાન દલપતરામ બનતો પ્રયત્ન કરતા. સભ્યોએ ચર્ચા કરીને જોડણીના કેટલાયેક નિયમો ઘડ્યા હતા; અને જોડણીમાં માર્ગદર્શક થાય ત્હેવો સાતેક હજાર શબ્દોનો શબ્દકોશ પણ તૈયાર કર્યો હતો. ગુજરાતી ભાષાનો અપ્રગટ એ પ્રથમ શબ્દકોશ.

'ગુજરાતી લખાણ વિશે' એ શીર્ષકના ૧૮૬૨ના બુદ્ધિપ્રકાશમાંના દલપતલેખમાં અને દલપતખાણદાચ્યામાંથી

પોતે ઉતરાવેલી થોડીક નોંધોમાં ત્હારની જોડણીચર્ચાઓની રમૂજી વિગતો છે. પ્રથમ પ્રશ્ન એ ઉઠયો કે ઉચ્ચારણ પ્રમાણે લખવું કે વ્યુત્પત્તિ અનુસાર લખવું? દલપતઆગ્રહ વ્યુત્પત્તિને અનુસરવાનો હતો; કારણ કે ગુજરાતી ભાષા, સંસ્કૃત ભાષાની પેઠે, મૂળ ભાષા નથી, પણ વ્યુત્પન્ન-અપભ્રંશ ભાષા છે. કીડીની જોડણી કેમ લખવી એનો નિર્ણય કરવા કમિટિ ભરાઈ, અને સાચેસાચને! કીડી ઉપર જાણે વિદ્વાનોનું કટક ચ્હડયું. ઉચ્ચારણ કોનું સાચું? એક કહે કિડિ, બીજા કહે કિડી, અને ત્રીજા કહે કીડિ દલપતરામ કમિટિમાં બેઠા હતા. ચાવતાં ઉપરનું જડબું હાલે છે કે નીચેનું ડાચું? એ પ્રશ્નના ઉત્તરના જેવી દલપતરામે તો વાત કહી કે ઉચ્ચારણ ઉપરથી હ્રસ્વદીર્ઘનો નિર્ણય કરવાની મ્હારી નજર પહોંચતી નથી. અન્તે કીડીની જોડણીનો આખરી ફેંસલો વ્યુત્પત્તિ અનુસાર એવો થયો કે સંસ્કૃત कीट ઉપરથી કીટ-કીડી શબ્દ ઉતરેલો છે, માટે બન્ને ય અક્ષરો દીર્ઘ લખવા. એમ ત્હારે ગુર્જર વિદ્વન્મંડળ ઉચ્ચર્યું કે ઉચ્ચારણ પ્રમાણે લખવું તે સારૂં છે; પણ વ્યુત્પત્તિ પ્રમાણે લખવું તે એથી યે સારૂં છે.

દલપતરામ લખે છે કે 'અસલ શબ્દ ઉપર નજર રાખવી એ વિચાર કેટલાએકને પસંદ પડયો નહિ; તો પણ છેવટ ઘણાખરા શબ્દોનો ઠરાવ અસલ ઉપર નજર રાખીને કર્યો' અને આજે યે એમ જ થાય છે ને? કોનું શબ્દોચ્ચારણ સાચું એનો મતભેદ ઉઠે છે ત્હારે ત્હારે નિજનિજના સમર્થનમાં બહુ જોડણીશાસ્ત્રીઓ ભાષાશાસ્ત્રના ઇતિહાસો ઉખેળવા માંડે છે ને? 'ઉચ્ચારણ અનુસારે લેખન'વાળાઓ પણ અન્તે વ્યુત્પત્તિશાસ્ત્રનું શરણું શોધે છે.

. ઘરના કરશે વિદ્વન્મંડળ નિર્ણય કરવાને મળ્યું. એક જણ—દલપતરામ શિવાય બધા વિદ્વાનો બોલ્યા કે 'કહરો' લખવું. ગીલાલભાઈ નહિ હોય, એટલે એક પા રામ ને બીજી સૂરતી મંડળનું ગામ એમ મીરો પડી. દલપતરામે કહ્યું કર એટલે હાથ; ઘરના બે બાહુ તે કરા. ચર્ચા લાંબાલી. કરા ઉપર ફેર કીધો. પછી વળતા દિવસ ઉપર વિચાર મૂલતવી રાખી સહુ ઉઠયા. બીજે દિવસે કમિટિમાં જ રાવ સાહેબ મોહનલાલભાઈએ કહ્યું કે એ તો પણી ભૂલ થઈ, અને કહરો એમ તો કોઈ અહીં બોલે નથી, માટે કરો એમ લખવું. પછી સૌએ એ વાત કબૂલ રાખી. દલપતરામે નિજ બુદ્ધિપ્રકાશ લેખમાં મોહનલાલભાઈનો પ્રશસ્તિબોલ ભાખ્યો છે કે 'શાબાશ છે એ વિદ્વાનને કે મનમાં વાત ઉતર્યા પછી મમત ખેંચ્યો નહિ.'

પછી ચસમાં ગુમાસ્તો ને તરેવારની જોડણીચર્ચા ચાલી. ફારસીનાં કે જાણકાર કહેતા કે મૂળમાં ચશમા, ગુમાશ્તો, તરેહવાર શબ્દો છે, માટે ગુજરાતીમાં પણ એમ લખવું. બેત્રણ શની બેત્રણ દિવસ ચર્ચા ચાલી. પણ સંસ્કૃત ચોકખલિઓને ફારસી ચોકખલિયાપણું ન ગમ્યું, અને ચસમાં ને ગુમાસ્તો એમ સકાર સ્વીકારાયો.

મ્હોં શબ્દની જોડણી મોહ, મહો, મોહો, મોં એમ લખવાના નિરનિરા અભિપ્રાયો ઉચ્ચારાયા. દલપતરામે કહ્યું કે મૂળ મુખના ખ નો હ અને ઉ નો ઓ થયેલો છે. છેવટ નિર્ણય થયો કે મોં લખવું.

ન્હાનું કે નહાનું, મ્હોટું કે મ્હટું લખવું નહિ; નાનું મોટું એમ લખવું. ડ ને હ સાં આવે ત્હાં ઢ લખવો; દા. ત. કાઢવું. 'પણ તે ઢ ઉચ્ચાર ડ ને હ જોડેલા હોય તે રીતે કરવો' કમિટી એ ઉચ્ચારણ આજ્ઞાનું આજ્ઞાપાલન શાળાઓમાં શીતે થયુ હશે એ કલ્પાતું નથી. ફારસીમાંનુ મૂળ માલુમહિ, પણ માલમ; બાહાર પાહાડ નહિ, પણ બહાર પહ'આંહી નહિ, પણ અંહી લખવાનો નિર્ણય થયો.

માશી શબ્દ આવ્યે સૂરતમંડ આગ્રહ કીધો કે માસી લખવું જોઈયે. દલપતરામે કહ્યું દન્તી સ માં ઇ કે ય ભળ્યે સ નો શ થાય છે, માટોશી લખવું. અને એ નિર્ણય સ્વીકારાયો.

સ્વરથી શરૂ થતા શબ્દોમાં આ હ બોલાય છે; માટે એવું નહિ, પણ હેવું લખવું એ સૂરતમંડળે નિજ અનુભવ ઉચ્ચાર્યો. દલપતરામ બોલ્યા કે પ્રવમૃતું એવું થયુ છે ત્હાં હકાર આવે ક્યહાંથી ?

'આટલા માટીડા મળ્યા હતા એવા વાક્યને દલપતરામે 'આટલા પુરુષો મળ્યા હતા' એમ સુધારાવ્યું: 'મારી લાખ્યો'નું 'મારી નાંખ્યો' કર્યું; 'આવાં પણ શહેર કહેવાતાં દેખું' ત્હેને સ્થાને આવાં પણ શહેર કહેવાતાં દેખાય છે' એમ લખાવ્યું. પત્રાંળી' ને બદલે 'પતરાળી' અને 'પણ' ને બદલે બી' સૂરતમંડળ લખવા માગતું હતું ત્હેમનો દલપતરા વિરોધ કીધો ને રદ કરાવ્યાં. એ સહુ સૂરતી પ્રાન્તભેદેહના. એવા પ્ર ન્ત-

ભેદોથી પર રહી છે, ન્તભેદોને ભૂંસી એક દેશભાષા સરજી છે, એ જ વાની ભાષાશુદ્ધિનું શુદ્ધ સ્વરૂપ ને દિગ્વિજય.

'આ બાબતા વખત હોપ સાહેબ પાસે તકરારો જતી અનેરોમાં જેનું વ્યાજબી લાગતું તેના લાભમાં ચૂકાદે' આ દલપતવેણ હાસ્યરસનું છે કે કરુણરસનું ? શુદ્ધ શબ્દોચ્ચારણ, કે શબ્દોના ઈતિહાસ, કે વ્યુત્પ તે હોપ સાહેબ ગુર્જરવિદ્વન્મંડળની જોડણી જેવીય ચર્ચાના મતભેદોનો અન્તિમ નિર્ણય ત્હારે કરત !

આખરે ૧૮ વાંચનમાળાને સ્ટીરિયોટાઈપ કરાવવાને અવસરે ી પુનર્વિચારણાને અર્થે સરકારે નવેસરથી વિશાળ નીમી; અને એ કમિટિએ મંજૂર કરેલા જોડણીના સિદ્ધાન્તો પછી વાંચનમાળામાં ખળાયા. એ સરકારટિ એકદેશી ન હતી. એ કમિટિમાં દલપતરામે નર્મદાશંકરે હતા.

દલપતરામ કે સંસ્કૃત જોડણીમાં વિકલ્પવાદ છે, ને ગુજરાતીમાં વિકલ્પવાદ હોય. नारिकेल, नालिकेर, नारिकेली, नार એમ નાળિયેરીનો શબ્દ સંસ્કૃતમાં ચતુર્વિધ છે, ને સંસ્કૃત કોશકારોએ એ વિકલ્પવાદ સ્વીકારે કેટલીક શબ્દજોડણીમાં ગુર્જરકોશકારોએ પણ વાદ સ્વીકારવો ઘટે છે એવો દલપતમત હતો.

સદાસન્તોષીરામ સરવાળો ઉચ્ચારે છે કે

'દરએક જણના મનમાં તો રહ્યું ખરૂં કે તમામ શબ્દોનો માગી મરજી.પ્રમવાનો ઠરાવ થયો:નહી. તો પણ લખવાની રીત એ થઈ તેથી સૌને સન્તોષ થયો.' 'જ્યાં સુધી બીજે થાય નહી ત્યાં સુધી હોપ સાહેબના ઠરાવ પ્રમાણેની એક જ રીત રહે તો ઘણું સારૂં.'

૧૮૫૮માં એમ આપપત્તિશાસ્ત્રના ને ભાષાશાસ્ત્રના પાયા રોપાયા.

દલપતરામ કહે છે કે એક વ્યાજબી વાતનો અસ્વીકાર થયો. સંસ્કૃતન્ત્રત્ય ધારય શબ્દોમાંથી ઉતર્યા છે, માટે માર્ય ધાર્ય લખાવું જોઈયે; એવા શબ્દોની જોડણીમાં યકાર જડાય. જેના મૂળ શબ્દો ઈકારાન્ત છે એ વાપી અને। પણ ઈ નો ય થયેલો છે, માટે વાવ્ય આંખ્ય એમહીને એ શબ્દો લખાવા જોઈયે. ચર્ચા ઠીક ચાલી હ' સૂરતમંડળનો વિગેષ જબ્બર હતો. સાહેબ સૂધી ઈ હતી. નિર્ણય નવા ને વ્યવહારૂ ન્યાયે થયો કે। જોડાક્ષરો લખવાથી પારસી લોકો કંટાળે છે, માટ જોડવા નહિ. પણ જ્યાંના લોકો યકારનો ઉચ્ચા। હોય, તે લોકો ભલે એમ ઉચ્ચાર કરે. મહેતાજીએ ચ્ચાર ફેરવવા નહિ.' એ યકારનો દલપતરચ્યો ત્હેભિક હાસ્યશ્લોક છે કે

> લે રાખ્ય ગખ્ય તુજ। વાણિ દાખે,
> લે રાખ રાખ મુજ।રથાર ભાખે;
> સોંપે તને હરખથી હાર સ્વામી,
> હું તો હવે મુજ પતી હાર્ય પામી.

વાંચનમાળાના લિપિનિર્ણયથી ભારતવર્ષે ગુજરાતી લિપિનો, બંગાળી લિપિની પેઠે, પ્રાન્તભેદ પડ્યો એ ગુજરાતને ને ભારતને અન્યાય થયો છે. એમાં મિથ્યા 'પ્રાન્તીય અસ્મિતા' હશે; દેશાભિમાને નથી, કે ઇતિહાસે નથી. મહારાષ્ટ્રમાં મોડી લિપિ ગ્રન્થમાળામાં સ્થાપિત થઈ નથી. મહારાષ્ટ્રની પેઠે ગુર્જરરાષ્ટ્રે ને બંગરાષ્ટ્રે પણ દેવનાગરી લિપિ ત્ય્હારે દેશસ્થાપિત થવી જોઈતી હતી. વાંચનમાળા કમિટિની એ એક લિપિ પરત્વેની ઐતિહાસિક ભૂલ થઈ છે એ ખરૂં. પણ દ્વારકાથી દોહદ ને દમ્મણથી દાંતા પર્યન્ત એક જ વાંચનમાળા શિખવાતી થયે કાળે કરી પ્રાન્તભેદો ઘસાયા અને નવશિક્ષિત ગુર્જરસંસારની સર્વમાન્ય ને સર્વપૂજ્ય એક ગુર્જરભાષા, દિવસના એક જ અજવાળા જેવી, પ્રસરી રહી એ ઇતિહાસકીર્તિત ચિરંજીવ સાહિત્યસેવા વાંચનમાળાકમિટિએ ગુર્જરપ્રજાની કીધી છે. ગુજરાતના અર્વાચીન સાહિત્યવિકાસનો ઈતિહાસ ગુજરાતની એ પ્રથમ વાંચનમાળા કમિટિને વિસારી શકે એમ નથી.

પણ સરવાળે વાંચનમાળાકમિટિનો શ્રમ સફળ થયો હતો કે નિષ્ફળ ગયો હતો ? રા. સા. મોહનલાલભાઈના જીવન્વૃત્તાન્તમાં એ પ્રશ્નનો ઉત્તર અપાયેલો છે. વાંચનમાળા રચાયા પછી બાવીસે વર્ષે 'સને ૧૮૮૦માં હિન્દુસ્થાનમાં ચાલતી તમામ દેશી ભાષાની વાંચનમાળાઓની તપાસ કરવાને સીમલામાં સરકારે કમેટી બેસાડી હતી. ત્યહાં દેશી ભાષાની તમામ વાંચનમાળાઓમાં આપણી ગુજરાતી વાંચનમાળા શ્રેષ્ઠ ઠરી છે.'

'દરએક જણના મનમાં તો રહ્યું ખરૂં કે તમામ શબ્દોનો મારી મરજી પ્રમાણે ઠરાવ થયો નહી તો પણ લખવાની રીત એ થઈ તેથી સૌને સન્તોષ થયો.' 'જ્યાં સુધી બીજો થાય નહી ત્યાં સુધી હોપ સાહેબના ઠરાવ પ્રમાણેની એક જ રીત રહે તો ઘણું સારૂં.'

૧૮૫૮માં એમ આપપત્તિશાસ્ત્રના ને ભાષાશાસ્ત્રના પાયા રોપાયા.

દલપતરામ કહે છે કે એક વ્યાજબી વાતનો અસ્વીકાર થયો. સંસ્કૃત ... ારય ધારય શબ્દોમાંથી ઉતર્યા છે, માટે માર્ય ધાર્ય લખાવું જોઈયે; એવા શબ્દોની જોડણીમાં યકાર ... હોય. જેના મૂળ શબ્દો ઈકારાન્ત છે એ થાપી અને ... ાં પણ ઈનો ય થયેલો છે, માટે વાવ્ય આંખ્ય એમ ... કીને એ શબ્દો લખાવા જોઈયે. ચર્ચા ઠીક ચાલી હ... સૂરતમંડળનો વિશેષ જબ્બર હતો. સાહેબ સૂધી ... ઈ હતી. નિર્ણય નવા ને વ્યવહારૂ ન્યાયે થયો કે ... જોડાક્ષરો લખવાથી પારસી લોકો કંટાળે છે, માટે ... જોડવા નહિ. પણ જ્યાંના લોકો યકારનો ઉચ્ચાર ... હોય, તે લોકો ભલે એમ ઉચ્ચાર કરે. મહેતાજીએ ... ચાર ફેરવવા નહિ.' એ યકારનો દલપતરચ્યો ત્યહાં એક હાસ્યશ્લોક છે કે

લે રાખ્ય ગખ્ય મુજ ... વાણિ દાખે,
લે રાખ રાખ મુજને ... રથાર ભાખે;
સોંપે તને હરખથી ... હાર સ્વામી,
હું તો હવે મુજ પતી ... હાર્ય પામી.

વાંચનમાળાના લિપિનિર્ણયથી ભારતવર્ષે ગુજરાતી લિપિનો, બંગાળી લિપિની પેઠે, પ્રાન્તભેદ પડ્યો એ ગુજરાતને ને ભારતને અન્યાય થયો છે. એમાં મિથ્યા 'પ્રાન્તીય અસ્મિતા' હશે; દેશાભિમાને નથી, કે ઇતિહાસે નથી. મહારાષ્ટ્રમાં મોડી લિપિ ગ્રન્થમાળામાં સ્થાપિત થઈ નથી. મહારાષ્ટ્રની પેઠે ગુર્જરરાષ્ટ્રે ને બંગરાષ્ટ્રે પણ દેવનાગરી લિપિ ત્હારે દેશસ્થાપિત થવી જોઈતી હતી. વાંચનમાળા કમિટિની એ એક લિપિ પરત્વેની ઐતિહાસિક ભૂલ થઈ છે એ ખરૂં. પણ દ્વારકાથી દોહદ ને દમ્મણથી દાંતા પર્યન્ત એક જ વાંચનમાળા શિખવાતી થયે કાળે કરી પ્રાન્તભેદો ઘસાયા અને નવશિક્ષિત ગુર્જરસંસારની સર્વમાન્ય ને સર્વપૂજ્ય એક ગુર્જરભાષા, દિવસના એક જ અજવાળા જેવી, પ્રસરી રહી એ ઇતિહાસકીર્તિત ચિરંજીવ સાહિત્યસેવા વાંચનમાળાકમિટિએ ગુર્જરપ્રજાની કીધી છે. ગુજરાતના અર્વાચીન સાહિત્યવિકાસનો ઇતિહાસ ગુજરાતની એ પ્રથમ વાંચનમાળા કમિટિને વિસારી શકે એમ નથી.

પણ સરવાળે વાંચનમાળાકમિટિનો શ્રમ સફળ થયો હતો કે નિષ્ફળ ગયો હતો? રા. સા. મોહનલાલભાઈના જીવનવૃત્તાન્તમાં એ પ્રશ્નનો ઉત્તર અપાયેલો છે. વાંચનમાળા રચાયા પછી બાવીસે વર્ષે 'સને ૧૮૮૦માં હિન્દુસ્થાનમાં ચાલતી તમામ દેશી ભાષાની વાંચનમાળાઓની તપાસ કરવાને સીમલામાં સરકારે કમેટી બેસાડી હતી. ત્હાં દેશી ભાષાની તમામ વાંચનમાળાઓમાં ખરપણી ગુજરાતી વાંચનમાળા શ્રેષ્ઠ ઠરી છે.'

ભારતની સર્વશ્રેષ્ઠ વાચનમાળા એમ હોપકમિટિએ ગુર્જરમહાપ્રજાને અર્પી નવશિક્ષણમાર્ગે ગુર્જરપ્રજાના પ્હેરોડના નહિ પણ સ્હવારના પગરણ એવા હતા

વાંચનમાળા એટલે આપણા નવયુગના સાહિત્યમન્દિરનો પાયો નહિ પણ ઉભબેસણી. બેસણીએ બાળકો યે રમે, ને વૃદ્ધો યે બેસે, ને વટેમાર્ગુ યે વિસામો લે.

ઘોધા પગરણેથી ફરતા ફરતા મિ હોપ અમદાવાદ આવ્યા, અને ’પટની અધવચાળે દલપતરામ એમને મળ્યા ત્હારનો પ્રસંગ માર્મિક ને બોધક છે સાહેબે દલપતરામને કહ્યુ કે પ્રજાઉપયોગી વાચનમાળા આપણે રચવાની છે જ્ઞાન એટલે સત્ય માટે વાચનમાળામા કાંઈ પણ જૂઠું લખવાનુ ન હોય દલપતરામે કહ્યુ ત્હારે સાહેબ! મ્હને શીદને બોલાવ્યો? હુ રજા લઉં છુ એ દલપતબોલે હોપ સાહેબ તો દગ થઈ વડીક ઝખવાઈ ગયા અમદાવાદ ગ’ને દલપતરામ પ્રત્યે કવીશ્વર લેખે માન હતું એથી અધિકુ સજ્જન લેખે સન્માન હતુ હોપને ક્ષણેક થયુ કે આ તે કારણસગુરુ દલપતરામ બોલે છે કે અન્ય કોઈ? આશ્ચર્યભાવે સાહેબે દલપતરામને પૂછ્યુ કે આ શુ બોલો છો? દલપતરામ! ગપ્પા લખવાના ત્હમે હિમાયતી? ત્હમારા જેવા ન્હમજુ ને સદ્‌ગુણી—દલપતરામને સ્તુતિ વેણ સાભળવા ન હતા, એટલે સાહેબને વધુ બોલવા દીધા નહિ ઉત્તર વાળ્યો કે સાહેબ! અમારે કવિઓને તો ન હોય તે છે કે હતું એમ કહેવાનુ હોય છે અમે જનાવરને યે બોલાવિયે. પુષ્પાવતી નગરી યે ન હોય કે ન હોય

એ નગરીનો પુષ્પસેન રાજીયો; છતાં અમારે તો લખવાનું કે પુષ્પાવતી નગરી હતી, પુષ્પસેન રાજન.

સદ્બોધની વાતો લખવા કરતાં દૃષ્ટાન્ત દઈ સિદ્ધાન્ત સ્હમજાવવાની અમ કવિઓની રીતિ છે, અને એ અધિકી ફળદાયિની છે. એ રીતિએ સદ્બોધ બાણ જેવો હૈયાસોંસરો જાય છે. સાહેબ દલપતમર્મ સ્હમજી ગયા કે આ તો કવીશ્વર કાવ્યકલ્પનાની ને ઇસપનીતિ ને પંચોપાખ્યાનમાંના Parables જેવી મર્મવાર્તાઓની વાત કરે છે. હસીને સાહેબે કહ્યું કે એવા કવિઓની કલ્પનાના ઘોડા જોઈએ એટલા દોડવજો. એ માટે તો ત્હમને ન્હોતર્યા છે.

કવિઓની કાવ્યકલ્પનાના હોપ વિરોધી ન હતા, કે પ્રજાકેળવણીમાં કલ્પનાસૃષ્ટિની સાર્થકતાના અવગણનારા ન હતા. જગતના એક જ મહાસંસારશાસ્ત્રીએ નિજ નવસંસારસૃજનમાંથી કલ્પનાને ને કવિતાને દેશવટો દીધો છે; અને તે ગ્રીસ દેશના મહાન ફિલસુફ પ્લેટોએ. પ્લેટો નવસૃષ્ટિ સરજવા બેઠો હતો; અને કવિતામય એ નિજ કલ્પનસૃષ્ટિમાંથી, કવિતાને અને કલ્પનાને જ જુઠાણાં કહીને કવિતાકલ્પનાનો બહિષ્કાર કીધો હતો.

હોપદલપતનો બીજો એક મર્મવિદ પ્રસંગ છે. એકદા બન્ને જણ બેઠા હતા, ને પુરાણોની વાત ચાલતી હતી. એ વાર્તાલાપમાં અધીરિયા ને અધકચરા ટીકાકારનો પરજીભ્યો બોલ હોપ બોલ્યા કે પુરાણો તો ગપ્પાં છે—ગપ્પાં. દલપતરામે કહ્યું હા, સાહેબ! બાઈબલમાંનાં ગપ્પાંઓનાં જેવાં. અધરે સ્મિત ફરકાવતા હોપે પૂછ્યું એટલે ?

દલપતરામ ! દલપતરામે કહ્યુ કે બાઇબલમાના ગ્રન્થોની પેઠે પુરાણો પણ કાવ્યો છે, કેટલાક ઇતિહાસમિશ્રિત કાવ્યો છે, કાવ્યો પેરે વાચવા વિચારવાના છે સાહેબે કહ્યુ જૂવો, કહેવાય છે કે હનુમાનનું પૂછડુ એવડુ હતું કે રાત્રે રાને હનુમાનજી રામસેના ફરતા એ પૂછડાના કુડાળા માડી કોટ કરતા, અને એ કોટને ડાગરે સેના રક્ષવાને પોતે ચ્હડી બેસતા એ પૂછડુ કેવડુ લાબુ હશે ? ને હનુમાનજી રામચન્દ્રજીને શિબિરે મળવાને જતા હશે ત્હારે પૂછડાને બહાર મૂકતા જતા હશે ? કે મહી લઈ જતા હશે ? સાહેબબોલે દલપતરામ હસી પડયા દલપતરામે દીઠુ કે સાહેબ હજી શબ્દાર્થમા જ રમે છે, ધ્વનિનો મર્મ સ્હમજ્યા નથી હવકાઈથી ને સાવકાશ ક્વીશ્વરે ઉત્તર વાળ્યો કે ખરૂ, હનુમાનજીનુ પૂછડુ લાબુ હતું, બહુ લાબુ હતુ, પણ ઇગ્રેજના સોલ્જરના પૂછડા જેટલુ લાબુ ન હતું હવે દલપતબોલે સાહેબ કૌતુકમુદ્રાળા થયા સાહેબને દલપતરામમા શ્રદ્ધા હતી કે દલપતરામ બુદ્ધિ શૂન્ય ન બોલે પૂછ્યુ કે દલપતરામ ! એ કેવી રીતે ? ત્હમે તો ક્વીશ્વર, તે કવિતા બોલો છો સ્હમજાવો દલપતરામે અર્થવિસ્તાર કીધો કે હિન્દના વગડામા કે ચીનના બજારમા એક અગ્રેજ સિપાઈ મરાય તો ત્હેની પૂછપરછ પાર્લમેન્ટમા થાય એક ઇંગ્રેજ સોલ્જરનુ પૂછડુ આજ આઠદસ હજાર માઈલલાબુ છે એ સોલ્જર પ્રધાનને મળવાને જાય છે ત્હારે પૂછડુ કયહા મૂકતો જાય છે ? દલપતશબ્દે સાહેબ હસી પડયા કવિતાના મર્મને હોપ સ્હમજતા ને મૂલવતા, દલપતસમાગમે હોપ આનન્દતા

દલપતરામ મર્મવિદ શાસ્ત્રશ્રદ્ધાળુ કવીશ્વર હતા, ને શાસ્ત્રવાર્તાઓના કાવ્યમર્મ જીજ્ઞાસુ જીવને કવિતાભાવે સ્હમજાવતા.

વાંચનમાળાની દલપતકાવ્યમાળા રચાઈ રહી ત્ય્હારે હોપે દલપતરામને કહ્યું કે કવીશ્વર ! કવિતાઓ બધી સારી છે, પણ 'માંખી બોલી મુખ થકી' ને 'વાડામાંથી પાડુ એક' એ બેને હું સર્વોત્તમ કાવ્યો માનું છું. અમારા બાઇબલમાં Parables–મર્મવાર્તાઓ છે એવાં એ કાવ્યો Parables છે. એમાંના સદ્બોધ સર્વ કાળના ને સર્વ દેશના છે.

ઉપનિષદોમાંની મર્મવાર્તાઓની ને મહાભારતભાગવતમાંની આખ્યાનબોધની દૃષ્ટાન્તશૈલી દલપતરામને અસલથી વ્હાલી હતી. હુન્નરખાનની ચ્હડાઈનું આખું યે કાવ્ય એક ઐતિહાસિક રૂપક છે; અને ઇતિહાસની એમાંની સત્યવાક્યતાથી એ કાવ્ય અજરામર છે એટલું જ એ ઐતિહાસિક રૂપક લેખે રસવન્તું છે. જાદવાસ્થળી પણ મદ્યપાનનિષેધનું દલપતરામનું દૃષ્ટાન્તબોધકાવ્ય છે. સંપલક્ષ્મીસંવાદમાં તેમ જ રાજવિદ્યાભ્યાસમાં અનેક ન્હાનાં ન્હાનાં કાવ્યરૂપકો ને દૃષ્ટાન્તબોધની વાર્તાઓ વેરાયેલાં છે. વિધવાવિવાહનો સંસારપ્રશ્ન આપણા સંસાર સન્મુખ મૂકવાને અવસરે દલપતરામે વેન રાજાનું આખ્યાન ગાતું મર્મવાર્તાનું દૃષ્ટાન્તકાવ્ય રચ્યું છે. ન્હાની કે મ્હોટી દલપતકવિતાનો એક પ્રધાન કાવ્યગુણ તે ઉપનિષદો ને બાઇબલમાંની Parable શૈલી–દ્રષ્ટાન્તબોધ શૈલી. વાંચનમાળામાંના દલપત

Parables મિ. હોપને ગમ્યા હતા, ને એ કાવ્યોને હોપે વાંચનમાળાનાં સર્વોત્તમ કાવ્યો ભાખ્યાં હતાં.

વાંચનમાળામાંની દલપતકવિતાનાં ત્રણચાર રીતે મૂલ અંકાય. એક તો એ બાળકવિતાનો ગુણભંડાર પારખીને; બીજું અન્ય દેશપ્રસિદ્ધ કવિઓની બાળકવિતા સાથે સરખાવીને; ત્રીજું ૨૦ મી સદીની નવી વાંચનમાળામાંની કવિતાઓ ૧૯ મી સદીની જૂની વાંચનમાળામાંની કવિતાઓને પડછે મૂકીને; ચોથું અનુભવરૂપે, કહેવત રૂપે, સંસારસાગર ખેડતાં જગતડહાપણના સૂત્રમન્ત્રરૂપે કઈ કઈ ને કેટલી કવિતાઓ આપણા ગુર્જરસંસારે ઝીલાઈ ને લોકપ્રચલિત થઈ છે એ રીતે; અને એવી અન્ય વિધવિધ રીતિએ વાંચનમાળામાંની દલપતકવિતાની કસોટી કરાય.

બાળકવિતા લખવી સાચેસાચ ! અઘરી છે. બાળ કાવ્યોમાં બાળભાષા, બાળછન્દ, બાળભાવ, બાળમધુરપ પ્રધાનતઃ હોવાં જોઈયે. એ વિનાની બાળકવિતા તે ગોળ વિનાની ગળથૂથી, પછી એ સહુમાં કવિ નિજનિજની શક્તિસ્વભાવ અનુસારે અનુભવના, ઈતિહાસના, સંસારના, પ્રકૃતિના, મહાજ્ઞાનનાં મહાસત્યોના, બાળકો પચાવે એટએટલા, માવા પૂરે. બાળભાષામાં ને બાળછન્દોમાં બાળકાવ્યોની એ આત્મસામગ્રી મંભરવી એ ખરેખર ! કવિતાની કપરી કસોટી છે.

દલપતકવિતાનું કાવ્યમાધુર્ય ગુજરાતજાણીતું છે; અને એ જ દલપતમાધુર્ય વાંચનમાળામાંની કાવ્યમાળામાં છે. એ કાવ્યમાળામાં બાળભાષા છે ને બાળછન્દો છે એ

ગુજરાતના શિક્ષકવર્ગનો અર્ધી સદીનો શિક્ષણઅનુભવ હતો. અને

ટગમગ પગ ટકતો નહી;

કે

મળી આપણ જણ બન્ને, બે'ન !

તેમ જ

સૂકામાં સૂવાડે ભિન્ને પોઢિ પોતે;

તથા

જગન્નાથજી જીવતો રાખશે જો,
હયાતી તમારી–અમારી હશે જો;

એ બાળકાવ્યોમાં બહેન પ્રત્યેની, માતા પ્રત્યેની, પિતા પ્રત્યેની ભાવોર્મિઓના નિજ બાળભાવના Pathos કોણે કોણે નથી અનુભવ્યા ? કે મ્હોટપણે સંભારી સંભારીને લોચન ભીનાં નથી કીધાં ? ' ઓ ઈશ્વર ! તું એક છે ' અને ' આસપાસ આકાશમાં ' એ બાળપ્રાર્થનાના દલપતકાવ્યો ૧૯ મી સદીના ઉત્તરાર્ધમાં ભણવા બેઠાં પૂર્વે પણ બાળબાળાઓને માબાપો ગાયત્રીગન્ત્રની પેરે ઘરઘરમાં શીખવતાં.

દલપતકવિતાનો એક મહાગુણ તે Parable શૈલી એ પૂર્વે જોયુ છે વાડામાંથી પાડુ એક, અને માંખી બોલી મુખ થકી એ ઉપરાન્ત એક અડપલો છોકરો, પુરી એક અન્ધેરી, કૂલણજીની ગરબી, એક વિકટ વનમાં વસે: એ સહુ વાંચનમાળામાંના દલપત Parables છે.

હાલો ઠોઠ નિશાળે જે ગાળે વેળા ગયો વડે,
મૂછાળો મૂર્ખ મોટો થૈ પસ્તાવામાં પછી પડે;

એ; તથા

બિજા સર્વ પેઠા પછી આપ પેસે,
બિજા સર્વ બેઠા પછી આપ બેસે;

તથા

છકેલ છેલ છોકરો;

અને

જુવો પિડાથી જેમ આ;

✓એ સહુ બાળકોએ જાણવાના, ને જાણીને વર્જવાના, Types—સર્વકાલીન બાળદૃષ્ટાન્તો છે.

વાંચનમાળામાંની દલપતકવિતામાંનાં કેટલાંક બાળકોનાં સ્મૃતિકાવ્યો છે. શીયાળે શીતળ વા વાય એ ઋતુઓનું, બાજરિયાંમાં બાજરી એ વિધવિધની આપણી ધાન્યસામગ્રીનું, અને જાનેવારી જાણજો એ માસવારીનું, ઈંગ્રેજી Doggerals થી કંઈક ચ્હડિયાતું, Memory poem—બાળસ્મતિકાવ્ય છે એ કાવ્યોમાં ઉત્કૃષ્ટ કાવ્યઅંશો શોધવાને મથવું એ બાળકથી યે મ્હોટી બાલિશતા છે.

રૂપાળી પોળી પોળીઓ, છન્દ જાળિયાં માળિયાં, ભોજન આજ જમ્યા જે અમો: એ વર્ણનાત્મક બાળકાવ્યોમાં બાળસંઘને ઉચિત આનન્દકવિતા છે. દલપતરામનું આબૂ વર્ણન આબૂશિખરે કિયા ગુજરાતીએ સંભાયું નથી? કરણ ઘેલામાંના પ્રભાતવર્ણનમાં નન્દશંકરભાઈએ વાંચનમાળામાંના દલપતપ્રભાતવર્ણનના પડઘા પૂર્યા છે ને ભણકારા સંભાર્યા છે એ કોણ જાણતું નથી?

સંવત તેર ત્રેપન્ન–ગુજરાતે હિન્દુપત આથમ્યાના એ છપય છન્દો છે.

સૃષ્ટિક્રમે સહુ માનવી વસતાં વન મોઝાર;

*   *   *

પહેરણ છાલો પાંદડાં, ખાવા વનફળફૂલઃ

એ દલપતકાવ્યચરણોમાં બાલભાષામાં અરણ્યવાસી, વલ્કલધારી, ફળફૂલ–કન્દમૂળઆહારી માનવવંશની આદિકાળની મહાકથા છે. અમદાવાદમાંનાં ભદ્રમંડળના વર્ણનમાં

કાચા કાચ સમાન જ્યાં ઉપજે રત્ન અમૂલ્ય

બાળકનો મનુષ્ય ઘડતી શાળાની સાદી પણ સર્વસારગ્રાહી રૂપરેખા; અને

સ્વર્ગ નરક આ લોકના સઘળા રસ્તા સ્હેજ.

એવું અણહિલ્લપુર પાટણના ઈતિહાસપ્રસિદ્ધ તરપોળિયાના અનુકરણરૂપ અમદાવાદના રાજમાર્ગના ત્રણ દરવાજાનું ત્રિલોકના મહામાર્ગરૂપે ચિત્રા લેખનઃ એ સૌ તો ત્હારે ગુર્જર નરનારને જીવનભર કાનમાં ગુંજતી કવિતાના ઈતિહાસટંકાર હતા. રળિયામણી ગુજરાત કાવ્યમાંનું ગુજરાતદર્શન આપણું ઈતિહાસદર્શન છે, અને એ મુગલાઈયુગના ને પ્રાચીનયુગના કાળબોલ બોલે છે કે પરાપૂર્વથી ગુજરાત લક્ષ્મીસર્જક દેશ છે, અને ગુજરાતીઓ જગતની એક વ્યાપારપ્રધાન મહાપ્રજા છે.

મુંબઈમાં ૧૮૫૯માં ડૉ. ભાઉ દાજીએ કીધેલા એક જ સભાસમારંભમાં દલપતે ગાયું હતું કે હરખ હવે તું હિન્દુસ્તાન ! ને નર્મદે ગાયું હતું કે દેશમાં આનન્દ ભયો જય જય વિકટોરિયા ! દેશ એટલે હિન્દુસ્તાન, અને હરખ

એટલે આનન્દઃ દલપતનર્મદનાં એ કાવ્યચરણોને એકાથીં ગણીને શાળાખાતાએ એ બન્ને કવિવરોનાં એ કાવ્યો વાંચનમાળામાં પછી લીધેલાં છે.

જીવો વિકટોરિયા ! નાં કાવ્યનો એક કથાપ્રસંગ છે. નવી વાંચનમાળામાંની નવકવિતાઓ ભણાવાતી થયા પછી ને જૂની વાંચનમાળામાંની દલપતકાવ્યમાળા ભણાવાતી બન્ધ થયા પછી પચ્ચીશેક વર્ષની વાત છે. એમ. એ. ની ગુજરાતીની પરીક્ષામાં એકદા આ જીવનકથાઆલેખકના બે કાવ્યસંગ્રહો મુંબઇ યુનિવ્હર્સિટિનિમ્યાં પાઠ્યપુસ્તકો હતાં. ગુજરાત કોલેજના એક એમ. એ. ના વિદ્યાર્થી મ્હારે ત્હાં આવ્યા ને કહ્યું કે શ્રી કેશવ ધ્રુવે મોકલ્યો છે; કહાવ્યું છે કે ન્હાનાભાઇને મારા નામથી કહેજો એમન બે કાવ્યગ્રન્થો ભણાવે. ઉત્તર વાળ્યો કે કેશવલાલભાઈનું વચન મ્હારાથી ન ઉથાપાય, પણ પન્દરસત્તર વર્ષથી ભણાવવાની ટેવ નથી; તેમ મુંબઈ શારદાપીઠ કેવા પરીક્ષાપ્રશ્નો પૂછે છે ને કેવા પ્રકારના જ્ઞાનભંડારસંચયની તમ કને આશા રાખે છે એ આજ જાણતો નથી. છતાં આવજો, શિક્ષકના અંકુર રહ્યા હશે એવું શીખવીશ. પછી કાવ્યો ભાગ ૧લો વાંચતાં વાંચતાં ૧૮૯૭ના મહારાણીજીના મણિમહોત્સવ પ્રસંગના મ્હારા ન્હાનકડા કાવ્યમાં કાવ્યચરણ આવ્યું કે

વિજ્યાકુમારીને સર્વદા, આલિ ! પાજે.

બી. એ. પાસ થયેલા વિદ્યાર્થીબન્ધુએ તત્ક્ષણ પ્રશ્ન પૂછ્યો કે વિજ્યાકુમારી કોણ ? મ્હેં કહ્યું કે ભાઈ ! એમ.

એ. નો વિદ્યાર્થી આજ પ્રશ્ન પૂછે છે કે વિજ્યાકુમારી કોણ હતી એવી દેશસ્થિતિ આણનાર સરકારી શાળાખાતાને કહેવું શું? દલપતયુગમાં તો પાંચમી પોથી ભણતાં બાળબાળાઓ વિજ્યાકુમારીને ઓળખતાં ને ગાતાં કે

વિજ્યાકુંવરીનો વિજય હજો સદા.

'રચ્યા છે રૂડા છન્દ દલપત્તરામે' એ કાવ્યચરણ શાળાબાળકોને એટલું ત્હારે મુખપાઠે ને રુચિકર હતું કે અમદાવાદમાં તો ક. દ. ડા. ના દલપતનિવાસ પાસે થઈને જતાંઆવતાં પડછન્દસૂરે બાલસંઘ એ ગાતો અને દલપતલખી એ દલપતકાવ્યલેખા સ્વયં દલપતરામને સંભળાવતો. એ કાવ્યચરણમાં ભુજંગી છન્દના બન્ધારણમાં પિંગળપ્રિય દલપતરામે એક ગુરુને સ્થાને બે લઘુ મૂકયા છે એ સર્વઉઘાડું સત્ય કંઈક દાયકાઓ સૂધી પિંગળભક્તોને પણ અણદીઠું રહ્યું હતું. અને 'અમે નવું કીધું' દાખનારા નવીનો તો એ દેખે કે દેખાડે જ શાના?

વાંચનમાળામાંનાં બાળકાવ્યોમાંનાં સંસારડહાપણનાં સૂત્રો એ બાળસંઘને પછી પુરુષાવસ્થામાં સંસારમાર્ગે માર્ગદીવડા બનતાં, ને જીવનકોયડાના ઉકેલની ચાવીઓ થતાં. ભણતા પંડિત નીપજે; ચાર ચાર ગઉ ચાલતાં લાંબો પન્થ કપાય; કૂવા ઉપરના કહણ જે; ચાકરી કરતાં ભાખરી; કાગળની હોડી કર્યે; મૂરખ માંથે શીંગડાં નહી નિશાની હોય; ભોંમાં પેસી ભોંયરે; અવગુણ ઉપર ગુણ કરે; વિચારીને ચાર! ઉચ્ચાર વાણી; તેમ જ તુર્ત પડે પડછન્દો; પંડિત મિત્રો મળે, વદે સુખ મધુરી વાણી, પ્રથમ કરી

એટલે આનન્દ દલપતનર્મદના એ કાવ્યચરણોને એકાથી ગણીને શાળાખાતાએ એ બન્ને કવિવરોના એ કાવ્યો વાચનમાળામા પછી લીધેલા છે

જીવો વિકગ્ગિયા ! ના કાવ્યનો એક કથાપ્રસગ છે નવી વાચનમાળામાની નવકવિતાઓ ભણાવાતી થયા પછી ને જૂની વાચનમાળામાની દલપતકાવ્યમાળા ભણાવાતી બન્ધ થયા પછી પચ્ચીશેક વર્ષની વાત છે એમ એ ની ગુજરાતીની પરીક્ષામા એકદા આ જીવનકથાઆલેખ્નના બે કાવ્યસગ્રહો મુબઇ યુનિવ્હર્સિટિનિમ્યાં પાઠ્યપુસ્તકો હતા ગુજરાત કોલેજના એક એમ. એ ના વિદ્યાર્થી મ્હારે ત્હ્યા આવ્યા ને કહ્યું કે શ્રી કેશવ હ્રુવે મોકલ્યો છે, કહાવ્યુ છે કે ન્હાનાભાઇને મારા નામથી કહેજે એમન બે કાવ્યગ્રન્થો ભણાવે ઉત્તર વાળ્યો કે કેશવલાલભાઈનું વચન મ્હારાથી ન ઉથાપાય પણ પન્દરસત્તર વર્ષથી ભણાવવાની ટેવ નથી, તેમ મુબઈ શારદાપીઠ કેવા પરીક્ષાપ્રશ્નો પૂછે છે ને કેવા પ્રકારના જ્ઞાનભડારસગ્રયની તમ કને આશા રાખે છે એ આજ જાણતો નથી છતા આવજો, શિક્ષકના અકુર રહ્યા હશે એવુ શીખવીશ. પછી કાવ્યો ભાગ ૧લો વાચતા વાચતા ૧૮૮૭ના મહારાણીજીના મણિમહોત્સવ પ્રસગના મ્હારા ન્હાનકડા કાવ્યમા કાવ્યચરણ આવ્યુ કે

વિજ્યાકુમારીને સર્વદા, આલિ ! પાજે

બી. એ પાસ થયેલા વિદ્યાર્થીબન્ધુએ તત્ક્ષણ પ્રશ્ન પૂછ્યો કે વિજ્યાકુમારી કોણ ? મ્હે કહ્યુ કે ભાઈ ! એમ

એ. નો વિદ્યાર્થી આજ પ્રશ્ન પૂછે છે કે વિજ્યાકુમારી કોણ હતી એવી દેશસ્થિતિ આણનાર સરકારી શાળાખાતાને કહેવું શું? દલપતયુગમાં તો પાંચમી ચોથી ભણતાં બાળબાળાઓ વિજ્યાકુમારીને ઓળખતાં ને ગાતાં કે

વિજ્યાકુંવરીનો વિજય હજો સદા.

'રચ્યા છે રૂડા છન્દ દલપત્તરામે' એ કાવ્યચરણ શાળાબાળકોને એટલું ત્હારે સુખપાઠ ને રુચિકર હતું કે અમદાવાદમાં તો ક. દ. ડા. નાં દલપતનિવાસ પાસે થઇને જતાંઆવતાં પડછન્દસૂરે બાલસંઘ એ ગાતો અને દલપતલખી એ દલપતકાવ્યલેખા સ્વયં દલપતરામને સંભળાવતો. એ કાવ્યચરણમાં ભુજંગી છન્દના બન્ધારણમાં પિંગળપ્રિય દલપતરામે એક ગુરુને સ્થાને બે લઘુ મૂકયા છે એ સર્વઉઘાડું સત્ય કંઈક દાયકાઓ સૂધી પિંગળભક્તોને પણ અણદીઠું રહ્યું હતું. અને 'અમે નવું કીધું' દાખનારા નવીનો તો એ દેખે કે દેખાડે જ શાના?

વાંચનમાળામાંનાં બાળકાવ્યોમાંનાં સંસારડહાપણનાં સૂત્રો એ બાળસંઘને પછી પુરુષાવસ્થામાં સંસારમાર્ગે માર્ગદીવડા બનતાં, ને જીવનકોયડાના ઉકેલની ચાવીઓ થતાં. ભણતાં પંડિત નીપજે; ચાર ચાર ગઉ ચાલતાં લાંબો પન્થ કપાય; કૂવા ઉપરના કઠણ જે; ચાકરી કરતાં ભાખરી; કાગળની હોડી કર્યે; મૂરખ માંથે શીંગડાં નહી નિશાની હોય; ભોંમાં પેસી ભોંયરે; અવગુણ ઉપર ગુણ કરે; વિચારીને ચાર! ઉચ્ચાર વાણી; તેમ જ તુર્ત પડે પડછન્દો; પંડિત મિત્રો મળે, વદે સુખ મધુરી વાણી, પ્રથમ કરી

પ્રણામ પાય ગંગાજળ પાણી; મૂરખ મિત્રો મળે, ગાળ દઈ ગમ્મત કરશે; પડી ટેવ તે તો ટળે કેમ ટાળી? કૂતરાની પૂંછડી વાંકી તે વાંકી—શિલાશ્વાનની; પુરી એક અન્ધેરી; ટકે શેર ભાજી, ટકે શેર ખાજાં; કૂલણુજીઃ વિ. વિ. દલપતરામની બાળકવિતાના એ કવિતબોલ ૧૯મી સદીના ઉત્તરાર્ધમાં આપણા સંસારીઓના વિકટ સંસાર-માર્ગોમાં ડહાપણના દીવડા થઈ રોપાયા હતા.

સુધારો થવા સદ્ય વિદ્યા વધારો;

સમસ્ત દલપતજીવનનો એ જીવનમન્ત્ર હતો.

ખાવા પીવા પ્હેરવા અને ઓઢવા અંગ,
મળે મહેનતમાં થકી રાતાપીળા રંગ;

Dignity of Labour વિસારતા નવયુગના યુગવાસીઓને શ્રમજીવીઓના પરસેવાના સન્દેશરૂપ ૧૯ મી સદીનો એ દલપતબોલ હતો.

પળે તેટલા બોલ બોલો વિચારી;

એ દલપતકાવ્યચરણ તો આજે પણ રાજપતિઓને ને પ્રજાઅગ્રણીઓને ચિરંજીવ શિખામણની ધાત છે.

ઝાઝા નબળા લોકથી કદી ન કરિયે વેર;

રશિયાના ઝાર ને જર્મનીના કયસર છેલ્લા મહાયુદ્ધકાળે એ ભૂલ્યા હતા, ને તેથી હાર્યા હતા.

કાળા ગોરા કોઈ છે, ધનહીણા ધનવાન,
ગણો ન હલકો કોઇને, સઘળા એક સમાન.

એ દલપતસૂકૃત જગતપ્રજાઓ ને જગતપ્રજાઓનું વિશ્વમંડળ શીખશે ને જીવનમાં ઉતારશે ત્હારે Colour

War ને Class War દુનિયાંમાંથી નાબૂદ થશે.

Parady ને પ્રહસન પણ એક પ્રકારની મૂળકાવ્યની પ્રશસ્તિઓ છે. દલપતરામે લખ્યું કે

પોપટ પાળે પ્રીતથી, કોઈ ન પાળે કાગ.

ગઝલોના ગાનાર ને હાફીઝના ભાષાન્તરકાર, આપણા રસરંગી કવિ, ને દલપતશિષ્ય બાળે ગુરુથી સવાઈ કીધી, ઘેર કાગડો પાળ્યો, અને

મીઠી મીઠી વાણી બોલો, વાયસજી !
આવે જો પ્યારી પ્રેમદા, પીંજર હેમ ઘડાવું;
મીઠી મીઠી વાણી.

એ કાવ્યકડીએ આરંભાતું રસછલકાતું કાકઋષિનું સુન્દર કાવ્ય લખ્યુ હતું.

નિશાળમાંથી નીસરી જવું પાંશરા ઘેર

એ દલપતકાવ્યચરણને શાસ્ત્રપ્રમાણ પ્રમાણીને ખેતરોની વાડો તોડીને ઉભા ગોલમાં થઈ વિદ્યાર્થીસંઘ ૧૮૯૭ના આદિમા એકદા અમદાવાદ કૉલેજમાંથી એલિસ પૂલે પાંશરી વાટે વિચર્યો હતો.

કંઈક વર્ષો પૂર્વે અમદાવાદમાં ત્રણ દરવાજા ને ભદ્રની વચ્ચે કારંજ પાસે લીમડીઓની હારમાળા હતી, ને એ લીમડીછાયાઓમાં માળીઓ ફૂલ વેચવાને બેસતા. બકરીઓ ત્હાં ફરતી, અને વૃક્ષવેરાયેલી ને છાબવેરાયેલી લીલી પાંદડીઓ ચરતી. અમારા વિદ્યાર્થીસંઘમાં ત્હારે એક ટીંખળી વિદ્યાર્થીબન્ધુ હતા. કૉલેજેથી છૂટીને ઘેર જતાં એ લીમડીઓમાં વિદ્યાર્થીસંઘ આવતો ત્હારે એ

વિદ્યાર્થીબન્ધુ ત્ય્હાં ચરતી એકાદી બકરીનો કાન પકડતા;

દેખ બિચારી બકરીનો પણ કોઈ ન જાતાં પકડે કાન

એ દલપતકવિતાનું કાવ્યચરણ બોલતા; અને કહેતા કે જો, આ કાન પકડ્યો; ત્હારા બાપની કવિતા ખોટી ! દલપત-કવિતાઓને ખોટી પાડનાર, બકરીના કાન પકડનાર, એવા બહાદુરિયાઓ યે ગુજરાતે કંઈ કંઇ થઈ ગયા.

૧૮૯૯માં હું બી. એ. ના વર્ગમાં હતો. ફિલસુફીનો ઐચ્છિક વિષય લીધો હતો તે પરીક્ષાટાણે વાંચવાને એક સહાધ્યાયી મિત્રને ત્ય્હાં જતો. એ હતા ત્રણ ભાઈઓ, ને કુટુંબ હતું સુશિક્ષિત ને સંસ્કારી. સહુ ભાઈઓ ફિલ-સુફીનો જ ઐચ્છિક વિષય લઈને પદવીધારી થયા હતા, અને પછી સરકારી નોકરીમાં ડેપ્યૂટી કલેક્ટરો સૂધીના સારે અધિકારે ચ્હડીવધીને નિવૃત્ત થયા હતા. એક સ્હ-વારે એ મિત્રકુટુંબના વડિલ બન્ધુએ મ્હને આંતર્યો; અને

સારી ચોપડીઓ શોભાય

વાંચનમાળામાંના એ આરંભકાવ્યનાં આઠ ચરણો ઉપર બર્ક મીલ માર્ટિનોનાં શાસ્ત્રીય વચનો ઉચ્ચારી ઉચ્ચારીને અડધોક કલાક ભાષ્યવિસ્તાર મ્હને સંભળાવ્યો. અને અન્તે સરવાળો બોલ્યા કે વાંચનમાળાના આદિકાવ્યમાં જ ત્હે-મારા પિતાએ બાળકેળવણીના સિદ્ધાન્તો સંભરી દીધેલા છે.

નગરશેઠ હેમાભાઈને અને હરકુંવર શેઠાણીને સદ્-બોધીને નવયુગશોભતી પરમારથની નવી દિશાઓ દલપ-તરામે ઉઘડાવી હતી. ધનવન્તોને એ અમર દલપતઉદ્‌બોધ પછી દલપતરામે 'તે ધનના ધણી ! ધર્મ ત્હમારો' નામના બાળકાવ્યમાં સંભર્યો છે.

છત્રે થાતી છાંય, છડીધર છાજતા

એ કાવ્યમાંનો ગંભીર કરુણ ભાવ ભણનારાંઓનાં જીવનમાં ત્ય્હારે ભણકારા ભરતો. અને

વાંચો આ વાત વિવેકની, ભણનારા રે!
વળી વિધવિધ કરીને વિચાર, શોધો ગુણ સારા રે!
ભણતર ભણીને ભણી રહ્યા, ભણનારા રે!
કદિ એમ ન કરશો ઉચ્ચાર, શોધો ગુણ સારા રે!

પ્રેમાનન્દના વણઝારાના ઢાળનું સાતમી ચોપડીમાંનું એ છેલ્લું કાવ્યયુગલ સહુ ભણી ઉતરનારાંઓને જાણે દલપતરામના વિદાયબોલ હોય એવી, પુસ્તકનું ને અભ્યાસી જીવનપુસ્તકનું છેલ્લુ પાનુ વાળતી વેળાના જેવી, ઘેરી પ્રશાન્ત ભાવવાહી, ઉપનિષદમાંની ભૃગુવલ્લી સમી, દલપત-શિક્ષાવલ્લી છે.

૧૮૫૯માં વાંચનમાળા પ્રગટ થઈ. ત્ય્હારથી તે ૧૯-૦૭માં બીજી સરકારી વાંચનમાળા એને સ્થાને આવી ત્ય્હાં સૂધીની ગુજરાતની પેઢીઓ એ પ્રથમ વાંચનમાળા ભણતી. ૧૯મી સદીના ઉત્તરાર્ધમાં પ્રતિવર્ષ એમ લાખો બાળબાળાઓ દલપતકવિતાનાં દૂધ પી પીને મ્હોટાં થતાં

આપણા બાળસાહિત્યના ઈતિહાસે આ કાવ્યકથા અનુપમ ને અજોડ છે.

વાંચનમાળામાંની કાવ્યમાળા લખાઈ રહ્યે મિ. હોપને થયું કે દલપતરામે પૂર્વે સૂરતમાં શહેરસુધરાઈ કાજે લોકશ્રમ વેઠેલો છે એ દલપતઅનુભવનો પણ લાભ લેવો. એટલે દલપતરામને વધારાનું ઈનામ આપીને શહેરસુધરાઈ વિશેનો નિબન્ધ લખાવી લીધો.

વાંચનમાળામાંની દલપતકાવ્યમાળા લખાઈ રહે ૧૮૬૧ની સાલથી આંખે છેક જ અપગ થઈ નિવૃત્ત થયા ત્હાં સૂધી અમદાવાદની હાઇસ્કુલમાં ને ટ્રેનીગ કૉલેજમાં દલપતરામને સરકારે કાવ્યગુરુ નીમ્યા. કેટલા યે વિદ્યાર્થીઓ અને ઉગતા શિક્ષકો પછી દલપતરામ કને કાવ્યદીક્ષા પામ્યા ગુણઓશિંગણતાથી આજે યે એમાના દલપતશિષ્યો નિજ કાવ્યગુરુને ગુરુભાવે સભારે છે, અને કહે છે કે દલપતરામે અમને કવિતાદેશમા પ્રથમ પગલીઓ ભરાવી.

ગુર્જરપાટનગરીની હાઈસ્કુલમાં ને ટ્રેનીગ કૉલેજમા કઈક વર્ષો ગુરુઓના યે કાવ્યગુરુ થઈને, છન્દશાસ્ત્રની બારાખડી સમું દલપતપિંગળ લખીને, અને વાચનમાળામાની કાવ્યમાળા રચીને, દલપતરામ ૧૯મી સદીના ઉત્તરાર્ધમા ગુજરાતની ઉગતી પેઢીઓના કાવ્યગુરુ થયા હતા.

ગુજરાતમાં શાન્તિમય સમારવિપ્લવના એમ વાચનમાળાએ પાયા માડ્યા નગારપ્રદેશનું વાવાઝોડું ઉતર્યા પછી ગુર્જરાન એમ ઈતિહાસને નવમાર્ગે વળ્યો.

એક વેળાના ગુજરાત કૉલેજના પ્રિન્સિપાલ અને પછી વડોદરા રાજ્યના એજ્યુકેશનલ કમીશ્નર પ્રા. બ. જમસેદજી અરદેસર દલાલ કહે છે કે 'વાચનમાળાની ચોપડીઓના શણગારરૂપ દલપતરામની કવિતાઓ છે'

નવયુગ બેસતાં દલપતરામે એમ ગુર્જરગિરાને શણગાર ધરાવ્યા. ગુજરાતે ત્હારે એમ પૂર્વપશ્ચિમની સંસ્કૃતિઓ સંગમ પામતી હતી

---

## પ્રકરણ ૧૨ મું, મુંબઈમાં; દલપત ને નર્મદ

ઘટમાં જે ઘૂંટાય, છાનું છેક રહે નહી;
બે બાકે દેખાય, કીધાં ઢાંકણ કાચનાં.

૧૮૫૯ નો દલપતનર્મદ ઝઘડો મૂળે સંસારસુધારાના પદ્ધતિભેદનો ઝઘડો હતો; અને એને પછી સાહિત્ય ઝઘડાનું રૂપ અપાયું હતું.

તત્ત્વતઃ ' ધીરે ધીરે સુધારાનો સાર ' અને ' યા હોમ કરીને પડો ' એ શબ્દસાંગો પરસ્પર લ્હડતી હતી.

Evolution વાદી ને Revolution વાદીનું–સંસ્થાપક ને ઉચ્છેદક સુધારકનું એ સનાતન વાગ્યુદ્ધ હતું. કિયા દેશમાં કે કિયા યુગમાં એ નથી જામ્યું ?

પછી ૧૮૫૯માં દલપતરામ મુંબાઇ ગયા, અને ગુજરાતજાણીતા હતા તે મુંબઈજાણીતા થઈ આવ્યા.

સૂરતે ૧૮૫૧માં દલપતરામને માનપત્ર આપ્યું હતું. મુંબાઈએ ૧૮૫૯માં દલપતરામને માનપત્રો આપ્યાં હતાં અને દલપતનું બાવલું મુંબાઈમાં સ્થાપવા વિચાર કીધો હતો. દલપતરામ જતા ત્હાં ત્હાં જીતતા.

'૪૮માં દલપતરામ સોરઠમાંથી ગુજરાતે આવ્યા. તે પછી એક દાયકે મુંબાઈને ઘાટે દલપતગંગા ને નર્મદજમનાનો ભેટો થયો. ગુજરાતના બે મહાપ્રવાહોના સમાગમે સંક્ષોભો થયા, ઉછળાટો ઉઠયા, પક્ષો પડયા, ઉપહાસો

ફેંકાયા, પરસ્પર હોંસાતોંસી પણ ખેલાઈ. પરિણામે સુધારક લેખે, કવિ લેખે, મનુષ્ય લેખે, નર્મદને પાછે દલપતને મુંબઇ મૂલવતું થયું. દલપતરામ મુંબઈમાં અજાણ્યા જેવા ને આંખો મીંચેલા ગયા, અને મુંબઈપ્રખ્યાત થઈ ને ને દેખતી ઉઘાડી આંખે પાછા અમદાવાદ આવ્યા.

અને બે મહાપ્રવાહો મળે ત્હાં એવા ઉછળાટો ક્ય્હાં ક્ય્હાં થતા નથી? રામસેતુ સમીપે મનારની સામુદ્રધુનીમાં હિન્દી મહાસાગરને બંગાળાનો ઉપસાગર મળે છે. સન્મુખે સેતુઅગ્રે સ્વયં રામચન્દ્રજી અધિષ્ઠાતા દેવરૂપે વિરાજે છે. છતાં સાગરોનાં મોજાં ત્હાં અખંડ અથડાય ને ઉછળે છે કે નહિ?

ઈતિહાસને એ અપવાદ કે આશ્ચર્ય નથી. સંસારના, સાહિત્યના, સેનાઓના, રાજકારણના, માનવચેતનના બે મહાપ્રવાહો મળે ત્હાં ત્હાં ઘણુંખરૂં એમ થાય છે. પાણી ભરેલા બે મેઘરાજો અથડાય ત્હારે વીજળીઓ ઝરે ને ઝબકે.

ઈતિહાસકારને તો કથાલહરીઓ કહેવાની છે; અને કથાઘાટેથી અનુભવબિન્દુઓ સારવવાના છે કે એ જળવાદળીઓ વચ્ચે દેશમાં કેવાંક મોતી પાકયાં.

મુંબઇના સાગરઆરેથી અમદાવાદ આવી દલપતરામે એ સંસારસિદ્ધાન્ત ઉદ્દગાર્યો કે જેને વિશ્વસિદ્ધાન્ત કહીને હાર્વિન જગતજાણીતો થયો.

દલપતનર્મદના મહાપ્રવાહો મુંબઇને આરે મળ્યા એ અવસરના અને એ પૂર્વેના આપણા સંસારશોભની ઈતિહાસવાર્તા ત્હારે હવે જરા વિચારિયે; અને સંસાર-

સુધારક, સાહિત્યકાર, અને મનુષ્ય લેખેના દલપતનર્મદના રંગો મુંબઈએ ત્ય્હારે કેવાક પારખ્યા હતા એ કથા સાંભળિયે.

'૫૭–'૫૮માં ગંગાપ્રદેશ બળવાના ધરતીકમ્પે ધ્રૂજતો હતો, તેમ '૫૭–'૫૮માં મુંબઇનગરી પણ સાંસરિક–ધાર્મિક ધરતીકમ્પોથી કમ્પતી હતી. એ ધરતીકમ્પની તિથિઓમાં દલપતરામ મુંબઈ ગયા, અને સ્થાનિક ધરતીકમ્પનો કમ્પ-સ્પર્શ દલપતરામને યે સ્પર્શ્યા વિના રહ્યો નહિ.

'૫૯નો દલપતનર્મદનો સંક્ષોભ મૂળે ને તત્ત્વતઃ મુંબઈમાં ત્ય્હારે અને તે પૂર્વે ત્રણેક વર્ષથી પ્રવર્તતા સંસારસુધારાના શૈલીભેદનો સંક્ષોભ હતો. કવિઓના માર્ગો પણ નિરનિરાળા હતા. અને પછી એ સંક્ષોભને સાહિત્યસ્પર્ધાનું સ્વરૂપ અપાયું હતું કે મ્હોટો કવિ કોણ? દલપત કે નર્મદ? કવિવરોના જીવનમાર્ગો જગતજાણીતા હતા ને વરણીમાં લેવાયા હતા. દલપત સો_ટચનું સોનું હતો.

વસ્તુતઃ આત્મપ્રકાશની તેજવિભિન્નતા, ધર્માધર્મનો વિચારભેદ, ગુણકર્મનું નિરનિરાળાપણું, સંસ્થાપક અને ઉચ્છેદક સંસારસુધારકના જીવનના ને પ્રચારનાં જૂદાં જૂદાં વિધિવિધાનઃ ઉભય કવિવરોના ત્ય્હારના જીવનના સાત્ત્વિક ને રાજસ રંગોના સમસ્ત ભેદભાવોની એ અથડામણો હતી. જેમનાં જીવન જૂદાં, ત્હેમના જીવનમન્ત્રો યે જૂદા ને જીવનમાર્ગો યે જૂદા.

આંખોના રંગોમાં ઇશ્વરે આત્માના રંગો આંજેલા છે.

દલપતનાં જીવન, જીવનમન્ત્રો, ને જીવનમાર્ગો ધીરગંભીર સ્થિતપ્રજ્ઞનાં હતાં; નર્મદનાં જીવન, જીવનમન્ત્રો, ને જીવનમાર્ગો ચંચળ અસ્થિતપ્રજ્ઞનાં યા હોમ સાહસનાં હતાં. ૧૮૫૯માં મુંબઈને આરે દલપતનર્મદ અથડાતા હતા. એ બે પુરુષપ્રવરો તો નિમિત્તરૂપ હતા; વાસ્તવિકતાએ ગુજરાતની સ્થિતપ્રજ્ઞતા અને ગુજરાતનું સાહસ સંગ્રામે ચ્હડ્યાં હતાં.

✓ ધીર ને વીરનો એ ગ્રહો.

'૫૯ના એ ઈતિહાસો ઉકેલિયે. સૌને એમાંથી શીખવાનું બહુ મળશે.

ઈસ્વી ૧૮૫૯માં દલપતરામ મુંબઈ ગયા ત્ય્હારે મુંબઈના દેશકાળ કેવાક હતા ?

ભરતખંડ છે પૃથ્વીનો પાંચમો ખંડ. અને બ્રહ્માની પુત્રી સમી બ્રહ્મપુત્રા ભરતખંડને પૂર્વ દુર્ગદ્વારે વહે છે, ને સિન્ધુપુત્રી સમ સિન્ધુનદી ભરતખંડને પશ્ચિમ દુર્ગદ્વારે વહે છે. વચ્ચે વિસ્તરેલો છે બેહજાર માઈલપ્હોળો સારો દેશપગથાર. પણ સિન્ધુ ને બ્રહ્મપુત્રાનાં મૂળ ઝરણ શોધનારને માન સરોવરના સીમાડેશે સમીપસમીપમાં સાંપડશે.

ઈતિહાસ કહે છે કે ગુજરાતની પાટનગરી અમદાવાદમાંના અને ઈલાકાની પાટનગરી મુંબઈમાંના નવયુગના ચેતનપ્રવાહનાં ઝરણાં એક જ સાલમાં પ્રગટ્યાં હતાં; ૧૮૪૮માં. મુંબઈ પણ દલપતયુગની સાક્ષી પૂરે છે કે સાબરઆરે દલપતફારબસ મળ્યા એ તિથિ ગુજરાતે

યુગાન્તરની મહાતિથિ હતી. એ સાલમાં પૂર્વપશ્ચિમની સંસ્કૃતિઓની લહરીઓ સંગમ પામી; એ સાલમાં ગુજરાતે નવયુગ બેઠો.

અમદાવાદનું ને મુંબઈનું નવયુગનું મુહૂર્તસંવત્સર એક જ છે; ૧૮૪૮.

મુંબઈમાં ત્યહારે એલફિન્સ્ટન ગવ્હર્નરના નામની એલફિન્સ્ટન ઇન્સ્ટિટયૂટ–સરકારી ઈંગ્રેજી પાઠશાળા ચાલતી, જેમાંથી પછી એલફિન્સ્ટન કોલેજ મ્હોરીપાંગરી. ભાંયખળે બેસતી. ૧૮૪૮થી ૧૮૬૨ના દોઢ દાયકાના મુંબઇ નગરીના ગુર્જરઅગ્રેસરો ત્યહારે એ શાળામાં ભણુતા. ત્યહારનો એ પાઠશાળાનો દેશીપરદેશી અધ્યાપકવર્ગ કેળવણીકારની સાચી બ્રાહ્મણભાવનાવન્તો હતો, અને 'વિદ્યાર્થીઓ સાથે ઘણો માયાળુપણાથી વર્તતો; તેથી વિદ્યાર્થીઓ તેમને પૂજ્યભાવથી ચહાતા.' ગુરૂશિષ્યના સંબંધની એ જ પીઠિકા છે. ભારતનો વિદ્યાર્થી ગુરુદ્રોહી હોય નહિ. ગુરુદ્રોહ એ તો 'અનાર્યજુષ્ટ અને અસ્વર્ગ્ય.' શિષ્યવર્ગ કય્હાંક ગુરુને ગુરુભાવે ન ચહાતો હોય તો મૂળતત્ત્વે એ ગુરુ સાચો ગુરુ નહિ હોય. ગુરુ ગુરુભાવે વર્તે તો ભારતનો શિષ્ય શિષ્યભાવે જ વર્તે છે. ભારતમાં સાંદીપનિઓ અણુપૂજાતા કે અપમાનાતા જાણ્યાસાંભળ્યા નથી.

કંપની સરકારની રાજનીતિ ત્યહારે કેળવણીપ્રસારની હતી, અને એ શુભ રાજનીતિનું પરિણામે શુભ હતું. કેળવણીખાતાના નવા નિમાયેલા ડીપોટીઓ પ્રત્યેના તા. ૧૭મી માહે મે સને ૧૮૫૫ના સરકારી સરક્યૂલરમાં

'કોઈ મહેતાજીના પરોણા દાખલ ન રહેવું;' 'કેટલા પાઠ થયા છે તે ઉપર ધોરણ રાખવું નહિ, પણ...... છોકરાની વાંચનશક્તિ તથા વિચારશક્તિ કેટલી છે તે તપાસવું;' 'મહેતાજીને સલાહ ઉત્તેજન અને મદદ કરવાને જાઓ છો;' એવા શીખમન્ત્રો ઉપરાન્ત ધર્મસૂક્તો લખેલાં છે કે 'લોકોને વિદ્યા શીખવાની હોંસ ઉત્પન્ન કરવી;' 'લોકને તમારો ભરોંસો પડે તેમ કરવું;' 'સ્નેહભાવ રાખવો;' 'રૈયત સાથે હળી મળી જઈ...તેમનું મન તમારી ભણી વળે તેમ કરવું.' '૫૪ના પ્રખ્યાત કેળવણી ડિસ્પાચમાંની ૯૧મી કલમમાં ઈસ્ટ ઈન્ડિયા કંપનીના ડાયરેક્ટરોનું સ્પષ્ટ ફરમાન હતું કે સઘળા સરકારી અમલદારોએ 'કેળવણીનો ફેલાવો....એ એમના અધિકારના કામનો મુખ્ય ઉપયોગી ભાગ છે 'એમ સમજવું.' સર્વ ભાવે સરકાર ત્ય્હારે પ્રજાને ભણાવવા ઈચ્છતી હતી.

કંપની સરકારની ત્ય્હારની એ રાજનીતિનું પરિણામ તે એ એલફિન્સ્ટન ઈનસ્ટિટયૂટમાંના શિક્ષકવિદ્યાર્થીઓનો ઉપજ્ભાખ્યો પૂજ્યભાવનો સ્નેહસંબંધ.

દાક્તર ભાઉ દાજી અને દાદાભાઈ નવરોજજી ત્ય્હારે એલ્ફિન્સ્ટન પાઠશાળાના અધ્યાપક વર્ગમાં હતા. રા. સા. મોહનલાલ ઝવેરીના ચરિત્રનિરૂપણકાર કહે છે કે 'નિરભિમાની ને સ્વચ્છ મનના તે વેળાના ઈંગ્રેજ શિક્ષકો હતા.' એમાંના એક હતા પ્રો. ટોમસ રીડ અને બીજા હતા પ્રો. પેટન. પ્રો. પેટનનું વિરહગીત નર્મદે ગાયું છે. ઈસ્વી ૧૮૭૭માં કરસનદાસ જીવનચરિત્ર લખતાં મહીપ-

તરામ કહે છે કે 'આ કામમાં પ્રોફેસર રીડનો ઉપકાર આપણા ઉપર મોટો છે. સ્ટુડન્ટ્સ સોસાયટીને અને તેની શાખાઓને ઉત્તેજન આપવામાં તેણે ઘણી મહેનત કરી હતી.'

એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યૂટના અધ્યાપકોએ 'પોતાની પાસે શીખેલા જુવાનોને મંડળીઓ સ્થાપવાનો માર્ગ દેખાડયો;' અને એ વિદ્યાર્થીમંડળે Students' Literary and Scientific Society સ્થાપી: ૧૮૪૮.

અમદાવાદ હાઇસ્કુલમાંની વિદ્યાભ્યાસક સભાના જેવું મૂળે એ યથાનામ વિદ્યાર્થીમંડળ હતું. એ મંડળમાં 'ભાષણો થતાં, વાદવિવાદ ચાલતા, નિબંધો વંચાતા.' મંડળનું કામકાજ સૌ ઇંગ્રેજીમાં ચાલતું, ને મંડળ પાઠશાળામાં મળતું. 'શ્રી. દાદાભાઈ નવરોજજી વગેરે તે સમયના સમર્થ પુરુષો પ્રાણરૂપે હતા.' 'પારસીઓ મુસ્લિમો ગુજરાતીઓ અને દક્ષિણીઓ સાથે મળી કામ કરતા:' આજ એ લખતાંવાંચતાં યે મ્હોમાં ને આંખે પાણી છૂટે છે. મરાઠી જ્ઞાનપ્રસારક સભા અને ગુજરાતી જ્ઞાનપ્રસારક સભાની એ Students' Literary and Scietific Society તે માતા; અને પારસી જ્ઞાનપ્રસારક સભા અને બુદ્ધિવર્ધક હિન્દુ સભાની એ માતામહી. ૧૮૪૮ની એ Students' Literary and Scientific Societyને નિર્વંશ હજી નથી ગયો. એની એક પૌત્રી પારસી જ્ઞાનપ્રસારક સભા નવદાયકે પણ આજ હજી મુંબઈમાં જીવન્ત છે.

મુ બઈનગરીની ૧૮૪૮થી ૧૮૬૨ સૂધીના દોઢ દાયકાની ઘણિયેક જાહેરપ્રવૃત્તિઓનુ એ Students' Literary and Scientific Society તે થડ

પછી એ થડને શાખાઓ ફૂટી

'એવી સભાઓમાં કામકાજ દેશી ભાષાઓમા ચાલે તો ઠીક' અને પાઠશાળામાને બદલે નગરચોકમા ચાલે તો સારૂ એવો પ્રોફેસરો અને કાર્યકર્તા જુવાનવર્ગનો ભાવ થયે પછી એ જ સાલમા-૧૮૪૮મા એ મૂળ થડમાથી મગડી જ્ઞાનપ્રસારક સભા અને ગુજરાતી જ્ઞાનપ્રસારક સભા એમ ભાષાભેદે ભેદભાવ પડયા એ ગુજરાતી જ્ઞાન પ્રસારક સભાના પ્રથમ પ્રમુખ હતા શ્રી રણછોડદાસ ઝવેરી નર્મદ લખે છે કે 'તે ભરૂચના મોઢ વાણિયા રણછોડદાસને અમે (મુ બઈના) આરભકાળનો ગુજરાતની પ્રસિદ્ધિનો પહેલો પુરુષ કહીશુ તેના જ ભણાવેલા દુર્ગારામ મહેતાજી' ગુજરાતી ભાષાન્તરગદ્યના એ પિતા 'રણછોડદાસના મોહોટા દીકરા મોહનલાલે બુદ્ધિવર્ધક સભાના પહેલા સમયમા સારા ભાષણ કર્યા હતા, અને નહાના દીકરા મનમોહનદાસ તે અમણા ભરૂચની પ્રાર્થનાસમાજમા કવિતાવાણીએ પ્રાર્થના તથા ભાષણ કરે છે' ધર્મવિચાર, પા ૨૩

ગુજરાતી જ્ઞાનપ્રસારક સભામા પારસીઓ અને હિન્દુઓ, એક ગાડીના બે ઘોડાના જેવા, ખભે ખભો ભગવીને સગાથે લોકસેવા કરતા 'એ સભામા ગુજરાતી ભાષામા વિદ્યા વિશે તથા સંસારી રૂઢીઓ વિશે ભાષણો

થવા માંડયાં.' 'એ સભા મારફતે, (અમદાવાદની પેઠે,) કન્યાશાળાઓ સ્થાપન થઈ, અને તેમાં કોલેજના વિદ્યાર્થીઓ તથા અધ્યાપકો વગર મુસારે' ભણાવવાને જતા. 'વરસેક દિવસમાં તો (અમદાવાદના બુદ્ધિપ્રકાશની પેરે,) જ્ઞાનપ્રસારક નામે ચોપાનિયું નીકળવા માંડ્યું.'

અમદાવાદની દલપતફારબસની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનાં જેવાં–પ્રાચીન કાવ્ય કે ઈતિહાસસંશોધન શિવાયનાં; એને માટે ત્હારે મુંબઈમાં ફારબસે ન્હોતો, કે દલપતરામે ન હતા—કંઈક મુંબઇમાં પહેલાં પગરણ મંડાયાં.

બેએક વર્ષ એમ ચાલ્યું. પછી ૧૮૫૦ની આખરમાં એ ગુજરાતી જ્ઞાનપ્રસારક સભાને પાછી ડાળીઓ ફૂટી. 'ગુજરાતી જ્ઞાનપ્રસારક સભાનો તથા ગુજરાતી કન્યાશાળાઓનો લાભ મુખ્યત્વે પારસીઓ લેતા. તેથી મર્હુમ ગંગાદાસ કિશોરદાસે કોલેજના પ્રોફેસરો જોડે મસલેહત કરી 'બુદ્ધિવર્ધક હિંદુ સભા'ની સ્થાપના કરી;' '૫૦ની સાલ ઉતરતાં.

એ અરસામાં જ પછી બુદ્ધિવર્ધક નામનું જૂદું નર્મમંડળ સ્થપાયું. આત્મકથામાં નર્મદ લખે છે કે 'હમે કોલેજના બેત્રણ સાથી અને બીજા બેત્રણ દોસ્તદારો એકઠા મળીને મારે ઘેર રસાયનશાસ્ત્રના પ્રયોગો કરતા હતા.... હમારા ઘરની ચોપડીઓ એકઠી કરી એક નહાનો સરખો પુસ્તકભંડાર મારે ઘેર કર્યો હતો.' આ જૂદું મંડળ સ્થાપવાનું કારણ કાંઇ જણાયું નથી. મહિનામાં ચાર વાર

મળવાનો આ મંડળનો નિર્ધાર હતો; બે વાર મંડળમાં ને બે વાર જાહેરમાં. નર્મદ આ મંડળનો પ્રમુખ હતો, મયારામ શંભૂનાથ મન્ત્રી હતા. એ મંડળમાં 'મંડળી મળવાથી થતા લાભ' વિશે નર્મદે ભાષણ કીધું હતું. આ મંડળ મુંબઈની પાંજરાપોળના બંગલામાં મળતું. આ નર્મદમંડળનું નામ હતું 'જુવાન પુરુષોની અન્યોન્ય બુદ્ધિવર્ધક સભા.'

૧૮૫૦ના જૂન માસમાં નર્મદ એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યૂટમાં દાખલ થયો, અને ૧૮૫૧ની ૧૯મી ફેબ્રુવારીએ સૂરત ગયો એ દરમિયાન આ બન્યું.

અમદાવાદમાં ૧૮૫૦માં બુદ્ધિપ્રકાશ મંડળ સ્થપાયું હતું, ને બુદ્ધિપ્રકાશ પણ નીકળ્યું હતું. એ જે અરસામાં મુંબઇમાં બુદ્ધિવર્ધક હિન્દુ સભા સ્થપાઈ, અને '૫૧ના આદિમાં નર્મદની આ જુવાન પુરુષોની અન્યોઅન્ય બુદ્ધિવર્ધક સભા સ્થપાઈ. અમદાવાદના ને મુંબઈના એ બુદ્ધિપ્રકાશો ને બુદ્ધિવર્ધકોમાં આજ નામનાં ને કામનાં સામ્ય અધિકાં દીસે છે કે ભેદ? વિદ્યાવૃદ્ધિ, સ્ત્રીકેળવણી, સંસારસુધારોઃ બન્ને મંડળોનાં એ ધ્યેય હતાં. ગંગોત્રી ને જમનોત્રીનાં જળઝરણાંઓ હિમાદ્રિમાં કાંઈ આઘાં આઘાં નથી પ્રગટતાં.

નર્મદની આત્મકથા કહે છેઃ 'સને ૧૮૫૦ના સપટેમ્બરમાં મારી જુવાનીના જોસ્સાએ બહાર પડવા માંડ્યું....મને બૈરાંની ગંધ આવવા માંડી.' પછી 'સને ૧૮૫૦ની ૨૬મી નવેમ્બરે મારી મા સૂરતમાં મરી ગઇ.' 'પખવાડિયા પછી

સૂરતથી કાગળ આવ્યો. તેમાં એમ હતું કે વહુ મોટી થઈ છે માટે નર્મદાશંકરે હવે વહેલું આવવું.' 'ઘર ઉઘાડું રહે ને નર્મદ નોકરીએ પણ વળગે.' 'એવામાં મને (મુંબઇમાં) કોગળિયું થયું, તેથી મારા બાપે સૂરત મોકલવાનું જ રાખ્યું.' '૫૧ના ફેબ્રુઆરીની અધવચાળ ઘર માંડવાને નર્મદ સૂરત ગયો.

નર્મદના સૂરત ગયા પછી બેત્રણેક અઠવાડિયે 'શ્રી પ્રાણલાલ મથુરાદાસ, શ્રી મોહનલાલ ઝવેરી, અને હિન્દુ બુદ્ધિવર્ધકના કેટલાક સભાસદો અન્યોન્ય બુદ્ધિવર્ધકમાં પાંજરાપોળે ગયા.......ત્યાં પછી અન્યોન્ય બુદ્ધિવર્ધકવાળાઓએ તેઓને સામેલ થવાની વિનતિ કરી. તે તેઓના દિલમાં ઉતરી; ને પછી હમારી સભાનું નામ બદલી બુદ્ધિવર્ધક હિન્દુ સભા એવું રાખ્યું.' ૩૧મી માર્ચ ૧૮૫૧.

કાંઈક રિસામણાં થયાં હશે એ મનાયાં, અને બે ઝરણાંની એક નદી વહતી થઈ.

'તેનું વાસ્તુ મમ્માદેવી પાસે સરકારી બ્રાંચ સ્કુલ હતી તેમાં કરવામાં આવ્યુ.'

અમદાવાદ શહેરનાં અધિષ્ઠાત્રી દેવી છે ભદ્રકાળી માતા, અને મુંબઈનગરીનાં માતૃદેવતા છે મમ્માદેવી. અમદાવાદમાં ને પછી ત્રણેક વર્ષે મુંબઈમાં એ માતૃદેવતાઓની પાંખોમાં નવયુગની જાહેર પ્રવૃત્તિઓનાં શુભ પગરણ મંડાણાં.

૧૮૫૧ની એ સંગમ પામેલી બુદ્ધિવર્ધક હિન્દુ સભાના

શ્રી પ્રાણલાલ મથુરદાસ સરનશીન હતા, શ્રી મોહનલાલ રણછોડદાસ ઝવેરી મુનશી હતા, શ્રીગગાદાસ કિશોરદાસ ખજાનચી હતા, કલ્યાણદાસ શિવલાલ 'પેશકાર ખજાનચી' હતા, અને શ્રી ચીમનલાલ નન્દલાલ, શ્રી મયારામ શભુનાથ, શ્રી હરિવલ્લભદાસ બાળગોવિન્દ, શ્રી નારણદાસ કલ્યાણદાસ કારોબારી સભાના સભાસદો હતા.

મુબઈની ગુર્જરજનતાએ એમ નવયુગના કાળવ્હેણમા જહાજ ઝૂકાવ્યુ

સૂર્ય બારેક કલાક તપે છે, બારેક વર્ષ બુદ્ધિવર્ધકે મુબઈને નવયુગના તેજ વરસાવ્યા. પછી થાકી, ઉંઘી, ને કુભકર્ણનિદ્રામા પડી પણ એ બાર વર્ષોના એના દિવસના તેજ હતા

બુદ્ધિવર્ધક હિદુસભાએ પછી બે કન્યાશાળાઓ કહાડી ત્હેમાની એક પાછળથી સર મગળદાસ નથુભાઈએ અપનાવી અને બીજી શ્રી ગોકુળદાસ તેજપાળે અપનાવી ૧૮૫૦ મા સ્થપાયેલી અમદાવાદમાની હરકુવર શેઠાણીની અને મગનભાઈ કરમચદની કન્યાશાળાઓની પેઠે બુદ્ધિવર્ધક સભાની યે બન્ને કન્યાશાળાઓ આજ જીવન્ત છે અને અલબેલી મુબઈનગરીની બાળાઓની બેઆનીઓ—પાવલીઓ મરજે છે.

'બીજી છોકરાઓની બે શાળાઓ પણ કોટમા અને બહારકોટમા સભાએ કહાડેલી, જે પાછળથી સને ૧૮૬૧મા સરકારને સોપી દેવામા આવી.'

'૫૧ના ફેબ્રુઆરીમાં નર્મદ સૂરત ગયો તે '૫૪ના જાનેવારીમાં મુંબઈ આવ્યો. એ ત્રણ વર્ષ નર્મદ બુદ્ધિવર્ધકમાં ન હતો.

આત્મકથા કહે છે કે '૧૯મી ફેબ્રુવારી ૧૮૫૧ અને ૨૭ જાનેવારી ૧૮૫૪ એ બેની દરમિયાન મેં કાંઈ અંગ્રેજી કે ગુજરાતી ચોપડી વાંચી નથી.' 'હું ભાંગ પીતો, પાક ખાતો, અને ભૈરાંઓમાં મહાલતો.' 'એવામાં એક કુળવન્તી ડાહી સ્ત્રીનો સહવાસ થયો.' એ ત્રણ વર્ષમાં દશેક માસ રાંદેરમાં ને નવેક માસ સૂરતમાં નાનપરાની ગુજરાતી શાળામાં નર્મદ મહેતાજી હતા. 'સૂરતથી મુંબઈ ગયા પછી એકાદ મહિનો સૂરતમાં ખાધેલા પાકની ગરમીથી મુંબઈમાં હું શરીરે હેરાન રહ્યો હતો.'

'૫૪માં મુંબઈ ગયા પછી પાંચેક માસ નર્મદ શ્રી જીવરાજ બાલૂવાળા દ્વારકાદાસને ભણાવવાને જતા. પછી એકદા એક પુસ્તકશાળામાં એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યૂટમાં ભણતા એક વિદ્યાર્થી શ્રી ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક નર્મદને મળ્યા, અને એમની પ્રેરણાથી '૫૪ના જૂન માસથી નર્મદ પાછા એ પાઠશાળાના વિદ્યાર્થી થયા.

નર્મદને ભાગ્યે પાઠશાળાનુ શિક્ષણ ન હતું, સંસારશાળાનુ શિક્ષણ હતું. ભાદ્રપદમાં સૂરતમાં કાકા વિદેહ થયે બે માસ નર્મદને સૂરત જવું પડયુ. પણ તેજસ્વી ને બુદ્ધિશાળી વિદ્યાર્થી, એટલે ડિસેમ્બરની પરીક્ષા સોએ સાઠ દોકડા મેળવીને પાસ કીધી ને શિષ્યવૃત્તિ લીધી.

ત્હારે 'હું વિલાયત જવાના તડાકા મારતો.' 'મારા

સાથીઓ મોરલીધર ગિરધર, ઝવેરીલાલ ઉમિયાશંકર, ત્રિભોવનદાસ દ્વારકાદાસ મને લાલાજી કહીને બોલાવતા. હું લેસનબેસન કંઈ કરતો નહિઃ' એમ આત્મકથા કહે છે.

'૧૮૫૪ના ચોમાસામાં મેં મારૂં નામ બુદ્ધિવર્ધક સભામાં દાખલ કરાવ્યું હતું, અને સને ૧૮૫૫માં મંડળી મળવાથી થતા લાભ વિશે ભાષણ કર્યું હતું; ને વ્યભિચાર તથા રંડીબાજી ન કરવા વિશે નિબંધ વાંચ્યો હતો.' પ્રકૃતિએ નર્મદ કાચ સમો પારદર્શક હતો, પણ એની સંયમની કળ જોસ્સા કરતાં નબળી હતી. 'તેમ ઇતિહાસ વાંચવાના ફાયદા અને કેફ કરવાના ગેરફાયદા વિશે કવિતા વાંચી હતી.' એમ '૫૫માં મુંબઈમાં નર્મદનો સાહિત્યજન્મ થયો. ચારેક વર્ષો પૂર્વે સૂરતમાં દલપતે દીધાં હતાં એવાં પછી નર્મદે મુંબઈમાં કાવ્યવ્યાખ્યાનો કરવા માંડ્યાં.

નર્મદ કહે છે કેઃ 'એ કવિતા મેં પિંગળના કાયદા પ્રમાણે કરી નહોતી;' પણ કર્ણશ્રુતિને પડછન્દવે, કંઈક સામળ, કંઈક મનમોહનદાસ, કંઈક દલપતરામને આધારે રચી હતી.

દલપતજીવનમાં સામળપ્રેરણા આયુષ્યના ૧૪મા વર્ષ પૂર્વેની આદિપ્રેરણા છે. નર્મદના યે આદિ કાવ્યમાં અને પછીની કાવ્યવાર્તાઓમાં સામળપ્રેરણા દર્શન દે છે.

'બુદ્ધિવર્ધક સભાવાળાઓને મારા રાગડા પસંદ પરવા લાગ્યા ને મને ઉત્તેજન મળવા લાગ્યું—ઉજડ ગામમાં એરંડો પ્રધાન તેવી રીતે.'

નર્મદને કેટલાક Posesરનો નર કહે છે. હશે વા

નહિ હોય. પણ ઉપર ભાખ્યાં વચનો તો નર્મદનાં વિનય-વચનો છે. સહુ મહાપુરુષો નિજનિજના મંડળમાં હવેલીઓ વચ્ચે મિનારાના જેવા અને મહેલો વચ્ચે શિખર-ધ્વજ જેવા હોય છે. આભશિખરેથી નિહાળતાં સૌને એમ જ લાગે. નર્મદના આ છે સાચના ને નિરભિમાનના બોલ. મહીપતરામ ને કરસનદાસ ત્હારે મુંબઈમાં હતા. પણ મહીપતરામ ને કરસનદાસ એટલે નર્મદના પર્વત ફરતી ઉભેલી ન્હાનકડી ટેકરીઓ. અમદાવાદમાં દલપતરામ ને મુંબઈમાં નર્મદકક્ષાનાં માનવશિખરો. ગુર્જરસાહિત્ય-મંડળે ત્હારે બીજાં ન હતાં.

'૫૫ની ૧૨મી ફેબરવારીએ મંગળવાર હતો. નર્મદ તે તિથિએ ખીલ્યો, ખરેખરો ખીલ્યો, ને એ મંગળવારે મંગળ પ્રયાણ આદર્યા. કાળકા દેવીને માર્ગે બુદ્ધિવર્ધક-શાળામાં બુદ્ધિવર્ધક સભાનો મેળાવડો હતો. પ્રમુખસ્થાને ગંગાદાસ કિશોરદાસ હતા. પારસી ગુજરાતી દક્ષિણી—મુંબઈનું મહાજનમંડળ સભાખંડને સોહવતું હતું. શેઠ વ્રજજીવનદાસ માધવદાસ, શેઠ મંગળદાસ નથ્થુભાઈ, દાક્તર ભાઉ દાજી, દાક્તર આત્મારામ પાંડુરંગ, રાજેશ્રી દાદોદા પાંડુરંગ, શેઠ શાપુરજી સોરાબજી, શેઠ ગોકુળદાસ તેજપાળ, શેઠ કલ્યાણદાસ મોહનદાસ, શેઠ લક્ષ્મીદાસ ખીમજી, અમદાવાદના નગરશેઠના યુવરાજ પ્રેમાભાઈ હેમાભાઈ, તથા શેઠ દલપતભાઈ ભગુભાઈ બુદ્ધિવર્ધકમાં પધારેલા હતા. ત્હારે મ્હોટી મનાતી આશરે દોઢસોક શ્રોતામંડળની છોળ સભામંડપમાં છલકાતી હતી. શ્રોતાજનોમાં ઉત્સાહ ને

ઉમંગ હતો. ભાવીનાં ઉગતાં પ્રભાત સહુ આશાની આંખે નિહાળતા હતા બુલદ શબ્દે, પોતાની સમસ્ત છટાથી, ભવિષ્યની ગુફામાં પડઘાની પરંપરા ગાજે એમ, ગુજરાતના એ નવ્વીર નર્મદે પોતાનો ઈતિહાસપ્રખ્યાત સ્વદેશાભિમાનનો નિબન્ધ વાંચ્યો. મુબઈએ જાણ્યુ કે બુદ્ધિવર્ધક દેશ કાજે ઝૂઝે છે, બુદ્ધિવર્ધકના સેનાનીઓ નેમવન્તા છે શાન્તિદાસવરાજ અમદાવાદના નગરશેઠના યુવરાજે પ્રસન્ન થઈને એક સો રૂપીઆ સભાને બક્ષિસ આપ્યા એ સ્વદેશાભિમાનનો વ્યાખ્યાનોચ્ચાર તે મુબઈનગરીમા નર્મદનો પ્રથમ જયડંકો મુબઈએ જાણ્યુ કે એક જાગ્યો.

ચાર વર્ષ પૂર્વે હુન્નરખાનની ચ્હડાઈને સપવક્ષ્મીપ્રવાદ ગાઈને દલપતે નર્મદનગરીને સ્વદેશવાત્સલ્યના પહેલા પાઠ પઢાવ્યા હતા, ચાર વર્ષ પછી મુબઈનગરીને નર્મદે સ્વદેશાભિમાનના પહેલા પાઠ પઢાવ્યા નર્મદનુ વય ત્હારે ૨૦ વસન્તોનું હતુ.

દલપતજન્માવેલુ સ્વદેશવાત્સલ્યનુ એકાદશમા સ્મનુ ઝરણુ હવે વ્હેળો થતું હતું

પછી એકદા સપટેમ્બર માસમા ધીરાના ત્રણ પદ નર્મદે વાચ્યા, અને એ ધીરાનાં પદે નર્મદહૈયામાં પોઢેલી કવિતાને ઈલ્મકી લકડી મારી ને જગાડી 'હું મારે બેસતે ૨૩મે વરસે પદ્ય બનાવતો થયો.' સને ૧૮૫૫ના સપટેમ્બરની ૨૧મી, વિ. સ. ૧૯૧૧ના ભાદરવા શુદ દશમ.

નર્મદના કવિતાપૂર પછી દશેક વર્ષ પૂરજોસમા ગાજતા

'૧૮૫૫ના અકટોબરના બુદ્ધિપ્રકાશથી માલમ પડ્યું કે કવિતા બનાવવાના શાસ્ત્રને પિંગળશાસ્ત્ર કહે છે.' પિંગળશાસ્ત્ર શબ્દ એમ નર્મદને દલપતે ભણાવ્યો હતો.

ઈસ્વી ૧૮૫૫નું દલપતના સાહિત્યસંન્યાસનું વર્ષ એ નર્મદના કવિજન્મનું વર્ષ છે, ગોવર્ધનના જગત્‌જન્મનું વર્ષ છે.

પણ સ્વયં મુંબઈનગરીમાં યે નર્મદનાં પ્રતિષ્ઠા ને પ્રતાપ જામવાને ત્રણેક વર્ષની હજી વાર હતી. નવલરામભાઈ કહે છે કે '૫૮થી '૬૫ નર્મદની જાહોજલાલીનાં વર્ષો હતાં. દરમિયાનનાં ત્રણ વર્ષો નર્મદ પિંગળશાસ્ત્રને ને અલંકારશાસ્ત્રને સૂરતપૂનામાં શોધતો હતો, અને પચ્ચીસમે વર્ષે કાવ્યશાસ્ત્રસજ્જ થતો હતો. પણ પચ્ચીસમે વર્ષે ક્રીકેટ ખેલવા બેસે એવા કેટલાક ખેલવીરો ક્રીકેટપારંગત થયા જાણ્યા છે? નર્મદમાં પોતે જેને જોસ્સો કહે છે એવી રંજોગુણી કવિતપ્રેરણા પ્રકૃતિજન્ય હતી. પણ કાવ્યકલાનાં અંગ સમાં કાવ્યભાષા અને છન્દરચનાના નર્મદને પાકે ઘડે કાંઠલા ચ્હડ્યા નહિ. નર્મકવિતામાંની ફૂટનોટોમાંની કાવ્યકડીઓના અર્થવિસ્તાર કહે છે કે કાવ્યરચનાની હથોટી પૂરી ન બેઠયે કાવ્યક્લિષ્ટતાનું પાસુ નર્મદને રહી ગયુ હતું.

બુદ્ધિવર્ધક સભાના એક નરવીરની ઉદયકથાની રેખાવલિઓ કંઈક વાંચી. બુદ્ધિવર્ધકના બીજા નરવીરની ઉદયકથા એથી ઓછી કે આછી નથી. નર્મદ જેટલા જ જોમવન્તા, સમસ્ત સંસાર સ્હામે એક પગે ઉભવામાં

નર્મદના યે મ્હોટેરા ભાઈ, ચારિત્રઉજ્જ્વળામણે દલપત સમોવડ, મદ્યમાંસવ્યભિચારનિષેધ સો ટચનું સોનું, કપોળરત્ન શ્રી કરસનદાસ મૂળજી બુદ્ધિવર્ધક સભાના ને મુંબઈનિગરીના ત્ય્હારના બીજા નરવીર હતા. એમની સંક્ષેપવાર્તા વિના ત્ય્હારની મુંબઈનિગરીનો ઇતિહાસ અધૂરો જ રહે.

માનું સુખ ન્હોતું દીઠું, પણ નર્મદને વ્હાલસ્હોયા પિતા હતા, ને રતન પેરે પુત્રનું જતન કરતા. કરસનદાસને ન્હાનપણામાં માતા કે પિતાની હુંફ મળી ન હતી. ન્હાની વયમાં માતા વિનાના થયેલા બાળ કરસનદાસ, પિતા બીજી વાર પરણ્યે, માની વિધવા કાકીને ઘેર ઉછરીને મ્હોટા થયા હતા. કાકીએ કરસનદાસની કેળવણીમાં કમીના રાખી ન હતી; અને ૨૩ની વયે ૧૮૫૩માં કરસનદાસ એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યૂટના વિદ્યાર્થી ને મુંબઈના ત્ય્હારના ગુર્જરઅગ્રેસરોના સહાધ્યાયી થયા હતા. એ જ સાલમાં એક યોગ બન્યો, જેથી કરસનદાસના જીવનનું સૂકાન બદલાણું, પોતે સ્વાશ્રયી થયા, ને પછી જાહેરપુરૂષ થયા. બુદ્ધિવર્ધકની માતા પેલી ગુજરાતી જ્ઞાનપ્રસારક સભામાં એકદા વિધવાવિવાહનો વિષય ચર્ચાયો. સૂરતમાં તો દાયકા પૂર્વેથી દુર્ગારામ મહેતાજી એ સંસારપ્રશ્નને છણતા-છંછેડતા. મહેતાજીના થમ્મરવ્હેલોણાના પડઘા પછી મુંબઈમાં સંભળાયા. સભામાંની ચર્ચાના પરિણામે એ વિષયનો નિબન્ધ લખાવવાને એક પારસી સદ્ગૃહસ્થે બુદ્ધિવર્ધક સભાને રૂ. ૧૫૦ની રકમ આપી. બુદ્ધિવર્ધકનું એ ઈનામ તો સ્પર્ધાવિજેતા દલપતરામ જીતી ગયા, પણ એ

પ્રસંગે કરસનદાસને સ્વાશ્રયી બનાવ્યા. બે વીશી તરી ઉતરેલા કરસનદાસે એ સ્પર્ધાનિબન્ધ લખવા માંડ્યો હતો, પણ કાકીથી છાનો લખતા. કૌક કુટુંબી એ જાણી ગયું; અને એક દહાડો છાનાંમાનાં એ લેખપાનાં લેઈને કાકીને વાંચી સંભળાવ્યાં. પછી જુગજુગજૂની પેલી જૂનાનવાની અથડામણ જામી. 'મ્હેં ઉછેરી મ્હોટો કીધો. એ મ્હારી રજા વિના—.' કાકીનો માતૃહક્ક સાચો હતો. રોષના ભડાકા થયા, અને કરસનદાસને ઘરબહાર કીધા. પિતાનો આશરો ઘરથી ન્હોતો ને કાકીની છપ્પરછાયા પણ ગઈ. હસ્તલેખનાં પાનિયાં ચોરાઈ ગયાં, પણ કરસનદાસનાં હિંમત બુદ્ધિ કે કલમ કોઈએ ચોરી લીધાં ન હતાં. વિધવાવિવાહ ને દેશાટણના એ સંસારપ્રશ્નો ત્ય્હારે દેશમાં બહુ ચર્ચાતા હતા; અને વિધવાવિવાહનો નહિ તો દેશાટણનો નિબન્ધ કરસનદાસે બુદ્ધિવર્ધકમાં વાંચ્યો. સભાને એ નિબન્ધ ગમ્યો ને છપાવ્યો. જેનું કોઇ નહિ, ત્હેનો પરમેશ્વર. શ્રી ગોકુળદાસ તેજપાળની માંડવી લત્તામાંની ઈંગ્રેજી શાળાના કાર્યભારીઓએ તરત કરસનદાસને ઝડપી લીધા ને હેડમાસ્તર નીમ્યા. મુંબઈને એક જોદ્ધો મળ્યો. કરસનદાસ શાળામાં નોકરી કરતા, જાહેર ભાષણો આપતા, છાપાંઓમાં લખતા, ઘર પાસેની બુદ્ધિવર્ધકની કન્યાશાળાને સંભાળતા. કાકીએ કાઢી મૂકેલો જુવાનિયો એમ જાહેરપુરુષ થયો.

એવામાં મહિને બે આનાના લવાજમે પારસીઓએ રાસ્તગુફ્તાર છાપું કહાડ્યું. કરસનદાસે એમાં લેખમાળા

આદરી. ઝાઝે ભાગે રાસ્તગોફ્તાર પારસીઓનું છાપું હતું. કરસનદાસને થયું કે હિન્દુસંસારના મેલ ને રોગ કંઈ ઓછા નથી. પછી ૧૮૫૫માં કરસનદાસે સત્યપ્રકાશ નામનું છાપું કહાડયું. કરસનદાસ સત્યપ્રકાશના 'માનદ' તન્ત્રી હતા, અને શેઠ મંગળદાસ નથ્થુભાઈ સત્યપ્રકાશની ખોટ માંડી વાળતા. સત્યપ્રકાશ એટલે મુંબઈના સુધારામંડળની પહેલી પડઘમ.

'મુંબઈના જુવાન હિન્દુ સુધારકોમાં હવે કરસનદાસ મોખરે આવી પ્હોચ્યા હતા.' પાંચેક વર્ષો ઉપર બુદ્ધિવર્ધક 'સભા સ્થાપન થઈ તે વેળા પ્રાણલાલ મથુરાદાસ સરનશીન, મોહનલાલ ઝવેરી મુનશી, ને ગંગાદાસ કિશોરદાસ ખજાનચી હતા. પહેલા બેને નોકરી મળવાથી તેઓએ મુંબઈથી મુકામ ઉઠાવ્યો.' ગંગાદાસ પ્રમુખ થયા, ને કરસનદાસ કાર્યવાહક મંડળમાં જોડાયા. એ જમાનો નજરે નિરખનાર મહીપતરામ લખે છે કે 'એ સરદારોમાં કેટલાક જબરા હતા, પણ એમની સેના નબળી નાની ને બીકણ હતી.' પચ્ચીસેક વર્ષો પછી ધર્મવિચારમાં નર્મદે મહીપતરામની સાક્ષી ઉચ્ચારી છે.

સંગ્રામો સેનાઓ જીતે છે કે સેનાપતિઓ? સેનાપતિ રણમાં પડયે સેનાપતિસૂની સેનાએ કવ્હારેક સંગ્રામ જીત્યાનું ઇતિહાસ કહે છે. પણ સેનાસૂના કો એકલમલ્લ સેનાપતિએ સંગ્રામ જીત્યાના વિરલા ઇતિહાસ તો કોઇક પાર્થના, એકિલીઝના, કે હોરેશિયસના. વાંદરાંની સેના લઈને અદ્‌ભુત કો રામચન્દ્રજી જ રાક્ષસોને જીતે.

'પ૬ની સાલમાં બુદ્ધિવર્ધકના ગંગાદાસ પ્રમુખ, નર્મદ ઉપપ્રમુખ, મહીપતરામ મન્ત્રી, અને કરસનદાસ મૂળજી, કરસનદાસ માધવદાસ, ઝવેરીલાલ યાજ્ઞિક, ને ત્રિભુવનદાસ દ્વારકાદાસ કાર્યવાહક સભાના સભાસદો હતા. મુંબઈની સુધારાની સભાના મંડપસ્તંભો ધીંગા હતા.

એ જ સાલમાં મન્ત્રીને ઘેર મંડળે મળીને નિર્ધાર્યું કે બુદ્ધિવર્ધક ગ્રન્થ નામનું માસિક કહાડવું. પ્રથમ અંક સંસારના પાયારૂપ ગૃહિણીધર્મનો–સ્ત્રીકેળવણીનો હતો. અમદાવાદ પછી પાંચેક વર્ષે બુદ્ધિપ્રકાશના ન્હાનેરા ભાઈ બુદ્ધિવર્ધકનાં બ્યૂગલો વાગનાં થયાં.

બુદ્ધિવર્ધક સભાની ભાષા પણ બદલાણી. સરનશીનને સ્થાને પ્રમુખ, મુનશીને સ્થાને મન્ત્રી, રસાલાને સ્થાને નિબન્ધ લખાતા થયા. ' નર્મદાશંકર ઝવેરીલાલ વગેરે મુંબઈમાં ભણવા આવ્યા હતા તેઓએ શુદ્ધ ગુજરાતી દાખલ કરવા માંડી. ' ઇતિહાસ કહે છે કે ભાષાશુદ્ધિને અર્થે મહીપતપુત્રને હાથે હાસ્યાસ્પદ થયેલા રાજેશ્રી મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીના ભાષાશુદ્ધિના પૂર્વજોમાં સ્વય મહીપતરામ હતા, અને મુનશીના મન્ત્રી થયા હતા.

ત્ર્યેક માસ બન્ધ રહીને ૧લી જૂને પાછી સભા મળી. મન્ત્રી મહીપતરામે નિવેદન કીધું કે જ્યહાંથી બેસવાને બાંક મળતા તે બંધ થયે સભા હમણાં મળતી ન્હોતી. હવે ટીપ કરીને રૂ. ૭૦ના જોઈતા બાંક થયા છે. કરસનદાસચરિત્રમાં એ ટીપ મહીપતરામે છાપેલી છે; અને લખ્યું છે કે 'સભાની આગેવાનીમાં કેટલી ઉથલપાથલ

થઈ હતી તે એ ટીપ દર્શાવે છે.' એ ટીપમાં કરસનદાસનું નામ મોખરે છે, ને પ્રેમચન્દ રાયચન્દથી બમણી રકમ કરસનદાસે ભરેલી છે.

સત્યપ્રકાશ કહાડ્યા પછી કરસનદાસ પગથિયું પગથિયુ પૂરે ન્હડતા હતા. સભાને બાંકડા મળતા હતા તે યે કદાચ એ પૂરન્હેણમાં તણાઈ ગયા હોય.

*પછી એકાદ માસમાં જ કાંઈક મહત્વનો મતભેદ પડ્યો,* અને કરસનદાસે ને મહીપતરામે સભામાંથી થોડોક કાળ રાજીનામાં આપ્યાં. કરસનદાસને સ્થાને ન્હાનાભાઈ હરિદાસ નિર્માયા, મહીપતરામને મન્ત્રીસ્થાને કરસનદાસ માધવદાસ નિર્માયા. કરસનદાસચરિત્રમાં મહીપતરામ લખે છે કે શા કારણે એ મતભેદ પડ્યો તે મ્હને યાદ નથી.

કરસનદાસના કેવડાની ખુશબો અમદાવાદના સરકારી મંડળ સૂધી પહોંચી હતી, અને નવા નિમાયેલા ગુજરાતના કેળવણીખાતાના ઈન્સ્પેક્ટર મિ. હોપે ડીસાની છાવણીમાં નવી ઉઘડેલી ઈંગ્રેજી શાળાના હેડમાસ્તરની પદવીએ કરસનદાસને ન્હોતર્યા. બળવાનું વર્ષ બેસતાં કરસનદાસ ડીસે ગયા. જવાને અવસરે સભાએ કરસનદાસને માનપત્ર આપ્યું. ગયા ત્હારે કરસનદાસ નિજ સત્યપ્રકાશ મહીપતરામને સોંપતા ગયા હતા. સાસુવહુની લ્હડાઈ, હોળીની ઘેર, લગ્નસરામાં ગવાતાં ફટાણાં; મહીપતરામના આજીવનપ્રિય એ વિષયો સત્યપ્રકાશમાં ત્હારે મહીપતરામ ચર્ચતા. 'છ મહિના ન થયા એટલામાં મને અમદાવાદ નોકરી મળી. મેં રા. ઝવેરીલાલ ઉમિયાશંકરને તેના અસલ

માલિકની આજ્ઞાથી સત્યપ્રકાશ સોંપ્યું.' મહીપતરામ.

સ્થિતપ્રજ્ઞ દલપતરામના ૧૮૫૫માં અમદાવાદમાં આવ્યા પૂર્વે અમદાવાદમાં જેમ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનું આસિસ્ટન્ટ સેક્રેટરીપદ સરકારી નોકરીનું પગથિયું ગણાતું ત્હેવું મુંબઈમાં પણ ત્યહારે થતું. લોકસેવા એટલે સરકારી નોકરીનું પગથિયું.

ડીસા છાવણીમાં કરસનદાસ દશેક માસ રહ્યા. ત્યહાં ત્હેમને ધાતુક્ષયનો રોગ થયો. લશ્કરી અંગ્રેજ દાક્તરે માંસાહારની ભલામણ કરી. અભક્ષ્યનો એ ભક્ષ્ય ધર્મિષ્ઠ કરસનદાસને નિજ ધર્મ વિરુદ્ધ ભાસ્યો ને ના પાડી; એટલે સ્હામું દાક્તરે મન્દવાડનું પ્રમાણપત્ર આપવાની ના પાડી ને રજાનું બારણું એમ બન્ધ થયું. રજાનું બારણું બન્ધ થયે પછી રાજીનામું આપીને, '૫૭ ઉતરતાં કરસનદાસ પાછા મુંબઈ આવ્યા. મુંબઈ આવ્યે સદ્ધર્મી કરસનદાસને રોગે મટચો,ને દેશને એક સેનાપતિ સાંપડયો.

ત્યહારે કે પછી માંસાહારી કે મદ્યપી નહીં એવા–કરસનદાસ જેવા–સુધારાના અગ્રણીઓ કોણ કોણ થયા ? અને 'દૂધ પીવું એ માંસાહાર છે, માટે ન કરાય' કહીને પછી કરનારા કોઇ થયા છે ખરા ? ધર્મને કાજે નોકરીનું રાજીનામું ધરી દે ને રોગના હુમલાને યે કહે કે થાય તે કરી લે એવા કરસનદાસ સમા વિરલ સદ્ધર્મનિષ્ઠ જ સદ્ધર્મનો સંગ્રામ ખેલે તે શોભે ને જીતે.

મુંબઇના વાતાવરણમાં ત્યહારે તોફાનના પહેલા વાયરા વાવા માંડયા હતા. મુંબઈમાંના ચોયોસી નાતના બ્રાહ્મ-

ણોએ ત્હારે એક મહાપાતક કીધું હતું ! 'સન ૧૮૫૫માં મુંબઈના ગુજરાતી બ્રાહ્મણોએ ભૂલેશ્વર મહાદેવમાં છપ્પન ભોગ કર્યો. તે ઉપરથી શિવમાર્ગ અને વૈષ્ણવમાર્ગની વચ્ચે તકરાર ઉઠી. એ તકરાર વર્તમાનપત્રોને જમણવાર થઈ પડી.' વૈષ્ણવ આચાર્યોને થયું કે છપ્પનભોગ એ તો વૈષ્ણવી ધર્મનો સમારંભવિધિ. એ પૂજાવિધિ કરીને શૈવો વૈષ્ણવી પૂજાવિધિને છૂવે છે. મહારાજોએ મળીને ઉચ્ચાર્યું કે બ્રાહ્મણો શિવનિર્માલ્ય અન્ન જમ્યા, માટે એમને પ્રાયશ્ચિત લાગે; ને નિજ વૈષ્ણવ સેવકોને ફરમાવ્યું કે બ્રાહ્મણો પ્રાયશ્ચિત્ત ન લે ત્હાં સૂધી ત્હેમનાં દાન દક્ષિણા પંચભાગ બન્ધ કરવાં. મહારાજોએ બ્રાહ્મણવિરોધ કીધો ને સંસારને ખળભળાવ્યો. એ ઉછાળે ચ્હડેલા સંસારનાં પછી મહારાજોને પણ છાંટણાં છંટાયાં. આ ઉપાશન કીધું ન હોત તો કદાચ મહારાજ લાયબલ કેસ થયો ન હોત. મહારાજોએ કાદવમાં પથરો નાંખ્યો અને એના છાંટા એમને ઉડયા.

આચાર્યઆજ્ઞા સ્વીકારતાં પૂર્વે વૈષ્ણવસમાજે મહારાજો કને મન્દિરપ્રણાલિકાઓમાં કેટલાક સુધારા માગ્યા. ભાટિયા મહાજનવાડીમાં સભા મળી. લક્ષ્મીદાસ ખીમજી ને મથુરાદાસ લવજી મ્હોવડી હતા. કપોળમહાજનના શેઠ ગોપાળદાસે પણ સંગાથ આપ્યો. અવસર વિચારી જઈ મહારાજોએ ત્હારે હા ભણી. દરમિયાન 'વર્તમાનપત્રોમાં ખૂબ ઝપાટા ચાલ્યા, ને કરસનદાસનું સત્યપ્રકાશ ખૂબ ઘૂમ્યું.' શાસ્ત્રીઓએ વિદ્વત્સભા ભરી ને શિવનિર્માલ્યની શાસ્ત્રચર્ચાને માટે મહારાજોને ન્હોતર્યા. બ્રાહ્મણોનું આહ્વાન ભગવાનને

ચે ભારે પડે. શાસ્ત્રીઓનું આહ્વાન મહારાજોએ સ્વીકાર્યું નહિ, પણ મન્દિરચોકમાં વૈષ્ણવસભા ભરી. એ સભામાં એક બ્રાહ્મણે સમસ્ત બ્રાહ્મણોની વતી અપરાધ કબૂલ્યો ને માફી ચાહી. આચાર્યોએ બ્રહ્મમંડળનો અપરાધ ક્ષમા કીધો. ખરુંખોટું છાપાંઓએ છાપ્યું કે ક્ષમા માગવાનું ને આપવાનું એ તો નાટક હતાં.

શૈવવૈષ્ણવનો ઝઘડો એમ સંકેલાયો. પણ બીજાં છમકલાં પછી છમકયાં.

એવામાં વળી ભૂતભડકામણું બીજું તૂત ઉભું થયું. એક કો મોતીલાલ દલાલ ઉપર વૈષ્ણવાચાર્ય જીવણલાલજી મહારાજે દિવાની દાવો માંડ્યો, અને સાથે અરજપત્ર આપ્યું કે ધર્માચાર્ય હોવાને કારણે કોર્ટની હાજરીમાંથી પોતાને મુક્ત રાખવા. કોર્ટનો આશરો શોધવા જવું અને કોર્ટમાંથી મુક્તિ માગવાનો આ તો ઉઘાડો વિરોધાભાસ હતો. હાઇકોર્ટે ઠરાવ્યું કે મહારાજે કોર્ટમાં હજાર થવું પડશે. કોર્ટનો એ નિર્ધાર થયે જીવણલાલજી મહારાજે મ્હોટેરાઓને વચ્ચે નાંખીને મોતીલાલ સાથે સમાધાન કીધું. મહારાજોને તો ડોશી મૂઈ ને જમ ઘર જોઈ ગયા એ વાળી વાત થઈ.

પણ છાપાંનાં ભૂતનાં કાંઈ એમ સમાધન થાય છે? એ પ્રસંગચર્ચામાં પણ કરસનદાસે આચાર્યોનાં ચૂંથાય એટલાં ચૂંથણાં ચૂંથ્યાં. કહે છે કે સામ દામ ભયથી કરસનદાસને ચાંપવાના નિષ્ફળ ખેલો પણ ખેલાયા. કરસનદાસ એથી અધિકા ઉમંગે ઝ્હડયા. કરસનદાસના બોલ કડવા હતા, પણ પથ્ય હતા.

૭પમી જાનેવારી ૧૮૫૭ના સાત્યપ્રકાશના અ કમાં ગુરુશિષ્યધર્મના ઈનામી નિબ ધની જાહેરખબર છપાઈ. દલપતરામ સરયૂજળનિર્મળ પવિત્ર પન્થમા ઉછરેલા હતા, દલપતરામે એ નિબન્ધ લખ્યો ને સત્યપ્રકાશનુ ઈનામ જીત્યા માત્ર વૈષ્ણવાચાર્યોને નહિ, પણ જગતના સમસ્ત ગુરુમ ડળને દલપતરામે ત્હારે શિક્ષાબોલ કહ્યા છે કે

' સમજો, શાણા ગુરુઓ રે ! સમજો, શાણા ગુરુઓ રે !
શી રીતે પૂજાશો ?
સમજો, શાણા ગુરુઓ રે !

પછી સુધારાપક્ષના દુર્ગ નીચે સુરગ ખોદાઈ અને સત્યપ્રકાશની મ્હામે તોપ ગોઠવાઈ સ સારને કટકા કટકાવતું ચાબૂક નામે મુબઈમા એક છાપુ નીકળતુ કહે છે કે એ છાપાને કોઇકે ઉશ્કેર્યું, અને '૫૮ના ઑગસ્ટની ૧૭મી ને ૨૪મી તારીખના તથા ૩ જી સપટેમ્બરના એ પત્રના અ કોમા મુબઈના સુધારામ ડળવિરોધી લેખમાળા છપાઈ પરિણામે એક સુધારકે ચાબૂક મ્હામે બદનક્ષીની ફરિયાદ નોધાવી નવરોજજી ચાબૂક મૂઝવણમા પડચા પ્રેરણા કરનાર કો પડખે ઉભા નહિ राजद्वारे स्मशाने च य तिष्ठति स बान्धव એ વ્યાખ્યાનુસારી કો બન્ધુ થયો નહિ. ઉશ્કેરનારા પલીતો મૂકીને આઘે રહ્યા પછી ચાબૂકને કોઈ કે શીખવણી દીધી કે મહારાજને ઉપર સાક્ષીસમન્સ ન્હડાવો તો કામ થશે નવરોજજીને ગળે ઘૂટડો ઉતરી ગયો, ને તેમ કીધુ એટલે 'મહારાજેએ પોતાનુ મોટુ તોપખાનુ લડાઈના મેદાનમા આણ્યુ. '

સાક્ષીસમન્સ નીકળ્યે મહારાજોએ મન્દિરદ્વાર ભીડયાં. કોર્ટના બેલિફ તેથી મંહી પ્રવેશી શકયા નહિ એ ખરૂં, પણ સાથે ભાવિક વૈષ્ણવોનાં દર્શન પણ એથી બન્ધ થયાં. દર્શનવર્તિયાંને તો અપવાસ પડયા. વૈષ્ણવમંડળમાં હાહાકાર વર્તી ગયો.

પછી વાટાઘાટ ચાલી. વૈષ્ણવસમાજે દેવદર્શનાર્થે મન્દિરદ્વાર ઉઘાડવાની વિનતિ ઉચ્ચારી; મહારાજોએ સ્હામા કોલ માગ્યા. ધર્મભાવિક વૈષ્ણવસમાજે એ ગુરુબોલ સ્વીકાર્યો, અને ૧૯મી જાનેવારી ૧૮૫૯ની તિથિએ ગુરુશિષ્યો વચ્ચે દસ્તાવેજ થયો. એ દસ્તાવેજને 'ગુલામી ખત' કહીને વગોવવામાં સુધારાપન્થી છાપાંઓએ પછી જમીનઆસ્માન એક કીધાં.

ખરી રીતે તો નવા–જૂના કટ્ટર સંપ્રદાયીઓની આ અથડામણો હતી. પા સદી પછી એ સંગ્રામખેલન્દો નર્મદ ધર્મવિચારમાં કહે છે કે સુધારાવાળાઓનાં કરતૂક મહારાજોથી ક્‌ય્હાં ઉતરે એવાં છે? ગુલામી ખત કોણે લખાવી લીધાં છે ને કોણે લખી આપ્યાં છે એ આજ–૧૯૩૮માં Disciplinary Action ની સમશેર દીવા જેવું ઉઘાડું પોત પ્રકાશે છે.

એ દસ્તાવેજમાં ત્રણ પ્રધાન મુદ્દા હતા. ૧. નાતવાર ફંડ ઉઘરાવીને મહારાજોને કોર્ટમાં જવું ન પડે એવો કાયદો કરાવવો. ૨. મહારાજોના દિવાની દાવાઓમાં ઘરમેળે સમાધાન કરાવવામાં સહાયતા આપવી. ૩. ધર્માચાર્યની કે ધર્મની વિરૂદ્ધ કો લખે ત્હેને નાત બ્હાર મૂકવો.

લેનીને, મુસોલિનિએ, હિટલરે, અને <u>ટિનપાટિયા</u>

'સવાઈ હિટલરો' એ–૨૦મી સદીના કિયા કિયા સરસુ-ખ્તિયારે નિજ સંપ્રદાયીઓ કનેથી ફંડો નથી ઉઘરાવ્યાં? નિજ વિરોધીઓને દેશવટા નથી દીધા? કે 'ગુલામી ખત' નથી લખાવ્યાં? જૂનવાણીને ભાંડનારા નવીનાચાર્યો જૂને પન્થે જ પાછા કેમ પળે છે?

કહે છે કે છેલ્લી તોપ કરસનદાસની સ્હામે માંડેલી હતી. હિતસ્વીઓએ સલાહે આપી કે કરસનદાસ! સમય વર્તી જાવ. લોક તો સત્યપ્રકાશ વાંચવાને ટમટમી રહ્યું હતું. કરસનદાસ 'જન્મે વાણિયા, પણ ગુણે ક્ષત્રિય હતા.' પછીનો રવિવાર આવ્યો, ને સત્યપ્રકાશ પ્રગટ થયું તે કરસનદાસના પ્રકાશરૂપ હતું. સત્યપ્રકાશનાં વાગ્બાણોએ એ 'ગુલામી ખત'નો કચ્ચરઘાણ વાળ્યો.

પેલા દસ્તાવેજની લીલી શાહી પણ રેળાઈ ગઈ. કરસનદાસને કોઈએ કાંઈ નાતબહાર કીધા નહી. ટીપમાં ભરાયેલાં નાણાં ઘણાંખરાં આવ્યાં નહિ. નવરોજજી ચાબૂક પણ કેસ હારી ગયા. પોતાને ઉશ્કેરનારનું નામ છાપીને ચાબૂકે પછી વેર વાળ્યું ને મન મનાવ્યું.

ગંગાજીના ઘાટે ઘાટે બળવો ભડભડતો હતો ત્હારે મુંબઈનગરીના ચોકમાં ધર્મ અને સંસારના આવા રણ-જંગ ખેલાતા હતા.

મુંબઈમાં હોળી સળગેલી જ હતી, ને એની ઝાળની ઝપટ દલપતરામને વાગી.

નર્મદને યે પૂર સ્હડતાં હતાં. '૫૮થી નર્મકવિતાના અંકો છપાયા; '૫૯માં વૈધવ્યચિત્રો લખાયાં; અને એ જ અરસામાં નર્મદ 'સંસ્કારી' સુધારક થયો.

દલપતનર્મદ મુંબઈમાં ભેટયા તે પૂર્વે બન્ને કવિવરો ભાવનગરને રાજદરબારે પણ જઈ આવ્યા હતા.

પૂને નીલકંઠ શાસ્ત્રી પાસે પિંગળ અલંકાર ને રસ-શાસ્ત્ર શુદ્ધ કરાવી '૫૯ બેસતાં નર્મદ મુંબઈ આવ્યો, અને 'હવે બાપને ભારે પડવું નહિ' એવું નિર્ધાર્યું. 'પૂનેથી મુંબઇ આવ્યા પછી મ્હેં એક નવા સ્વામીનારાયણ–ચૂડા-રાણપુરના હરિશંકર વિશે સાંભળ્યું.' પહેલાં હરિશંકર ગુજરાતી શાળામાં શિક્ષક હતો, પછી ધર્મગુરુ થઈ પડયો હતો. 'હમારે બન્નેને બનશે' એવું ધારેલું. પિતાને જણાવ્યા વિના જ કવિવર ચાલી નીકળ્યા.

સૂરત રાંદેર કુંદિયાણા ભગવા દાંડી થઈ ને નર્મદા કવિ ઘોઘામાં હાટકેશ્વરની ધર્મશાળામાં જઈ ઉતર્યા. 'ત્યાં ....એક નાગરબાઇએ પૂછયું કે કાંઈ સરકારી કામકાજે આવ્યા છો ? મેં કહ્યું, ના. એ વખત એણે જે મોં મચકોડયું છે તે મને હજી સાંભરે છે.'

પછી ગાડી કરી ભાવનગર જઈ સ્વજ્ઞાતીલા પ્રાણ નારાયણને ત્હાં ઉતર્યા. પ્રાણનારાયણ ત્યહાંની ઇંગ્રેજી શાળામાં શિક્ષક હતા. ભાવનગરમાં કવિવરે જાણ્યું કે 'હરિશંકરનું જોર છેક નરમ પડી ગયું છે ને તે કેદમાં છે.' ચૂડારાણપુર જવાનું અટકાવી કવિવર ચાર દિવસ ભાવનગરમાં રહ્યા. ગગાભાઈને જઈ મળ્યા. વિવેકસાગર ગગાભાઇએ કવિને જમવાને ન્હોતર્યાં. 'હું ધારતો તેટલી ઉલટથી તેઓએ મારો સત્કાર કર્યો ન્હોતો.' કમને કવિવર જમવાને ગયા; જમવામાં લિજ્જત આવી નહિ. 'જમવાની મઝા તો

થોડા સ્નેહીઓમાં નિશા સાથે નાના પ્રકારના પડિતાઈવાળા તડાકા ચાલતા હોય ત્હારે.’ વજલભાઇએ સાહિત્યાચાર્યને ‘મનોહર સ્વામીના પુસ્તકો બતાવ્યાં :ને ઇચ્છા દેખાડી કે આ પદસગ્રહ લ્યો ને છપાવજો. ખરચ હુ આપીશ’ મુબઇના સુધારક કવિને ખીલતી કળી સમી નવકન્યાશાળાની વાતો કરી. સ્હાંજે વજલભાઈ ને છગનલાલ દેસાઇએ નવા ઉઘડેલા બદરનો ડક્કો નર્મદને બતાવ્યો. મુબઈવાસીને ભાવનગરના દરિયા જેવો ડક્કો ભાગ્યો એક બ્હૉગની વાડીમાં દેસાઈજીરચ્યાં ગીતો રાજગાયક શિવરામે ગાઇ સંભળાવ્યાં. દીવાસમે રાજમહેલે ગયા, મહારાજાને મળ્યા ‘હુ બોલ્યો આપ એક વખત મુબઇ આવી જાઓ ત્યારે મહારાજ હસીને બોલ્યા કે હા, વિચાર તો છે’

‘રાતે હું... શહેર બહાર એક મુસલમાન વેશ્યાનુ ગાણુ સાભળવા ગયો હતો.’ ત્હા મિજલસમા ‘કેટલાક વહીતરૂ કરી જાણનાર’ વાણિયાઓ હતા. તે તો રૂપિયો –બે રૂપિયા આપીને ઘેર ગયા. પછી દસેક સગીતરસિયા રહ્યા. એક મુસલમાન તરેહતરેહની ફરમાશો કરતો ‘એહો કહુ કેરબો કર .પેલીએ બાલ છુટા મૂકી દીધો–ઠીક કીધો’ વેશ્યા કલાવન્ત હતી, એને સિતાર નરવા સારગી વગાડતાં આવડતા ‘સિતાર બજાવો’ની ફરમાશ થઈ. પાછલી રાતના ચારેકનો સમય ને પેલીને પણ જોસ્નો ચડી આવેલો તેથી તે સિતાર વગાડવા બેઠી ‘એ વેળા તે બાઈની સૂરતની કુદરત ઉપર હુ મોહિત થયો હતો’

‘બીજે દહાડે હુ સૂરત આવવા નીકળ્યો. ગગાભાઇએ પોતે ઘેર તેડી એક હલવાન ને પાઘડી વિદાયગીરીમા આપ્યા.’

પછી ચૈત્ર બેસતાં નર્મદ કવિવર વડોદરે ગયા હતા. ગાયકવાડની રાજધાની જોવી ને બને તો ડભોઈ જઈ દયારામનાં પદો લાવવાની ધારણા હતી. દયારામભાઈના શાગીર્દ કને જવું હતું તે ચૈત્ર માસમાં ઓખાહરણની કથા કરવાને વડોદરે આવ્યા હતા એટલે ત્હાં જ મેળાપ થયો. 'વડોદરામાં હું દરબારમાં ગયો ન્હોતો....રાજાને એક વખત મલ્લો કુસ્તી રમતા હતા ત્યાં દૂરથી જોયા હતા.' 'વડોદરૂં જોયું ને ધરાયો.'

ગુર્જરીની બે રાજધાનીઓની નર્મદા કવિવરે 'એ પ્રમાણે ૨૦ દહાડા મુસાફરી કીધી.' બન્ને સ્થળેથી કવિવર આશાનિરાશાથી 'ધરાઈને' આવ્યા હતા,

એપ્રિલ આખરે મુંબાઈ જઈ 'મારૂં હરદાસનું કામ શિખવાને પુને જવું ધારતો હતો. એટલામાં દલપતરામ કવિ મુંબઇ આવવાના છે એવું મેં સાંભળ્યું. મારા મિત્રોએ મને ચ્હીડલવા માંડયો કે તે આવે છ માટે તું ન્હાસી જાય છે.' એ કારણથી પૂને જવાનું મેં મોકુફ રાખ્યું. 'સને ૧૮૫૮માં મંગળદાસ નથ્થુભાઈએ કવિ દલપતરામને મુંબાઈ આવવાને કાગળ લખ્યો હશે.' 'મિ. હોપનો મુકામ ૧૮૫૯ના ચોમાસામાં મુંબઈમાં થવાનો હતો, તેથી કવિ દલપતરામે માંહે મળતા પોતાના મુરબ્બીની કચેરીની સાથે આવવાનું વધારે સારૂં ધાર્યું હશે' મિ. હોપની મુંબઈપધરામણીનો નામનિર્દેશ પછી આ પ્રકરણકથામાં કે આત્મકથામાં આવે છે ખરો? તરંગો એ કવિતા હોય, ઈતિહાસો નથી.

રાજખરાયેલો, મિત્રચ્હીડવેલો, નિજ પ્રકૃતિઅનુસાર એવા મનમોજી બુટ્ટાઓ ઘડતો, નર્મદ દલપત આવ્યાની વાટ જોતો બેઠો હતો. મુંબઈના ચોકમાં પેલી હોળી સળગતી સતી.

'૫૮માં કવીશ્વરને બુદ્ધિવર્ધકના મન્ત્રી ગંગાદાસનો કાગળ આવ્યો હતો કે મુંબઈ આવો. આંખોની દવા કરાવવાને દલપતરામને મુંબઈ જવાનું હતું. પણ બુદ્ધિવર્ધકના આમન્ત્રણને તેમ જ નેત્રરોગનિવારણને–બન્નેયને હોપ વાંચનમાળાની કમિટિએ અવરોધ્યા. પાંચ દાયકાઓનું નવ ગુજરાતઘડતી એ કવિતાઓ રચાઈ રહે કવીશ્વર મુંબઈ જવાને સ્વતન્ત્ર થયા. હોપનો મિત્રપ્રેમ કહો કે વાંચનમાળાની દેશસેવા કહો–આમન્ત્રણ અને આરોગ્ય કવીશ્વરને એ બન્નેયથી ઓછાં હતાં.

૧ લી એપ્રિલે સોસાયટીનો ચાર્જ દલપતરામે હાઈસ્કુલના આસિસ્ટન્ટ માસ્તર રણછોડભાઈ ઉદયરામને સોંપ્યો. વાંચનમાળાનો દરિયો ડહોળાઈ રહ્યો હતો, ને મંહીની મીઠી વીરડી સરજાઇ રહી હતી. નિજ અપંગની આંખો થવાને વાંકાનેરથી ભાણેજ નારણજીને તેડાવ્યો. મૂળીમાએ સહપરિવાર વતનમાં જઇ વાસો કીધો ને કવીશ્વરે ખરચી મોકલવા માંડી. 'ગુજરાતી નિશાળના મહેતાજીને લખ્યું કે મોહનલાલને જે જોઈયે તે આપજો અને તેને ભણાવજો:' ઈંગ્રેજી પણ ભણાવજો. મહેતાજીને ઈંગ્રેજી આવડતું ને ઇંગ્રેજીનો વર્ગ ઉઘાડેલો હતો.

સોસાયટીના સેક્રેટરી તથા આસિસ્ટન્ટના મનોમન્દિરિયે

સોસાયટીની શાખા કે પુસ્તકશાળા મ્હોટા મ્હોટા શહેરોમાં સ્થાપી ગુજરાતને નવપલ્લવ કરવાના મનોરથો ઘૂમ્યા જ કરતા હતા. કરટિસે કવિને કહ્યુ કે ભાવનગરરસ્તે મુંબઈ જાવ અને ત્ય્હાં પુસ્તકશાળા રચાય એવું કરતા જાવ. કવીશ્વરે બીડુ ઝડપ્યું. મહારાજાને રંજન કરવાને નિજ રાજછત્ર સમા વજેસગ મહારાજના નામનું વિજયક્ષમા કાવ્ય કવીશ્વરે રચવા માડ્યુ. રસ્તે મારગમાં પણ એ ગ્રન્થનુ કામ કરતા. ૧૭ મી એપ્રિલ ને રવિવારે કવીશ્વર અમદાવાદથી મુંબઇ જવાને નીકળ્યા તે સવા માસે પછી–૨૭ મી મેએ સાગર આરે ઉતર્યા.

આખે સાવ અપંગ હતા બુદ્ધિવર્ધકના આમન્ત્રણે ને આખોની દવા કરાવવાને મુંબઈ જવાનું હતું. ધોળકે થઈને અરણેજ ગયા, ને અરણેજથી કોઠ ગયા. કેડી જૂની ને પૂર્વપરિચિત હતી કોઠમાં અમરેલી પરગણાના ગાયકવાડી ઇજારદાર મજમુદાર રગીલદાસ મળ્યા વડોદરેથી મેનાનો સિરપાવ લેઈને સાઠેક માણસોના રસાલા સહિત પાછા વતનમા જતા હતા કવીશ્વર મળ્યા, કવિતા સભળાવી, પ્રસન્ન થયા, સગાથમા લીધા. 'રસ્તામાં બહુ બરદાસ રાખી હતી.'

સફરનુ પ્રથમ પગથિયુ કવીશ્વરને શુકનિયાળ નીવડ્યુ.

ભાવનગરમા જઈ કવીશ્વર વિવેકનિધિ ગગાભાઈ ને મળ્યા ને વિજયક્ષમા સભળાવી ત્ય્હા સાભળ્યુ કે પખવાડિયા ઉપર જ નર્મદા કવિવર આવી ગયા હતા વજેસગ મહારાજનો ને કવીશ્વરનો રાજસબધ ગગાભાઈ સાહેબથી

અજાણ્યો ન્હોતો. પછી ચૈત્રી ૧૪ની અજવાળી તિથિએ કવીશ્વર રાજસભામાં ગયા. છગનલાલ દેસાઈ સામળદાસભાઈ વજેલભાઈ ગગાભાઈપ્રમુખ કારભારીમડળ ત્હા બેઠેલુ હતું. મહારાજના શિવરામ ગાયકે સગીત જમાવ્યું પહાડી ભરાવમુદ્રાળા મેઘશ્યામ મહારાજા મધ્યે વિરાજતા હતા પછી વિજયક્ષમા કાવ્યથી કવીશ્વરે રાજસભા ગજાવી કવીશ્વરનો બુલન્દ પણ મેઘમધુરો કઠ, હિન્ડોળા ખાતી ચારણી હલક, દબદબાભરી રાજદરબારી કાવ્યશૈલી, સૌથી રાજસભા ગજન થઈ. સિરપાવ આપવા માડયો ત્હારે એ સુદામાએ કહ્યુ કે ' હુ સિરપાવ લેવાને આવ્યો નથી આજે તો બીજુ લેવાને આવ્યો છુ. ' સદ્‌ભાવી ગગાભાઈ બોલ્યા, કહો, શી ઈચ્છા છે? કવીશ્વરે કહ્યુ, મ્હારે માટે નહિ, ભાવનગરની પ્રજાને માટે વચન નાંખુ છુ. દસરાએ દસરાએ વજેસગ મહારાજ દસ હજાર ખર્ચતા દસ હજાર ખરચો, કારબસ સાહેબનુ કે મહારાજાનુ નામ જોડો, ને ભાવનગરમા પુસ્તકશાળા સ્થાપો. કારભારીમડળે કહ્યુઃ પુસ્તકશાળા યે થશે, પણ આ શિરપાવ તો લેવાનો જ હોય મહારાજે રૂ. ૨૦૦ અને શાલપાઘ બક્ષ્યા સભામાથી ઉઠયે શ્રી છગનલાલ દેસાઈએ વચન આપ્યુ કે ' મ્હારા રુપિયા યે મહારાજના જ છે કવીશ્વર! ભાવનગરમાં પુસ્તકશાળા જરૂર થશે કવિવચન વૃથા નહિ જાય ' પરિણામે પછી ભાવનગરમા દેસાઈજીની લાયબ્રેરી સ્થપાઈ.

પદરેક દિવસ કવીશ્વર ભાવનગરમા રાજમહેમાનીએ હ્યા વિદ્યોત્તેજક સભાએ કવીશ્વરનુ દેશકલ્યાણનુ જાહેર યાખ્યાન કરાવ્યુ ૧૭મી મેએ પછી ઘોઘે ગયા ઘોઘામા

પણ મુનસફની સાગરતટની હવેલીમાં નીતિબોધ સભા મળી હતી ને દલપતવ્યાખ્યાન દરિયાદેવે ત્ય્હાં સાંભળ્યું હતું.

વિદ્યાનાં ને નવસંસ્કારનાં માર્ગે ફૂલડાં વેરતા વેરતા આંખઅપંગ કવીશ્વર મુંબઇ જતા હતા.

ટપાલના ચોથા નંબરના મછવામાં બેસી ઘોઘેથી દલપતરામ દાંડીકિનારે ૨૧મીએ ઉતર્યા ને સૂરત ગયા. સૂરતથી વિક્ટોરિયા મહારાણીના જન્મદિવસે–૨૪મી મેએ શ્રી મોહનલાલ ઝવેરીની સંગાથે ફ્રેલાફ્રસ આગબોટમાં મુંબઈ જવાને નીકળ્યા. બે દિવસ આગબોટ તાપીમાં પડી રહી; જાણે મુંબઈ જવાની કવીશ્વરને ના પાડતી હોયને! ૨૭મી મેએ સ્હવારે દશેક વાગતાં સાગરજળ ઉપર સૂર્યદેવ ઝળાંમળાં થતા હતા ત્ય્હારે કવીશ્વર મુંબઈ ને કિનારે ઉતર્યા અને સ્વામીનારાયણના મન્દિરમાં દેવછાયે જઈ ને વાસો કીધો.

અજાણ્યા કે જાણીતા, ગામોગામ ને શહેરેશહેર, કવીશ્વરના બે ઉતારા જીવનભરના હતાઃ એક સ્વામીમન્દિર ને બીજું મહેતાજીનું ઘર.

પ્હણે લાડની વાડીમાં નર્મદ દલપતઆગમનની વાટ જોતો બેઠો હતો. દલપતરામને પણ દૈવ લાડની વાડી ભણી જ ઘસડી જતું હતું.

નર્મકવિતામાંના કવિજીવનમાં નવલરામભાઇ કહે છે કે નર્મદા કવિ ’૫૯ની સાલમાં ‘ સંસ્કારી ’ સુધારક થયા. અને ઉમેરે છે કે ‘ અતિ ઉત્સાહી પ્રકૃતિ મધ્યમપણામાં રહી શકતી જ નથી. ’

આત્મકથા (પા. ૬૭) માં નર્મદ લખે છે કે 'સને ૧૮૫૯ના વર્ષથી હું ધર્મ સંબંધી વહેમોથી મુક્ત થયો– સંસ્કારી સુધારાવાળો થયો.'

ધર્મવિચારમાં (પા. ૨૦૯) નર્મદ લખે છે કે સં. ૧૯૧૬ (ઈસ્વી ૧૮૬૦) માં પોતે પરમહંસ સભાની દીક્ષા અંગિકારી. પા. ૨૧૦ મે લખે છે કે પોતે '૧૬ વર્ષ સ્વધર્મથી પતિત રહ્યા પછી પાછા (૭૪માં) સ્વધર્મના સિદ્ધાન્તોને સત્ય માનતા થયા.' આ વાકયબોલ કહે છે કે પરમહંસ સભાની દીક્ષા નર્મદે '૫૮માં લીધી હોય.

એકાદ વર્ષની કંઈક અંહી ગડભાંગ ભાસે છે

એ 'સંસ્કારી સુધારક' એટલે શું? એ પરમહંસ સભા કેવીક હતી? '૫૮–'૫૯માં નર્મદા કવિવર કિયે ઢાળે ઢળતા હતા?

એ સોળ વર્ષમાં કવિવરનો માનસદેશ કેવોક હતો?

'વેદ ઈશ્વરપ્રેરિત નથી. દેવપિતર નથી વ્રત જપ તીર્થ એથી ફળ નથી....ઈશ્વર નિરાકાર છે, મૂર્તિ ન પૂજવી ...જીવને જન્માન્તર નથી...જાતિભેદનું પ્રયોજન નથી. અન્યધર્મી સાથે ભોજનવ્યવહારથી ને મદ્યમાંસથી પતિત થવાતું નથી. ધર્મક્રિયાની આવશ્યકતા નથી. લગ્નક્રિયા મરણક્રિયા નિરર્થક છે.' ધર્મવિચાર, પા. ૨૦૯, ફૂટનોટ.

સોએક વર્ષોની ચર્ચાઓને પરિણામે આજે કેટલાએકને આમાંનું કેટલુંક નવું ન યે લાગે. આઠદસ દાયકા પૂર્વે આ બધું ભૂતભડકામણું હતું, સાંભળીને આભ તૂટી પડતાં.

આ તો નર્મદે સ્વકથા કહી. ત્યહારના ઉચ્છેદક સુધારાવાળાઓ વિશે નર્મદા કવિવર લખે છે કે 'સઘળા યે સ્વધર્મથી અજાણ, સઘળા યે પરલોક વિષયની પરંપરાનો અનાદર કરવાવાળા' હતા. 'કોઈ ખ્રીસ્તી બાઇબલની નીતિ ઉપર ને કોઈ ગૃહસંસારના વિષયમાં યૂરોપિયન રીતિ ઉપર મોહિત હતા. કોઈ ધર્માચારના બંધનથી છુટી યથેચ્છ વર્તવાને....હોંશીલા હતા.' ધર્મવિચાર, પા. ૪૯.

એ જમાનામશહુર એ પરમહંસ સભા તે હતી કોણ ?

પરમહંસ સભા મુંબઈમાંની પ્રાર્થનાસમાજની જનની થાય. મુંબઈ પ્રાર્થનાસમાજનો ઈતિહાસ પરમહંસ સભાની ઈતિહાસવાર્તા કહે છે.

પરમહંસ સભા એક છુપી મંડળી હતી, અને એના દીક્ષિતો પણ જાહેરમાં પોતાનાં નામ ન્હોતા બોલતા. કોઈક હિંમતબહાદુરે દીક્ષિતોની નામાવલિ છપાવવાનું કર્યું ત્યહાં સભા ભાગી પડી.

પરમહંસ સભા જબરદસ્ત સભા હતી. બેલગામ સતારા પૂના મુંબઈ રત્નાગિરિથી સૂરત સૂધી સભાની શાખાઓ હતી. હજારેક સભાસદો હતા. ૧૮૪૦ના અરસામાં જન્મી હતી. '૬૫માં–પચ્ચીસની ભરજુવાનીમાં મૃત્યુવશ થઈ.

'૬૭ના માર્ચની છેલ્લી તારીખે–ફાગણ વદ ૧૧–પાપમોચની એકાદશીએ પંદરેક સભાસદોએ મુંબઈ પ્રાર્થનાસમાજ સ્થાપી. એ પંદરમાંના દશેક પરમહંસ સભાના પરમહંસો હતા.

પરમહંસ સભા એટલે એક જાતનું નાતજાતપાતતોડક છૂપું મંડળ.

ત્હારે ' *નીતિબંધનો શિથિલ થયાં હતાં.* વ્યસનાસકિત, નાના પ્રકારની ચેનબાજી, ભક્ષ્યાભક્ષ્યના ધરબન્ધ તૂટ્યા હતા. વેશ્યા સ્ત્રીઓના વાસ મુંબઈભરમાં પ્રસર્યા હતા. નાચરંગ વિનાના તો કોક જ લોકસમારંભ થતા હશે. ' મુંબઈ પ્રાર્થનાસમાજનો ઇતિહાસ.

સર દીનશાહ વાચ્છા કહે છે કે '૬૫થી '૭૫ના દાયકામાં Nautch parties were exceedingly common.

'૧૮૦૭ની સાલમાં મિ. ટેલર નામના એક ગૃહસ્થે મુંબઈવિસવાટનો આગ્રહ કીધો. સરકારની પરવાનગી ન મળવાથી સુરત જઇ રહ્યા. પછી ૧૮૧૧માં ત્રણ પાદરીઓ આવ્યા. ખુદ કંપની સરકારે ત્હેમને હાંકી કહાડ્યા. '

' લોકોના ધર્મ વિરૂદ્ધ ઉપદેશ કરવા લાગશે અને તેથી, લોકમાં અસંતોષ જન્મશે માનીને પ્રત્યક્ષ કોર્ટ ઓફ ડાયરેક્ટર્સનો જ ત્હારે હુકમ હતો કે ખ્રીસ્તી ધર્મોપદેશકોને મુંબઇવાસ કરવા દેવો નહિ. '

મુંબઈવિસવાટની પાદરીઓને પરવાનગી ૧૮૧૪માં મળી. તરત ત્હેમણે ધર્મપ્રચાર આદર્યો, અને ધર્મપ્રચારાર્થે શિક્ષણપ્રચારનાં પગરણ માંડ્યાં.

નવશિક્ષણપ્રચારની સંસારઅસરો વિશે મિ. લિયોનાર્ડ કહે છે કેઃ

Its (i. e. of European education) first introducton *greatly tended to create* among members

of the educated and intelligent classes of people a lamentable athiesm & indifference of religion in general. English education...which, while sapping the foundation of the Hindu Religion, substituted nothing in its place: hence a race of unbelievers sprang up.'

ત્હારના નવશિક્ષિતોનો 'દેવધર્મ' ઉપરનો વિશ્વાસ નાશ પામતો હતો.' 'ખ્રીસ્તી ધર્મ ત્હેમને પસંદ ન્હોતો; પણ નિજ વિચારસાર ખુલ્લે મુખે ઉચ્ચારી એ વિચારસારગ્રાહકોની જાહેરસભા સ્થાપવાનું ધૈર્ય એમનામાં ન્હોતું.'

સુમારે ૧૮૪૦માં એક છૂપી મંડળી સ્થપાઈ. સૂરતના પાંચ દદાઓમાંના દાદોબા પાંડુરંગ ને એમના ભાઈ આત્મારામ પાંડુરંગ મોડવી હતા. '૪૦થી '૬૫–પા સદીભર સભાના પ્રમુખપદે હતા શ્રી રામભાઉ બાલકૃષ્ણ જયકર.

ફણસવાડીમાંની દુમેટાની ચાલીમાં ત્રીજે મજલે એક ખોલીમાં સભાનું કાર્યાલય હતું. જયકરને ત્હાં કે આત્મારામ પાંડુરંગને ત્હાં અઠવાડિયે એક વાર મંડળી મળતી. 'પ્રતિમાપૂજનના ને જાતિભેદના ત્યાગ સભાના મુખ્ય ઉદ્દેશ હતા.' સ્ત્રીજાતિનું શિક્ષણ અને સ્વાતન્ત્ર્ય, વિધવાવિવાહ, પરદેશગમન સુધારાના સ્તંભો હતા; પણ ઘુમ્મટ તો હતો જાતિભેદનો સમૂળગો ઉચ્છેદ.

'માબાપોને જાણ પડી એટલે બાળકોને કોઈ યે સભામાં જવાની બંધી કીધી. કેટલાકોએ મિશનશાળાઓમાંથી બાળકોને ઉઠાડી લીધાં.'

'કાંઇક ફ્રી મેસનશાયી પદ્ધતિ સભાસંચાલકોએ યોજી હોય એમ લાગે છે. સળ ગોલ' એકંકાર કરવાનો પ્રયાસ હતો. માત્ર હિન્દુઓની સભા ન હતી. મંહી પારસી હતા, યાહૂદીઓ હતા. વર્ષમાં એક કે અધિકવાર નિરનિરાળી જાતોના લોકો એકઠા મળી સહભોજન કરતા; પણ ગુપ્તપણે.'

પરમહંસ સભાનો દીક્ષાસંસ્કાર હતો. જૂનવાણી સર્વસ્વનો ત્યાગ અને નૂતનતાનો સ્વીકાર એ લક્ષણોનો પ્રતીક એ દીક્ષાસંસ્કાર હતો. શ્રી ભીખાજી લક્ષ્મણ સભાના દીક્ષાગુરુ હતા. નવદીક્ષિતની અંજલિ પાણીથી ભરતા, અને જૂનવાણી ઉપર પાણી મૂક્યું એ ભાવે અંજલિ ઠલવાતી. નૂતનતાના અંગિકારના પ્રતીકરૂપે પછી ચહાના પ્યાલામાં ભીસ્કુટરોટીનો કટકો બોળીને નવદીક્ષિત ખાતો. સન ૧૮૫૩માં એલફિન્સ્ટન ઇનિસ્ટિટ્યૂટમાં પોતે ભણતા ત્યહારે ૧૬ની વયે ડૉ. સર રામકૃષ્ણ ગોપાળ ભાંડારકરનો પરમહંસ સભાપ્રવેશનો દીક્ષાસંસ્કાર ડુમેટાની ચાલની ખોલીમાં થયો હતો. દાક્તર સાહેબ કહે છે કે પાંઉકટકો જ્યહારે મ્હને ખાવાનો આપ્યો, ત્યહારે મ્હને રોમાંચ થયો હતો ને જાણે કે કાંઈક અજૂગતું કરતો હોઉં એવું લાગ્યું હતું.

આજે યે લોકપ્રશ્ન તો એ પૂછે છે કે ભદ્રંભદ્ર મ્હટે કે ભ્રષ્ટંભ્રષ્ટ ?

કેટલાક સભાસદો અજ્ઞેયવાદી કે નાસ્તિકવાદી હતા; કેટલાકના ઢાળા ખ્રસ્તી ધર્મ ભણી ઢળેલા હતા. અઠવાડિયે અઠવાડિયે સભા મળતી. કોક ધર્મોપદેશક થતું ને

ખ્રીસ્તી ધર્મોપદેશશૈલીએ ઉદ્દબોધનો થતાં. બાબા પદમજી નામના પારસીએ 'અક્રુરજીએ ગોપીઓને આપેલું બ્રહ્મજ્ઞાન' એનો ઉદ્દબોધસદ્દબોધ કીધો હતો.

'૬૪માં બ્રહ્માનંદ કેશવ ચન્દ્ર સેન બંગાળાથી આવ્યા. વ્યાખ્યાનો કીધાં, ધર્મોપદેશો દીધાઃ પણ સહુ વૃથા-પત્થર ઉપર પાણી. 'સેન બાબૂ આવ્યા એવા ગયા.'

'૬૪ની દીવાળી મુંબઈમાં મહાઉત્સાહિની હતી. અમેરિકાના આન્તરવિગ્રહને કારણે વણરાજ-હુન્નરખાનની ચ્હડાઇમાં દલપતરામે બિરદાવેલો 'વીર વડો વણરાજ' -લક્ષ્મીની રેલમછેલ રેલાવતો હતો. સહુ કો સોનાનાં ઝાડવાં જોતાં, સહુકોની આંખે સોનાનાં અંજન અંજાયાં હતાં.

'૬૫ ના એપ્રિલમાં એ આન્તરવિગ્રહ સમેટાયો. જૂલાઈમાં ભલભલાનાં સ્થિત્યન્તર થયાં. એ સાલમાં રામભાઉ જયકર પણ વિદેહ થયા. પરમહંસ સભાનું દફ્તરે ચોરાઈ ગયું. મહીંથી કેટલીક છૂપી નામાવલિ પ્રગટ થઈ. પરમહંસ સભા ભાગી પડી-ગંજીપાના બંગલા જેવી ઘડીકમાં ભાગી પડી. કોક છીંકયું ને એક છીંક મૃત્યુછીંક નીવડી. બાબા પદમજી, શાહુરાવ કૂકડે ખ્રીસ્તી થયા. દાદોબા પાંડુરંગ સ્વીડનબોર્ગપન્થે વળ્યા. કેટલાએક દેવ મામલતદારના શિષ્ય બન્યા. શાસ્ત્રીવર્ગ આવ્યો'તો તે જૂનવાણીમાં ભળી ગયો. બેએક વર્ષે દશેક જણે પાપમોચની એકાદશીએ પાપ ધોયાં ને મુંબઈ પ્રાર્થનાસમાજ સ્થાપી. '૬૫ માં નર્મદ મુંબઈ છોડી સૂરત જઈ બેઠો."

પરમહંસ સભા સુધારકોની સન્તાકૂકડીની રમત હતી

સેન બાબૂ મુંબઈથી મદ્રાસ ગયા હતા. મદ્રાસમાં વેદસમાજ સ્થપાયો. એની નિયમાવલિ જાણે કોક દલપત શિષ્યે ઘડી ન હોય એમ નિયમનિયમમાં 'ધીરે ધીરે'નું દલપતપદ વારંવાર આવે છે. 'ધીરે ધીરે આચારમાં આણવા પ્રયત્ન કરીશ;' 'ધીરે ધીરે જાતિભેદ તોડવાને યત્નશીલ થઈશ.' 'નાચ કરાવીશ નહિ.'

એ પરમહંસ સભાનો '૫૮ માં કે '૫૯ માં નર્મદ દીક્ષિત સભાસદ થયો, ને એમ સંસ્કારી સુધારક થયો.

આ વાતાવરણમાં કવીશ્વર '૫૯ ના બળબળતા મે માસમાં મુંબઈબંદરે ઉતર્યા.

એ હવામાનમાં દલપતનર્મદને બને ખરૂં? સ્વામીનારાયણ સંપ્રદાયને ને પરમહંસ સભાને બને તો સ્વામીસંપ્રદાયી દલપતને ને પરમહંસદીક્ષિત નર્મદને બને.

દૈવયોગ પણ એવો હતો કે મુંબઈના મહાજનમંડળમાં દલપતને પ્રથમ મેળાપ નર્મદનો થયો. અકસ્માત થયો; પણ આજે એને અકસ્માત કહેવો કે દૈવનિર્માણ કહેવું?

મમ્માદેવીની ચોકી કને શ્રી વાસુદેવ બાબાજી નવરંગેની ગ્રન્થવિક્રયની દુકાન હતી. ૨૮ મીએ સ્વામીમન્દિરેથી કવીશ્વર ત્ય્હાં ગયા. કવિવર નીચે બેઠા હતા. કવિરાજો ક્ય્હાં હોય? જ્ય્હાં ગ્રન્થો, ત્ય્હાં કવિવર ને કવીશ્વર. કવીશ્વરે કવિવરને જ સહસા પૂછ્યું કે નવરંગેની દુકાન અહીં છે? કવિવરે કહ્યું, હા, આ જ. દલપતનર્મદની આ પહેલવહેલી પિછાન. નર્મદ કહે છે કે 'દલપતરામ મને સૂરતથી

ઓળખતા નહિ.' મુંબઇના મધ્યદેશે મમ્માદેવીની છાયામાં કવિવરો મળ્યા.

ઓળખાણ પડયે દલપતપક્ષે પ્રથમ મેળાપ સુજનતા શોભતો હતો. કવિવર ભાવનગરમાં ગયા હતા તે કવીશ્વરે સંભાર્યું. ભાવનગરના સરસ્વતીમન્દિર–પુસ્તકશાળાની વાતો થઈ. સ્વામીમન્દિરમાં ઉતર્યો છું, પધારજો. નર્મદ લખે છે કે 'પછવાડેથી માલમ પડ્યું કે સરસ્વતીનું મંદિરબંદિર નીકળ્યું નથી.' ભાવનગરનો ઈતિહાસ શું કહે છે? દેસાઈજીની લાઇબ્રેરી સ્થપાઈ છે કે નથી સ્થપાઈ?

બુદ્ધિવર્ધકના સભાસદોને કવીશ્વર મળ્યા. ૨૮ મીએ ઝવેરીલાલ યાજ્ઞિક તથા કરસનદાસ માધવદાસના, ૨૯મીએ ગંગાદાસ ને મંગળદાસના, ૩૦ મીએ ગોકુળદાસ તેજપાળ ને લક્ષ્મીદાસ ખીમજીના આવકાર પામ્યા. કરસનદાસ મૂળજી મળ્યા. દાકતર ભાઉ દાજીને આંખો બતાવી. દાકતરે કહ્યું ત્હમારી આંખે મ્હારા હાથે આરામ થાય એવી ઇશ્વિરેચ્છા હશે. ગંગાદાસે કહ્યું ઝાળ પ્રગટી છે; છંટાય તે છાંટો.

૩૦ મી મેથી સભાના મહેમાન થયા. સભાએ લાડની વાડીમાં ઉતારો આપ્યો. મેથી ડિસેમ્બર અધવચાળ સૂધી–રહ્યા લ્હાં સૂધી ઠામવાસણ ગાદલાંગોદડાંની બધી મહેમાની મુંબઇના મહાજનોની હતી. લાલશંકરભાઈ લાડની વાડીમાં જ રહેતા. દૈવે દલપતનર્મદને પાડોશી કીધા. ભેગાં રહે ત્હારે ઠામણાં ઠણકે ને? મુંબઈ નગરી ન્હાની નથી; પણ આ તો પૃથ્વી ન્હાની પડી. એક જ કવિતા

વાડીના મોગ્લા દલપતનર્મદ એક જ લાડની વાડીના વામી થયા.

'મુંબઈમાં બુદ્ધિવર્ધક સભાના ત્રણચાર જુવાન સભાસદોએ ઘણુ ધાધલ મચાવ્યુ હતું,' તેથી ગંગાદાસે દલપતરામને તેડાવ્યા હતા. એ જોબનજોદ્ધાઓનુ માનવુ એવુ હતુ કે 'જ્ઞાતિભેદ તોડવાથી બધો સુધારો થઈ જશે' 'પાચનો સહીઓ થાય તો આપણે જરૂર જાહેર રીતે જ્ઞાતિભેદ તોડવો' નિજ વિચારોના તેઓ 'જાહેર ભાષણો આપી શકતા ન હતા' 'સુધારાની વાતો અમદાવાદમા થતી ખરી, પણ તે કાઈ વટલવાવટલાવવાની નહિ' દલપતમનો ભાવ ઇતિહાસજાણીતા છે. બે પગ સમા એના બે પાયા એ હતા કે લોકસઘથી અતડા પડવુ નહિ, ને ધીમી પગલીએ ચાલવુ 'ઇગ્લાડ વિગેરે દેશોનો ઇતિહાસ જોતાં' પણ એ જ સિદ્ધાન્તનાર માગ્વાય છે એમ ફારબસ કનેથી સાભળ્યુ હતું. એ દલપતમનોભાવોને ફારબસે વજ્રમૂલ કીધા હતા

દલપતરામ નિજ જીવનનોંધોમા લખાવે છે કે મભાનું જુવાનમડળ દલપતરામને મળવાને ગયુ, અને સહજ ભાવે જ જમાનાની લોટવાર્તા નીકળી દલપતે પોતાના મનોભાવ ભાખ્યા કે દોડશે તે થાકશે છુદગીભર ચલાય, છુદગીભર દોડાય નહિ આગન્તુકોને એ કયહાથી રૂચે? ખાનગીમા જાતિભેદ તોડવાનુ પૂછતા કવીશ્વરે એને છુકાખાનુ મહાપાપ કહ્યુ આવેલુ મડળ ગુસ્સે થઇ ચાલ્યુ ગયુ, ને જતા જતા જુવાળની ગાળમા 'જુવાનિયાઓએ કહ્યુ

આજથી તમને અમારી સભા ખરચ નહિ આપે.' મંગળદાસને ગંગાદાસને લક્ષ્મીદાસને ડૉ. ભાઉને કવીશ્વરે બનેલી હકીકત કહી. એમણે કહ્યું ત્હમને તેડાવનાર અમે છીએ કે એ છે?

કવીશ્વર લખાવે છે કે સભામાં દેશમાં ને ગુજરાતના બે કવિરાજોમાં આમ સુધારા સંબંધી મતભેદ ને પક્ષવાદ બન્ધાયા. પાળો નહિ, પક્ષો; ને વચ્ચે પર્વતો પડયા.

વિવેકાલંકૃત લાલશંકરભાઈએ પાડોશધર્મ પાળી દલપતરામને જમવાને ન્હોતર્યો. સૂરતી રીતે બાસુદીપૂરી જમાડયાં. દલપતરામ આયુષ્યભર કહેતા કે જમણ તો સૂરત તણાં; અને ત્હેમાં ય તે નાગરી નાતનાં.

એવામાં નર્મદને પારસી કન્યાશાળાની નોકરી છોડવી પડી હતી દલપતબન્ધુ દિનકરરામની પેઠે લાલશંકરભાઇ લહિયાપણું કરી પિતાપુત્રનો નિભાવ કરતા. ત્હારનો એ બ્રાહ્મણધર્મ હતો.

પૂરે ચ્હડતા પુત્રરત્નને એકદા વ્હાલસ્હોયા નર્મદપિતાએ કહ્યું કે 'મારે એક જ દીકરો છે. માટે હું જીવું ત્યાં સૂધી તારે તેવું કરવું નહિ. મારે પગે હાથ મૂક.' પિતૃભક્ત નર્મદે પિતાપગે હાથ મૂકીને કહ્યું કે 'તમારા જીવતાં સૂધી એવું નહિ કરૂં.' કાળમીટ શો કઠુણ નર્મદ પિતૃછાયામાં પાણીપોચો હતો.

પા સદી પૂર્વે દલપતકુળમાં યે નવાજૂનાની હોળી સળગી હતી ને ડાહ્યાભાઈએ સંન્યસ્ત લીધું હતું. પા સદી પછી નર્મદકુળમાં યે નવાજૂનાની અથડામણ પેઠી

હતી, પણ લાલશંકરભાઈ છત્ર થઈ બેસતા, મોભી થઈ કુટુંબભાર ઝીલતા. ડાહ્યાભાઈમાં લાલશંકરભાઈની થોડીકે દિલદિલાવરીની સહિષ્ણુતા હોત તો કદાચ દલપતકુળ ભાંગત નહિ; લાલશંકરભાઈમાં ડાહ્યાભાઈનો થોડોકે વૈદિકી પુણ્યપ્રકોપ હોત તો કદાચ '૭૪માં નહિ પણ '૫૮માં નર્મદ આર્યસંસ્કારસંસ્કૃતિને પૂજતો હોત.

એકદા કવીશ્વરે કવિવરને શાણપણની ઘાત શીખવવા જેવું કર્યું. કવિવરે કહ્યું કે 'હું તો બોલું તે મ્હારે કરવું —એવો ટેકીલો છઉં.' કવીશ્વરે ભવિષ્યભાખતો ઉત્તર વાળ્યો કે આજે 'બોલો છો તે જુવાનીના તોરમાં બોલો છો. ચાળીસ વરસ પછી એ ટેકીલાપણું છૂટી જશે.' કાળબળે એ બ્રાહ્મણબોલ સાચા પાડ્યાની સાક્ષી ઉત્તરનર્મદની જીવનકથા પૂરે છે.

પછી તો નર્મદે પોતે આ બધાને 'સ્વધર્મથી પતિત'પણું કહેલું છે.

૧૩મી જૂને બુદ્ધિવર્ધકમાં પ્રવાહી શાસ્ત્ર વિશે કરસનદાસનું વિદ્વત્વ્યાખ્યાન થયું. બન્ને કવિરાજો સભામાં હતા. વ્યાખ્યાનઅન્તે કવીશ્વરે બુદ્ધિવર્ધકપ્રશસ્તિના નારાચ છન્દો સંભળાવ્યા. કવિવર લખે છે કે 'એ સાંભળીને મને દલપતરામની કવિતા વિશે સારો વિચાર બેઠો.' પછી નર્મદે વૈધવ્યચિત્રોમાં ને સ્વતન્ત્રતા કાવ્યમાં નારાચ છન્દ ગૂંથ્યા.

જૂન અધવચ સુધી બધું બરાબર ભાસતું. કમાન વછૂટી ને મુંબઈગાજન્તા મેઘકાટકાઓ થયા તે જૂન આખરમાં.

વિશેષ શુદ્ધ બુદ્ધિ બુદ્ધિવર્ધકે વધારવી;

એ ધ્રુવપદના નારાચ છન્દો, જ્ઞાનગર્થના સમર્થક સહુ સ્વદેશીઓને સંબોધેલા, દલપતકાવ્યમાં છપાયેલા છે.

સુણો, સહૂ સ્વદેશિ જ્ઞાનગર્થના સમર્થકો!
બનો બહુ હમેશ બેશ દેશબુદ્ધિવર્ધકો;
સ્વદેશ સૂધર્યાનિ સારિ વાત તો વિચારવી,
વિશેષ શુદ્ધ બુદ્ધિ બુદ્ધિવર્ધકે વધારવી.

નવી નવી નિશાળ તો વિશાળ' સ્થાપવી; 'નિબન્ધ ને પ્રબન્ધના' ગ્રન્થો છપાવવા;

કવીતપોથિઓ કવીની પાસ તો કરાવવી,
રસીકતા અધીક ઠીકઠાકથી ઠરાવવી;
વિભૂષણો વિચિત્રચિત્ર પ્રાસથી શૃંગારવી.

× × × ×

રમોજદાર સારશોભતી સભા રચાવવી,
મહા-મહા મનોરથોનિ ધૂમ ત્યાં મચાવવી;
ખરાબ ચાલ ખંડ, સારિ ચાલ તે ચલાવવી.

× × × ×

સ્વદેશની અનેક જાત આખરે ઉગારવી.

× × × ×

અપાર ઉદ્યમો રચી નિરૂદ્યમી મટાડવા.

× × × ×

અભાગિયા ભિખારિઓનું ભૂખદુઃખ ભાગવું.

× × × ×

દયા કરી દરિદ્રિની દરિદ્રતા વિડારવી.

× × × ×

વિલાયતી વરાળજન્ત્ર મૂલ દે મગાવવા.

× × × ×

લગાર આગ લાગતાં જ ઠંડકેથી ઠારવી.

× × × ×

સદા ય લ્યો સહાયતા ભલા ભલા ભુપાળની.

× × × ×

એકબીજાના ધર્મની તજશે ખોદાખોદ,
ત્યારે દેશ સુખી થશે, વધશે સંપવિનોદ.

સારસરવાળે 'સ્વધર્મ શુદ્ધ સ્થાપવા;' અને
પ્રજાહિતેચ્છુ વાત પૂરિ પૃથ્વિમાં પ્રસારવી.

અન્તે છપય છન્દથી વળાંક વાળ્યો હતો કે

સ્થિતિ સુધરે સહુ ગુજરાતની, કરે અધિક *શુભ કામને*,
રૂદયામાં તે રજનીદિવસ રૂચિ છે દલપતરામને.

કવીશ્વરે હૈયું ઉઘાડ્યું, મન મોકળું મૂક્યું. દલપતમન્ત્રો મુંબઈમાં ગાજ્યા. મુંબઈએ જોયુંજાણ્યું કે ગુજરાતહિતસ્વી ટોક મુંબઇનગરીમાં આવ્યો છે. નવગ્રન્થો રચાવવા, હુન્નરઉદ્યોગ, સંપ, નિરૂદ્યમતા ને દારિદ્રનિવારણ ઉપરાન્ત દલપતસુધારાની વ્યાખ્યાનાં બે પરમ લક્ષણો હતાં 'પ્રજાહિતેચ્છુ વાત' અને 'સ્થિતિ સુધરે ગુજરાતની.' દલપતે દલપતમન્ત્રો મુંબઈમાં પોકાર્યા.

ગુજરાતમાં સોસાયટી એ કરતી; મુંબઈમાં બુદ્ધિવર્ધક એ કરતી. નિરનિરાળા ચીલાઓ દેશમાં હજી નહોતા પડ્યા. ઉચ્છેદકપક્ષ હજી છેક પાળે જઈ નહોતો બેઠો.

મુંબઈની જનતા સમક્ષ દલપતમન્ત્રોની આ પ્રથમ દેશહાકલ.

પછી વર્ષા ઋતુ જામતી ગઇ. મુંબઈના ધોરી વરસાદનાં વાદળાંઓએ ગોરંભો ઘાલ્યો. ગગનમાં કાટકા થયા. ધરતીપડમાં યે એના પડઘા પડયા. પછી દલપતનર્મદસ્પર્ધાના ત્રણેક સામના વાલુકેશ્વરની ધારે થયા. આભમાં મેઘરાજો ગાજતા; ધરતીપાટે કવિરાજો ગાજતા. મેઘધારાઓ સમી કવિતધારાઓ વરસી રહી.

પ્રથમ પ્રસંગ નર્મદની આત્મકથામાં છેઃ આજે એંશી વર્ષે યે વાંચવાવિચારવા જેવો છે.

ગંગાદાસે નર્મદને કહ્યું કે આ વિનાયકરાવની ચીઠ્ઠી આવી છે કે ત્હમારી સરસમાં સરસ કવિતા લઈને વાલકેશ્વર ભગવાનદાસને બંગલે આવશો. નર્મદે કહ્યું, આવીશ ખરો; પણ સાંભળવાને, વાંચવાને નહીં. દલપત નર્મદ ને ગંગાદાસ સંગાથે વાલુકેશ્વર ગયા. 'રસ્તામાં એક દોસ્તદારે પાક આપ્યો તે (નર્મદે) ખાધો.'

હનુમાનજીનો ચીકણો વાર હતો. વાદળ ઘેરાણાં હતાં. '૭ વાગે મંડળી બેઠી.' 'કોઇ પારસી ન્હોતું, પણ વાણિયા શેઠો હતા.' 'ભગવાનદાસે મને કહ્યું કે થોડું દલપતરામ બોલે, ને થોડું તમે બોલો. મેં કહ્યું કે એમ નહિ બને.' ઘણીવાર મ્હારૂં સૌએ સાંભળ્યું છે. દલપતરામભાઈને હું યે સાંભળવા આતુર છું. 'પછી મેં દલપતરામભાઈને કહ્યું કે હવે ચાલવા દો.'

એકબે હિન્દી કાવ્યો કવીશ્વરે લલકાર્યાં. પછી બાહ્યાન્તરલાપિકાની ચાતુરી દાખવી. પછી ભાણેજની આંખે જાદવાસ્થળી ગાવા માંડી મંડળી અને દલપત વિશે નર્મદ

ટીકાવેલુ નાંખે છે કે 'એ પ્રસંગને સારૂ દલપતરામની મને બહુ દયા આવી. હાથમાં હુક્કા લઈને બેઠેલા એવા-ઓની આગળ જાદવાસ્થળીની–ફેફ ન કરવાની બાબત કહાડી.' પાક ખાધેલા નર્મદને જાદવાસ્થળી અણૂગતી ને અસ્થાને લાગે એ સ્વાભાવિક હતું. જાદવાસ્થળી રચાવાની હોય ત્યહાં જાદવાસ્થળી ગાવી અસ્થાને હતી ? કે આવતા ઈતિહાસના ઓળાઓ પડતા હતા ?

નર્મદની બીજી ટીકાટકોર છે કે વાચનમાળાને કાજે તાજેતરમાં જ લખેલી કવિતાઓ–બાહ્યાન્તરલાપિકાની ચાતુરી અને હતો હું સુતો પારણે પુત્ર નાનો તથા ગમમીતાનાં ઘોળ 'દલપતરામભાઈ પોતાની ચતુરાઇ દેખાડવાને જહાં તહાં જહારે ત્હારે બોલે છ. હુ ધારૂં છું કે અમદાવાદ સૂરત મુંબઈ વગેરે ઠેકાણાં મળીને સોએ એ કવિતા બમ્બેક વાર ભણી હશે –સરસ કવિતા !'

બાહ્યાન્તરલાપિકાની ચાતુરી ગુજરાતે બમ્બે જ નહિ, શાળાઓમા હજારો વાર વંચાઈ હશે હતો હું સુતો પારણે એ ચિરંજીવ માતૃભાવનો ભુજંગપ્રયાત્ત લાકૂખોવાર ગવાયો હશેઃ રસ્તે જતાં બાળબાળાઓ ગાતા રામસીતાનાદ લપતપદો આજ સોએ વર્ષે યે દામ્પત્યસ્નેહના શુદ્ધ શૃંગારરસના મોકરકટકા છે. કુન્દન ને કવિતા કટાય નહિ. વાંચશે, વાગોળશે, જીવશે, જીરવશે, તો ગુર્જર નરનારનો શતધા મગારોહકર્ષ છે. દલપતના તો એ જીવનમન્ત્રો હતા.

ગુજરાતના કવિની કવિતા ગવાઈ રહી વિનાયકરાવ બોલ્યા, હવે આપણે મુંબઈના કવિને સાંભળિયે નર્મદે

કહ્યું આજ તો નહિ જ. વરજીવનદાસે-નર્મદ કહે છે કે વૃજજીવન તું! વાળા વૈધવ્યચિત્રના કાવ્યથી વરજીવનદાસ શેઠ ત્‍્હારે નર્મદનાખુશ હતા. ત્‍્હેમણે-કહ્યું હા, હવે માંડી વાળો; વખત થઈ ગયો છે. વરજીવનદાસના બોલમાં નર્મદને વિરોધભાવ ભાસ્યો. ત્‍્હણે વિનાયકરાવ હઠે ત્‍્હડયા કે ગુજરાતના કવિને સાંભળ્યા; મુંબઈના કવિને સાંભળ્યા વિના ઉઠવું જ નથી. 'હું ગભરાયો કે એક તો નીમ તૂટે. છે; ને બીજું પાક ખાધો છે એટલે બરાબર ગવાશે નહિ.' ત્‍્હો ય અન્તે વિનાયકરાવનો આગ્રહ જીત્યો. નર્મદને ચીઠ્ઠી લખી-મંડળી મળી તે પૂર્વેથી જ વિનાયકરાવને તો આગ્રહ હતો. બેઠેલા કવીશ્વરની કને કવિવર ઉભા થયા. પરમ વિવેકથી આદર કીધો કે 'દલપતરામભાઈ તો સાગર છે, ઘણાં વરસોથી કવિતા કરે છે. હું તો ખાબોચિયા જેવો ને નવો જ શિખાઉ છઉં.' 'વિનાયકરાવનો આગ્રહ છે માટે ગાઉં છું.' 'અને પછી દોહરામાલિનીમાં રસસંબંધી નવો વિષય સંભળાવ્યો.' 'સઘળાઓ દંગ થઈ ગયા.' પેલા 'હુક્કાવાળાઓ'નું એ સ્હમજ્યાનું કે અણુસ્હમજ્યાનું 'દંગ થવાપણું' હતું? 'હું ગાતો હતો તે વખત વિનાયકરાવ જે મારે ખભે હાથ મૂકી ઉભા હતા તે વચમાં વચમાં વાઃ વા! વાઃ વા! નર્મદાશંકર! આ તે તમે કયારે કીધું? એમ બોલતા હતા.'

વિનાયકરાવ નર્મદમિત્ર હતા; ઓરિએન્ટલ ટ્રાન્સલેટર હતા; કદાચ પરમહંસ સભાના સભાસદ હતા આરેક વર્ષ ઉપર, ૧૮૫૫માં, લોર્ડ એલ્ફિન્સ્ટનના પ્રતિનિધિ લેખે, અમદાવાદ હાઇસ્કુલમાં હાથી ઉપર બેસીને

આવ્યા હતા ને દલપતરામે અન્ત્યજવિટંબણાઓનો પરગજુનો પોકાર સંભળાવ્યો હતો એ જ આ વિનાયકરાવ વાસુદેવ; મુંબઈ ગવ્હર્નરના દફતરદાર.

'હાફુસની કેરી વગેરે તૈયાર હતાં તે હમે (હું ને દલપતરામભાઈ) સાથે ખાવા બેઠા. ખાતાં ખાતાં હું ઘણી વાર સારી રીતે બટકબોલું કરીને દલપતરામભાઈને શરમથી લાગેલું દુઃખ જે તેને ભૂલાવવાને તજવીજ કરતો.' એવું 'બટકબોલાપણું' લોક કરતા હશે તે ઠારવાને કે સંકોરવાને?

'એ સમાગમ સંબંધી કંઈ ઇસારો ચોવીસમી જૂનના સમશેર બહાદુરમાં છે.'

જીવનનોંધોમાં કવીશ્વર લખાવે છે કે પંદરેક વર્ષ પૂર્વે મૂળીમાં કુસુમ કવિને આપણે માનભંગ કીધા હતા ત્હેનુ આ પ્રાયશ્ચિત્ત મળ્યુ. કટોરા પાય એણે પીવા યે પડે.

બટકબોલાપણાએ તણખામાં ઘી હોમ્યુ. તે તિથિથી દલપતનર્મદનાં મન ઉંચાં થયાં.

દશેક દિવસ પછી બીજો પ્રસંગ બન્યો. ર૭મી જૂને લક્ષ્મીદાસ ખીમજીની વરસગાંઠ હતી. મિત્રમંડળીને શેઠે ઉજાણીએ ન્હોતરી. 'ત્યાં સત્યપ્રકાશવાળા કરસનદાસ તથા રાસ્તગોફ્તારવાળા ત્રિભુવનદાસ દ્વારકાદાસ પણ આવ્યા હતા.' બન્ને કવિરાજો પણ હતા. અન્ય શ્રેષ્ઠિમંડળે મળ્યું હતું. 'ત્યાં બન્ને કવિઓની કવિતા બોલાવી-વારાફરતી સામસામા બોલાવી.' નિજ આતમબોલ સમું 'ધીરે ધીરે સુધારાનો સાર' એ પદ દલપતે ગાયું; નર્મદે નિજ શૈલીનાં કાવ્યો ગાયાં. પછી કવિસભાને સહજ ને સ્વાભા-

વિક પાદપૂર્તિની કાવ્યરચના રમાઈ. કાચબંગલામાં બેઠેલા કોઈ કે

કીધાં ઢાંકણ કાચનાં

એ પાદપૂર્તિ નાંખી. શીઘ્ર કવિતા દલપતરામને પૂર્વાભ્યાસ હતો. હીરાકણી સમો અણિશુદ્ધ સોરઠો બોલ્યા.

ઘટમાં જે ઘૂંટાય, છાનું છેક રહે નહી;
બે બાહેર દેખાય, કીધાં ઢાંકણ કાચનાં.

કવીશ્વરે અર્થ કરી સ્હમજાવ્યો કે અન્તરમાં જે વિચારોર્મિઓ ઉછળે છે તે છાની રહેતી નથી, ને બે કાણાંઓમાંથી દેખાય છે; તે માટે શ્રી હરિએ આંખોરૂપી એ કાચનાં ઢાંકણ કીધાં છે.

આવડે તો તાત્કાળિક પાદપૂર્તિ સુગમ છે, નહિ તો દુર્ગમ છે. નર્મદને મ્હાવરો નહિ તેથી વાર લાગી. મંડળી ઉતાવળી થઈ. નર્મદા કવિવર મૂંઝાયા, ધૂંધવાયા; અન્તરભાવ ઉછાળ્યો, જોસ્સો ઠાલવ્યોઃ

જાતિભેદ તોડવો બાકી હવે એટલું છે;
બારણાં બ્હારીઓ થઈ, કીધાં ઢાંકણ કાચનાં.

દલપતરામ લખાવે છે કે 'ત્યાં તો બેય ઠીક છે એમ કહ્યું. પણ ગોકુળદાસ તેજપાળે થોડા દિવસ પછી કવીશ્વરને તેડાવીને રૂ. ૧૨૫) બક્ષિસ આપ્યા તથા ભાણેજ નારણને પણ દસ રૂપિયા આપ્યા.' ગાય પછવાડે વાછડી પણ પૂજાતી.

હોય તે ખરૂં. નિશ્ચયાત્મક નિર્ણય આજે શો બોલાય? પણ આ આલેખકને તો હકીકતકથીનીઓમાંથી ઝાંખુંઝીણું

ભાસે છે કે કવિરાજોએ નહિ, કવિમિત્રોએ–નિજનિજના પક્ષસમર્થનાર્થે—આ ઉભય પ્રસંગો નિયોજેલા હોય. પછી છાપાનાં ભૂતોએ ભુંગળો વગાડી ને કાગનો વાઘ કરી મ્હેલ્યો.

નર્મદ રસે ચ્હડ્યો. વૈધવ્યચિત્રો છપાયાં. નવલરામભાઈ કહે છે કે વૈધવ્યચિત્રોએ મુંબઈમાં હો હા કરી મૂકી. નર્મદની નવી કવિતાઓ રચાવા–ગવાવા મંડાઇ. દ્વારકાપુરીમાં નાઘેરબળવાની વીરગાથા સાંભળી સ્વતંત્રતાનું કાવ્ય રચાયુંગવાયું. પાંચમી જૂલાઈએ બુદ્ધિવર્ધકમાં દલપતઆયુષ્યબોલ સમા સંપ વિશે નર્મદે નિબન્ધ વાંચ્યો. ૧૧ મીએ લલિતા અને સાહસ દેસાઈની કવિતા લલકારી. ૭મી ઓગસ્ટે મંગળદાસની કન્યાશાળામાં દાક્તર ભાઉની વ્યાખ્યાનપૂર્તિમાં નર્મદે ગરબી ગાઈ. નર્મદા કવિની કવિતા ગાજી ઉઠી દલપતે નર્મદને છંછેડ્યો. નર્મદે શૃંગાર ને વીરરસની સિંહગર્જનાઓ કીધી. પચ્ચીસે વર્ષે પછી નર્મદા કવિવર પોતે કહે છે કે મુંબઈ ત્ય્હારે કવિવરનો શૃંગાર રસ ઝીલતું, વીરરસ નહોતું ઝીલતું.

ત્ય્હણે દલપતપૂજા મંડાણી. ભલે વેરભાવે, પણ નર્મદે દલપતને મુંબઈમાં પૂજાવ્યો. સર મંગળદાસ નથ્થુભાઈ, શેઠ લક્ષ્મીદાસ ખીમજી, શેઠ ગોકુળદાસ તેજપાળ, સર જમસેદજી બેરોનેટ, અને અન્ય હિન્દુપારસી શ્રીમન્તોને ઘેર ગુજરાતના કવીશ્વરની પધરામણીઓ થઈ, ને થેલીઓ અપાઈ. બુદ્ધિવર્ધકમાં કવીશ્વરે રાજવિદ્યાભ્યાસ વાંચી સંભળાવ્યો. ભાઉ દાજીને ત્ય્હાં પીડાહરણ સ્તોત્ર ગાયું. મુંબાઈમાં નાના શંકર શેઠની વાડી છે. શેઠના પિતાનું નામ હતું શંકર ને

માતાનુ નામ હતું ભવાની. એટલે શ્રવણ સમા માતૃપિતૃભક્ત નાના શેઠે ભવાનીશંકર મહાદેવની સ્થાપના વાડીમાં કીધી હતી. પ્રતિષ્ઠાતિથિએ હિન્દુ પારસી ઇંગ્રેજ-નગરમહાજનોને શેઠ ન્હોતરતા, દીપમાળા કરતા, દારૂખાનુ ફોડતા. કવીશ્વરને ન્હોતર્યાં હતા. કવીશ્વરે ગણપતિસ્તવન ગાયુ કે

ન્હાનો શંકરનો સુત પદ મ્હોટું પામ્યો.

મુંબઈ મૂકતી વેળાએ શેઠે દલપતરામને વાડીએ તેડાવીને રૂ. ૧૫૦ આપ્યા હતા

પરસ્પરના તેજોદ્વેષનું પછીનુ આ વાગ્યુદ્ધ તો નહિ હોય? આત્મકથામાં નર્મદ લખે છે કે 'અલબત જ્યારે દલપરામને જોઇયે તેના કરતાં વધારે માન અપાતું જોતો ત્યારે મનમાં મૂંઝાતો ખરો.' (પા. ૬૫.) નર્મદ સદા પારદર્શક છે

બીજા એક પ્રસંગ પરત્વે નર્મદ લખે છે કે 'વાલકેશ્વરમાં દલપતરામભાઈને ઉજાણી-(વાલુકેશ્વરની આ ત્રીજી ઉજાણી હશે?) આપવામાં આવી હતી ને પછવાડેથી મ્હુએ તેઓનાં વખાણનાં ભાષણો કર્યાં હતાં તેમાં મેં પણ કહ્યું હતું કે **સુધારાના વિષયમાં કવિતા કરવાનું પહેલું માન દલપતરામભાઇને છે. તેઓ અસલી ઢબની કવિતા કરનારાઓમાં છેહલા અને નવી ઢબની કવિતા કરનારાઓમાં પહેલા છે.** દેશનો સુધારો સ્ત્રીસુધારા ઉપર વિશેષ આધાર રાખે છે, માટે સ્ત્રીઓને માટે તેઓના લાયક કવિતા કરવા પછવાડે દલપતરામભાઈએ વિશેષ ધ્યાન આપ્યુ છે.' છેલ્લા વાક્યોચ્ચારમાં નર્મ૰

કવિવરનું પેલું ' બટકબોલાપણું 'ને વ્યાજસ્તુતિનું ઝીણું ઝરણું હશે ખરૂં ? આ જીવનકથાઆલેખક ફરી વળી ઉચ્ચારે છે કે સ્તુતિમાં તેમ જ વ્યાજસ્તુતિમાં નર્મદ પારદર્શક છે.

દલપતપગલે મુંબઈનગરી એમ કવિતાહિલોળે ચ્હડી. મુંબઈના કવિવર તો હતા જ. ગુજરાતના કવીશ્વર આવ્યે મુંબઈમાં ત્હારે પૂર્વપશ્ચિમના સાગર સમા બે કવિરાજો ગાજતા.

વળી નર્મદ લખે છે કેઃ ' મુંબઈના ગુજરાતી ભાષા બોલનારા ઘણાએક લોકો કવિતા તે શું એટલું પણ નહોતા જાણતા. તેઓએ ૧૮૫૭થી કવિતા અલંકાર રસ સંબંધી થોડુંઘણું જાણવા માંડ્યું હતું ને તેઓને કવિતાનો શોખ લાગવા માંડ્યો હતો.પણ કવિ **દલપતરામના આવવાથી,** મારી ને એની કવિતા ઠામઠામ વંચાયાથી, લોકમાં ચર્ચાયાથી, ન્યૂસપેપરોમાં ટીકા થયેથી, **લોકોમાં કવિતાનો શોખ સારી પેઠે વધી ગયો. તેમાં પારસીઓ તો ગાંડા જ થઇ ગયા.** દલપતરામ ઠેકાણે ઠેકાણે જઈ વાંચતા.'

ખરૂં. મુંબઈની પારસી જનતા પૂરે ચ્હડી ને કવીશ્વરને અપનાવી લીધા.

દલપતરામની મધુરી ને પ્રાસાદિક કવિતા; સાંભળે તે તરત સ્હમજેઃ એટલે પારસીમંડળને પથ્ય પડી ગઈ. વળી ગરબીઓના ઢાળગીતે સૌને ગમતાં. બેરોનેટનો કુંટુંબપરિવાર ફિદા હતો. મ્હોટા પુત્ર સર ખુરશેદજીએ રૂ. ૧૨૫ ને ન્હાના પુત્ર સોરાબજી શેઠે રૂ. ૫૦ કવીશ્વરને ઉતારે મોકલાવ્યા. મુગટથી મંડાણ થયાં.

ખુરશેદજી નસરવાનજી કામાજીનું ગામ કિરોલ હતું. કવીશ્વરને કિરોલમાં તેડાવ્યા, કુટુંબમેળો કીધો, કવિતાઓ સાંભળી. મુંબઇની પાદરવાડીઓ ગુજરાતી કવિતાઓથી ગાજી ઉઠી.

શેઠ ધનજી કામાનાં વિધવા હતાં ધનબાઇજી; અને માણેકજી જજનાં પુત્રી હતાં ડોસીબાઈ. ડોસીબાઈએ પિતા સંગાથે સાગરસફર ખેડી હતી. એ બાઈઓ અગ્રેસર બની, વારંવાર પારસી બાનૂઓની સભાઓ ભરી, દલપત-ગરબીઓ ગાઈસાંભળી, કામાજીને બંગલે પછી માનપત્ર ને રૂ. ૫૦૦ની થેલી અર્પ્યાં, દલપતકવિતાની પ્રશસ્તિ ઉચ્ચારી કે મા બહેન ગાઈ શકે એવી હીરાનિર્મળી ત્હમારી કાવ્યરચના છે.

પરધર્મીઓએ હિન્દુ કવિતાને પોતાની કહી. ઝવેરાતનો ધર્મ કિયો? ઝવેરાતનો ધર્મ તે કવિતાનો ધર્મ. સાચી કવિતાને નાતજાતની વાડો ન હોય.

દૂધમાં સાકર હોય ને છાશમાં મીઠું. કવીશ્વરની નેત્રપીડા યે ટળી ગઈને દુનિયાં ફરી દીઠી. નેત્રો ઉઘડયાં, કીડીઓમાં હીરા આવ્યા. દાક્તર ભાઉની પરોપકારિતાની દરજીની અરજી દલપતે રચી સંભળાવી, અને નેત્રરત્નના બદલામાં એક શ્લોકરત્ન અર્પ્યો.

હું દેખતો ઈશ્વરદત્ત આંખે, તે આંખથી દેખી શકયો ન ઝાંખે;
હવે નિહાળું ક્ષિતિભાગક્ષેત્રે, એ ભાઉ દાજી નરદત્ત નેત્રે.

દાક્તર તો રાજીના રેડ થઈ ગયા, છએક માસનો શ્રમ ઉતરી ગયો. બોલ્યાઃ હું રાજા હોત તો એ એક

શ્લોકને ગામ આપીને મૂલવત. કવીશ્વરે કહ્યું: મેઘે ચક્ષની માનસી પૂજા સ્વીકારી હતી;ભગવાને સ્વીકારે છે. આપનો ભાવ છે, મ્હને ગામ મળી ચૂકયું. આંખો આપી એ ગામઅધિકી છે.

મ્હોટા મ્હોટા શેઠશાહુકારોમાં ને સાહેબલોકોમાં પછી કવીશ્વરને મળવાને જોડે તેડી જતા. કહે છે ને કે

સજ્જનકો સજ્જન મિલે, ખિલે દ્વિગુણ સુજનાઈ.

૨૮મી જુલાઈએ દાક્તર ભાઉએ જાહેર સભા ભરી ને દલપતનર્મદ બન્ને કવિવરોને ન્હોતર્યા. દલપતરામે ગાયું પીડાહરણસ્તોત્ર ને હરખ હવે તું, હિન્દુસ્તાન! નર્મદે ગાયું દેશમાં આનન્દ ભયો, જય જય વિકટોરિયા!

એકદા દાક્તરે પૂછયું, પૂના જોયું છે? પૂને ચાલો. મ્હારે પૂને જવાનું છે. ૨૫મી ઓગસ્ટે ઇન્દ્રાધાર વરસતા મેહુલામાં કવીશ્વર દાકતર સંગાથે ભોરઘાટ ચ્હડયા ને પૂને ગયા. રાવ સાહેબ શંભુપ્રસાદ લક્ષ્મીપ્રસાદે પૂનામાં મહેમાની કીધી હતી. ત્‍હાં, પેશ્વાઈની રાજધાનીમાં પણ કવીશ્વરની કવિતા ગાજી. ખાન બહાદુર જમસેદજીને બંગલે સભા મળી હતી. કવીશ્વરને રૂ. ૧૨૫ ન્યોછાવર કીધા, દલપતવાછડીને રૂ. ૧૦ની રૂપારેણુ બક્ષી.

પૂનામાં સૂરતનિવાસી શ્રી ઓચ્છવરામ મીઠારામનો સજ્જનસમાગમ થયો. તેઓ પંઢરપુર જતા હતા. નિજ સંગાથે કવીશ્વરને પંઢરપુર તેડી ગયા ને વિઠોબાનાં દર્શન કરાવ્યાં. વિઠોબાનગરનિવાસી ગુર્જરપુત્રોની સભા મળી, દલપતકવિતા સાંભળી. એ પૂર્વે કૃષ્ણાનો કાંઠો ગુર્જરકવિતાપડછન્દે કેટલીએક વેળા ગાજ્યો હશે?

'પટમાં ફારબસ ખાનદેશની ઘાટીઓમાં હતો, પણ ગમતું નહિ. પછી જૂનાગઢમાં સિબન્દીઓનું તોફાન ઉઠ્યું, દ્વારકામાં વાઘેર વિફર્યા ને બળવો જાગ્યો, ગોંડળમાં યે એવામાં કાંઇક અટપટો પ્રસંગ હતો. ઉછાળે ચ્હડેલા કાઠિયાવાડને થાળે પાડવાને દિલસોઝ અમલદાર લેખે સરકારે થોડાક માસ ફારબસને મુખ્ય અધિકારીપદે મોકલ્યો. પણ ફારબસ સંગાથે દલપતરામ ન હતા; ગુજરાતને બીજી રાસમાળા ન સાંપડી.

સારાના સો ઘરાક. સોસો રૂપિયાની બે સાહિત્ય-નોકરીઓ કવીશ્વરને મુંબઈમાં શોધતી આવી, બન્નેયને કવીશ્વરે સાભાર નકારી. દફ્તર આશકારાવાળા શેઠ બહેરામજી ફરદુનજીએ કહ્યું કે અમારી કંપનીમાં રહો તો કંપની સોનો પગાર આપશે. સર મંગળદાસ નથ્થુભાઇએ કહ્યું કે અંહી રહો, કવિતા સંભળાવો, એકસો આપીશું. કવીશ્વરે કહ્યું ગુજરાતમાં હજી મ્હારૂં કામ છે. સોસાયટીનાં મૂળ ઉંડાં રોપાયાં નથી. મ્હારાથી ન તજાય. દલપતનો સાહિત્યસંન્યાસ કંચનકામિનીથી પર હતો.

પછી મંગળદાસે કહ્યું: જ્યહારે જ્યહારે અવકાશ મળે ત્યહારે આવજો, અમારે ત્યહાં ઉતરજો, કવિતા સંભળાવજો. થશે તે સેવાચાકરી કરીશું. ('૬૬નું બુદ્ધિપ્રકાશ, પા, ૧૦૬ ).

એક વેળા બુદ્ધિવર્ધક સભા મળી હતી. ભાષણો થયાં, નિત્યનિયમાવલિ સમેટાઈ ગઇ. પછી સભા રસે ચ્હડી. પ્રમુખશ્રી શૂરે ચ્હડયા ને બોલ્યાઃ છે કોઈ વિરલો ? વિલાયત જાય, કાળાં પાણી ઓળંગે, દરિયાના દરવાજા ઉઘાડે ? અમારી સભા ખર્ચ આપશે.

સભા સાંભળી રહી. બસ્સેં નેત્રો દલપતરામ ભણી ઢળ્યાં. કવીશ્વર સ્હમજ્યા, ઘૂંટડો પી ગયા. પછી નિત્યના નિજ નિશ્ચયાત્મક પગલે ઉઠ્યા. કવિતાનાં કે પ્રશ્નોત્તરીનાં તાત્કાલિક આહ્વાન ઝીલવાં એમને અસાધારણ ન હતાં. આરંભ્યુંઃ ખુશીની વાત છે કે દેશ પરદેશગમનનો પોકાર પાડતો થયો છે. હું તો વર્ષોથી કહું છું કે આગબોટનો સ્વૈયો કરો ને સમુદ્રમન્થન માંડો. જે રાણીનું અંહી રાજ છે તેનું ત્યાં રાજ છે. ઈંગ્રેજના ઘરમાં જવું ને વિલાયત જવું બન્ને બરાબર. ન વટલનારને કોઇ ત્યાં પરાણે વટલાવતું નથી. શાસ્ત્રે કહેવું પ્રાયશ્ચિત્ત તો લેવું પડશે. મહાકર્મકાંડીને સંગાથે લેશું કે જેનો સ્નાનસન્ધ્યા વિના દિવસ ઉગે નહિ. એક ઇંગ્રેજી ભણેલો ભોમિયો આપજો. હું વિલાયત જવા ખુશી છું.

આશા ન્હોતી એવો ઉત્તર મળ્યે સભા સ્તબ્ધ થઈ. કસોટી કરવા જતાં સભાની કસોટી થઈ ગઈ. પછી મન્ત્રણા મંડાણી કે શો ઉત્તર દેવો ? કંઈક મિનિટોના માંહોમાંહેના ગુંજારવ પછી પ્રમુખશ્રી ઉચ્ચર્યાઃ ધન્ય છે કવીશ્વરની જાહેર હિંમતને. પણ દિલગીરીની વાત છે કે એમને ઇંગ્રેજી આવડતું નથી, એટલે ત્હેમના વિલાયતગમનથી ઝાઝો દેશ લાભ થાય નહિ.

यथा चतुर्भिः कनकं परीक्ष्यते निर्घर्षणे छेदनतापताडनैः,
तथा चतुर्भिः पुरुषः परीक्ष्यते त्यागेन शीलेन गुणेन कर्मणा.

મુંબઇએ સોનાને ઘસી તપાવી કાપી તાવી જોયું. ત્યાગે શીલે ગુણે કર્મે સોનું તે સોનું નીવડયું.

કવીશ્વરે નખશિખ ફારબસને નિરખ્યો હતો; ને તેથી ઇંગ્રેજની સુજનતામાં દલપતરામને શ્રદ્ધા હતી. પણ અંહી બધા દલપતરામ નથી, તેમ ત્ય્હાં બધા ફારબસ નથી.

દરિયાનાં દ્વાર ઉઘડતાં ત્ય્હારે તો અટકી પડ્યાં.

કાળની ઘડિયાળ વરષો ગણતી હતી. રોજબરોજ વિદાયતિથિ દલપતરામને કને ને કને આવતી હતી.

૨૪મી નવેમ્બરે પારસી જ્ઞાનપ્રસારક સભાના મન્ત્રીજી શેઠ અરદેશર ફરામજીની કવીશ્વરને ચીઠ્ઠી આવી કે 'આપને અમદાવાદ જલ્દીથી જવું છે. માટે તા. ૨૭મી ને રવિવારે બપોરના ત્રણ વાગતાં કોટમાં શેઠ બહેરામજી જીજીભાઈના દિવાનખાનામાં સભા ભરાશે ત્ય્હાં પધારશો. આપને માનપત્ર આપવાનું છે.' મુંબઈનગરીનાં નામાંકિત નરનારનો એ સાહિત્યસમારંભ હતો. કવીશ્વરે કવિતાઓ સંભળાવી; સભાએ સન્માનપત્ર આપ્યુ.

મુંબાઈમાં કવીશ્વર પધારે ને વૈષ્ણવ મહારાજોની સાત હવેલીઓ બ્રહ્મમૌન ધારી રહે એ બને કેમ ? કય્હાંક તો કીર્તન ગાજે ને ? વિનાયકરાવની મારફત ગોસ્વામી શ્રી જીવણલાલજી મહારાજે કવીશ્વરને આમન્ત્રણ મોકલાવ્યું. કવીશ્વરે કહાવ્યું કે ધર્મગુરુનાં દર્શને આનન્દ જ હોય. પણ હું છું સ્વામીપન્થી ને તિલકધારી. કાંઈ અજૂગતુ તો નહિ લાગે ? મહારાજ શ્રીએ કહાવ્યું કે મતપન્થ ગમે તે હોય; હું તો વિદ્વાનની વિદ્વત્તાને ચાહું છું.

એવા ચે ઉદારમતવાદી વિદ્યાપૂજક ગોસ્વામી મહારાજ ત્ય્હારે હતા.

વિનાયકરાવની સંગાથે કવીશ્વર મહારાજ શ્રીની હવેલીએ ગયા, કવિતા સંભળાવી, રંજન કીધા. મહારાજ શ્રીએ રૂ. ૫૦ સિરપાવના આપ્યા.

શેઠિયાઓ, મંડળીઓ, સભાઓ, સન્નારીઓએ કવીશ્વરને ન્હોતરી ન્હોતરી કવિતા સાંભળી. કોઇકે શાલપાઘ આપ્યાં, કોઈકે માનપત્ર અર્પ્યાં, કોઈકે થેલીઓ બક્ષી, સૌએ પ્રસંશા ઉચ્ચારી. નર્મદ કહે છે તેમ દલપતપગલે ઠામઠામ મુંબઈમાં કવિતા કવિતા મઘમઘી રહી. મુંબઇમાં દેશમાળી દલપત આવ્યો હતો. ચારેક માસમાં બારેક સમારંભો ઉજવાયા.

વિદાયની વેળા આવતી હતી.

૬ઠ્ઠી ડિસેમ્બરે બેરોનેટ શેઠ સર ખુરશેદજી જમસેદજી જીજીભાઈએ આમન્ત્ર્યાથી વિદાયમુલાકાતે કવીશ્વર જઈ આવ્યા. આશાઓ પૂરી કરી, મનોરથો સિદ્ધ કરી, ૧૩મી ડિસેમ્બરે અમદાવાદ જવાને નીકળ્યા. આંખે અપંગ થઈ મુંબઈ આવ્યા હતા તે દુનિયાંને દેખતા થઈને દલપતરામ અમદાવાદ ગયા. બંદર ઉપર મુંબઈની સુજનતાનો મેળો ભરાયો. જતી વેળા માતા સમી વ્હાલસ્હોયી લાડની વાડીને કવીશ્વરે આશિષ દીધીઃ

વાસ કરી ખટ માસ વસ્યો તુજ પાસ અને મુજ આશ પમાડી,
સર્વ મનોરથ સિદ્ધ થયા, મુજ નેત્ર તણી પણ પીડ મટાડી;
કામદુધા કહું ? કે તુજને કહું કલ્પતરૂ તણું ઝુંડ કે ઝાડી ?
આશિષ દે તુજને દલપત્ત, થજે વડિ લાયક લાડની વાડી.

મુંબઈનગરીની શ્લોકાવલિ પણ આ વિદાયવેળાની કાવ્યમાળા છે.

અમદાવાદ ગયા પછી યે શેઠ ખુરશેદજી કામાજીને ત્હાંથી રૂા ૫૦૦ બક્ષિસના આવ્યા હતા. સંગાથે વિનતિ-પ્રશસ્તિ હતી કે કરો છો એવી કવિતા કરજો.

કરટિસે ને રણછોડભાઈ ઉદયરામે છાપાંઓમાં વાંચ્યું હતું, કાગળોથી જાણ્યું હતું. બોલ્યા કે દલપતરામ! દિગ્-વિજય કરી આવ્યા.

પછી વળી મુંબઈમાં કોક છાપું ઉકળ્યું કે 'એક ગરબીભટ્ટ આવ્યો હતો તે ગરબીઓ ગાઈ ગયો.' સાચું સાવ સાચું. ભટ્ટ તો ગુર્જર કવિશિરોમણિઓનાં બિરુ છે, સામળભટ્ટ ને ભટ્ટ પ્રેમાનન્દ; અને ગરબી તો ગુજરા તણનુ ને કવિવર દયારામભાઈનું જગત્‌અદ્વિતીય ગૌરવ છે. ગરબીભટ્ટ કહેનારા તો દલપતરામને પ્રેમાનન્દ સામળ ને દયારામની સંગાથે કાવ્યસિંહાસને સ્થાપતા હતા.

ઈંગ્રેજીમાં એક અલંકાર છે Irony. મશ્કરી કરતાં યે સાચું બોલી જવાય તે Irony. સુદામાચરિત્રમાં પ્રેમાનન્દનાં એવાં કાવ્યચરણો છેઃ

જાદવસ્ત્રી તાળી દેઇ હસે, ધન્ય નગર આવો નર વસે.
કીધાં હશે વ્રતતપ અપાર, તે સ્ત્રી પામી હશે આ ભરથાર.

એ જાદવસ્ત્રીઓની પેઠે, કવીશ્વરની વ્યાજસ્તુતિ કરતાં કરતાં યે, કોઈકકોઈકથી ક્યહારેક ક્યહારેક સાચી સ્તુતિ ઉચ્ચારાઈ જતી.

દલપતવાર્યા ન વળ્યા તે પછી મુંબઈના પૂરે સ્હડે

લાઓ મહારાજ લાયબલ કેસ ખેલ્યા; ને પછી થાકયા; ને પછી વેરાઇવિખેરાઈ ગયા. પણ એ મહારાજ લાયબલ કેસ તે દલપતજીવનકથા નથી.

આશ્ચર્યવાતો તો એ ભાસે છે કે બે સાખપાડોશીઓ મજમૂ કરાને માટે લ્હડે એવો લાડની વાડીમાંના સાખપાડોશીઓનો કવિતાકલાને કાજે દલપતનર્મદનો ઝઘડો હતો.

પાંડવકૌરવનો ઝઘડો મૂળ મુદ્દે દ્રોણઅખાડામાંથી જ શેનો હતો ? તેજોદ્વેષનો.

બન્નેયના બાળક મ્હને તો આટઆટલે વર્ષે લાગે છે કે પાંડવકૌરવના ઝઘડાના જેવો દલપતનર્મદનો ઝગડો યે પરસ્પરના તેજોદ્વેષનો હતોઃ વિદ્વત્તાનો તેજોદ્વેષ, કવિતાશૈલી ને કવિતાકીર્તિનો તેજોદ્વેષ, સુધારાપદ્ધતિનો તેજોદ્વેષ, નીતિઅનીતિનો તેજોદ્વેષ, સમસ્ત જીવનદેશનો તેજોદ્વેષ. એક ફૂલનો નહિ; પછી તો કિયા દેશમાળીની વાડી અધિકી સૂવાસવન્તી એ પ્રજાપ્રશ્ન થઈ પડયો.

માત્ર આપણે ત્હાં નહિ, કે એક દલપતનર્મદયુગમાં જ નહિ. સદા અને સર્વત્ર સંસારનૌકાએ ક્રાન્તિવાદના ઉછળાટો ઝંઝાવાતો તોફાનોમાં થઇ સ્થિતપ્રજ્ઞભાવે કાળસાગર ખેડવાનો છે.

સાહસને ને શાણપણને બન્યું છે કે વીર નર્મદને ને ધીર દલપતને બને? સંસારશાસ્ત્ર (Sociology) ની શાસ્ત્રીય પરિભાષામાં બોલિયે તો દલપત વિકાસવાદી હતો, નર્મદ ક્રાન્તિવાદી હતો. એ જમાનાના શબ્દો હતા સંસ્થાપક ને ઉચ્છેદક.

દલપત ને નર્મદ બન્ને ય સુધારકો હતા. બન્ને કહેતા March–આગે કદમ. નવયુગનાં નવઅજવાળાંઓનો બન્નેયને આદર હતો. દલપતનર્મદનો ધ્યેયભેદ ન હતો, શૈલીભેદ હતો.

આપણા સંસ્કૃત સાહિત્યચાર્યે કવિતાનાં ત્રણ પ્રધાન લક્ષણો ગણાવ્યાં છેઃ માધુર્ય, પ્રસાદ, અને ઓજસ્. ત્હેમાંથી માધુર્ય ને પ્રસાદ દલપતનાં હતાં, ઓજસ્ નર્મદનું હતું. ચન્દની અને તડકા સમા દલપતનર્મદના કવિતારંગો નિરનિરાળા હતા.

પણ ત્યહારે તો પક્ષવાદ પ્રશ્ન પૂછતો હતો કે ગંગાનાં પુણ્ય મ્હોટાં કે જમનાનાં?

દલપતનર્મદ છૂટા પડયા; ડીંડીમ વગાડીને છૂટા પડયા. બન્નેની જીવનકેડીઓ પછી નિરનિરાળી નિર્માઇ.

'૫૯માં મુંબઈમાં દલપતનર્મદ જૂદા પડયા તે '૭૪માં પછી સૂરતમાં મળ્યા.

> ઘટમાં જે ઘૂંટાય, છાનુ છેક રહે નહીં;
> બે આંકે દેખાય, કીધાં ઢાંકણ કાચનાં.

મુંબઇની જનતાએ બન્ને કવિવરોનાં જીવન કવન અને જીવનમાર્ગો પારખી લીધાં. પછી દેશમાં કવિતાની શાળાના બે પક્ષ પડયા; પછી દેશમાં દેશસુધારાની દિશાના યે બે ભાગલા પડયા. ધીરે ધીરે અને યા હોમની બે સુધારક શૈલીઓ દેશપ્રખ્યાત થઈ. નર્મદપક્ષ યા હોમની લાવણી ગાતો; દલપતપક્ષ ધીરે ધીરે સુધારાનું ગીત ગાતો. બન્નેયને નવસુધારાના વ્હેણનાં પાણી પીવાં હતાં, પણ નદીની બે

લેખકો નિરનિરાળી હતી. ને પછી તો નર્મદની કોરે નમી.

નવલરામભાઈ કહે છે કે 'ફળ એ થયું કે બંને કવિઓનાં મન એકબીજાથી ઉંચાં થયાં.' 'બંને કવિ જાતે પણ સરસાસરસી પર આવેલા ખરા જ.' 'પારસી પંચે તો.... બંનેને એકબીજાની ચોટલી પકડાવી ખૂબ લ્હડાવ્યા છે,' અને જનતાને હસાવી છે.

મુંબઈની આ પ્રસંગપરંપરામાં એક વાત ભૂલવાની નથી કે નર્મદ ત્હારે ૨૭ ની ભરજુવાન વયમાં હતો ને દલપતરામ ત્હારે આંખે માત્ર અપંગ હતા; વરસદોઢવરસના નેત્રદરદી હતા, બાહ્યેન્દ્રની આંખે દેખતા ને વાંચતા.

'હવેથી તેઓ એકબીજા પર પોતપોતાની રીતે કટાક્ષ જ ફેંકતા રહ્યા.' નવલરામ. ગરબીભટ્ટના ઉપહાસના ઉત્તરરૂપે '૬૦માં દલપતરામે ધીરે ધીરે સુધારાના સારની ને દુરાચારી! વ્યભિચારી! ને વિચારીની ગરબીઓ બુદ્ધિપ્રકાશમાં છાપી, ને પછી ગંગાજમનાની વાર્તા લખી. મર્મઅર્ધિલી ગુજરાતની એ પ્રથમ નવલિકા. પછી દલપતે જવાસાની ગરબી ગાઈ. આજે યે દલપતકાવ્યકીર્તિએ કેટકેટલા સાક્ષરજવાસાઓ સૂકાઈ જતા હશે ?

નર્મદે નર્મકવિતામાં છબી મૂકી હતી. દલપતકાવ્ય છપાયું ત્હારે દલપતે મુખપૃષ્ઠ ઉપર દ્રહો છાપ્યો કે

શું જોયો તનની છબી ? એમાં નથી નવાઈ;
નિરખો મુજ મનની છબિ, ભલા પરીક્ષક ભાઈ!

દલપતની આ ટકોર હતી, પણ સાક્ષરી ને સુઘટ ટકોર હતી; સર્જનની, શુદ્ધ, સાહિત્યસ્વામીની ટકોર હતી.

પ્રાસાદિક વાણીમાં–પણ ટકોર હતી, નિત્યસત્ય ન હતું. આજે તો બન્ને ય કવિવરોની છબિઓ ગુજરાતજાણીતી છે. નર્મદછબિના અનાવરણઅર્થે દલપતપુત્ર સૂરત ગયો હતો.

કાલિદાસ અને દિઙ્ગનાગથી માંડીને દેશદેશમાં ને યુગયુગમાં આવા સાહિત્યઝઘડાઓ નથી થયા? કે એક મુંબઈમાં જ થયો છે? બન્ને કવિવરો પ્રકૃતિએ જ જૂદા જૂદા હતા, જીવન્આચારે ભિન્ન ભિન્ન હતા, નવલરામભાઈ કહે છે તેમ 'અપ્રમેય' હતા. સંગ્રામકોડીલો નર્મદ વીર હતો, ઉપનિષદલાખેલો દલપત ધીર હતો. ખરી ભૂલ તો એ અપ્રમેયોને સરખામણીએ ચ્હડાવનારાઓની હતી.

સારૂં મ્હોટું ફંડ કરવાનો ને ત્હેમાંથી દલપતઆરસ-પ્રતિમા મુંબઇમાં સ્થાપવાનો બુદ્ધિવર્ધક સભાને મનોરથ જાગ્યો. આત્મકથામાં નર્મદ કહે છે કે 'એ વાત મારે કાને પડી ત્યારે હું મનમાં ખિન્ન થયો....એ ખિન્નતા એક મારા મિત્રે દીઠી ને તેણે સમશેરમાં લાંબો આરટીકલ લખી ડો. ભાઉ, ગંગાદાસ કિશોરદાસ, અને બીજાઓ વિશે કેટલુંએક લખ્યું; ને એ આરટીકલથી બ્હાવલાની ને સ્કોલર-શિપની વાતો બંધ પડી.' 'મનમાં ભાઉ ઉપર ચીડાયો હતો ખરો.'

દલપતપક્ષે સમાધાનનો માર્ગ કહાડયો ને કહાવ્યું કે બન્ને કવિવરોનાં બાવલાં મૂકિયે. નર્મદપક્ષે ના પાડી. પરિણામે કાળનો બોલ આજ એ છે કે મુંબઈનગરીમાં નથી દલપતઆરસમૂર્તિ કે નથી નર્મદઆરસમૂર્તિ.

'૫૯ ની નાતાલમાં દલપતરામ અમદાવાદ ગયા તે હારીને કે મુંબઈનગરીને જીતીને?

હારેલાની આરસમૂર્તિ માંડવાના મનોરથ કોઈએ ઘડ્યા છે ખરા ? મુંબઈમાંનો જ પ્રજાબોલ સાંભળિયે; પ્રજાબોલ પરમેશ્વરી બોલ છે.

ખાનગી મેળાવડાઓમાં ને જાહેર સભાસમારંભોમાં, શેઠશાહુકારોને બંગલે ને પારસી સન્નારીઓની મિજલસોમાં દલપતરામ સન્માનાયા, કાવ્યપ્રવચનો થયાં, માનપત્રો અપાયાં, ધનની ઢગલીઓ ધરાવાઈ. દલપતનું બાવલું મૂકવાના બુદ્ધિવર્ધકે મનોરથ ઘડ્યા. મુંબઈનગરીની એ સૌ દલપતપૂજા હારેલા દલપતરામની હતી ? શાલપાઘડીઓ, થેલીઓ, સન્માનપત્રો, સન્મૈત્રીઓ, સજીવન થએલી આંખો લેઈને, ને બેએક હજારની બક્ષિસો ઝોળીમાં ભરીને, આઠેક માસ નર્મદપાડોશમાં રહીને, લાડની વાડીને મુંબઈનગરીને દાક્તરને બ્રાહ્મણભાવે આશીર્વાદ આપીને, આવ્યા હતા એથી સોગણા મુંબઈપ્રખ્યાત થઈને, ’૫૯ ઉતરતાં દલપતરામ અમદાવાદ ગયા; અને ૨૮મી ડિસેમ્બરે પાછી સોસાયટીને પાંખમાં લીધી. એમ વિશેષભાવે પણ નર્મદે દલપતને મુંબઈજાણીતા કીધા. મુંબઈની જનતાએ જાણ્યું કે નર્મદ કવિવરની ટક્કર ઝીલે એવો દેશમાં એક બીજો દલપત કવીશ્વર પણ છે.

પક્ષવાદના પાસા અવળા પડ્યા.

દલપતનર્મદનાં જીવનકવન મુંબઈએ પારખી લીધાં. એમની આંખોનાં તેજમાંથી એમના અન્તરમાં ઘૂંટાતું હતું તે વાંચી લીધું.

દલપતરામના ગયા પછી મુંબઈનો ઇતિહાસ શું બોલે છે ? ’૫૯માં ગગન ભરી ગાજતા હતા તે ’૬૫માં ફારબસ-

સભા સ્થપાઈ ત્હારે શોધ્યા જડતા હતા ખરા ?

પૂરે ગ્હડેલું મુંબઈનું ઉચ્છેદક સુધારકમંડળ પછી મહારાજ લાયબલ કેસ ખેલ્યું. '૬૨માં એ ઐતિહાસિક કેસ સમાપ્ત થયો. અને પછી ?

પછી લશ્કરમાં સેળ પડે એમ એ મંડળ વેરણછેરણ થઈ ગયું. '૬૨માં કરસનદાસ વિલાયત ગયા, તે આવીને સરકારી નોકરીમાં જોડાયા. ૩૨ની વયે '૬૫માં નર્મદ મુંબઈ છોડી સૂરત જઈ બેઠો. તારલાઓ પછી વિખેરાઈ ગયા. પેલી પરમહંસ સભા પણ '૬૫માં અસ્ત પામી. '૫૫ થી '૬૫નો નર્મદનો મુંબઈનો દાયકો પૂરો થયો.

અને બુદ્ધિવર્ધક હિન્દુ સભા ?

દોડી, દસ વર્ષ સભા બહુ દોડી. પછી દોડી દોડીને થાકી અને ઉંઘી ગઈ. '૫૨ થી '૬૨નો બુદ્ધિવર્ધકનો દાયકો ઉતરી ગયો. એ નિદ્રાશય્યામાંથી ત્રીશેક વર્ષે એકદા સભાએ આળસ મરડી, પણ ઉઠી નહિ. ' સને ૧૮૯૪માં સભાનું પુનરુત્થાન કરતાં રા. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીએ સભાનું નામ બદલી, 'હિન્દુ' શબ્દ કહાડી નાંખી, બુદ્ધિવર્ધક સભા એટલું જ નામ રાખ્યું.' એ દરમિયાન અનુભવડાહ્યો ને ઈતિહાસઅવબોધાયેલો નર્મદ દેશભરમાં 'સાવધાન' 'સાવધાન' નાં દુંદુભિ વગાડતો વગાડતો દેવ થયો હતો. ' ૧૮૯૪ માં પુનરુદ્ધાર પામેલી સભાના મનઃસુખરામભાઈ પ્રમુખ અને શ્રી ઈચ્છારામભાઈ મન્ત્રી હતા.' ૩૫ વર્ષ પૂર્વેના સભાના અતિથિવર કવીશ્વર દલપતરામને,

'૫૮માં ગંગદાસે સંભાર્યો હતા તેમ, ફરી વળી સભાએ સંભાર્યા ને સાથ માગ્યો. જીવનભરના ઉદારદિલ વૃદ્ધ દલપતરામે પૂર્વપરિચિત સભા કાજે વ્યાખ્યાનનિબન્ધ લખી મોકલાવ્યો હતો. પણ બુદ્ધિવર્ધકનું એ પુનરુત્થાન નામનું જ નીવડ્યું, અને સભા નિદ્રાઅવસ્થામાંથી મૃત્યુઅવસ્થામાં ઢળી પડી. અન્તે ચાલીસે વર્ષે, ૧૯૩૪માં, બુદ્ધિવર્ધકનું ભંડોળ એની ન્હાની બ્હેન ને દલપતમિત્ર ફારબસસ્થાપી મુંબઈની ફારબસ સભાને સોંપાયું; અને સંસારમાં અનેક વેળા બને છે એમ ન્હાની બ્હેનને સંસારભાર સોંપીભળાવીને મ્હોટી બ્હેન અન્તર્ધાન થઈ.

દલપતરામ કહેતા કે દોડશે તે થાકશે. ૪૨ની વયે નર્મદે કહેવા માંડ્યું કે ૨૩ થી ૩૨–પોતાના સાહસયુગમાં –દલપતરામ સાથે અથડામણ થઈ એ જમાનામાં પોતે ભૂલો પડ્યો હતો. ચ્હડ્યાં પૂર પછી ઉતરી ગયાં. કુદરતની એ કળા છે. અસાડનાં પૂર આસોમાં ઉતરે.

બાદશાહતની છેલ્લી જ્યોત ઝફર ગાઈ ગયો છે કે ચન્દ રોઝ. પતંગો ચગે, ચાંદણીઓમાં ચગે; પણ ચન્દ રોઝ.

વસ્તુતઃ બુદ્ધિવર્ધક સભાનો દાયકો હતોઃ ૧૮૫૨થી ૧૮૬૨. પણ તે યશસ્વી દાયકો હતો. એ દાયકો હતો વીર નર્મદનો ને સત્યવક્તા કરસનદાસનો. મુંબઈમાં બેસતા નવયુગના ઈતિહાસનું બુદ્ધિવર્ધક ગુણગૌરવવન્તુ ઇતિહાસસંભારણું છે.

૧૮૫૯ નો, તે પૂર્વનો, ને તે પછીનો મુંબઈનગરીમાંનો સંસારસુધારાનો ઇતિહાસ દલપતસંસારમંત્રની વિજય

સાક્ષી પૂરે છે ને કહે છે કે દલપતબોલ સાચો હતો; જીંદગીભર ચલાય ખરૂં, દોડાય નહિ. દલપતમન્ત્રનો જયવાદ મુંબઈનગરીનો ઇતિહાસ ઉચ્ચારે છે.

'૫૯માં દલપતે Theory of Social Evolution ઉચ્ચારી, અને '૬૦ માં બુદ્ધિપ્રકાશના એક અંકમાં છાપી. એ જ વર્ષે-'૬૦માં ડાર્વિને ઇંગ્લાંડમાં સર્વવ્યાપી Theory of the World Evolution ઉચ્ચારી ને Origin of the Species of Man નો મહાગ્રન્થ પ્રગટ કર્યો. ઇતિહાસસંશોધક ને ઇતિહાસઅભ્યાસી દલપતરામને ઇતિહાસના યુગપલટાઓમાંથી સાંપડયો હતો એ જ વિકાસવાદનો વિશ્વસિદ્ધાન્ત કુદરતરસિયા ને કુદરતઅભ્યાસી ડાર્વિનને જાતિઓનાં વિકાસપગથિયાંઓમાંથી સાંપડયો. વાંચે છે ને વિચારે છે ને શુદ્ધ બુદ્ધિએ શોધે છે તેમને જડે છે.

વિકાસવાદ હજી તો ફિલસુફીદેશમાં સિંહાસનસ્થ છે.

રાસમાળાને કાજે ૧૮૪૮થી '૫૩ સુધી દલપતરામે ગુજરાતભરમાં ઘૂમીઘૂમીને રાસાઓ દન્તકથાઓ વહીવંચાઓની વહીઓ શોધ્યાં સંગ્રહ્યાં વિચાર્યાં ભણ્યાં ભણાવ્યાં હતાં. એ પછી બે દાયકે રાજ્યરંગ લખવાને અવસરે નર્મદે ખસેંક ઇતિહાસગ્રન્થો વાંચ્યા, અને એ વાંચ્યે નર્મદને ઇતિહાસશાયી કાળબ્રહ્મનો વિકાસવાદ સ્હમજાયો. દલપતે બેઅઢી દાયકા પૂર્વે ઇતિહાસો શોધ્યા હતા; નર્મદે બેઅઢી દાયકા પછી ઇતિહાસો ખોળ્યા. દલપતે '૫૯માં મુંબઇને આરે ઉચ્ચાર્યું કે સંસારશાસ્ત્રે વિકાસવાદ ચક્રવર્તી છે; વીશેક વર્ષ પછી '૮૦ની આસ-

પાસ નર્મદે તાપીઆરે ઉચ્ચાર્યું કે યા હોમવાદ એ પોતાની ભૂલ હતી.

દલપતના વિકાસવાદની પછી આપણે દેશે વીશેક વર્ષ ધર્મવિચારમાં નર્મદે, ત્રીશેક વર્ષ નર્મદજીવનકથામાં નવલે, અને પાંત્રીશેક વર્ષ નવલજીવનકથામાં ગોવર્ધને એ દલપતમહામન્ત્રની સાક્ષીઓ પૂરી છે.

ઇતિહાસનો શાશ્વત સિદ્ધાન્ત કિયો? વિપ્લવવાદ કે વિકાસવાદ? '૫૭ નું નિત્યજીવન્ત સત્ય કિયું? બળવો કે શારદાપીઠો?

Revolution ક્ષણિક છે, Evolution ચિરંજીવ છે. જગતઇતિહાસનો અજરામર મહાસિદ્ધાન્ત છે વિકાસવાદ—Evolution.

વાલુકેશ્વરની ધારે ગાયેલો કાળવિકાસનો સંસાર-સિદ્ધાન્ત પછી '૬૭ માં નિજ 'સુધારાનું પુરાણ' વેનચરિત્ર રચ્યું ત્હારે રાજનીતિના મહામન્ત્ર લેખે દલપતસંસારશાસ્ત્રીએ એ નિજ સુધારાની સ્મૃતિમાં ગૂંથ્યો છે.

દલપતે ત્હારે મુંબઇનગરીમાં ઉચ્ચાર્યું કે Society is not an eruption; Society is fruition of Evolution; સંસાર સાગરમોજનો ઉછાળો નથી, પણ કાળવિકાસનો પરિપાક છે.

પ્રકૃતિએ જ ગુજરાત સમશીતોષ્ણ કટિબન્ધ દેશ છે; ઉષ્ણકટિબન્ધ દેશ નથી, કે શીતકટિબન્ધ દેશ નથી. જગતઇતિહાસના સારોદ્ધાર સમો અને સંસારશાસ્ત્રના પરમ મન્ત્ર જેવો સંસારવિકાસવાદ ગુર્જર કવીશ્વરને સાંપડ્યો ને ગુર્જર કવીશ્વરે ગાયો એ તો જાણે યુગયુગનાં

ગુજરાતનાં ઇતિહાસભૂગોળ બોલી ઉઠયાં હતાં. એ દલપતગીત તો ગુજરાતનો સ્વભાવજન્ય આતમબોલ છે. અતિશીત કે અતિઉષ્ણું એ ગુજરાતનું નથી, ગુજરાતમાં એ પરદેશી છે. એ દલપતગીતના ચરણે ચરણે ગુજરાત બોલે છે, સંસારશાસ્ત્ર બોલે છે; ઇતિહાસનો ચિરંજીવ ને ચક્રવર્તી, વિશ્વતોમુખ ને સર્વતોભદ્ર મહાસિદ્ધાન્ત બોલે છે. આર્ષદૃષ્ટા દલપત મહર્ષિનું એ છે ગાયત્રીસૂક્ત. આ રહ્યું સમશીતોષ્ણ કટિબન્ધનું એ દલપતગીત.

સજન ! સંભળાવજો
ધીરે ધીરે સુધારાનો સાર;
સજન ! સ્નેહ સહિત સંભળાવજો.
છોટી અકલવાળા આગળે મુખે વદિયે ન મોટી વાત;
પાશેર કેરા પાત્રમાં કેમ શેર સમાશે સાત ?
સજન ! સંભળાવજો.
લાખો કીડી પર લાડવો આખો મેલિયે તો મરી જાય;
ભૂકો કરી ભભરાવિયે તો તે ખાસી રીતેથી ખાય;
સજન ! સંભળાવજો.
માંકડા લઈને માનવી બેઠા નાવમાં દઈને નૂર;
ભડકાવે તો તે અભાગિયાં પડે કૂદી પાણીને પૂર;
સજન ! સંભળાવજો.
જે સમજે જેવી રીતથી તેને પણ સમજાવિયે તેમ;
બહેરો તો સમજે સાનમાં, ત્યારે કરિયે લવારો કેમ ?
સજન ! સંભળાવજો.
બાળક આગળ બોલિયે ત્યારે બનિયે બાળકરૂપ;

ભૂખ્યાંઉ તાતા ભાખિયે, ભલે હોઈએ ભણેલા ભૂપઃ
સજન ! સંભળાવજો.
પલક ટકે નહિ પેટમાં જો ખાય બિલાડી ખીર;
ખાસુખાં ચિદ ખવરાવિયે તે વિચારોને, મારા વીર !
સજન ! સંભળાવજો.
જંગલ કેરાં જનાવરો આપે પાળવા કરિયે જો આશ,
એવું આદરિયે કે આપણી પાસે વસે કરી વિશ્વાસ;
સજન ! સંભળાવજો.
ધીરે ધીરે નિત્ય ધીરવી એને અકલ શિખવિયે અનેક;
હળીમળી હેત વધારિયે, પણ છૂટા ન પડિયે છેક;
સજન ! સંભળાવજો.
નિશાળિયા ને ગમે નહિ આપે શિક્ષક જો એવું જ્ઞાન,
નાશીને જાય નિશાળિયા, મળે શિક્ષકને કેવું માન ?
સજન ! સંભળાવજો.
છણુછણુતે તેલે છાંટિયે લઈને નિર્મળ ઠંડુ જો નીર,
ગ્રહણી ઊઠે એ તો સામટું, વળી સામાનું બાળે શરીર;
સજન ! સંભળાવજો.
અર્જુનને મન શુદ્ધ છે, પણ વિશ્વવિરુદ્ધ વિચાર
અણુજગમાં નહિ બોલિયે, જેથી ઉપજે ઉપાધિ અપાર;
સજન ! સંભળાવજો.
સંસારી જનને સુધારશો રૂડી રાખીને એવી જ રીત,
દલપતરામના દેવની તમે પામશો પૂરી પ્રીત;
સજન ! સંભળાવજો
ધીરે ધીરે સુધારાનો સાર.

---

## પ્રકરણ ૧૩ મું, ગાયકવાડ મહારાજના દરબારમાં મહારાણી ગુજરાતી વાણીનો વકીલ

પછી '૯૩ ના એપ્રિલની અધવચાળ મહારાણી ગુજરાતી વાણીના વકીલ થઈ ને દલપતરામ મહારાજ ખંડેરાવ ગાયકવાડના દરબારમાં ગયા.

પ્રેમાનન્દના વીરક્ષેત્ર વડોદરાને કાવ્યરસિક સારૂં ગુજરાત પિછાને છે. વડોદરા એટલે ગુર્જર કવિતગંગાનું મહાતીર્થ. ત્હાં માંડવી નીચે પ્રેમાનન્દની માણ ગાજતી; ત્હાં મ્હેરાળની હવેલીએ દયારામનો તંબૂર રણકતો. ત્હાં નરસિંહજીની પોળે ગોરીઓ ગરબા ગાતી તે સાંભળવાને સૂરતઅમદાવાદ ઉભરાતાં. એ વડોદરાને ગુજરાતીઓ સહુ જાણે છે. કવિતાની કુંજ સમું એ પ્રેમાનન્દનું વડોદરા.

આજના–૧૯૩૮ના વડોદરાને પણ સહુ ઓળખે છે. રાજ્યમાં ગામડે ગામડે શાળા છે, કસ્બે કસ્બે પુસ્તકશાળા છે; સડકો છે, દવાખાનાં છે, મુસફરીબંગલા છે. વિશ્વમિત્રીની લીલીકુંજાર કુંજનિકુંજોમાંથી રાજમહેલના શિખરાગ્રો ડોકિયાં કરે છે. સુરસાગરની પાળે પાળે હવેલીઓ ઝળાંમળાં થાય છે. વડોદરાની વચ્ચે મ્હોટો ને મહામૂલો ગ્રન્થભંડાર છે, જેમાંથી દશે દિશાઓમાં વિશ્વજ્ઞાનની સરવાણીઓ વહે છે. વડોદરાને પાદર મહાગુંજાવન્તું મહેલવિશાળું સરસ્વતી મન્દિર છે, જે આવતી કાલે શારદાપીઠ થશે. વિદ્યાની

વાડી ગયું એ મહારાજ સયાજીરાવનું વડોદરા. સયાજીરાવના વડોદરાને વિદ્યારસિક ગુજરાત ઓળખે છે.

'૬૩નું વડોદરા પ્રેમાનન્દનું વડોદરાં યે ન્હોતું કે સયાજીરાવનું વડોદરા યે ન્હોતું. કવિતાની કુંજે ન્હોતું કે વિદ્યાની વાડી યે ન્હોતું. ત્ય્હારે વડોદરામાં પર્વતશિખરો સમા ગેગળો ડોલતા, ગેગળચ્ચાંઓ સમા મલ્લરાજો મહાલતા, ધરતીની ઢાલ સમાં ગેંડાગેંડીઓ ઘૂમતાં. એ વડોદરામાં અગડનો મહિમા હતો, દંગલનો મહિમા હતો. એ વડોદરામાં હાથીઓની ને ગેંડાઓની સાઠમારી થતી. એ વડોદરામાં મલ્લરાજો મલ્લકળામાં મહાલતા. એ વડોદરામાં ડોલન્તા હાથીલંઘરની દસરાસવારી ન્હડતી તે જાણે વનના વડલાઓ નગરઘૂમણે નીકળ્યા. એ મહારાજ ખંડેરાવનું વડોદરા. નવયુગની નિશાળનું નામ ન્હોતું તો પુસ્તકશાળા તો ત્ય્હાં શાની હોય? ખંડેરાવ મહારાજના વડોદરાને આજ કોક ઓળખે છે. વડોદરામાં ત્ય્હારે હજી નવયુગ ઉગ્યો ન હતો.

ખંડેરાવ મહારાજનું વડોદરા મહાકાય હતું; પણ ત્ય્હાંના મલ્લરાજો સમું અભણ હતું, નવશિક્ષણસૂનું હતું. પ્રજાપુરોહિત દલપતરામ ખંડેરાવ મહારાજના વડોદરામાં નવયુગની વેલીઓ વવરાવવાને ગયા.

શાખા સોસેટી તણી સ્થિર સ્થાપવા વિશાળ
કરટિસે ઇચ્છા કરી, જ્યાં મોટો મહીપાળ.

સન અઢાર ઉનસાઠમાં નિજ કવિને તે કામ
માને દઈને મોકલ્યો ભાવનગર નૃપધામ.

× × ×

સન અઢારસે ત્રેસઠે વળી વિચારી વાત,
સ્થિર શાખા જઈ સ્થાપવી વડોદરે સાક્ષાત.
કરટિસે કવિને કહ્યું: હૈયે રાખી હામ
વિચરો તમે વડોદરે, કરો જઈ શુભ કામ.

× × ×

ગુજરાતી ભાષા વિશે ગ્રન્થો બહુ ગૂંથાય,
તો ગુજરાતી વાણીનો સદ્ય સુધારો થાય.

× × ×

શેઠાણી હરકોરને, નગરશેઠને જેમ,
કવિતા રસથી રીઝવી કામ કરાવ્યાં તેમ.
ભાવનગરના ભૂપને રિઝવીને રસરીત
પુસ્તકશાળા સ્થાપવા લીધું વચન નિશ્ચિત્ત.
તેમ જ ગાયકવાડના કરનો લાવો કોલ;
સમજાવો વિદ્યા તણો ઉત્તમ લાભ અતોલ.

× × ×

સુણિને કવિજન સંચર્યો કરવા ઉત્તમ કામ;
ઉતારો જઈને કર્યો સામળ બેચર ધામ.

ગુર્જરદેશમાં દલપતરામ નવવિદ્યાનાં વાવેતર વાવતા હતા. ક્યહાંક શાળા, ક્યહાંક પુસ્તકશાળા, ક્યહાંક કન્યાશાળા, ક્યહાંક વિદ્યાખાતું સ્થાપતા–સ્થપાવતા હતા. અને એ જ મહદર્થ હૈયે ધારીને '૬૩ના એપ્રિલમાં કવીશ્વર ખંડેરાવ મહારાજના રાજદરબારે ગયા.

વસ્તુતાએ એ મુસાફરીની પ્રેરણા કરટિસની હતી એટલી ફારબસની હતી.

ત્રેસઠમાં મુંબઈમાં ગુજરાતી ભાષા માટે
લાગ્યો ફારબસ સૂબો ચિત્તમાં વિચારવા.

લંડનમાં ગુજરાતગૌરવમહિમા છપાવીને ત્રણે વર્ષે ફારબસ ગુજરાતે પાછો ફર્યો ને '૫૭માં સૂરતનો જડજ નિમાયો. સ્થિરઠામ થાય ત્ય્હાં તો '૫૮ના માર્ચમાં ખાનદેશમાં બદલી થઈ, '૫૯ ઉતરતાં રાજકોટ ગયો. સ્હાડા ચારેક માસ માંડ ત્ય્હાં પગ વાળ્યો કે '૬૦ના માર્ચમાં વળી સૂરત જવાનું થયું. સરકારી નોકરી એટલે ઘણુંખરૂં અસ્થિરતા અને દેશભ્રમણ; અને બદલીનાં બાણુ ચોખૂટમાં લેઈ જાય. અન્તે '૬૧ના ડિસેમ્બરની ૨૩મીએ ફારબસ મુંબઈ હાઈ કોર્ટનો જડજ નિમાયો ને મુંબઈનગરીમાં સ્થિર થયો. એની વિદ્વત્તાને વન્દી ત્ય્હાં રૉયલ એશિયાટિક સોસાયટીની મુંબઈશાખાએ પ્રમુખપદ નિવાજ્યું. વિનયવિનમ્ર ફારબસે એ નકાર્યું, ત્હો યે સભાસદમંડળે ઉપપ્રમુખ સ્થાપ્યો. સર જમસેદજી જીજીભાઈના કલામન્દિરનો ફારબસ પ્રમુખ હતો. '૬૪માં ત્રણ માસ વિલાયત રજાએ જઈ આવ્યે ડિસેમ્બરમાં એના વિદ્યાપ્રેમથી પ્રેરાઈ મુંબઈ સરકારે એને મુંબઈની શારદાપીઠનો ઉપકુલપતિ કીધો. '૬૫ના માર્ચમાં એણે મુંબઈમાં ફારબસસભા સ્થાપી, પણ એ ઉગતી કળીને જન્મસંવત્સરમાં જ બે મહાઆઘાત વાગ્યાઃ એક તો જૂલાઈનો વાયદો અને બીજું ઑગસ્ટમાં ફારબસઅવસાન. ૪૪ની ભરજુવાન વયમાં અકાળે ફારબસે

સ્વર્ગની વાટ ન લીધી હોત તો બુદ્ધિવર્ધક પછીના ફારબસસભાના સાહિત્યરંગો મુંબઈમાં કાંઈક અવનવા જ જામત.

'૬૧માં ફારબસનો મુંબઈમાં સ્થાયીવાસ થયો ને '૬૨માં અમેરિકાની મહાપ્રજામાં આન્તરકલહ જાગ્યો. અમેરિકાના કૃષિસ્વામીઓ રણસંગ્રામે ચ્હડવે ત્ય્હાંની જગત્‌વિશાળી ખેતી ભાગી પડી. એટલે હિન્દી રૂના ભાવ રૂપૈયા મટી પાઉન્ડ થયા. પરિણામે મુંબઈમાં લક્ષ્મીની ભરતી ચ્હડી.

ગુજરાતહિતેચ્છુ ફારબસને ગુજરાત હૈયે હતું. રાસા અભ્યાસી ફારબસને ગુજરાતી કવિતા નયનોમાં રમતી ચ્હડતી ધનભરતીમાંથી પરમારથ કાજે એક કુંડ ભરી લેવો વર્નાક્યુલર સોસાયટી સમી શારદમંડળી મુંબઈમાં સ્થાપવી ગુજરાતી જૂના ગ્રન્થો સંઘરવા ને સંશોધવા, ને નવ ગ્રન્થો ગૂંથાવવા, અને એમ ગુર્જરગિરાને લાડકોડે નવ અવતારે આણવાના '૪૮ના અમદાવાદમાંના મહામનોરથ કોડીલા ફારબસઉરમાં મુંબઈમાં જાગ્યા. પણ મુંબઈમિ ફારબસને એ શારદપાંખ ન હતી જે અમદાવાદમાં સાંપડી હતી. ફારબસને થયુ કે સરસ્વતીનો હંસલો પેલો દલપત કવેશર ક્ય્હાં ?

> ત્રેસઠમાં મુંબઈમાં ગુજરાતી ભાષા માટે
> લાગ્યો ફારબસ સૂબો ચિત્તમાં વિચારવા.

'૬૩ના માર્ચમાં ફારબસે અમદાવાદ કરટિસને કાગળ લખ્યો કે ' ઘણાં વર્ષોથી દલપતરામ ને હું ભેળા રહ્યા નથી —'૫૩થી '૬૩નો મિત્રજુદાઈનો દસકો વીત્યો હતો.— ' માટે એએક માસની રજાએ કવીશ્વરને મુંબઈ મોકલો.

ત્‍હાં અવેજીમાં આસિસ્ટન્ટ રાખી લેજો. દલપતરામનો પગાર હું આપીશ.'

ફરી વળી દલપતરામને એમ ફારબસતેડુ આવ્યું. કવીશ્વરને ઉમંગના ફૂવારા ફૂટ્યા કે વર્ષો વીત્યે મિત્રને મળાશે. દેશનાં ભાગ્ય નહિ હોય, કે ગમેતેમ; પણ આ વેળાનો ગ્રહયોગ બળવન્તો ન હતો. સાબરતીરે થયો એવો દલપતફારબસયોગ સાગરકાંઠે થયો હોત તો મુંબઈમાં સાહિત્યવાડીઓ ન્યારી જ ખીલી હોત.

કવીશ્વરને ફારબસઘેર મુંબઈ જવાનું નિર્ધારાયું એટલે કરટિસે કહ્યું કે 'પહેલાં મુંબઈ ગયા હતા તે ભાવનગર માર્ગે. અને ત્‍હારે મારગમાં વિદ્યાવૃદ્ધિનાં વાવેતર ભાવનગરે વાવતા ગયા હતા. વડોદરે રેસિડેન્ટ કર્નલ બાર છે અને એ આપણી સોસાયટીના સભાસદ છે. રાજદ્વારના દરવાજા ઉઘાડવાને રેસિડેન્ટ ઉપર ભલામણપત્ર આપીશ. ગાયકવાડ સરકારને આપણે કાગળ લખ્યો હતો, ઉત્તર આવ્યો નથી. આજ '૬૩માં મુંબઈ જાઓ છો તે વડોદરાવાટે થઈને જાવ ને વાટમાં વડોદરે વિદ્યાનાં વાવેતર વાવતા જાવ. ગુજરાતે નવવિદ્યાના વાવેતરિયા ત્‍હમે છો.'

કવીશ્વરે બીડું ઝડપ્યું. સોસાયટીનું ઉપમન્ત્રીપદ કપડવણજનિવાસી ને બુદ્ધિવર્ધકના પૂર્વમન્ત્રી શ્રી હરિલાલ દામોદરદાસને સોંપ્યું. પુત્રી વીજકોર સાથે રેવાબાને પીયર પોળકે વળાવ્યાં. મુસાફરીમાં સાથે બુલાખી કાલિદાસને લીધા અને એપ્રિલની ૧૩મી તારીખે ફારબસતેડે મુંબઈ જતા કવીશ્વર કરટિસપ્રેરણાએ વડોદરે જવા નીકળ્યા.

વાત્રકનાં વાંઘાં, શેઢીનાં ઉંડાણ, મહીસાગરનાં કોતરો અગનગાડીની પાંખે ઓળંગીને વિશ્વામિત્રીને તીરે પ્રેમાનન્દનગરીમાં જઈ અમદાવાદવાળા વૈષ્ણવશેઠ સામળ બ્હેચરની હવેલીએ ઉતારો કીધો.

પણ જરા પૂર્વખંડો જોઈ યે. દલપતજીવનની કંઈક કથનીઓ ત્ય્હાં છે.

દુનિયાં દેખતા થઈ, મુંબઈથી આવી, '૫૯ની નાતાલમાં સોસાયટીને સંભાળી લીધા પછીની પંચવર્ષીમાં અમદાવાદમાં તેમ જ કવિજીવનમાં વર્ષોના પડઘા પાડતા પ્રસંગો ઉગતા હતા.

'૬૦માં કર્ટિસ રજા ઉપર વિલાયત ગયો ને '૬૧ના માર્ચની ૧૨મીએ પાછો આવ્યો એ વર્ષભર દલપતરામ સોસાયટીના સેક્રેટરી થયા હતા. '૫૯માં શ્રી રણછોડલાલ છોટાલાલે હુન્નરખાનની ચ્હડાઈમાં કહેલા યન્ત્રખાનને આમન્ત્ર્યો, કાપડવણાટની મીલ સ્થાપી, પોતે લોકોક્તિમાં રૂંટિયાવાળા કહેવાયા, અને નવઅમદાવાદનો પાયો નાંખ્યો. '૫૭માં પુરુષશિક્ષકશાળા–Male Training College ફરતી ફરતી અમદાવાદમાં આવી હતી. પછી સરકારને થયું કે વિલાયતના નોર્મલ વર્ગો નિરખેલો નવશિક્ષણશાસ્ત્રનિપુણ કો શાળાપતિ એ કોલેજમાં હોય તો દેશલાભકારી નીવડે. સરકારે નન્દશંકરભાઈને પૂછાવ્યુ. નન્દશંકરભાઈએ ના પાડયે હોપ સાહેબે ખેડા જીલ્લાના ડીપોટી મહીપતરામને પૂછાવ્યું કે સરકાર વિલાયત મોકલે છે; જશો? નન્દશંકરે નકારેલું સરકારબીડું મહીપતરામે ઝડપ્યું. સર

મંગળદાસે પણ કંઈક સહાયતા કરી. '૬૦ના માર્ચમાં મહીપતરામ વિલાયત ગયા ને દલપતરામે ગાયું કે

નાગર ! સાગરમારગે મહાસુસાફરિ કામ
તેમા હિંમત તે ઘણી રાખી, મહીપતરામ !

× × ×

નાજેશ્રીની રીત તેં રાખી, મહીપતરામ !

× × ×

નાગરનર હારે નહી, હારે હોય હજામ,
કહેવત તે સાચી કરી રાખી, મહીપતરામ !

'૬૧ના મેમા મહીપતરામ પાછા આવ્યા, હેમાભાઈ ઈન્સ્ટિટ્યૂટમા સભા મળી, ને દલપતકવિના બોલ્યા ઉઠી·

મોટુ એણે કીધુ કામ, માટે દેશે મોટુ માન
મોટા મોટા મહીપતિ મહીપતનામને

ટોપે ત્હારે વિલાયત જવાનો નિબન્ધ લખાવ્યો હતો ને કવીશ્વરને રૂ. ૫૦ નિબન્ધલેખનના ઇનામના આપ્યા હતા એ નિબન્ધનો મુખમન્ત્ર હતો' કે

વાકા ચાલે વાટમા, દરે પાશરા થાય,
નાગરદીના બાળકો જળથગવાટે જાય.

હુન્નરખાનની—'૫૧ની નાતથી કવીશ્વર સાગરસફરના હિમાયતી હતા '૫૩મા ફાર્બસ સગાથે વિલાયત જવાના કોડ જાગ્યા હતા '૫૯મા બુદ્ધિવર્ધક સભાનું આહ્વાન ઝીલ્યુ હતું. સાગરમન્થન માડવાના કવીશ્વર કોડીલા હતા, અને સાગરસફરી ગુર્જર મહાપ્રજાને સદા એ સદ્બોધતા-દ્બોધતા.

મહીપતરામ આવ્યા ને દેશમા પરદેશગમનનો ઝઘડો જાગ્યો નાતે નાતબહાર મૂકયા કોઇ પ્રાયશ્ચિત્ત આપે નહિ સૂરતમાં દુર્ગારામ મહેતાજી ને નન્દશંકર, અમદાવાદમા ભોળાનાથ, કાઠિયાવાડમા મણિશંકર કીકાણી ને નૃસિંહપ્રસાદભાઈ, અને સરકારમા હોપ સાહેબ પડખે પાખ થઈ ઉભા પરનાતીલાના યે પ્રાયશ્ચિત્ત શોધાયા, પણ બધું વ્યર્થ પછી હોપે દલપતરામને બોલાવ્યા ને કહ્યુ કે ત્હમે સુધારાના સાથી છો, દલપતરામ ! શ્રીમાળી બ્રાહ્મણો મહીપતરામને પ્રાયશ્ચિત્ત આપે એટલુ ન કરો ? નિજ કાવ્યશિષ્ય ભોળાનાથને ઘેર '૪૮મા હાથે રાધી જમનાર દલપતરામે કહ્યુ કે શ્રીમાળીઓને ને નાગરને પાણી છાશ ને અથાણાનો પરસ્પર વ્યવહાર છે, જમવાવ્યવહાર નથી એટલે પ્રાયશ્ચિત્ત આપ્યા પછી યે શ્રીમાળીઓ મહીપતરામભાઈને પાણિયારેથી પાણી પીશે, મ ગાથે જમશે નહિ હોપ કહે એટલુ યે થોડુ નથી શ્રીમાળીઓની કાશીપુરી છે ધોળકા. દલપતરામ ધોળકે ગયા ધોળકાની નાતે દલપતબોલ સન્માન્યો. મહીપતરામને પ્રાયશ્ચિત્ત આપવા અને પ્રાયશ્ચિત્તશુદ્ધ મહીપતરામને પાણિયારેથી પાણી લઈ રાધી જમવાને ધોળકાની શ્રીમાળીનાત દલપતબોલે તત્પર થઈ વિગતો ત્હારના બુદ્ધિપ્રકાશઅંકમા અને ભાનુસુખરામરચ્યા મહીપતરામના જીવનચરિત્રમા છપાયેલી છે કવીશ્વર અમદાવાદ આવે એટલામા અમદાવાદ મનાયુ હતુ ને પ્રાયશ્ચિત્ત આપ્યુ હતું. પણ મહીપતમિત્રોનો એ બધો શ્રમ ધૂળ ઉપર લીપણુ નીવડયો મહીપતરામે પ્રાયશ્ચિત

લીધું એટલે નર્મદે દલપતરામને ને મહીપતરામને મર્મબોલ માર્યો કે

> નાગર નર હારે નહી, હારે હોય હજામ;
> કહેવત એ ફેરવ હવે, ડાહ્યા દલપતરામ !

સુધારાવાળાઓનાં એવાં વાગ્બાણ મહીપતરામથી ખમાયાં નહિ. સૂરતી પ્રકૃતિના મહીપતરામ બટકબોલા હતા તે બોલ્યા કે પ્રાયશ્ચિત્તને હું માનતો નથી; દિલથી પ્રાયશ્ચિત્ત લીધું નથી; આ તો ન માન્યાનું પ્રાયશ્ચિત્ત હતું. એ–એ હો; થયું. પૂર્વશ્રમ સૌનો મિથ્યા થયો. નાતે ફરી મહીપતરામભાઇને નાતબહાર મૂક્યા. પરદેશગમનનો અધડો નાગરી નાતમાં ફરીથી જાગ્યો તે લંબાઈ લંબાઈને છ–સાત વર્ષે અન્તે પત્યો.

ગુજરાતકાઠિયાવાડમાં એ વર્ષોમાં પરદેશગમનના અધડાનાં ઢોલત્રાંસાં વાગતાં હતાં.

દરમિયાન મહીપતરામ સૂરત ગયા હતા. સૂરતમાં દુર્ગારામે જમવાને ન્હોતર્યા, એટલે નાતે મહેતાજીને નાતબહાર કર્યા. દુર્ગારામે નાતને કહ્યું કે અમદાવાદમાં પ્રાયશ્ચિત્ત અપાયું છે, અને ચોર્યાસી બ્રાહ્મણનાતો વ્યવહાર રાખે છે. નાતે શાક્ષી માગ્યા. મહેતાજીએ મહીપતરામને લખ્યું. મહીપતરામે દલપતરામને નાત સમક્ષ સાક્ષી આપવા સૂરત મોકલ્યા. દલપતસાક્ષી સાંભળીને સૂરતની નાગરી નાતે મહેતાજીને નાતમાં લીધા. દલપતરામની સત્યનિષ્ઠા અને સુધારાશીલી ત્યહારે સૂરતમાં પણ એવાં લોકપ્રતિષ્ઠિત હતાં.

'૬૦ના માર્ચથી અમદાવાદની હાઇસ્કુલમા ને '૬૧ના સપટેમ્બરથી મેલ ટ્રેનીંગ કૉલેજમા કવીશ્વર કવિતાશિક્ષક નિમાયા હતા. બન્ને શાળાઓમા રોજ કલાકકલાક ભણાવવા જવાનુ હતું કવીશ્વરને કાજે હાઇસ્કુલે સોસાયટીને કરે પછી બ્હારી મૂકાવી ને પગથિયા મંડાવ્યા બુદ્ધિપ્રકાશ કહે છે કે હાઇસ્કુલમાં પીવાનુ પાણી વિદ્યાર્થીઓ ત્યાજે નિજનિજની બતક ભરી ઘેરથી લઈ જતા. કવિતારસથી કવીશ્વર શિષ્ય વર્ગને રીઝવતા શ્રી કેશવ ધ્રુવ ને શ્રી નરસિંહરાવ દીવેટિયા કવીશ્વરના શિષ્યવર્ગમા હતા એ એમના જ બોલો આજ બોલે છે ટ્રેનીંગ કૉલેજમાના શ્રી છગનલાલ વિદ્યારામ રાવળ કવિગુરુને આજે યે સભારે છે. કઈકઈના હૈયામા કવીશ્વરે કવિતાબીજ વાવ્યા ને કઈકઈને કાવ્યરસિક કીધા

'૬૧ના જૂલાઈની ૧૩મી તારીખે ગુજરાતી પ્રજાની પ્રથમ કૉલેજ અમદાવાદમા ઉઘડી ને હોપનો મનોરથ ફળ્યો

'૬૨ના ડેબરવારીમા ચિ. મોહનલાલનો ઉપનયન સસ્કાર ઉજવવાને કાશીબાને લઈ ને કવીશ્વર સન્જેડવે વતનમા ગયા હતા. પછી ૧૧મી ઓક્ટોબરે વીજકુવરને જન્મ આપીને ૧૫મીએ કાશીબા દેવ થયાં. બેળે લગ્ને દલપતરામ ૪૨ની વયે ઘરભંગ હતા, ને ચાર વાસાની બાળકીનો ઉછેર ધર્મ દૈવે માથે નાખ્યો. પ્રથમ તો પાડોશી એક ગોમતી-વાળની પત્નીને ધાવ રાખી પછી તરવાડી જાગેશ્વર વશી ભાઈના પુત્રી રેવાબા સગાથે ઘોળકે ત્રીજી વારકુ દલપતરામે લગ્ન કીધુ રેવાબાએ આવીને વીજકુવરને ઉછેરી, દલપતરામનુ ઘર ભર્યું, કવીશ્વરનો સસાર સુખિયો કીધો રેવા-

બાને પગલે અમદાવાદમા દલપતબગલો બન્ધાયો અને સંસારવાડી પ્રફુલ્લી ઉઠી

કવીશ્વર પુરોગામીઓના પૂજક હતા '૬૨થી ગુજરાતી ભાષાના કવિઓ વિશે લેખમાળા આદરી તે '૬૩ ભરીને '૬૪ના બુદ્ધિપ્રકાશના નવેમ્બરઅંક સૂધી તો ચાલતી હતી કાવ્યદોહનના ખંડોઅંગેનુ એ ઈતિહાસદોહન હતુ.

'૬૨ના જૂલાઈથી શાળાપત્ર નીકળ્યુ

'૬૧મા ને '૬૩મા કાવ્યદોહનના ભાગો સરકારે કવીશ્વર પાસે રચાવ્યા એ કથા પ્રાચીન કવિતાના પ્રકરણમા આવશે

અમદાવાદમા સંગ્રહસ્થાન થાય તો સારૂ, કાંકરિયે બાગ થાય તો શોભા વધે—એવી એવી નગરશણગારની વિચારણાઓ, શ્રીમાળી બ્રાહ્મણોના કળેવા-કુળવિવાહ, ને લગ્નઅવસરે ૧૦૮ દીવડા હોલવવાનો વિધિ—એવા લોકરિવાજોના મર્મરહસ્ય ઉકેલતા સંસારશાસ્ત્રના અભ્યાસપ્રકરણો, ગુજરાતી કવિઓ, વઢવાણ શહેરનો ઈતિહાસ, ગુજરાતના હિન્દુઓની સ્થિતિ (બુદ્ધિવર્ધક સભાનો ઈનામી નિબન્ધ) —એવી એવી ઐતિહાસિક લેખમાળા '૪૬ ને '૬૩નુ વડોદરા, '૫૯ ને '૬૩નુ મુબઈ—એવી નિજ દેશસફરોમાની નગરનિરીક્ષણાઓ, કાવ્યદોહનોમાના પ્રાચીન કવિતાના કાવ્યસંશોધન ને કાવ્યસંગ્રહ, વિશ્વાનુભવ સ્વપ્નુ, વનરાજ ચાવડો ને યમરાજ જેવી મર્મભરી કલ્પનાપ્રધાન વાર્તાવલિ, વચનવિવેકબાવની, લાયબલ કેમની કવિતા, જસવન્તરાજનીતિ (ભાવનગરનો ઈનામી કાવ્યગ્રન્થ), ગુર્જરીવાણીવિલાપઃ એ સહુ એ કાળની વિધવિધની દલપતસાહિત્યપ્રવૃત્તિઓ

હતી, ને દલપતમાનસની સ્ફુરતી કિરણાવલિની વિધવિધની વિશાળી દિશાઓ દાખવતી.

'૬૩ના જાનેવારીમાં અમદાવાદમાં અગનગાડી આવી. આશ્ચર્યભાવે લોકગીતે ગાયું કે

ગાડી આવી ગુજરાત, અગન કેરી ગાડી રે આવી.

પણ હજી બેત્રણ મ્હોટા પૂલો બન્ધાતા હતા, એટલે અમદાવાદથી મુંબઇ સિધ્ધું જવાતું નહિ. '૬૩માં દલપતરામ અમદાવાદથી વડોદરે, ને વડોદરેથી સૂરત આગગાડીમાં ને સૂરતથી મુંબઈ આગબોટમાં, ગયા હતા. '૬૪થી અગ્નિની પાંખે લોક મુંબઈ જતુંઆવતું થયું.

એ અગનગાડીની પાંખે ગાયકવાડ મહારાજની રાજધાનીએ કવીશ્વર ગયા.

મધ્યાહ્નને દલપતરામે વડોદરામાં પગ મૂકયો ને નમતે પહોરે રેસિડેન્ટને મળ્યા. સોસાયટીના કવિને કર્નલ બારે સત્કાર્યો ને કહ્યું: હેતુ શુભ છે, શ્રમ કરી જૂઓ અને અનુભવ ઉચ્ચાર્યો કે

કહ્યું અમે કંઈ કંઈ સમે, કથન ધર્યું નહિ કાન.

કારણ કે મહારાજ ગંભીરબુદ્ધિ છે; પણ

છે રાજાના સોબતી ગાગા જણ અભણેલ.

ત્હો પણ રેસિડેન્ટનું ન માને એ રાજવી કદાચ કવિબોલને કાન ઢાળે. તમ વેણુને હું યે અનુમતિ આપીશ. અને આ ઓળખાણપત્ર લેતા જાવ; દિવાન સાહેબને આપજો.

પ્રધાન પાસે પત્ર લઈ જઈ દીધો ધરી આપ;

ગુણિજન ગોવિંદરાવ તે અટક રોઢિયા આપ.

કહે કવિઃ ભારતસમે પાંડવ કેરી પાસ
પ્રધાન ગોવિંદરાવ શુભ કરતા નીતિપ્રકાશ.
તેથી જશ પાંડવ તણો થયો જગત મોઝાર.

× × ×

જે કર્ણ—ભીષ્મ સરખા ભડ ભૂપ ભેળા
કીધા કરોડ રથિ ભારત કેરિ વેળા;
શોભા સમસ્ત ન મળે પણ તે સમાન,
ગોવિંદરાવ ગુણસાગર જ્યાં પ્રધાન.

× × ×

તેજસ્વિ તેજ નૃપતિ ભુમિ મધ્ય ભાસે,
પ્રૌઢો પ્રતાપ પૃથિવીપડમાં પ્રકાશે;
તે ભૂપબુદ્ધિ સરવોપરિ શક્તિમાન,
ગોવિંદરાવ ગુણસાગર જ્યાં પ્રધાન.

કવીશ્વરની કવિતાથી દિવાનજી પ્રસન્ન થયા ને બોલ્યાઃ

શાણો છે સેનાપતિ ભાઉ સીંધિયા નામ;
તમે જઈ તેને મળો, થાય તમારૂં કામ.
હું પણ ભૂપ હજૂરમાં ઉચરિશ સુખથી એમ,
વિદ્યાખાતું સ્થાપવું, જન સૌ સુધરે જેમ.

ત્રેવીસસોક વર્ષ પૂર્વે ગ્રીસમાં એક ફિલસુફ હતા, અને એમને એકદા રાજવીને કંઈક અરજ કરવાની આવી. રાજવી હતા મહાન સિકન્દરના પિતા બળબહાદુર ફિલિપ સમ્રાટ. ફિલસુફે ફિલિપના ચરણોમાં પડીને અરજી આપી. લોકસમુદાય નિરખી રહ્યો કે આવા ધુરન્ધર ફિલસુફ આમ અરજી આપે છે! કોકે ફિલસુફને પૂછ્યું ત્હમે ય તે આમ?

ફિલસુફે ઉત્તર વાળ્યો કે સમ્રાટ ફિલિપના કાન એના પગમાં છે. ખંડેરાવદરબારમાં એવો અતિવિનય જોઈતો ન હતો, પણ દલપતશૈલી એ હતી. સ્વાર્થ કાંઈ હતો નહિ. જનસુધારાને અર્થે કવીશ્વરને વડોદરામાં વિદ્યાખાતું સ્થપાવવું હતું. સુધારાની વેલીઓને કવિતારસનાં પાણી પાઈ ઉછેરવાનો એ દેશમાળી કવિધર્મ પાળતા. એટલે વિચરતા ત્હાં ત્હાં સમયાનુકૂળ કવિતારસનાં સીંચન સીંચતા.

કવીશ્વર સેનાપતિ કને ગયા, ને સેનાસ્વામીને હિન્દી કવિતથી બિરદાવ્યા.

चंचल चतुर शूरवीर धीर शस्त्रघर
× × ×
कहे दलपति, खंडेराव क्षितिनाथ पास
एसो सेनापति भाउ सींधिया सुजान है.

કારભારિઓએ કહ્યું; કાલ આવજો આપ
મહારાજના મ્હેલમાં, થશે ભૂપમેળાપ.
રાજસભામાં કવિ ગયો; તે અવસર તે સ્થાન
નાટારંભ થતો હતો, કરે ગાયકો ગાન.

ગાન સમેટાયે પ્રધાનજીએ સમસ્યા કરી, ને પ્રલંબ શાર્દુલવિક્રીડિતની સૂરાવલિએ કવીશ્વરે ગાયકવાડના મહેલને ગજાવ્યો.

કલ્યાણી કમળાક્ષિ દેવિ કમળા કલ્યાણ તે તો કરે,
ભંડારી ભવદેવનો ભવનમાં ભંડાર ભારે ભરે;
સિદ્ધિ બુદ્ધિ સમૃદ્ધિ વૃદ્ધિ સુખ સૌ સોંપે સદા શ્યામજીઃ
ખંડેરાવ અખંડ ખૂબ ખુશિમાં રાખે રૂડા રામજી.

નવયુગના બ્રહ્મર્ષિએ આશીર્વાદથી આરંભ દીધો.
ત્રાતા છો પરભારજા જન તણા ઓ અન્નદાતા ! તમે.
માટે
પ્રીતે પ્રૌઢ પ્રતાપ પૂર્ણ પ્રભુતા પામો, પ્રજાના પતિ !

ગુજરાતી કવિતાના પડછન્દવાથી ગાયકવાડનો રાજ-મહેલ ગાજી ઉઠયો. કવીશ્વરે આશીર્વચનથી મંડાણ કરી મહારાજાને પોરસાવ્યા.

સુણિને ભૂપે પૂછિયું, ધરી પ્રેમ ભરપૂરઃ
કોણ તમે છો ? ને વળી શી ઈચ્છા છે ઉર ?

દલપતરામને હૈયે હામ પ્રગટી કે રાજવી કવિતાર-સિયા છે. ગાયકવાડ મહારાજના રાજદરબારમાં પછી ગુર્જર કવીશ્વરે દિલમાં છણછણતી હૈયાહાકલ પાડી. એ જ-પેલો ચાંદાસૂરજના મહેલમાંનો ફારબસરીઝામણો મેઘઘેરો કંઠ હતો. કવિશબ્દોનું ઘટામંડળ જામી ગયું.

ગિરા ગુજરાતી તણા પીયરની ગાદી પામી
મુખ્ય તો મરાઠી માની, દેખી દુઃખી દિલ છું.
અરજી તો આપી—

અમદાવાદથી સોસાયટીએ શારદવિનતિનો પત્ર લખ્યો હતો, પણ ઉત્તર ન્હોતો.

અરજી તો આપી, દીઠી મરજી તથાપિ નહીં;
આવ્યો આપ આગળે ઉચ્ચારવા અપીલ છું.
- માંડતાં મુકર્દમો, ને ચાર જણા ગૂંથશે, તો
- શું થશે તે શોચનાથી સાહેબ ! શિથિલ છું.

દાખે દલપતરામ, ખુદાવિંદ ખંડેરાવ!
રૂડી ગુજરાતી વાણી રાણીનો વકીલ છું.

વકીલે બાંગ પાડીઃ મહારાજ! ગજબ થયો છે, ભરબજારે ભેળ પડી છે.

ચોટામાં લૂંટાણી મહારાણી ગુજરાતી વાણી,
લૂંટી અલંકાર, કૂટી કીધી ગુનેગાર શી.
પગેરૂ ચલાવ્યું તે તો ચાલતાં મુંબૈમાં પેઠું,
પછી ત્યાં તપાસતાં તો પકડાયા પારસી.
આજ ધર્મરાજ મહારાજનું બિરાજમાન,
સાચજૂઠ મધ્ય શોધી આપે જેમ આરસી.
માફ માગી આપ પામે સાફ ઈનસાફ માગે,
એ બિચારી નારી છે કુવારી ને નવારસી.

ગુજરાતી વાણીના વકીલે ગાયકવાડ મહારાજના મહેલમાં કાવ્યપોકાર પાડ્યો. રાજમહેલની ભીંતોએ ચોમેર શબ્દોર્મિઓ અથડાઈ. વાતાવરણ ડોલી ઉઠ્યુ. કવીશ્વર બોલ્યાઃ

મહારાજ! મેં સ્વપ્નમાં દીઠો એક બનાવ;
તે હકીકત તમ આગળે કહેવાનો છે ભાવ.

કહ્યું નૃપે, જાહેર કરો જે કહેવાનું હોય.

રાજઅનુજ્ઞા મધ્યે કવીશ્વરે સ્વપ્નવાર્તા માંડી. કવિવરોનાં સ્વપ્નાં યે સાચનાં સ્વપ્નાં હોય.

એક સુન્દર ભૂમિ હતી, ને મંહી એક સુશોભિત બાગ હતો. કોક અવસરને સમે કવિએ બાગમાં ફરવાને

ગયો. બાગ રસાળ હતો; પણ એ હસતી હરિયાળીમાં વેદભીંના જેવી વલવલતી કો વિલપતી વનિતાને દીઠી. એને અંગે અલંકાર ન્હોતા; વેશ વરવો હતો; આક્રન્દ કીધે ચક્ષુ ગતાં ચોળ હતાં. કલ્પાન્ત સાંભળીને કવિજન કને ગયો ને પૂછયુઃ દેવી જેવાં દીસો છો ? આપ કોણ છો ? અને આ કરુણ કલ્પાન્તનું કારણ શું ? સુન્દરી બોલી; વિશ્વવિખ્યાત ગિર્વાણ વાણીની હું કુંવરી, ને ગુજરાત મ્હારૂં વતન. મ્હારા પીયરનો પ્રતાપ માહે છે તે રાજને મ્હને તરછોડી છે ને શૉકને સન્માની છે. મ્હારે ઘા ક્યહાં જઈને નાંખવી ? કવિએ આશ્વાસન દીધું કે હે માતા ! તું શોચીશ મા, ને મ્હારી સંગાથે રાજદરબારમાં ચાલ.

દ્વારકાનો નરદેવ તાપ તારા ટાળશે.

ત્યહારે સુન્દરીએ કહ્યું: એક આ અવગણના ને અપમાન શિવાય એનામાં

પણ કળિયુગના રાયનાં લક્ષણ નવ દેખાય;
તો કળિયુગમાં તેહને ભૂપ કેમ કહેવાય ?

કવિએ કહ્યુઃ સાચુ. એ કળજુગિયો રાજવી નથી; ગુણવન્તી ગુજરાતે ગુણ ગાવા જેવો છે.

બંડ ઉઠયુ આ દેશ બધે, તે દિવસ બચાવ્યો ગુર્જરદેશ,
હિંમત રહી અંગ્રેજ તણી તે ગાયકવાડની મદદ વિશેષ;
જો મહારાજ ન લે મનમાં તો, જાણ, જરૂર પ્રલય થઈ જાતઃ
ખંડેરાવ ક્ષિતીશ તણા તું ગુણ ગા, ગુણવન્તી ગુજરાત !

× × ×

અમદાવાદ રહ્યું આબાદ, રહ્યું સુખમાં વળિ સૂરત શેહેર;
કોઈ લખેશરીની લક્ષ્મી ન લુંટાઇ, કુટાઈ થયો નહિ કેર;
ગાયકવાડ તણા ગુણથી જ થયો એ તો ઉપકાર અઘાતઃ
ખંડેરાવ ક્ષિતીશ તણા તું ગુણ ગા, ગુણવંતી ગુજરાત!

વળી પાર્થને પરાજય પાનારા 'વાઘેર-કાબાઓને એમણે હમણાં જ–'પદમાં વશ કીધા છે.

કાબા મળિ પારથના રથને વળગ્યા, તનનો તજીને ત્રાસ,
ભારત જીતિ શકયો, પણ પારથ ત્યાં ન જીત્યો પડમાં તે પાસ;
તે કાબા કહિ કબજ થવા સ્વપ્ને પણ સંભવતી નહિ વાતઃ
ખંડેરાવ ક્ષિતીશ તણા તું ગુણ ગા, ગુણવંતી ગુજરાત!

× × ×

એ મહારાજ તણા જ પ્રતાપથી તું સૌભાગ્યવતી દર્શાય,
ધર્મવતી પણ એ જ ધણી થકિ, એ જ થકી ગુણવંતિ ગણાય;
તેનિ જ ઉજ્જ્વળતા થકિ તું વળિ વિશ્વ વિશે થઇ છે વિખ્યાતઃ
ખંડેરાવ ક્ષિતીશ તણા તું ગુણ ગા, ગુણવંતી ગુજરાત!

સુણિને બોલી સુંદરી, કહું તને, કવિરાજ!
તું તો રાજ કહ્યા તણો, નૃપ તે સમર્થ આજ.

તેને તારી શી ગરજ જે માને તુજ વેણ?

આરતી વાગે ને સન્ત જાગે; એમ એ શબ્દોએ કવિજન જાગી ગયા, આંખોમાં તેજ ઉગ્યાં, છાતી પ્રફુલ્લી ઉઠી, ને બોલ્યાઃ કવિઓ કને કવિતાનો અમરકૂપો છે, ને મ્હોટા માન્ધાતાને એ અમરકૂપાની ગરજ છે.

નામ અમર નિજ રાખવા ચિતમાં જે જન ચ્હાય,
તે તો રાખે છે ઘણી કવિની ગરજ સદાય.

"પછી કવીશ્વરે પ્રલંગધ્વનિ સિન્ધુડો લલકાર્યો.

થઇ ગયા શ્રેષ્ટ શ્રીમંત કંઈ શેઠિયા,
વેઠિયાની પેઠે વહિ ગયા તે;
નામ ને ઠામ જન કોઇ જાણે નહિ,
કોણ જાણે જ ક્યાં થઈ ગયા તે?
ભાળવા ભવન, ભંડાર સંભાળવા,
પાળવા વંશ પાછા ન વળિયાઃ
ધુળમાં ધૂળ થઈ ભૂમિમાં ભળિ ગયા,
મહદ કવિ કોઇ જેને ન મળિયા.

અને પેલા સીંહજના કણબીનો કવિજને 'રખિયલ રૂડો રાજવી' કીધો.

કણબિ રખિદાસ તે કવણ હીસાબમાં?
સામળે પૂર્ણ પ્રખ્યાત કીધો;
ભોજ જેવો થયો અમર તે ભૂમિમાં,
જગતમાં જીવિતનો લાવ લીધો.

× × ×

શું થયુ સૈન્ય સંપૂર્ણ સજ્વા થકી?
શું થયુ કનકના મ્હેલ કીધે?
શું થયું હાથિ ને ભાથિ ભેળા કર્યે?
શું થયું દ્રવ્ય બહુ દાન દીધે?
ગ્રન્થમાં ગૂથિ ગુણ જો ગવાયા નહી,
ચાર દિન માંહિ અચળાથી ચળિયાઃ
ધૂળમાં ધૂળ થઈ ભૂમિમાં ભળિ ગયા,
મહદ કવિ કોઇ જેને ન મળિયા.

× × ×

ભોજ જેવો જ સિધરાજ જશ જોડવા
કવિ તણો શોધ બહુ ઠામ કીધો,
શોધ કરતાં નહી સરસ કવિ સાંપડયો,
બાંધિ બહુ ઘાટ જશ લેખિ લીધો;
ઘાટના ઠાઠ તો વાટમાં વહિ ગયા,
ગરદમાં પ્રૌઢ પાષાણ ગળિયા:
ધૂળમાં ધૂળ થઇ ભૂમિમાં ભળિ ગયા,
મહદ કવિ કોઇ જેને ન મળિયા.

કવિજન ન જડયો તો શિલ્પી શોધ્યો; અને સિદ્ધરાજ મહારાજે સરસ્વતીતીરે મહારોનકદાર, શિલ્પનાં તોરણાળો, સાત માળનો રૂદ્રમહાલય બન્ધાવ્યો.

વડો સિદ્ધપુર વાળો
રૂડો જોને રૂદ્રમાળો;
રહ્યો નહિ તે રૂપાળો રે,
ઓ જીવ! જોને.
જાય છે જગત ચાલ્યું રે, ઓ જીવ! જોને.

વળી ફિરદૌસી ને મહમ્મદ ગીઝનીની કથા સંભારી જોજો.

કવિજનો સાથ કંકાસ જેણે કર્યા,
દેવ પણ દૈત્યની પંક્તિ ભળિયા:
ધૂળમાં ધૂળ થઇ ભૂમિમાં ભળિ ગયા,
મહદ કવિ કોઈ જેને ન મળિયા.

અને સાંભળો કલાસ્વામી શું કરે છે તે.

ધૂળ ભેળું ભળ્યું હોય છે હેમ તે
કારિગર કાઢિ પ્રખ્યાત કરશે.

× × ×

પૃથ્વિ ઉપાડતા, પર્વતો પાડતા,
બાહુ જેના હતા બહુ જ બળિયાઃ
ધૂળમાં ધૂળ થઇ ભૂમિમાં ભળિ ગયા,
મહદ ટવિ કોઇ જેને ન મળિયા.

આ નાશવન્ત જગતમાં અમરરૂપો કવીશ્વરોની કવિતા છે.

દેહ આયુષ્ય જગદીશના હાથમાં,
કીર્તિઆયુષ્ય કવિલોક હાથે.

× × ×

કવિવાણી અમૃત ભરી, મૃતક સજીવન થાય.
માટે
ચાલ ભાઇ! મુજ સાથ તું, થઈશ હુ તુજ વકીલ.
અને પછી
બને ચાલો આવિયાં વટપત્તન મોઝાર.

× × ×

વારિપ્રવાહ વિશેષ તે સાગર માંહિ સમાય,
તેમ વિશેષ કળા તણા નર વટનગર વસાય.

ત્હાં તો વાદળાં સ્હામેથી ચ્હડી આવ્યાં, વીજળીઓ ઝબકી, મેઘ ગાજ્યો. સખિજનો સખિજનો શુ ગોષ્ઠિ કરી રહી·

ગાજે છે ગગન ઘટા? કિંવા નાદ નોબતનો?
ઝબકે વીજ? કે ખૂણી ગજના દેખાવની?
મોટાં મોટાં વાદળાં? કે મોટા મોટા મેગળ છે?

આભા ઇન્દ્રધનુની? કે ધનુષ્ય ચઢાવની?
ચિત્ત તણો ચોર આ તે ચોર તણો શોર હશે?
કિંવા નૃપતિના ગુણગાન કરે ગાવની?
સુણી સખી, સખી પ્રત્યે કહે, દલપતરામ,
નહી મેઘમાળા, એ અસ્વારી ખંડેરાવની

પછી ખંડેરાવ મહારાજના રાજદરબારમાં જઈ ને મહારાણી ગુજરાતી વાણીના વકીલે અપીલ નોંધાવી. કવિની કવિતામા મીઠાશ હતી એટલા જ મર્મબાણ હતા. પણ તે ઝેરપાયેલા મર્મબાણ નહોતા, અમૃતપાયેલા મર્મબાણ હતા સ્વપ્નવાર્તાને સાચનું રૂપ આપીને કવીશ્વર બોલ્યા.

ટોઈ કરે અન્યાય, તો કહિયે જ્યા શુભ રાય,
પણ કહિયે એ કયા જઇ, રાય કરે અન્યાય?

'સાહેબ! એક અરજ સુણો' 'ગીસ મ ધરશો હૃદયામા.'

દિલગિર રહે છે ગુર્જરી, સજે નહી શણગાર,
એનુ દુઃખ ઉચ્ચારવા આવ્યો છુ આ વાર.
છો રાજા ગુજરાતના, લઈ તેનુ ધનધાન,
ભાષા માનિ સગડિને દ્યો છો મોટુ માન.

વટપુરના મહારાજ! ગુજરાતના નાથ! વિચાર કરો, વિચાર કરો. પછી બ્હેણાકળા કૃષ્ણપરાયણ નરસિંહે હૈયા-વશાળે કૃષ્ણચન્દ્રને વધાવ્યા હતા એમ ગુર્જરીપરાયણ કવીશ્વરે તીખાં તમતમતાં વાગ્બાણે મહારાજને વધાવ્યા દલપતકવિતાની મધુરપ જ એ બોલે, ને ખંડેરાવ મહારાજની મહાનુભાવિતા જ એ સાભળે

છબીલિ છે ને પતિ છેક છાડી,
ગણે જ લોકો ગુણહીન ગાડી,
ઢળેવ એવા અસલી જ ઢાળા
વિચાર, રાજા વડપૂરવાળા !

ગાદીપતી ગુર્જરનાથ આપ,
પામ્યા પુણ્યે ગુર્જરિનો પ્રતાપ,
બની બિચારી દુખિ એ જ બાળા
વિચાર, રાજા વડપૂરવાળા !

× × ×

જે નારિનુ સર્વસ્વ લક્ષ્ય લીધુ,
તે પ્યારિનુ પોષણ જો ન કીધુ,
તો કેમ તેને હિયે કૃપાળા ?
વિચાર, રાજા વડપૂરવાળા !

× × ×

અનાથ જે આશ્રય આવિ માગે,
ભૂનાથ તેનો ભય સર્વ ભાગે,
એવા જ છો આપ ઉદારતાળા
વિચાર, રાજા વડપૂરવાળા !

+ × ×

ધેનૂ તણુ લાયક દૂધ લૈને
પાળે ન તેને તૃણપાણિ દૈને,
અયોગ્ય એ તો ગણશે ગુણાળા
વિચાર, રાજા વડપૂરવાળા !

. હે રાજવી! ત્યાગેલું મોતી, કે ત્યાગેલો હાથી, કે ત્યાગેલી નાર સૌ સરખાં.

મોતી , તણું નીર એ તો ઉતર્યું તે ઉતર્યું.
એમનાં પાણી ઉતરી જ જાય. માટે ગુર્જરપતિ ! વિચારો.

રસાળ જ્યાંની અતિશે રસાળા,
વ્યાપારિ વ્યાપાર વિચિત્રવાળા;
રસાળ વાણી, વિપશે રૂપાળાઃ
પ્રખ્યાત તે થાય ભુમી, ભુપાળા !

માટે મહારાજ! વિદ્યાખાતું સ્થાપો, મ્હોટા મ્હોટા ગ્રન્થો રચાવો.

ગુર્જરિના માલીક છો, માટે ધરી ઉમંગ,
કોશ રચાવી આપિને કરો સુશોભિત અંગ.

ગાયકવાડ મહારાજે ન કરાવ્યો એ કોશ પછી ગુર્જરીના સપૂત નર્મદે કીધો.

અને અમદાવાદમાં નગરશેઠ હેમાભાઈએ નામ કીધું છે એમ

રચાવિને આપો રૂડું ધરણી ઉપર ધામ,
પ્રીતે તેનું પાડવું પુસ્તકશાળા નામ.

ખંડેરાવ મહારાજે ત્યહારે પુસ્તકશાળા ન સ્થાપી તે ખંડેરાવના સપૂત સયાજીરાવે, વસન્ત ઋતુમાં ફૂલડાં ફૂલે એટએટલી, પુસ્તકશાળાઓ આજ સ્થાપી છે.

મહારાણી ગુજરાતી વાણીના વકીલ અપીલ ઉચ્ચારં રહ્યા. બીજા કો કાવ્યકુળદીપકે, સાહિત્યના અન્ય કે

ફિરોઝશાહે કે એનસ્ટીએ, રાજદરબારે જઈને ગુર્જરીની અરજી કોણે કોણે ઉચ્ચારી છે ? એક ને અજોડ છે ઈતિહાસે મહારાણી ગુજરાતી વાણીનો વકીલ.

મોતીબાગનાં મોતીઓ કવિશબ્દે ત્હારે ઝોલાં ખાતાં હતા; પણ ગજસિંહાસન ત્હારે ન્યાયસિંહાસન સમુ હતું અડોલ ને અવિકમ્પ.

સુણી બોલ્યા શ્રીમન્ત નૃપ
પ્રથમ નિશાળો સ્થાપવી છે મુજ ચિત્ત વિચાર,
પછી સ્થપાશે પુર વિશે પુસ્તકનો ભંડાર.
ફરિ તમને તેડાવશુ સલાહ લેવા કાજ,
વિદ્યાખાતું સ્થાપવુ નિશ્ચય કીધો આજ.

વકીલની અપીલ એટલી બહાલ રહી.

તે સુણિને કવિએ પછી દીધો આશીર્વાદ, કે ક્ષિતિ મધ્ય કીર્તિ અખંડ કર નવખંડ ખંડેરાવની.

× × ×

જસ પામો, જીવો ઘણું, સુખ પામો દિનનીશ,
પ્રજા તણું પાલન કરો, દેવ દ્વારકાધીશ !

ગુર્જરીવાણીવિલાપ સાંભળીને ખંડેરાવ મહારાજ પ્રસન્ન થયા. રાજરીતે કવીશ્વરને સિરપાવ બક્ષ્યો. વળતા કવિસિરપાવ લેખે આટલી ચે અમરતા શ્રીમન્ત મહારાજ ખંડેરાવને કવીશ્વર બક્ષી ગયા છે

પછી વટપુરમા મહારાજ સયાજીરાવ ગાયકવાડે વિશ્વામિત્રીને તીરે ગાયકવાડવંશનું કીર્તિમન્દિર ચ્ચાવ્યુ છે, અનેમહી ગાયકવાડવંશની ઇતિહાસપ્રખ્યાત મહાપ્રસંગોનાં

રંગચિત્રો ચીતરાવવાનાં નિર્ધાર્યાં છે. સાંભળ્યું છે કે એ ગાયકવાડવંશના કીર્તિમન્દિરમાંની ઐતિહાસિક ચિત્રમાળામાંનું એક રંગચિત્ર છે ગાયકવાડના રાજદરબારે મહારાણી ગુજરાતી વાણીના વકીલની પધરામણીનું, ખંડેરાવ મહારાજ ને કવીશ્વર દલપતરામના ઐતિહાસિક સાહિત્યસમાગમનું.

પછી રાખીને પાંચ દિન શુભ કીધું સન્માન;
વિદાય કીધો શુભ વિધે, કવિ વિચર્યો સ્વસ્થાન.

અમદાવાદ કરટિસને કાગળ લખી, હોડીમાં નર્મદાજી ઉતરી, અગનગાડીની પાંખે તાપી ઓળંગી, પછી દલપતરામ સૂરતથી આગબોટમાં હોલિયાં ખાતા ખાતા ને એપ્રિલ આખરની સુમધુર સાગરલહરીઓ ઝીલતા ઝીલતા મુંબઈને કિનારે ઉતર્યા. નાગરશેઠ પ્રેમાભાઈ ત્હારે ચીનાબાગમાં રહેતા હતા. ત્હાં અમદાવાદના નગરશેઠની વાડીએ અમદાવાદના કવીશ્વરનો ઉતારો થયો. હાથી મહાવનમાં શોભે કે રાજદરબારે શોભે.

કવીશ્વરને મુંબઈ હવે અજાણી નગરી ન્હોતી.

આ વેળાનો દલપતરામનો મુંબઈવાસ ટૂંકો હતો—ચારેક અઠવાડિયાંનો. ને એ ચારમાંથી એક અઠવાડિયુ ગાળ્યુ હતું ખંડાળાને ઘાટે, સિંહાદ્રિનાં શિખરોમાં.

(મુંબઈમાં ફારબસનો બંગલો હતો વાલુકેશ્વરની સમીપમાં. દલપતરામ ત્હાં મળવાને ગયા. દૂરથી આવતા દીઠા એટલે, વિરહવિહ્વળી કો નાર ઉત્કંઠ ઉઠે ને બોલી ઉઠે કે આવ્યા ? એ ભાવે,

હરખઘેલો ફારબસ ઉઠ્યો ને બોલી ઉઠ્યો 'આ દલપતરામ આ યા' નદીથી મડમ સાહેબ પધાર્યાં કવીશ્વરે બન્નેયને વન્દન કીધા ફારબસે વારો પપાળ્યો સહુ બેઠા પરસ્પર કુશળ પૂછાયા કુટુંબવાર્તા થઈ ઘણે વર્ષે હળ્યામળ્યા આનન્દ વર્ત્યો. કંઈક નિા સમાચાર આપ્યાલીધા કંઈકઈ જૂનીનવી વાતો થઈ સાહેબે કહ્યુ વારૂ થયુ આવ્યા સહુને વદને જૂના દિવનો ઝગકતા દલપતરામે વડોદરાની વાત કહી ફારબસને હરખની સેર છૂટી ક નિજ કવેશ્વર રસ્તે ચે નવવિદ્યાના વાવેતર વાવતા આવે છે સાહેબે ઉર ઉઘાડ્યુ ને મુંબઈમા સ્થાપવાની ગુજરાતી સભાની મન્ત્રણાઓ કહી સાહેબનો ઉમળકો માતોમમાતો નહોતો થયુ કે મનોરથ દગશે, અમદાવાદથી અધિકા પૂર ચ્હડશે વેધાતા જોઈજોઇને હસતો હતો

વળતે દિવસે ગયા ત્હારે ફારબસે દલપતરામને એક જૈન ગ્રન્થ આપ્યો ને કહ્યુ આનો ગુજરાતી સાર તારવજો સ્હાંજે સ્હાંજે આવજો, ગગાથે ફરવા જશુ પછી દિવસે કવીશ્વર એ ગ્રન્થસાર સારવતા, સ્હાંજે સ્હાંજે વાલુકેશ્વર જતા મહીકાંઠામા ફારબસ અમદાવાદી ઘોડારીઘરામ જેવુ શીઘનામ રાખતો, મડમ સાહેબ ત્હેમા બેસતા ને પોતે ઘોડેસ્વાર થતો મુંબઈમા ફારબસે ગાડીની ચારઠ રાખી હતી ને જૈન પોતે ધરતો હાથ ઝાલી—વઢવાણથી આવ્યા ત્હારથી હાથ તો ઝાલેલો જ હતો—ચાગડે ચ્હડાવતો, નિજ પાખે બેસાડતો, ને ફારબસ કવીશ્વરનો સારથી થતો મુંબઈનગરી દલપતફારબસની મિત્રજોડીને નિરખી રહેતી ઢોક વેળા

દીવાદાંડીએ લઈ જતો, તો કોક વેળા ટાઉનહૉલનો ડુંગર ઉંચો ને અગાસીવિશાળો પાયરીપગથાર દાખવતો. કોક વેળા માહિમના વનકુંજોમાં થઈને ખાડીકિનારે મિત્રએલડી જતી. મુંબઈની શારદાપીઠ ને રોયલ એશિયાટિક સોસાયટી એ વિદ્વદ્વરોએ વારંવાર જોયાં. માર્ગે મુંબઈમાંના નવમનોરથોની મંત્રણાઓ થતી ને શારદખેલાતો રચાતી. શ્રી કૃષ્ણ સુદામાજીને, એમ ફારબસ દલપતને લાડ લડાવતો. કવીશ્વર કે ફારબસ જાણતા ન્હોતા કે આ લાડકોડ છેલ્લી વારકા હતા. વ્હાલાનુ એ વ્હાલપ સંભારી સંભારીને પછી ફારબસવિરહમાં દલપતરામે ગાયું છે કે

ફેરવિયો પુરમાં–પુર બાહર, ચારઠ ઉપર આહિ ચડાવ્યો;
અને

જે જે જગા તારી જોડે જોતાં જીવ રાજી થતો,
એ જ જગા આજ અતિશે ઉદાસી આપે છે.
સ્નેહે સ્નેહે સુખ છે એટએટલા દુઃખના ડંખ છે.

કવીશ્વર આવ્યે પાછી મુંબઈમાં કવિતાની રેલમછેલ જામી. રાત્રે રાત્રે હિન્દુ ને પારસી મહાજનો ગાડીઓ મોકલાવી કવીશ્વરને તેડાવતા, કુટુંબમેળો ભરતા, કવિતાઓ સાંભળતા. કવીશ્વર હોય ત્યહાં લોકમેળાવડા પણ કવિતાબોલે ગાજે. ૧લી મેએ મુંબઈમાં મહારાણીના પાટવી કુંવરનો લગ્નોત્સવ ઉજવાયો. દલપતકવિતાના પડછન્દવા એ લગ્નોત્સવમાં યે પડ્યા.

સર જમસેદજીના એક નણીરા હતા સ્હોરાબજી શેઠ. સ્હોરાબજી શેઠે કવીશ્વરને નિજ હવેલીએ ન્હોતર્યા ને

કુટુંબમેળાવડો કીધો. સ્હોરાબજી શેઠના ભાઈ હતા રૂસ્તમજી શેઠ. હુનાળો ગાળવાને તે ખંડાળાના ઘાટમાથે ગયા હતા. મુંબઈથી ખંડાળે લખાયું કે કવીશ્વર આવ્યા છે, કવિતાની રમઝટ જામી છે, આવો; નહિ તો કવિતારસ પીવો રહી જશે. રૂસ્તમજી શેઠે લખ્યું કે કવીશ્વરને ખંડાળે મોકલો; અંહિયાં કુદરતખોળે રહેશે.

કવીશ્વરે ફારબસને વાત કરી કે જીજીભાઈવાળા ખંડાળે બોલાવે છે; એટલે ફારબસે મનની મુરાદ ખોલી. જૂવો, દલપતરામ! મુંબઈ ત્હમને ઓળખે છે, મુંબઈને ત્હમે ઓળખો છો. મુંબઈમાં મ્હોટો નળ, અમદાવાદમાં ન્હાનો નળ. મુંબઈના નળમાં પાણી ભરિયે તે સારો મુંબઈ ઈલાકો પીએ. મુંબઈમાં–કરતાં આવડે તો–અમદાવાદથી અધિકાં કામ થાય. ત્હમે મુંબઈમાં મ્હારી પાસે ન રહો ?

દલપતરામને પાછાં '૪૮નાં આમન્ત્રણ આવ્યાં; માંડેલાં પગરણુની પુરાણી પગલીઓ સંભળાઈ. કીર્તિના કોટ રચાતા દીઠા પણ યમદમ યોગીના અભિનામધારી સંયમની સમતુલાએ મૂંઝવાતા મૂંઝવાતા બોલ્યાઃ મ્હારી ના હોય જ નહિ. આપે મ્હને સાદરેથી અમદાવાદ મોકલ્યો છે, કરટિસને સોંપ્યો છે. કરટિસ કનેથી આપ માગી લ્યો.

ક્ષણેક ફારબસ અન્તરમાં ઉતરી ગયો. કાળના અક્ષરો વાંચ્યા, વિચાર્યા, વાગોળ્યા. અને પછી દલપતબોલના ઘૂંટ પીતો પીતો, ન્યાયાસનેથી ન્યાય ઉચ્ચરતો હોય એવા

ગંભીર શબ્દે બોલ્યોઃ ત્‍હારે ત્‍હમે ખંડાળે જઈ આવો; ત્‍હાં હું અમદાવાદ પૂછાવું છું. મુંબઈમાં આપણે ગુજરાતી સભા સ્થાપવી છે.

વિધાત્રીની યે સ્‍હામે થઈ ને ફારબસે પછી એ ગુજરાતી સભા સ્થાપી હતી.

દલપતરામ ખંડાળાની ઘાટધારે ગયા. દક્ષિણના ગિરિશૃંગોમાં ગુજરાતી કવિતા ગાજી ઉઠી. રૂસ્તમજી શેઠની કુટુંબમંડળી ને મિત્રમંડળી રસતરબોળ થઈ. દલપતરામે પણ ફરી પેશ્વાઈનાં ખંડેરો દૂરથી ઈતિહાસની આંખે દીઠાં. વિદાયગિરિમાં રૂસ્તમજી શેઠે પાંચસોની હુંડી આપી. હિન્દુ કવિ એમ પારસીઓમાં ત્‍હારે ગુજરાતીનો કાવ્યપ્રેમ બહલાવતા અને પારસીઓ એમ ત્‍હારે હિન્દુ કવિને સન્માનતા.

ઉત્તુંગ શિખરમંડળમાં અઠવાડિયુક ગાળી કવીશ્વર મુંબઈ આવ્યા ને ફારબસને મળ્યા. આંખે આંખ મળ્યે ફારબસ તો હસી જ પડ્યો. એ હાસ્ય તે હૈયાગાળનો ભભકાર હતો, નિરાશાનો ઉછળતો ઉભરો હતો. 'કવેશર! કરટિસ તો કહે છે કે દલપતરામને મુંબઈમાં રાખો તો હું અંહી રાજીનામું આપું. જાવ, ભાઈ! ત્‍હમે ત્‍હમારે ગામ સારા. એ યે લોકકામ છે ને ત્‍હાં યે દેશસેવા કરો છો.'

રામ ને ભરતના પુત્રભાવો વચ્ચે હિન્ડોળા ખાતા દશરથરાય મૃત્યુવશ થયા હતા. અમદાવાદ ને મુંબઈના પુત્રીભાવો વચ્ચે હીંચકતો ફારબસ પણ પછી મૃત્યુ પીને પોઢ્યો.

ઈતિહાસના ગર્ભને, વિધાતાની ગહનતાને એક પ્રશ્ન પૂછાતો હશે ખરો કે '૬૩માં દલપતરામ મુંબઈમાં રહ્યા હોત તો? તો કદાચ '૬૫ને બદલે ફારબસ સભા '૬૩માં સ્થપાઈ હોત. અર્થશાસ્ત્રી મનઃસુખરામભાઈએ ફારબસ-સભાનો રહ્યોસહ્યો અર્થસંગ્રહ જીવઅધિકાં જતને ત્રણેક વાર બારબાર વર્ષે બમણો કરીકરીને ખોબામાથી કથરોટ ભરી તો ફારબસસભા આજે જીવે છે. એવા દ્રષ્ટી ઠોકને જ સાંપડતા હશે. મનઃસુખરામની નરરક્ષણનિપુણતાએ ફારબસ-સભાને ઉંઘતી ઉંઘતી યે જીવાડી. દલપતરામ રહ્યા હોત તો ગ્રન્થસંગ્રહ કદાચ દસગણો થયો હોત, અને સાહિત્યનેજે કદાચ ફારબસસભાની ઝગહળ જ્યોત ઓર ઝળહળતી હોત પણ– એને–કદાચ ફારબસવિહોણા પાંગળા દલપતરામે કેટલુંક ઉકાળ્યા હોત? પણ 'કદાચ' અને 'હોત' એ ઇતિહાસો નથી, ઇતિહાસની કલ્પનાઓ છે

મિત્રબેલડી વિખૂટી પડી તે પડી. બીજી વારકા દલ-પતફારબસયોગની વિશ્વવિધાતા ના પાડતો હતો.

'જાવ, કર્ટિસને રીઝવો. સળગ સલેપાટ ન ખાયે હું યે અમદાવાદ આવી જઇશ ને ત્હમારી પાયેલી કયા-રીઓ જોઈ જઇશ '

ફારબસની એ મનની વિદાય ન્હોતી, સુખની વિદાય હતી

ફારબસ કવિતારસિયો હતો, ઇતિહાસરસિયો હતો. ફારબસ ગુણપારખ હતો, ગુણસંભારક હતો. દલપતગુણ-ભંડાર વીસર્યો ન્હોતો માટે તો મુંબઈ આમન્ત્ર્યા હતા.

પણ '૬૩માં કાળયોગ અવળો હતો, '૪૮ના જેવો સાનુકૂળ ન્હોતો.

મેની આખરનો દરિયો મુંબઈ ફરતો ઉછળતો હતો; જૂનના આદિની વાદળપગલીઓ પ્રગટતી હતી. મિત્રની ને મુંબઈની કવીશ્વરે વિદાય લીધી.

પેખન્દાને મુંબઈયાત્રા એટલે કંઈક નવું જોવાજાણવાનું. દુનિયાંની નવાજૂની મુંબઈમાં આવે. દલપતરામ મુંબઈમાં વરસી આવ્યા તેમ મુંબઈમાંથી ભરી પણ લાવ્યા હતા. અમદાવાદમાં શિલાછાપનાં છાપખાનાં ૧૪-૧૫ વર્ષથી હતાં, પણ બીબાંનું છાપખાનું ન હતું. લહિયો લખે, ચીપી ચીપીને ચોખ્ખે અક્ષરે લખે, તે પછી એ લહિયાની અક્ષરાવલિએ પુસ્તક છપાય ત્હેનું નામ શિલાછાપ. શ્રમ ને સમય બન્નેયનો વ્યય એમાં વિશેષ થતો. બીબાંનાં છાપખાનાં મુંબઈમાં દલપતરામે દીઠાં. ઓછી મહેનતે ને ઓછા વખતમાં પ્રજાબોલ બીબાંના છાપખાનામાંથી બોલતા. નવયુગની વિદ્યાવૃદ્ધિનું એક સુચિહ્ન ત્હારે એ હતું કે છાપવાનું સાહિત્ય ફૂદકે ને ભૂસકે વધતું જતું. શિલાછાપ એને પહોચી વળવાને મથતી. પણ આગગાડી આવ્યા પછી ગાડાંઓની દેશમાં દશા દર્શાતી એવી બીબાંના છાપખાના સમીપે શિલાછાપ રગશિયા ગાડા જેવી દેખાતી. મુંબઈથી આવીને અમદાવાદમાં બીબાંના છાપખાનાની અગત્ય દલપતરામે સ્હમજાવી. ચાર ભાગીદારો થયા; કવીશ્વર, રણછોડલાલ હીરાચંદ, કેવળદાસ દેવકરણદાસ, ને છગનલાલ માણેકલાલ. ઈસ્વી ૧૮૬૩ માં એ ભાગીદારોના ચો

બીબાંનું છાપખાનું અમદાવાદમાં આણ્યું. પછી એ છાપખાનું વિકાસ પામીને પાછળથી યુનાઈટેડ પ્રિન્ટિંગ કંપની થઈ. '૬૪થી બુદ્ધિપ્રકાશ એ બીબાંપ્રેસમાં છપાવા માંડયું, અને વર્ષો પર્યન્ત પછી હોપવાંચનમાળા એ છાપખાનામાં છપાતી, એટલે ભામાની હવેલી ને યુનાઈટેડ પ્રિન્ટિંગ પ્રેસનાં નામો ગુજરાતને ખૂણે ખૂણે ગાજતાં થયાં. આજ અમદાવાદમાં શિલાપ્રેસ વિરલાં હશે; પણ એ શીક બીબાંછાપખાનાં તો ચકલે ચકલે છે. બીબાંછાપખાનાં એ તો આજે પ્રજાનાડીનો ધબકાર છે. અમદાવાદમાં એ ધબકાર પ્રથમ દલપતરામે પાડયા.

હજારેક રૂપિયા ને ફારબસનો ભાવ ભાતામાં ભરીને કવીશ્વર ચોમાસુ બેસતા પહેલાં અમદાવાદ આવ્યા, ને જૂનની ૧૨મીએ ગોમાયટીને પાંખમાં સંભાળી લીધી

અને વળતે જ દિવસે કરસનદાસ વિલાયત ગયા

એ જ સાલમાં કવીશ્વરનિમિત્તે ફોટોગ્રાફીની કળા પ્રથમ અમદાવાદમાં આવી. અને ફોટોગ્રાફી તો સત્યવાદી છે, અનૃતવાદી નથી, એટલે સત્યવાદી રાજા હરિશ્ચન્દ્રના નામેરી કો હરિશ્ચન્દ્ર ફોટોગ્રાફર દલપતછબિ પાડવાને મુંબઈથી અમદાવાદ આવ્યા. હકીકત આવી છે.

મુંબઈનગરીમાંના ફારબસમિત્રમંડળમાં દલપતકીર્તિ સુવાસ પ્રસરી હતી ત્હેની વિલાયતવાસી ફારબસમિત્રમંડળમાં પણ દલપતકીર્તિસુવાસ પ્રસરેલી હતી. ફારબસ દલપતગુણપૂજક હતો એટલો જ દલપતગુણપ્રસારક હતો. દલપતગુણપ્રસારણનો અન્તર્ગત ફારબસઆશય એ હતો કે ભાર-

તવાસી સજજનો આવા હોય છે એ ઈંગ્રેજ પ્રજાને ઓળખાવવું. સહુ સતશિષ્યોના સદ્‌ગુરુઓ પ્રત્યે એવા ભાવ હોય છે. ફારબસ જેવો જેની ગુણપ્રશસ્તિ ગાય છે એ ભારતવાસી મહાજન દેહમૂર્તિએ કેવાક હશે એ જેવાજાણવાનું વિલાયતમાં એક ફારબસમિત્રને કુતૂહલ થયું. એ ફારબસમિત્રે મુંબઈ ફારબસને લખ્યું કે તમ મિત્ર કવીશ્વરની છબિ મ્હને મોકલાવશો. એ મિત્રવિનતિ ફારબસે દલપતરામને અમદાવાદ પાઠવી. મનની છબિ દર્શાવવાના ભાવોત્સુક કવીશ્વર દેહછબિઓ બહુ સંઘરનારા ન હતા. દલપતરામે ઉત્તર વાળ્યો કે ડૉ. ભાઉ દાજીએ મ્હારી છબિ મુંબઈમાં પડાવરાવી હતી, ને ત્હારે મ્હને પાંચ નકલો આપી હતી. એ બધી વ્હેંચાઈ ગઈ છે. મ્હારી કને છબિ નથી. પછી ફારબસે નિજ આત્મોપમ મિત્રની છબિ પાડવાને શ્રી હરિશ્ચન્દ્ર ચિન્તામણિ નામના દક્ષિણી ફોટોગ્રાફરને મુંબઈથી અમદાવાદ મોકલાવ્યા. એક કલારસિક શેઠ ત્હારે અમદાવાદમાં વસતા. નૃત્ય વાદ્ય સંગીતના રસિયા હતા, મલ્લવિદ્યાના મોજીલા હતા, ખંડેરાવ મહારાજના મિત્ર હતા. જેશીંગભાઈ શેઠની હવેલીએ ફૂલ અત્તર સુરમા મિજલસોની ફોરમો ફોરતી, સંગીતના સરોદા ગાજતા. જેશીંગભાઈ શેઠની હતી એવી અશ્વજોડલી ત્હારે અમદાવાદમાં બીજી ન હતી. અને એ અશ્વજોડલીને હાંકવાનો શેઠને શોખ હતો. ચારઠે ચ્હડી, રેન હાથે ધરી, એ તેજસ્વી અશ્વજોડલીને હાંકતા તેજપ્રતાપી સુખકાન્તિવન્તા જેશીંગભાઈ શેઠ અમદાવાદના રાજમાર્ગોમાં નીકળતા ત્હારે એ રાજમાર્ગ પણ જાણે ઝળાંમળાં થતા. છેલ્લા પોણોસો વર્ષમાં

જેશીંગભાઈ શેઠ જેવો કલારસિયો બીજો શેઠિયો અમદાવાદને ઉછંગે પાકયો નથી. ધનસંપત્તિએ શેઠને પછી ઝાંખપ આવી હતી, પણ લક્ષ્મીની સંગાથે એમની ખાનદાની ઝંખવાઈ ન્હોતી. કલાવન્ત કો જેશીંગભાઇ શેઠની હવેલીએથી નિર્મુખ પાછું ન વળતું. એ કલારસિક શેઠિયાએ કલાપ્રવિણ હરિશ્ચન્દ્રને કંઈક તિથિઓ પોતા કને રાખ્યા, અને એ કલાગુરુ કનેથી એ કલારસિક મહાજને ફોટોગ્રાફીની કલા શીખી લીધી. ગુજરાતની પાટનગરીમાં એમ દલપતનિમિત્તે ને ફારબસપાડવી ફોટોગ્રાફીની નવકલાએ પગલાં કીધાં.)

'૬૩માં કલકત્તામાં મદ્રાસમાં મુંબઈમાં ઈલાકાની લેજિસ્લેટિવ કૌંસિલો સ્થપાઈ, અને અમદાવાદના નગરશેઠને સરકારે મુંબઇ કૌંસિલના સભાસદ નીમ્યા. હિન્દી પાર્લમેન્ટનાં એ પ્રથમ પ્રગરણ.

દુકાળમાં અન્નદાતા, દાનેશ્વરી, મહાજનના મ્હોડવી પ્રેમાભાઇ નગરશેઠની નામના મુંબઈ સરકારમંડળમાં ઓજસ્વી ને તેજસ્વી હતી. એટલે કૌંસિલમાં નીમી એટલું સન્માન્યે સરકારને ધરવ ન થયો. અમદાવાદના નગરકોટમાં ત્ય્હારે પૂર્વાભિમુખે એક નવો દરવાજો સરકારે પાડ્યો હતો. પરદેશી સરકારને થયું કે નગરશેઠના નામે એ દરવાજાનું નામ પાડયે નગરને ને નગરશેઠને ચિરંજીવ શોભાસ્પદ થશે; એટલે દરવાજાનું નામ પ્રેમદરવાજો પાડ્યુ. રાજનગરીના નગરશેઠને ત્યહારે વિદેશી સરકાર એમ સન્માનતી. ડિસેમ્બરની ૨૧મીએ શહેરીઓની સભા કલેક્-

ટરે બોલાવી. ગુજરાતના નગરશેઠના બહુમાનનો સરકાર-સમારંભ હતો, કવીશ્વર એ સમારંભમાં સભાશોભતું રત્ન હતા. એ સભાસમારંભમાં કલેક્ટરની વિનતિથી કવીશ્વરે મહાજનમ્હોડવીની પ્રસંગકવિતા કહી. ગુર્જરરાજનગરીના નગરશેઠની પ્રથમ તો દલપતરામ વંશાવળી બોલ્યા:

શાન્તી લક્ષ્મિ ખુશાલ વળિ વખત હેમ ને પ્રેમ,
નગરશેઠની ગાદિએ ઉપજ્યા પુરુષો એમ.

નગરશેઠ પ્રેમાભાઈની પરોપકારિતા વર્ણવી.

વળિ જેણે આ વર્ષમાં આપી સસ્તું અન્ન,
ગરીબ જે આ ગામના જીવાડ્યા બહુ જંન.

રાજદરબારમાંનાં નગરશેઠનાં માનપ્રતિષ્ઠા ભાખ્યાં.

સરકારે સર્વોપરી એ જ ગણ્યો આ વાર;
કૌંસિલનો મેમ્બર કર્યો, આપી કીર્તિ અપાર.

અને પછી અમદાવાદ નગરીનો ઇતિહાસ એક સૂક્તમાં ઉચ્ચાર્યો.

પશ્ચિમ દિશ આ પુર તણું માંડેલુ નિજ મુખ;
પણ પૂરવ દિશ આજથી સ્થાપ્યુ સમજી સુખ.

દલપતકાવ્યમાંની નોંધમાં દલપતરામ લખે છે કે 'અમદાવાદ વસાવ્યુ ત્યારે મુહૂર્તમાં ગણેશબારી, માણેક-બૂરૂજ, અને રાજમહેલનુ ભદ્ર શહેરના પશ્ચિમ ભાગમાં સ્થાપ્યાં, તેથી શહેરનું મુખ પશ્ચિમ તરફ ગણાતું હતું.' પ્રેમદરવાજો શહેરને પૂર્વાભિમુખે છે; એટલે પ્રેમદરવાજાની સ્થાપનાથી અહમદશાહની નગરી પૂર્વાભિમુખી થઈ.

'૬૩ના ડિસેમ્બરમાં કવીશ્વરે પ્રેમદરવાજાને આશીર્વાદ દીધા છે કે

ગણાજો ગુણગંભીર અતીશે;
દોલતનાં ગાડાં દિનનીશે
ભારે તેની ભીડ ભરાજો;
એ રસ્તો ને એ દરવાજો.

ગુર્જરદેશના મન્ત્રપુરોહિત કવીશ્વરના એ પોણોસો વર્ષ પૂર્વેના આશીર્વાદ આજ-૧૯૩૮માં અક્ષરશઃ ફળ્યા છે. અમદાવાદની કેટલીક પ્રધાન મીલો પ્રેમદરવાજે હોવાને કારણે 'એ રસ્તે ને એ દરવાજે' 'દિનનિશે' 'દોલતનાં ગાડાં' ને ધૂળમાંથી સોનું સરજતા ઉદ્યમપંખાળા શ્રમજીવીઓનાં ધાડાં નિત્ય નિત્ય ધડબડી રહ્યાં છે, ને 'ભારે ભીડ ભરાય' છે. આપણા નવયુગના બ્રાહ્મણવરના એ આશીર્વાદ હતા. વેદઋચા બોલે છે કે રાષ્ટ્રગોપ્તા પુરોહિત

'૬૪ની સાલ બેસતાં સૂરતમાં નર્મદપિતા સંસારની સ્હોડ વાળીને અશ્વનીકુમારને અક્ષરચરણે સૂતા. અશ્વનીકુમારના ઘાટે દેહોત્સર્ગના કોડીલા પિતાના કોડ પૂરવાને પિતૃવત્સલ નર્મદે પિતાને મુંબઈથી સૂરત મ્યાનામાં આણ્યા હતા, અને એમના દેહાવસાન પછી પિતૃસ્મારક નિમિત્તે દક્ષિણાનિબંધની યોજના ઘડી હતી. લાલશંકર હવે દલપતરામના પરિચિત ને સન્માનનીય હતા. '૫૯ પાડોશવાસ સંભારી પ્રતિસ્પર્ધીના પિતૃઅવસાનનો -- રાગે બુદ્ધિપ્રકાશમાં લેખ લખ્યો, ને નર્મદપિતૃસ્મારક સ્તુતિવેણ ઉચ્ચાર્યા.

'હવે લાલશંકર ઠરેલ સ્વભાવના ઘણા સારા માણસ હતા. આ કવિરાજે (પોતાના વડિલનું નામ રાખવાનો) આ રસ્તો ઘણો સારો શોધી કહાડયો છે.....અમો દેશીઓના કલ્યાણનું કામ કરવા ચાહિયે છીએ. એ કામને તે ભાઈ (નર્મદ) તરફથી ઘણી વખતે મદદ મળે છે; માટે અમે તેનું ભલું ચાહિયે છીએ.'

અને એક દાયકા પછી, ૧૮૭૪માં, સમસ્ત ગુર્જરદેશે જાણ્યો એ નર્મદનો બેસતો જીવનપલટો, એક દાયકાપૂર્વે, ૧૮૬૪માં, ક્રાન્તદ્દષ્ટા કવીશ્વરે દીઠો, અને યાદગાર શબ્દે આવતો ઈતિહાસ આલેખ્યો કે

'એ ભાઈ (નર્મદ)ના જુવાનીના તરંગ ઠંડા પડીને ગંભીરતાનો પ્રવેશ થતો હોય એવું હાલ તેનો મેળાપ થવાથી અમારા જોવામાં આવ્યુ.' '૬૪ના બુદ્ધિપ્રકાશનો એપ્રિલઅંક.

કવીશ્વરની ક્રાન્તદૃષ્ટિએ દીઠું તે '૬૪માં ભાખ્યુ. અને પછીના બે દાયકાના નર્મદઈતિહાસે એ દલપતક્રાન્તદૃષ્ટિને સાચી ભાખી.

ઉત્તરક્રિયામાં કાંઈક વિઘ્ન ને વિલંબ થયે પિતૃઅવસાન પછી નર્મદે દયારામતીર્થે ચાંદોદની ને દલપતરામતીર્થે અમદાવાદની સાહિત્યયાત્રાઓ કીધી. ચાંદોદમાં દયારામશિષ્ય રણછોડ કનેથી નર્મદે ઈતિહાસો સાંભળ્યા હતા; અમદાવાદમાં હેમાભાઈ *ઈન્સ્ટિટયૂટમાં—અહારના અમદાવાદના* નગરસંથાગારમાં કવિતવ્યાખ્યાન આપ્યુ હતું.

'૬૩ના ડિસેમ્બરમાં કવીશ્વરે પ્રેમદરવાજાને આશીર્વાદ દીધો છે કે

ગણાજો ગુણગંભીર અતીશે;
દૌલતનાં ગાડાં દિનનીશે
ભારે તેની ભીડ ભરાજો;
એ રસ્તો ને એ દરવાજો.

ગુર્જરદેશના પ્રજાપુરોહિત કવીશ્વરના એ પોણોસો વર્ષ પૂર્વેના આશીર્વાદ આજ–૧૯૩૮માં અક્ષરશઃ ફળ્યા છે. અમદાવાદની કેટલીક પ્રધાન મીલો પ્રેમદરવાજે હોવાને કારણે 'એ રસ્તે ને એ દરવાજે' 'દિનનિશે' 'દૌલતનાં ગાડાં' ને ધૂળમાંથી સોનું સરજતા ઉદ્યમપંખાળા શ્રમજીવીઓનાં ધાડાં નિત્ય નિત્ય ધડબડી રહ્યાં છે, ને 'ભારે ભીડ ભરાય' છે. આપણા નવયુગના બ્રાહ્મણવરના એ આશીર્વાદ હતા. વેદઋચા બોલે છે કે राष्ट्रगोप्ता पुरोहितः

'૬૪ની સાલ બેસતાં સૂરતમાં નર્મદપિતા સંસારની સ્હોડ વાળીને અશ્વનીકુમારને અક્ષરચરણે સૂતા. અશ્વનીકુમારના ઘાટે દેહોત્સર્ગના કોડીલા પિતાના કોડ પૂરવાને પિતૃવત્સલ નર્મદે પિતાને મુંબઈથી સૂરત મ્યાનામાં આણ્યા હતા, અને એમના દેહાવસાન પછી પિતૃસ્મારક-નિમિત્તે દક્ષિણાનિબંધની યોજના ઘડી હતી. લાલશંકર દવે દલપતરામના પરિચિત ને સન્માનનીય હતા. '૫૯નો પાડોશવાસ સંભારી પ્રતિસ્પર્ધીના પિતૃઅવસાનનો દલપતરામે બુદ્ધિપ્રકાશમાં લેખ લખ્યો, ને નર્મદપિતૃસ્મારકનાં સ્તુતિવેણ ઉચ્ચાર્યાં.

'હવે લાલશંકર ઠરેલ સ્વભાવના ઘણા સારા માણસ હતા. આ કવિરાજે (પોતાના વડિલનું નામ રાખવાનો) આ રસ્તો ઘણો સારો શોધી કહાડ્યો છે.....અમો દેશીઓના કલ્યાણનું કામ કરવા ચાહિયે છીએ. એ કામને તે ભાઈ (નર્મદ) તરફથી ઘણી વખતે મદદ મળે છે; માટે અમે તેનું ભલું ચાહિયે છીએ.'

અને એક દાયકા પછી, ૧૮૭૪માં, સમસ્ત ગુર્જરદેશે જાણ્યો એ નર્મદનો બેસતો જીવનપલટો, એક દાયકાપૂર્વે, ૧૮૬૪માં, ક્રાન્તદૃષ્ટા કવીશ્વરે દીઠો, અને યાદગાર શબ્દે આવતો ઇતિહાસ આલેખ્યો કે

'એ ભાઈ (નર્મદ)ના જુવાનીના તરંગ ઠંડા પડીને ગંભીરતાનો પ્રવેશ થતો હોય એવું હાલ તેનો મેળાપ થવાથી અમારા જોવામાં આવ્યુ.' '૬૪ના બુદ્ધિપ્રકાશનો એપ્રિલઅંક.

કવીશ્વરની ક્રાન્તદૃષ્ટિએ દીઠું તે '૬૪માં ભાખ્યુ. અને પછીના બે દાયકાના નર્મદઈતિહાસે એ દલપતક્રાન્તદૃષ્ટિને સાચી ભાખી.

ઉત્તરક્રિયામાં કાંઈક વિઘ્ન ને વિલંબ થયે પિતૃઅવસાન પછી નર્મદે દયારામતીર્થે ચાંદોદની ને દલપતરામતીર્થે અમદાવાદની સાહિત્યયાત્રાઓ કીધી. ચાંદોદમાં દયારામશિષ્ય રણછોડ કનેથી નર્મદે ઇતિહાસો સાંભળ્યા હતા; અમદાવાદમાં હેમાભાઈ ઇન્સ્ટિટ્યૂટમાં—ત્ય્હારના અમદાવાદના નગરસંથાગારમાં કવિતવ્યાખ્યાન આપ્યુ હતું.

ગુર્જરપાટનગરીમાની નર્મદા કવિવરની એ પહેલી ને છેલ્લી પધરામણી.

’૬૪ના મે માસમા દલપતરામ આબૂ ગયા હતા. કવિકુળ પરાશરગોત્રી છે, વસિષ્ઠ શક્તિ ને પરાશર એ એમનાં ત્રિપ્રવર છે. અર્બુદાચળ ઉપર નિજ કુળપ્રવરના વસિષ્ઠશિખરની યાત્રા કરી, ફરતું વિસ્તરી પડેલુ પરાશર-અરણ્ય ત્હાંથી નિહાળ્યુ, આઘે આઘે ક્ષિતિજપાળે બેઠેલી શ્રીમાળનગરીની ઝીણી ઝીણી ઝાખી કરી, ‘દિઠો આજ આબૂ ગિરીરાજ એવો’ ગુજરાતના ઉન્નતોન્નત ગિરિવરની એ કવિતા રચી એક પડખે સૂર્ય ને બીજે પડખે ચન્દ્ર-રૂપી બે ઘંટ ને વચ્ચે હાથીવર્ણો પર્વતરાજ—નિજ પૂર્વજ મહાકવિ માઘકીધા પૂર્ણિમાની તિથિના ગિરનારવર્ણનમાંથી એ રૂપક લઈ ગિરનારનુ તિલક દલપતરામે અર્બુદાચળને ભાલે ચ્હડાવ્યુ

’૫૫મા સોસાયટીની ગાદીએ આવ્યા ત્હારથી પ્રધાન દલપતધર્મ હતા બેઃ દેશનો સાહિત્યભંડાર ભરવો ને સોસાયટીનો ધનભંડાર ભરવો. મહન્તને મઠ નભાવવાનો હોય નિજ ઓળખાણપિછાન, સબધપરિચય, કાવ્યકલાઃ સહુનો સદુપયોગ દલપતરામ સોસાયટી કાજે કરતા સોસા-યટી ત્હારે સહુ ગુજરાતીઓની સસ્થા હતી, સહુ ગુજ-રાતીઓ ઉપર સોસાયટીનો હક્ક હતો. દલપતરામ સમસ્ત ગુજરાતીઓના કવીશ્વર હતા, સહુ ગુજરાતીઓને સદ્બો-ધ્યુ એ દલપતધર્મ હતો.

’૬૪ના એપ્રિલમા સર જમશેદજી જીજીભાઈ–પ્રથમ

બેરોનેટના પુત્ર રુસ્તમજી શેઠ કામપ્રસંગે અમદાવાદ આવ્યા હતા. કરટિસે જાણ્યું ને દલપતરામને કહ્યું કે રુસ્તમજી શેઠ આવ્યા છે, હઠીભાઈની વાડીએ ઉતર્યા છે. મુંબઈમાં ત્હારે લક્ષ્મીનાં ઝાડ વેડાતાં હતાં. અંહી કરટિસના હાથ પગ ને જીભ દલપતરામ હતા. રુસ્તમજી શેઠ મુંબઈમાંથી દલપતપરિચિત હતા. કવીશ્વર વાડીએ ગયા, શેઠને મળ્યા. કેટલીક જૂની વાતો થઈ, પરસ્પર કુશળ પૂછાયા. પોતા કાજે નહિ, લોકોપકાર કાજે ગુજરાતનો પ્રજાપુરોહિત ગુજરાતના લક્ષ્મીનન્દન સન્મુખે જઈ ઉભો હતો. મિત્રસમાજ વચ્ચે શેઠ વાડીને મેડે દરબારહોલમાં બેઠા હતા. વિવેકવિધિ થઈ રહ્યે કવીશ્વરે કરુણરસનો પરજિયો છેડયો.

નરનારી જેના નામને રોશે પૂરો સંભારીને પાડ;
જેને છાંયે જમશેદ ગયા હશે, આઝાં રોશે ઝાડ.

× × ×

મહાજનનો એ તો મોડવી હતો, દેશકિલ્લાનું કમાડ.

× × ×

પારસિઓ નિજ પરમ પુરુષનાં નામ લેશે જે ઠામ,
સ્નેહ સહિત સદા ય સંભારશે નિર્મળ જેનું નામ.

સર જમશેદજીનો રાસડો દલપતરામે જમશેદજીસુતને સંભળાવ્યો, અને અન્તે નિજ શોકોદ્ગાર ઉચ્ચાર્યો કે એ મહાપુરુષને મળવાની મોટી હૈયામાં રહી ગઈ હામ.

દલપતરામની Sing–કવિતા ગાવાની નહિ, પણ Recite–કવિતા લલકારવાની કાવ્યછટા બુલન્દબોલની,

ભાવવાહિની, ને દેવીપુત્રની હતી. કવીશ્વર કવિતા બોલતા ત્ય્હારે અન્તરિક્ષમાં ગબ્દઘટા જામી રહેતી. રાસડાનાં ચરણો, નદીની લહરીઓ સમાં, આવતાં ને જમસેદજી સપૂતને ભીંજવતાં. હઠીભાઇની વાડીના માળનો દરબારખંડ કાવ્યપડઘાઓથી ગાજી ઉઠયો, એનાં ઝુમ્મરોનાં લોલકો ખુલખુલ જેવાં બોલતાં ડોલી રહ્યાં પિતાના ગુણગાને કિયો પુત્ર પીગળતો નથી?

દલપતરામે કહ્યું કે સર જમસેદજીમાં ત્રણ પ્રધાન ગુણો હતા; દોલત ને બેરોનેટપદ, વિદ્યાનો વિનોદ, ને વ્યાપારની કળા. સર જમશેદજીને ત્રણ પુત્રો છે, ખુરશેદજી, રૂસ્તમજી, ને સ્હોરાબજી. સ્વર્ગસ્થ મહાનામ પિતા એક-એક પુત્રને અનુક્રમે એકએક ગુણ પિતૃવારસામાં અર્પતા ગયા છે.

સુણિ રૂદયે રંજન થયો સઘળો મિત્રસમાજ,
પછિ કવિએ માગી મદદ સોસૈટીને કાજ.

સ્હોરાબજી શેઠ સફરી વ્યાપારી હતા. સ્હડતી ભરતી બધી પોતે એકલા પીતા નહિ. ખોબલે ખોબલે પરમાર્થને પણ છાંટતા. દલપતરામને એ ઉદાર જીભ બોલી કે સોસાયટીને અઢી હજાર રૂપિયા આપીશ. સો રૂપિયા વ્યાજ આવશે. વર્ષેવર્ષે ઈનામી નિબન્ધ લખાવજો.

દલપતરામ ધન લઈ આવ્યા અને એક ગ્રન્થમાળા લઈ આવ્યા. ગુજરાતની સાહિત્યધરતીને દલપતકવિતાજળ એમ ફળરૂપ કરતાં.

દલપતકવિતાવાવી ફ્ળદ્રુપતાનો એવો બીજો પ્રસંગ પછી '૬૫માં સાંપડ્યો.

'૬૫ના ફેબરવારીમાં મુંબઈના શેરબજારના બેતાજ રાજા પ્રેમચંદ રાયચંદ અમદાવાદ આવ્યા હતા, પ્રેમાભાઈ નગરશેઠના મહેમાન હતા. પ્રેમચંદભાઈને પગલે અમદાવાદ ધણકી ઉઠ્યું હતું. નગરશેઠની હવેલી દલપતરામને કાંઈ પરમૂલક ન હતી. હેમાભાઈના વારાથી નગરશેઠનાં દ્વાર દલપતરામને સદા સત્કારતાં. પ્રેમચંદભાઈ પણ મુંબઈના દલપતપરિચિત હતા. કવીશ્વર નગરશેઠને વડે ગયા.

કવિએ મેળાપ પ્રેમાભાઈની સમક્ષ કર્યો,
રસિક કવિતા કહી એઓને રિઝાવવા.

દલપતસાહિત્યસેવા લોકસેવાને સદા પાણી પાનારી હતી. પછી નવસુધારો ને વિદ્યાવૃદ્ધિનાં અજવાળાં દેશમાં સોસાયટી પાડે છે એ સહુ સ્હમજાવ્યું. અને પછી મદદ કાજે વેણુ નાંખ્યું. પ્રેમચન્દ શેઠ ત્હારે મુંબઈની હવેલીઓનાં સોનાનાં નળિયાં સરજતા હતા. મુંબઈના એ શાહસોદાગરે દલપતવિનતિને કાન ઢાળ્યા. સાચી કવિતા સર્જનને સહુને રીઝવે છે.

કવીશ્વરે જઈને કરટિસને વાત કરી. કરટિસને આનન્દનાં ઝરણાં ફૂટ્યાં. ૧૮મી ફેબરવારીએ સોસાયટીનો વાર્ષિકસમારંભ યોજાયો. નગરશેઠને અને નગરશેઠના મહેમાનજ્હોડવીને કવીશ્વર જઈ આમન્ત્રણ આપી આવ્યા. અમદાવાદનો મહાજનમેળાવડો થયો. સાહિત્યસંગીતકલાઓના રસિયા જેશીંગભાઈ શેઠ આવ્યા હતા; હરકુંવર

શેઠાણીની હવેલીએથી ઉમાભાઈ શેઠ આવ્યા હતા. વૈશ્યવરોથી દીપતી એ લોકસભામાં કવીશ્વરે કવિતા લલકારી. રાજસભામાંના રાજકવિની પેઠે દેશકવિ સિદ્ધિ વાત ઉચ્ચર્યો, ગુજરાતી વાણીનું સમયશોભતું સ્તોત્ર ગાયું.

વિદ્યા વાણિ વધારવા ગરથ તણી પડી ગર્જ;
આજ સભાસદ સર્વની એ માટે કરૂં અર્જ.
જે વાણિથી જીવક જડે, વળિ છે અતી ઉપયોગની,
આ દેશિજનને દિનદિને ભરનારિ છે સુખભોગની.

× × ×

વેપાર પાર વિના કરે એ વાણિથી વેપારિઓ,
અભિલાખ લાખ ઉચારવામાં વાપરે નરનારિઓ.

× × ×

વાણી થકી ઉપદેશકો ઉપદેશ આપે ધર્મનો,
વળિ શાસ્ત્રનો સિદ્ધાંત તે સમજાય સઘળા મર્મનો;
વાણી થકી વિદ્યા વિશેષ ભણાય છે ભલિ ભાતની.
ઉધરે રકમ મન માનિ તો સુધરે ગિરા ગુજરાતની.

દેશભાષા તો

દેવળ સરસ છે દેવનું, જે માંહિ દેવચરિત્ર છે;
તનમન તણો મળ ટાળનાર પ્રસિદ્ધ તીર્થ પવિત્ર છે.

× × ×

ઉપકારિનો ઉપકાર માનવજાતિએ તો જાણવો.

× × ×

માતાપિતાને, વૃદ્ધ થાતાં, પાળવાં પુત્રે સહી;
તેવી જ રીતે દેશની ભાષા વિશે ભૂલવું નહી.

પછી કવીશ્વરે સભામાં વિરાજમાન નગરશેઠને ને નગરશેઠના અતિથિરાજને નિહાળીને સોસાયટીને બિરદાવી, અને સોસાયટીને બિરદાવતાં એ દાનવીરોને પણ બિરદાવ્યા.

અવનીને એક ચંદ ઈશ્વરે ઉજાસ માટે
આપ્યો, એથી અડચણો પડે ઘણા કોશવા.
જ્યારે હોય જોડ ચંદ કસુર ન કશી રહે,
ક્યાંથી આવે ક્યાંઇ ખરી અડચણો ખોસવા?
પ્રેમચંદ રાયચંદ, પ્રેમચંદ હેમચંદ,
જોડ ચંદ મળ્યા તને પ્રેમ કરી પોષવા;
થયું તારૂં સિદ્ધ કામ, કહે દલપતરામ,
હવે તું સોસાયટી! ન લાગ અફસોસવા.

અને છેલ્લે છેલ્લે કવીશ્વરે વક્તાની વક્તૃત્વછટાથી ઉપસંહાર ઉચ્ચાર્યો. લોક બોલતા ને સારો દેશ સાંભળતો કે મુંબઈમાં પ્રેમચંદ રાયચંદ દહાડો ઉગે ને રંકના રાય સરજે છે; રોજરોજ સોનાના મહેલ ચણે છે કે પાડે છે. એ લોકવાયકા પછી કવીશ્વરે નિજ સુન્દર કવિતચાતુરીથી કહી સંભળાવી.

રાવ ખાવાને વિધાત્રિ વૈકુંઠ ગઈ,
અધિપતિ પાસ અરજી ઉચારી;
રાયચંદસૂત પૃથ્વી વિશે પ્રેમચંદ,
મારિ મગરૂરિ એણે ઉતારી.
કંઇક લાચારને તો કર્યો લખપતી,
ભૂપ જેવા કર્યો કંઇ ભિખારી;
કરમ લખતાં હવે શરમ આવે મને,
કરમની રેખ પર મેખ મારી.

પછી ટીપ ત્યાં ફેરની ભરી સભા મોઝાર;
પ્રેમચંદ શેઠે લખ્યા દેવા દશક હજાર.

ગુર્જરગિરાના ઉદ્ધારની ભિક્ષાશ્ર દેહિના એ થાળમાં નગરશેઠે બે હજાર, જેશીંગભાઈએ અઢાર સો, અને ઉમાભાઈએ પાંચ સો રૂપીઆ પીરસ્યા. ઉપરાંત પરચૂરણ પાંચસોક આવ્યા. એમ દલપતકવિતાથી સોસાયટીને એકી કલમે પંદર હજારની ટંકશાળ પડી. રૂપાનાં ઝાડ બંખેરાયાં. ગુજરાતના લક્ષ્મીપુત્રો ત્હારે સાહિત્યને ને સાહિત્યકારને ઉદાર હાથે પોષતા.

દલપતકવિતાનો ડંકો વાગ્યો. મુંબઈમાં ત્હારે લક્ષ્મીની ભરતીની છોળો ઉછળતી હતી, અને ગુર્જરગિરાના ઉદ્ધારાર્થે ફારબસ અર્ધોક લાખનું ટાંકું ભરી લેતો હતો. એ જ લક્ષ્મીછોળમાંથી અમદાવાદમાં ફારબસમિત્ર દલપત પાણિયારૂં ભરી લેતા હતા. દૈવયોગે સમયપલટો થયે ભરતાં ભરતાં બન્નેયનું કેટલુંક ઢોળાઈ ગયું ખરૂં. પણ બન્નેયના શ્રમ ઉચ્ચારે છે કે દલપતફારબસ બન્ને મિત્રો પરોપકારી, લોકહિતસ્વી, ગુર્જરગિરાના કોડીલા ને લાડીલા સપૂત હતા.

રાજદરબારોમાં અને મહાજનોના સમારંભોમાં કવીશ્વર દલપતરામ મહારાણી ગુજરાતી વાણીના સાચા સપૂત હતા.

પછી દલપતરામ અમદાવાદનિવાસી થયા.

વઢવાણથી અમદાવાદ આવ્યે પન્દર વર્ષનું લાંબું પખવાડિયું વીતી ગયું હતું. '૫૫માં સાહિત્યસંન્યાસ લીધો ને સોસાયટીના કવીશ્વરની ગાદીએ બેઠા, હેમાભાઈ ઇંન્સ્ટિ-

ટ્યૂટ ને હરકુંવરકન્યાશાળા સરજાવ્યાં; ત્હાર પછી નગરશેઠબન્ધાવી અમદાવાદી પાઘડી પહેરી હતી. હવે અમદાવાદને વતન કીધું. પંદર વર્ષની તિથિઓ ભાડે રહીને આયુષ્યને ૪૪મે વર્ષે પછી કવીશ્વરે અમદાવાદમાં કવિનિવાસ બન્ધાવવાનું નિધાર્યું. સાહેબો અને શેઠિયાઓએ તનમન ધનથી બનતી સહાયતા કીધી. સ્વામીમન્દિરની છાયામાં દલપતરામને આયુષ્ય ગાળવું હતું ને સંસાર ખેડવો હતો. મન્દિરથી માત્ર બેત્રણ મિનિટને દખણાદે હાજા પટેલની પોળમાં લાંબી શેરી–લાંબેશરને મન્દિરછેડે એક સોનીનું ન્હાનકડું ઘર હતું. એ ઘરનો બંગલો કીધો. ઘરદખણાદો પીપળો હતો. પીપળા નીચે પોળનું ચોગઠું છે. 'દેવ છાયામાં રહે તો મારો કુટુંબવસ્તાર ધર્મનિષ્ઠ ઉછરે' ધારીને દલપતરામે એ સોનીનું ઘર ખરીદી લીધું. જીલ્લા ઇજિનેર ન્હાના જાડિંને ઘર ને બંગલાની જૂનીનવી શૈલીના સંગમ સમો દલપતનિવાસનો નકશો કીધો. કવીશ્વરના બંગલાની શૈલીમાં પણ સંસ્કૃતિઓ સંગમ પામી છે. બન્ધાતા કવિનિવાસની કરટિસ દેખરેખ રાખવાને આવતો. સારંગપુર તળિયાની પોળેથી દલપતરામ ને રેવાબા આવતાં, રૂક્મિણી માશી ને મૂળજી માસા આવતાં. કીકાભાઈની પેઠે પ્રેમાભાઈ નગરશેઠે દલપતનામથી દસ શેરોનો વ્હેપાર કીધો ને નફાના ૧૧૮૦ રૂપિયા દલપતરામને ઘરખર્ચમાં બક્ષિસ મોકલ્યા. ગુર્જર પાટનગરીને કવીશ્વર વતન કરતા હતા, પાટનગરીના નગરશેઠ એને નિજ ગૌરવ ને બહુમાન માનતા. સમાસ કરવાને સાહેબલોકોએ દખણાદો પીપળો કપાવ્યો. પોળલોકે વિરોધ કીધો; એક જડાવમા નામનાં

જવાંમર્દ પાડોશી બાઈ પડખે ઉભા પછી તો પોતપચે એ તાવસ મહાપુરુષને ઓળખ્યા, ને જાણ્યું કે કવીશ્વરને પગલે પોળ દેશનામીચી ને ઈતિહાસજાણીતી થશે તેજવણો કેસરી રંગનો કવિનિવાસનો દેહરંગ હતો અગાસીમાથી સ્વામીમન્દિરની હવેલીઓ ને શિખરધ્વજના દર્શન થતા પ્રભાત મધ્યાહ્ન સાયસંધ્યા ને મધરાતના મન્દિરચોઘડિયા ઘેર સંભળાતા, ને દેવઆરતીની મન્દિર ઘટાઓ ભવ્યગુંજન સેરી ઘરમા ગુંજારવ કરતી. સન્મુખના ચોગાન ઉપરનુ આભ જોતા જોતા કવીશ્વર એ કવિનિવાસમા પછી ૩૪ વર્ષ રહ્યા '૬૪ થી '૯૮ અને ત્યહાંથી જ કવીશ્વરે લોકાન્તરયાત્રા આદરી, ને સંસારવાડી-ઓમાથી પગલા સંકેલી લીધા જતુ આવતું લોક એને કવેશરનો બંગલો કહેતુ રેવાબા એ બંગલાના મહારાણી હતા દાન માન ને કવિતાનુ એ ધામ હતુ

વિ સં ૧૯૨૦ ના આસો સુદ ૨, તા ૧૪ મી ઓક્ટોબર ૧૮૬૪ ની તિથિએ એ કવિનિવાસનુ વાસ્તુ ઉજવાયુ તે પૂર્વે '૬૩ના નવેમ્બરની ૨૭ મી તારીખે દલપતરામનુ ત્રીજુ રત્ન અમારા માતુશ્રી રેવાબાની ન ગાથે ધોળકે થયુ હતુ. રેવાબાનો સીમન્તસંસ્કાર પણ એ વાસ્તુતિથિએ જ ઉજવાયો એ દિવસનો સમારંભ કીધો હતો નાતીલા જાતીલા શેઠ નગરશેઠ જડજ કલેક્ટર દેશીપરદેશી દલપતહિતચિન્તકોની કવેશરને બંગલે મિજલસો મળી કવીશ્વરને સૌએ હરખના અભિનન્દન આપ્યા કરટિસના ને જાર્ડિનના હૈયાભાવના ઉભરા માયા સમાતા નહિ. ફારબસના અનુજ લેખે કરટિસ કવીશ્વરના કોડ પૂરતો

હતો. વઢવાણમાં 'મહાલક્ષ્મી પ્રસન્ન'ના આશીર્વાદ ઉચ્ચરતા દલપતરામને કુળદેવી મહાલક્ષ્મી પ્રસન્ન થયાં ભાસતાં.

પૂર્વાશ્રમના સંભારણારૂપે વઢવાણથી આણેલો ઝોળો દલપતરામ એ બંગલાના નિજખંડમાં સદા લટકતો રાખતા કે ધોળિયાવેશનો પૂર્વાશ્રમ ભૂલી જવાય નહિ.

કવીશ્વર દલપતરામ એમ અમદાવાદનિવાસી થયા.

પછી '૬૫ના જાનેવારીની ૨૦મી તારીખે, સં. ૧૯૨૧ ની કાર્તિક વદ છઠ ને રવિવારે ધોળકે મોસાળમાં રેવાબાને પુત્ર પ્રસવ્યો. દલપતનિવાસ ભરાવા માંડ્યો. દલપતરામના એ દ્વિતીય પુત્ર મગનલાલ.

રેવાબાને કુંકુમપગલે કવીશ્વરનાં સંસારતેજ પૂર્ણકળાએ પ્રકાશી રહ્યાં. કવિને કવિનિવાસ સાંપડ્યો, પુત્રરત્ન સાંપડ્યો. કવીશ્વરનો ગૃહસ્થાશ્રમ ગુણગૌરવી થયો. પછી રેવાબાએ દલપતવંશના આંબાનું આંબાવાડિયું કીધું.

વિધાત્રી એ સૌ જોતી હતી ને હસતી હતી. અનાહત શબ્દે ઢોલક વગાડીને ગાતી હતી કે

બંગલા બેશ બન્યા, મહારાજ ! વામેં નારાયન બોલે.

---

## પ્રકરણ ૧૪ મું, ઘડીક જ્યોત ડોલી ગઈ

જાગિયો વાયદો જુલાઈનો,
રે જૂવો! જાગિયો વાયદો જુલાઈનો.

આયુષ્યના છઠ્ઠા દાયકાને આપણા અનુભવશાસ્ત્રે વનપ્રવેશ કહ્યો છે. તેમ આયુષ્યના પાંચમા દાયકાને આપણું સંસારશાસ્ત્ર અનુભવપલટો કહે તો ખોટું નથી. એ કાળે ભલભલાના આયુષ્યપલટા થયા છે. આપણા ઘણાખરા દીર્ઘાયુષીઓનાં આયુષ્યનું કેન્દ્ર ૪૦-૪૫મે વર્ષે આવી જાય છે, અને પછી તો શિખરેથી ઉતરતા હોય એમ આયુષ્યગિરિએથી ઉતરાણ મંડાય છે. સારી કે નરસી આયુષ્યસંક્રાન્તિ-ભલભલા નેપોલિયનની પણ ૪૫મા વર્ષના અરસામાં આવે છે. સંયમશાળી બળવન્તાઓ ઢોળાણે પડતા જીવનરથને ઘડીકમાં આત્મવશ કરે છે; અસંયમી અનાત્મજીતોનો શતમુખ વિનિપાત થાય છે. સુરગંગાનું એમ થયું હતું. તો માનવજન્તુ તે કોણ માત્ર?

જગતમાંના જીવનપલટા આત્માની કસોટીના અવસરો છે. કસોટીના અવસરયોગ આવે છે એનો સાચો મર્મઅર્થ એ છે કે મહાપુરુષો યે મનુષ્ય છે, દેવ નથી. સંસારક સોટીએ ન્હડીને પાસ થાય છે ત્હેમને પછી લોક કુંદન કહે છે.

ઈસ્વી ૧૮૬૫માં સ્થિતપ્રજ્ઞ દલપતરામનો આત્મદીપ ઘડીક ડોલી ગયો. દેશભરમાં ધરતીકમ્પ થતો હતો; ભલભલા પહાડ પડતા હતા. દલપતદીવડાની યે જ્યોત ક્ષણેક

ડગમગી ગઇ. સર્વવ્યાપી ઝંઝાવાતમાં એ ધીરગમ્ભીર મહાપુરુષની પાંખો સપડાઈ ગઈ, પણ પછી પાછી તત્કાળ આત્મનિષ્ઠ થઈ.

એ મહાપુરુષની મહત્તા એમાં છે કે ક્ષણમાં પાછા સ્થિતપ્રજ્ઞ થયા.

દલપતજીવનની આ એકજ ને અજોડ ભૂલ હતી. એ ભૂલની કથની વિસ્તારે કહેવાવી જોઈશે.

દેશમાં લક્ષ્મીની આંધી ચ્હડી હતી. એ અન્ધકારમાં દલપતઆંખ ભૂલાવે પડી, પણ અન્તર્જ્યોત બૂઝાઇ ન હતી. જીંદગીની ભૂલનો આ પ્રસંગ દલપતરામને મહાપુરુષ ઉચ્ચારે છે.

નદીની લહરીની પેરે ગૃહસ્થને ઘેર લક્ષ્મી તો આવે છે ને જાય છે. ધનની પાછળ ઘડીક દલપતરામ ધાયા, ને ધનને બદલે રંકતા એમને આવરી પડી. રંકતા દલપતરામને કાંઈ અજાણી પરદેશણ ન હતી. પૂર્વાશ્રમની રંકતા પાછી આવી એ વાત મ્હોટી ન્હોતી. દલપતજીવનમાં રંકતા ઘડીક ઘોડાપૂરે આવી અને એવી જ ઘોડાપૂરે ઉતરી ગઇ. મ્હોટી વાત તો એ હતી કે લોકસેવાવ્રતના વ્રતિયા કૂટસ્થ દલપતરામ થોડાક માસ ડોલી ગયા.

'લક્ષ્મી દેખી મુનિવર ચળે.' દેશભરમાં ત્ય્હારે ઘડીક લક્ષ્મીની છોળો ઉછળતી, સોનાની નદીઓ વહતી. દલપતરામ લોભાયા કે આંગળુક ભરી લઉં. તોફાની લક્ષ્મીતરંગોમાં દલપતરામનું જહાજ ક્ષણેક ડામાડોળ

થયું, પણ તત્ક્ષણ જાણે ખડક સમું અડોલ થઇ પછી સીદ્ધી સફરે પડ્યું.

* પ્રસંગના બોલ સાચા છે. પ્રસંગ કહે છે કે એમ ડોલી જવું એ દલપતઆત્માની વિકૃતિ હતી, અડોલપણું એ દલપતઆત્માની પ્રકૃતિ હતી. અવસરના ઉચ્ચાર સાચા છે.

કુંદનની ચતુર્ધા પરીક્ષા કરે છે; મહાપુરુષોને યે સંસાર ચતુર્ધા પારખે છે. દલપત ને ફારબસ બન્નેયનો પરીક્ષાયોગ આવ્યો હતો. સંસારપરીક્ષા કહે છે કે દલપત ને ફારબસ દેવ ન હતા, મનુષ્ય હતા. પણ મનુષ્યમંડળે વિરલા હતા, મહાપુરુષો હતા.

એ સંસારપરીક્ષા યે હતી ને દૈવપરીક્ષા યે હતી. અને આમ થઇ.

પૂર્વગોળાર્ધ એટલે ત્રણ ખંડો–એશિયા આફ્રિકા અને યૂરોપ; અને પશ્ચિમગોળાર્ધ એટલે એક ખંડ–અમેરિકા. અને અમેરિકા ખંડ એટલે અનેક દેશોનો સમુદાય, પણ પ્રધાનતઃ એક મંડળમહારાજ્ય–યુનાઇટેડ સ્ટેઇટસ. લોક ભાષામાં તેમ વિદ્દ્‌ભાષામાં યુનાઈટેડ સ્ટેઈટ્સ અને અમેરિકા પર્યાય શબ્દો પેઠમ બોલાયલખાય છે.

એ સ્વતન્ત્ર રાજ્ય ઇસ્વી ૧૭૭૫માં અસ્તિત્વે આંવ્યુ. એના આયુષ્યની પ્રથમ સદી પૂરી થતાં પૂર્વે ઇસ્વી ૧૮૬૨માં ઝીંદગીની ઘાત અમેરિકાને માથે પડી. મહાતોફાનમાં એ મંડળમહારાજ્ય સપડાયું, ને ઘડીક તો એ મહારાજ્યનું અસ્તિત્વે જોખમાયાનું ભાસતું.

ન્હાનાં મ્હોટાં ચાલીશેક (મૂળે તેર) સંસ્થાનો ગૂંથાઈને યુનાઈટેડ સ્ટેઇટ્સનું મંડળમહારાજ્ય બનેલું છે. એનાં ઉત્તરસંસ્થાનો શીતકટિબન્ધમાં છે ને વ્યાપારપ્રધાન છે; એનાં દક્ષિણસંસ્થાનો ઉષ્ણકટિબન્ધમાં છે ને કૃષિપ્રધાન છે. રૂ અને ઘઉં એના પાક. અમેરિકાનું રૂ દુનિયાભરમાં સર્વોત્તમ. દુનિયાંના બજારોમાં નિત્યનિત્યના રૂના ભાવ એ નિર્માણ કરે.

આપણે ત્ય્હાં આજ ચહાના બગીચાઓમાં પ્રથા છે એની પેઠમ દક્ષિણ અમેરિકાવાસીઓ તો ત્ય્હારે ખેતરોની દેખરેખ રાખતા, ખેતરમાંની મજૂરી હબસીઓ કરતા. આપણે ત્ય્હાં ગિરમિટિયા મજૂરો વન બાળે છે, બગીચા વાવે છે, પાણી પાય છે, પાક વીણે છે. દક્ષિણ અમેરિકાના રૂના ખેતરોમાં પણ ત્ય્હારે એ બધું હબસી ગુલામો કરતા.

અમેરિકાનો ઈતિહાસ કહે છે કે અમેરિકાની પ્રમુખ માળામાં ત્રણ મહાપુરુષો પ્રમુખપ્રવર થઈ ગયા છે, અને અમેરિકાને પ્રજાજીવનના મહામન્ત્રો પઢાવી ગયા છે. પ્રથમ પ્રમુખપ્રવર હતો ત્ય્હાંનો પ્રજાસર્જક ને ગોત્રસંસ્થાપક પુણ્યશ્લોક વોશિંગ્ટન. વિધિલેખ સમો વણલખ્યો રાજમન્ત્ર સત્તાત્યાગી વોશિંગ્ટને પ્રવર્તાવ્યો છે કે પ્રમુખ તે લોક પ્રતિનિધિ છે, રાજાપણાની શંકાછાયા યે પ્રમુખપદમાં ન હોય. દીર્ઘ કાળ રાજસત્તા માણે ત્હેનામાં રાજછાયા આવવાનો સંભવ; એટલે કો મહાસદ્‌ગુણી પણ ત્રીજી વારકો પ્રમુખ અમેરિકામાં ન થાય. વોશિંગ્ટનપઢાવેલો અમેરિકાનો એ સત્તાવિતરાગમન્ત્ર.

અમેરિકાના બીજા પ્રમુખપ્રવર થયા મનરો. મનરો અમેરિકાને કવચ સજાવી ગયા. Foreign policy—પરદેશ-નીતિનો મહામન્ત્ર અમેરિકાને મનરો શિખવી ગયા છે કે અન્ય કો વિદેશી પ્રજાને અમેરિકા ખંડમાં બળવત્તર થવા દેવી નહિ. આજે પણ એ મહામન્ત્રને અમેરિકાવાસીઓ મનરોમન્ત્ર ભાખે છે. મનરોએ અમેરિકાને પઢાવેલો એ સંરક્ષણમન્ત્ર.

અમેરિકાના ત્રીજા પ્રમુખપ્રવર થયા અબ્રાહમ લીંકન. એમણે અમેરિકાની Home Policy—સ્વદેશનીતિનો મહામન્ત્ર ઉચ્ચાર્યો કે મંડળમહારાજ્ય પ્રફુલ્લે ખરૂં, કરમાય નહિ. નવાંનવાં સંસ્થાનો મંડળમહારાજ્યમાં જોડાય ખરાં, પણ જોડાયેલા કો સંસ્થાનથી મંડળમહારાજ્ય તજાય નહિ. No State has a right to secede. લીંકને અમેરિકાને પઢાવેલો એ અખંડિતતાનો મન્ત્ર.

આપણી આ જીવનકથાનો ચાલતો પ્રસંગ લીંકનના જમાનાનો છે.

ઈસ્વી ૧૮૩૦માં ઇગ્લાંડમાં કાયદો ઘડાયો કે ઇગ્લાંડની ભૂમિને અડકે તે ગુલામની ગુલામી બેડીઓ સહસા વછૂટે. ઇંગ્લાંડ સ્વતન્ત્ર જનતાનો દેશ ૧૮૩૦માં જાહેર થયો. ઇગ્લાંડવાસી કો ગુલામ ન હોય.

પછી બ્રિટિશ સંસ્થાનોમાં એવો કાયદો ઘડાયો, અને એમ બ્રિટિશ મંડળમહારાજ્ય ગુલામગિરિમાંથી છૂટયુઃ જો કે ગિરમિટિયા ગુલામગિરિ તો હજી યે રહી છે.

આદિથી અમેરિકા તો સ્વતન્ત્રતાની ભૂમિ. એને સાગરકાંઠે ડુંગરમ્હોટી સ્વાતન્ત્ર્ય દેવી બિરાજે છે. અમેરિકાને કંઈક શરમાવા જેવું થયું. એ પછી અમેરિકામાં એ વાયુ વાયો કે અમેરિકામાંથી પણ ગુલામીને દેશવટો દેવો, અમેરિકાને પણ સ્વતન્ત્ર જનતાનો દેશ જગતચોકમાં જાહેર કરવો. Uncle Tom's Cabin નામની ગુલામયુગદર્શનની નવલકથા લખાઇ. એ નવલકથાએ જનતાને જગાડી: લોક ચગડોળે ચ્હડ્યું.

ઉત્તરસંસ્થાનોએ ઉચ્ચાર્યું કે અમેરિકા સંસ્કૃતિને શિખરે છે, દુનિયાંની પ્રથમ ને સંસ્કારશિરોમણિ પ્રજા છે, અમેરિકામાં ગુલામ ન હોય. દક્ષિણસંસ્થાનોને એ પાલવતું ન્હોતું. દક્ષિણસંસ્થાનવાસીઓને મજૂરી કરાવવી હતી, મજૂરી કરવી ન્હોતી.

વાત રસે ચ્હડી. ઉત્તરસંસ્થાનોએ કહ્યું મંડળમહારાજ્ય કાયદો ઘડશે. દક્ષિણસંસ્થાનો ઉચ્ચર્યા કે તો અમે મંડળ મહારાજ્યને છાંડી જઈશું.

ગુલામી રદ કરવાનો પ્રશ્ન આમ ગૌણ થઈ ગયો, મંડળમહારાજ્યની અખંડિતતાનો—હસ્તિનાસ્તિનો પ્રશ્ન પ્રધાન થયો. કુસંપે ઘર ઘાલ્યું. કો સૂકાની મહાપુરુષ વિના વણફૂટ્યા તરી ઉતરવું દુર્લભ થયું.

પ્રજાસૂકાની કો મહાનુભાવ જોઈયે, મહાપ્રતાપી જોઈયે. અવસર એ માગતો હતો.

સદ્ભાગ્યે અમેરિકાને એવો મહાપુરુષ સાંપડ્યો.

અમેરિકાના બીજા પ્રમુખપ્રવર થયા મનરો. મનરો અમેરિકાને કવચ સજાવી ગયા. Foreign policy–પરદેશ-નીતિનો મહામન્ત્ર અમેરિકાને મનરો શિખવી ગયા છે કે અન્ય કો વિદેશી પ્રજાને અમેરિકા ખંડમાં બળવત્તર થવા દેવી નહિ. આજે પણ એ મહામન્ત્રને અમેરિકાવાસીઓ મનરોમન્ત્ર ભાખે છે. મનરોએ અમેરિકાને પઢાવેલો એ સંરક્ષણમન્ત્ર.

અમેરિકાના ત્રીજા પ્રમુખપ્રવર થયા અબ્રાહમ લીંકન. એમણે અમેરિકાની Home Policy–સ્વદેશનીતિનો મહા-મન્ત્ર ઉચ્ચાર્યો કે મંડળમહારાજ્ય પ્રફુલ્લે ખરૂં, કરમાય નહિ. નવાંનવાં સંસ્થાનો મંડળમહારાજ્યમાં જોડાય ખરાં, પણ જોડાયેલા કો સંસ્થાનથી મંડળમહારાજ્ય તજાય નહિ. No State has a right to secede. લીંકને અમેરિકાને પઢાવેલો એ અખંડિતતાનો મન્ત્ર.

આપણી આ જીવનકથાનો ચાલતો પ્રસંગ લીંકનના જમાનાનો છે.

ઇંસ્વી ૧૮૩૦માં ઇંગ્લાંડમાં કાયદો ઘડાયો કે ઇંગ્લાંડની ભૂમિને અડકે તે ગુલામની ગુલામી બેડીઓ સહસા વછૂટે. ઇંગ્લાંડ સ્વતન્ત્ર જનતાનો દેશ ૧૮૩૦માં જાહેર થયો. ઇંગ્લાંડવાસી કો ગુલામ ન હોય.

પછી બ્રિટિશ સંસ્થાનોમાં એવો કાયદો ઘડાયો, અને એમ બ્રિટિશ મંડળમહારાજ્ય ગુલામગિરિમાંથી છૂટ્યું: જો કે ગિરમિટિયા ગુલામગિરિ તો હજી યે રહી છે.

આદિથી અમેરિકા તો સ્વતન્ત્રતાની ભૂમિ. એને સાગરકાંઠે ડુંગરમ્હોટી સ્વાતન્ત્ય દેવી બિરાજે છે. અમેરિકાને કંઈક શરમાવા જેવું થયું. એ પછી અમેરિકામાં એ વાયુ વાયો કે અમેરિકામાંથી પણ ગુલામીને દેશવટો દેવો, અમેરિકાને પણ સ્વતન્ત્ર જનતાનો દેશ જગત્ચોકમાં જાહેર કરવો. Uncle Tom's Cabin નામની ગુલામયુગદર્શનની નવલકથા લખાઇ. એ નવલકથાએ જનતાને જગાડીઃ લોક ઍગડોળે ચ્હડ્યું.

ઉત્તરસંસ્થાનોએ ઉચ્ચાર્યું કે અમેરિકા સંસ્કૃતિને શિખરે છે, દુનિયાંની પ્રથમ ને સંસ્કારશિરોમણિ પ્રજા છે, અમેરિકામાં ગુલામ ન હોય. દક્ષિણસંસ્થાનોને એ પાલવતું ન્હોતું. દક્ષિણસંસ્થાનવાસીઓને મજૂરી કરાવવી હતી, મજૂરી કરવી ન્હોતી.

વાત રસે ચ્હડી. ઉત્તરસંસ્થાનોએ કહ્યું મંડળમહારાજ્ય કાયદો ઘડશે. દક્ષિણસંસ્થાનો ઉચ્ચર્યાં કે તો અમે મંડળ મહારાજ્યને છાંડી જઈશું.

ગુલામી રદ કરવાનો પ્રશ્ન આમ ગૌણ થઈ ગયો, મંડળમહારાજ્યની અખંડિતતાનો—હસ્તિનાસ્તિનો પ્રશ્ન પ્રધાન થયો. કુસંપે ઘર ઘાલ્યું. કો સૂકાની મહાપુરુષ વિના વણડૂબ્યા તરી ઉતરવું દુર્લભ થયું.

પ્રજાસૂકાની કો મહાનુભાવ જોઈયે, મહાપ્રતાપી જોઈયે. અવસર એ માગતો હતો.

સદ્ભાગ્યે અમેરિકાને એવો મહાપુરુષ સાંપડ્યો.

મૂસળધાર વરસાદ વરસે ને રેલ આવે એમ મુંબઈમાં ધનની નદીઓ વહી રહી. ઘડીક તો દેશનેતાઓને થયું કે લક્ષ્મીની નહેર દેશ બહાર વહી જતી તે દેશ ભણી વહવા માંડી.

પણ એ લક્ષ્મીનાં પૂર ને ધનના ઢગલા મુંબઈને જીરવતાં આવડયાં નહિ.

એક આપશ્રીમન્ત કહેતા કે ત્રણ વાનાં કપરાં છે. પહેલું તો ધન કમાવું જ કપરૂં છે. બીજું એ કમાયેલો ધનભંડાર સાચવવો તે એથી યે કપરૂં છે. ને ત્રીજું ધનનું સરોવર ભરાય ત્હારે ત્હેમાંથી ખોબલો યે સદર્થે વાપરવું એ તો સૌથી કપરૂં છે.

આપણે ત્યહાં લક્ષ્મીનાં પૂર ન્હડયાં. પણ, મીસરમાં નાઇલનાં ન્હડયાં પૂરનો પ્રજાઉપયોગ થાય છે એમ, પૂર આડા પાળા બાંધી, ન્હેરો વાળી, દેશને ફળદ્રુપ કરવાનું કોઈને આવડયું નહિ. એક વાવે ને ચાર લણે એવો સરજનહારો તો કો ન સાંપડયો, પણ ન્હડયાં પૂરના સરોવરભંડાર ભરી લઈ જતન કરનારો ભંડારી યે ન નીકળ્યો. દેશની દૂરઅન્દેશ વૈશ્યબુદ્ધિનો ઓટ થયો લાગતો હતો.

તે નાણું ધંધે કયાં ધરવું? વેપાર વિશે કેમ વાપરવું?
સૂઝે નહિ જે આ શું કરવું:
ઓ સહિયરો રે! શેર તણા વેપારનું સ્વપ્નું સાંભળો.

યુગપુરુષ વૈશ્યવર કો ત્હારે જાગ્યો નહિ. હુન્નરઉદ્યોગો જમાવી દેશની આબાદી કરવી કોઈને સૂઝી નહિ, કોઈએ કીધી નહિ. આવેલી રેલ ઓર પાણી લઈ ને વળી

અમેરિકાનો એ ત્રીજો પ્રમુખપ્રવર અબ્રાહમ લીંકન. લીંકન મહાનુભાવ હતો, લીંકન મહાપ્રતાપી હતો.

લીંકનની મહાનુભાવિતા બોલી કે અમેરિકા સ્વાતન્ત્ર્ય દેવીનો દેશ છે, દેશમાંથી ગુલામી રદ થશે જ. લીંકનનો મહાપ્રતાપ બોલ્યો કે દક્ષિણસંસ્થાનો છૂટા પડે તો મંડળમહારાજ્ય જોખમાય. કો સંસ્થાનથી મંડળમહારાજ્ય છંડાય નહિ. અમેરિકા છે અખંડિત દેશ.

ઉત્તરદક્ષિણ સંસ્થાનોએ શસ્ત્ર સજ્યાં, ને દેશમાં આન્તર્વિગ્રહ મંડાયો; એપ્રિલ ૧૮૬૧.

પરિણામે દુનિયાંમાં રૂનો દુકાળ પડયો. એ આન્તવિંગ્રહનાં ચાર વર્ષમાં અમેરિકામાં રૂનો પાક ઉતર્યો નહિ. વરાળયન્ત્રની શોધ પછી દુનિયાંભરમાં રૂની ખપત ઘણી બધી વધી ગઈ હતી અને દુનિયાંનો પાક અડધઓછેરો ઉતર્યો, એટલે રૂના ભાવ ઉછાળે ચ્હડયા; અતિશય ઉછળ્યા, અણકલ્પ્યા ઉછળ્યા. હિન્દી રૂનો ભાવ પૂછાયો. ગાદલાંગોદડાં ઉકેલી લોકે રૂ વેચ્યુ. પરિણામે દેશમાં ઘડિક સોનાની રેલમછેલ થઈ રહી.

દલપતરામ કહે છેઃ

જ્યાં અમેરિકામાં જુદ્ધ જાગ્યો, ત્યાંના રૂનો ધંધો ભાગ્યો;<br>
આપણને લાભ ઘણો લાગ્યોઃ<br>
ઓ સહિયરો રે! શેર તણા વ્હેપારનું સ્વપ્નું સાંભળો.<br>
ઈસ્વી સન અંઢારસેં થાતાં, વળિ તે ઉપર ત્રેંસઠ જાતાં,<br>
બહુ મનુષ્ય થયાં ધનથી માતાઃ<br>
ઓ સહિયરો રે! શેર તણા વ્હેપારનું સ્વપ્નું સાંભળો.

મૂશળધાર વરસાદ વરસે ને રેલ આવે એમ મુંબઈમાં ધનની નદીઓ વહી રહી. ઘડીક તો દેશનેતાઓને થયુ કે લક્ષ્મીની નહેર દેશ બહાર વહી જતી તે દેશ ભણી વહવા માંડી.

પણ એ લક્ષ્મીનાં પૂર ને ધનના ઢગલા મુંબઈને જીરવતાં આવડયાં નહિ.

એક આપશ્રીમન્ત કહેતા કે ત્રણ વાનાં કપરાં છે. પહેલુ તો ધન કમાવું જ કપરૂં છે બીજું એ કમાયેલો ધનભંડાર સાચવવો તે એથી યે કપરૂ છે. ને ત્રીજું ધનનુ સરોવર ભરાય ત્હારે ત્હેમાંથી ખોબલો યે સદર્થે વાપરવું એ તો મોથી કપરૂ છે.

આપણે ત્હાં લક્ષ્મીના પૂર ય્હડયાં. પણ, મીસરમાં નાઈલનાં ય્હડયાં પૂરનો પ્રજાઉપયોગ થાય છે એમ, પૂર આડા પાળા બાંધી, નહેરો વાળી, દેશને ફળદ્રુપ કરવાનું કોઈને આવડયુ નહિ. એક વાવે ને ચાર લણે એવો સરજનહારો તો કો ન સાંપડયો, પણ ય્હડયાં પૂરના સરોવરભંડાર ભરી લઈ જતન કરનારો ભંડારી યે ન નીકળ્યો. દેશની દૂરઅન્દેશ વૈશ્યબુદ્ધિનો ઓટ થયો લાગતો હતો.

તે નાણુ ધંધે ક્યાં ધરવુ? વેપાર વિશે કેમ વાપરવું?
સૂઝે નહિ જે આ શુ કરવુંઃ
ઓ મહિયરો રે! શેર તણા વેપારનુ સ્વપ્નું સાંભળો.

યુગપુરુષ વૈશ્યવર કો ત્હારે જાગ્યો નહિ. હુન્નર-ઉદ્યોગો જમાવી દેશની આબાદી કરવી કોઈને સૂઝી નહિ, કોઈએ કીધી નહિ. આવેલી રેલ ઓર પાણી લઈ ને વળી

ગઈ. સર દિનશાહ વાચ્છા કહે છે કે ત્યારે ૧૩ ક્રોડ આવ્યા, ને ૧૮ ક્રોડ ગયા. દલપતરામ કહે છે કે જાદુનો ખેલ જાણે ખેલાઈ ગયો

કયાથી આવ્યું નાણું, કયા ગયુ? એમ થયુ = અલોપ

× × ×

સ્વપ્ને જે સમૃદ્ધિ સાંપડી, ગઈ સ્વપ્નાની નાથ

ઘેર આવી લક્ષ્મીનુ શું કરવુ એ લક્ષ્મીપુત્રોને સૂઝયુ નહિ દેશ દરિયો પૂરવાને દોડયો

પછિ ઉદ્યમ પકડાયા આડા, ખાડીના પૂરાવ્યા ખાડા

× × ×

નાણુ નાખ્યુ ખારા નીરમા, જાણ્યું ઉગશે ઝાડ,
લક્ષ્મી તણા ફળ લાગશે, થાશે સોનાના પ્હાડ

કોલાબા ને વાલુકેશ્વરના અણિઅગ્રોની વચ્ચેનો ચન્દ્રાકાર એક એનો અખાત પૂરવાને સાહસે મુંબઈ ચ્હડયુ '૬૩ના એપ્રિલમા કપની નીકળી એનું નામ બેક બે રિક્લેમેશન કપની સાગર પાસે ધરતી પાછી માગવાને મુંબઈગરાઓ ગયા

પણ બધા ય સાહસખેલ કાંઈ પુણ્યપરાક્રમો નથી

પુરાણોને ગપ્પા માન્યા ન હોત ને ડાહ્યો માન્યા હોત તો પુરાણો પણ કહેત કે વીર! થભો ને વિચારો. લક્ષ્મી તો સાગરપુત્રી છે આવી લક્ષ્મીને પાછી પીયર કાં વળાવો છો?

પણ ડહાપણ નહિ, મુંબઇમા વટોળ ત્યારે ચક્રવર્તી હતો સાહસે ચ્હડેલાઓ ડહાપણને નિર્બળતા માને છે

બેક બેનો ખાડો પૂરવાનો નિર્ધાર મુંબઇના મહાજને કીધો. સોનારૂપાથી દરિયો પૂરવો, જળને સ્થાને સ્થળ કરવું, માનવસરજી એ ધરતી વેચવી, એકના આઠ થશેઃ એમ ઇજનેરી અનુભવીઓએ કહ્યું. મુંબઈનું મહાજન દરિયો પૂરવા નીકળ્યું.

એ પછી સાઠે વર્ષે પાછી મુંબઇ સરકાર બેક બે પૂરવાને નીકળી હતી; જાણે મહાજનના અનુભવ અધૂરા હતા ! કરોડો પાણીમાં નાંખી, નિર્ધાર્યાનો અષ્ટમાંશ પૂરી, તળિયાઝાટક થઈ, અત્યહારે તો વિરામી છે. શીત્તેરેક વર્ષ ઉપર ત્ય્હારે મહાજન તળિયાઝાટક થયુ હતું મહાજનના ને સરકારના અનુભવો નિરનિરાળા નથી.

સાગર મન્થીને લક્ષ્મી પામવાની ? કે પામી લક્ષ્મીથી સાગર પૂરવાનો ? પણ ત્ય્હારે તો ડાહ્યાઓ સાગર પૂરવાને દોડતા હતા.

. ભલા રે ભલાને ભૂલાવિયા, ભૂલ્યા ડાહ્યા દિવાન,
હાણુ અને હસવું થયુ.

પછી તો જનતાને જાણે કંપનિયો ચેપ લાગ્યો, અને અનેક પરપોટાકંપનીઓ ફૂટી નીકળી. મુંબઇએ પહેલ કરી; ને મુંબઇને પગલે ઘણા નગરો ચાલ્યાં. 'દેશ આખે દવ લાગિયો.'

એ પરપોટાકંપનીઓના શેરોના પછી શેરબજારોમાં સટ્ટા મંડાણા. સ્હમજુ સટ્ટોખેલન્દાઓ કહે છે કે સટ્ટો લક્ષ્મીઉત્પાદક હુન્નરઉદ્યોગ નથી, કલાકારીગિરિ નથી, પણ એકના પડાવીને બીજાને અપાવવાનો ખેલ છે એ વાત લોક

વીમર્ઈ ફૂટબોલની પેઠમ એ પગ્પોટા મ્હોગા ને મ્હોટા દતા ગયા શેગ્બજાર હિલોળે ચ્હડ્યુ શેગ્બજારની ગાદીએ શેગ્બજારનો રાજા આવીને બેઠો

શેગ્બજારની શોભા શી કહુ ? જાણે મ્હોટો મેળો રે,
નાણુ તો જેમ નીર ભરેલો વહિ જાતો હોય વ્હેળો રે
ઠઠ્ઠિ પુરુષ તો અચરજ પામે, નીમ્જ્યુ ક્યાથી નાણુ રે !
દલપતરામ કહે, દુનિયાની આનંદથી ઉભરાણુ રે

વર્ષોમા એક બેના હવેલીઉચા મોનત ઉછળે છે એમ શેગ્બજારમા લક્ષ્મીના મોજા ઉછળતા

અને મુબઈના શેગ્બજારના રાજા હતા પ્રેમચદ રાયચદ.

છે લા એશી વર્ષમા સૂરતની કૂખે ત્રણ મહાપુરુષો અવતર્યા છે નાહિત્યસસારના નર્મદ, વ્યાપારદેશે પ્રેમચદ, વિજ્ઞાનદિશામા પ્રો ગર્જ્જર ત્રણેયનુ જીવનસૂત્ર એક સાહસ, આગળપાછળ ન જોવુ, 'યા હોમ કરીને પડો ' ત્રણે ય નિજનિજના દિશાદેશના સાહસખેલનદાઓ એ પ્રધાન સૂરતી પ્રકૃતિ

અને ત્રણે યે યથાશક્તિ પ્રજાબક્ષીસો દીધી છે નર્મદે નર્મદકવિતા, નર્મગદ્ય, નર્મકોશ, ગદ્યરંગ, ધર્મ વિચાર આપ્યા ગર્જ્જરે કલાભુવન, ટેકનોલોજીકલ લેબોરેટરી, એલેમ્બિક આપ્યા, અને જમશેદજી તાતાએ એમને ખાતુ સોપ્યુ હોત તો સાયન્સ ઈન્સ્ટિટયૂટ આપત પ્રેમચદ શેઠમા એ મહાસદ્ગુણ હતો કે ભાગ્યનો ઉન્નાદ વરને ત્યારે પ્યાલો ચગ્મૂ કૂડી કે કથરોટ ભરીને પરમારથ ગ્વા કલકત્તાથી મુંબઈ પર્યન્ત ચારો દેશ એની સામી

પૂરે છે. કય્હાંક ધર્મશાળા, કય્હાંક કન્યાશાળા, કય્હાંક દેવમન્દિર, કય્હાંક ટ્રેનિંગ કૉલેજ, કય્હાંક સ્કોલરશિપ, કય્હાંક પ્રોફેસરશિપ, કય્હાંક શારદાપીઠનું શિખરઃ દેશભરમાં પ્રેમચંદ રાયચંદનાં પુણ્યનાં એ સ્મરણાક્ષરો છે.

મુંબઈના શેરબજારમાં ત્હારે બોલાતું કે કાલનો ભાવ કોણ જાણે ? તો કહે પ્રેમચંદ રાયચંદ. પ્રેમચંદશાહ બોલે તો આજનો ગુમાસ્તો કાલે શેઠિયો થાય. દલપતરામે ગાયેલું આપણે વાંચ્યું છે કે

રાવ ખાવાને વિધાત્રિ વૈકુંઠ ગઈ,
અધિપતિ પાસ અરજી ઉચારી;
રાયચંદસૂત પૃથ્વી વિશે પ્રેમચંદ,
મારી મગરૂરિ એણે ઉતારી.
કંઈક લાચારને તો કર્યા લખપતી,
ભૂપ જેવા કર્યા કંઈ ભિખારી;
કરમ લખતાં હવે શરમ આવે મને,
કરમની રેખ પર મેખ મારી.

પ્રેમચંદશાહની ચાંચવાળી મુગલાઇ સપાટો, ચિનાઈ છત્રી, પારસીશાચી કપોળી પાઘડીઃ અદીહથ્થા પ્રેમચંદશાહ વ્યાપારલોકના ત્હારે જાણે વિધાતા હતા. એમની આંખોમાં ચમક હતી, તરવરિયા તોખાર જેવી એમના અંગમાં ચંચળતા હતી. પ્રેમચંદભાઈ ચાલતા તે જાણે વીજળી ચમકી.

અણહિલ્લપુર પાટણમાં પંચાસરા પાર્શ્વનાથને મન્દિરે વનરાજ મહારાજને માથે પત્થરનું છે એવું પ્રેમચંદશાહને

માથે ચિનાઈ છત્રીનું છત્ર હતું; અને એ છત્રને માથે જાણે ત્હારે હતો સારા મુંબઈ નો ભાર.

પ્રેમચંદભાઇનો ભાયખળાનો બંગલો તો જાણે ચંચળ લક્ષ્મીનૃ ચંચળ દેવીમન્દિર બન્યું હતું. ધનનું જાણે ત્હાં સદાનત બન્ધાયું ન હોય ! ધનાર્થીઓની પ્રેમચંદશાહને બંગલે ઠઠ જામતી. એમની ગાડી ફરતી લક્ષ્મીઉપાસકોની ઘેર ધૂમતી. મુંબઇ ચકાવે ચ્હડયું હતું. લક્ષ્મીનો ફાગ ખેલાતો હતો. પણ

ફાગનકે દિન ચાર,
સખીરી ! ફાગનકે દિન ચાર.

બાર–તેર વર્ષો પૂર્વે હુન્નરખાનની ચ્હડાઈમાં હુન્નરખાનની સ્હામે જુધ્ધે ચ્હડવાને કવીશ્વરે વણરાજને બિરદાવ્યો હતો. એ કાવ્યસ્વપ્નું કવીશ્વરને સાચું પડતું દેખાયું. એટલે '૬૪માં વળી પાછા વણરાજબિરદાવલિના દૂહાઓ લખ્યા કે

રંગ ત્હને, વણરાજ !

સારૂંનરસું કંઈ મુંબઇ બોલે ત્હેના દેશ ભરી સારાનરસા પડઘા પડે. મુંબઈમાં થાય તે સૂરતઅમદાવાદમાં થાયઃ નિશાળ તો નિશાળ, છાપખાનું તો છાપખાનું, છાપું તો છાપું, નાટકશાળા તો નાટકશાળા, આગગાડી તો આગગાડી, પુનર્લગ્ન તો પુનર્લગ્ન, ચ્હાની હોટેલ તો ચ્હાની હોટેલ, હેર કટીંગ સલૂન તો હેર કટીંગ સલૂન, શેરબજાર તો શેરબજાર, પરપોટાકંપનીઓ તો પરપોટાકંપનીઓ.

પહેલા વરસાદે બિલાડીના ટોપ ખીલી નીકળે છે એવી અમદાવાદમાં પણ બેંકો ને કંપનીઓ ફૂટી નીકળી. બિલાડીના ટોપ બોલે છે કે એ ધરતી ફળદ્રુપ છે. અમદાવાદના ત્હેવારના પ્રેમચંદ રાયચંદ હતા કીકાભાઈ હરનારાયણ. ધના સૂથારની પોળમાં અંબાજીને ખાંચે એમનું ઘર. મૂળરાજન્હોતરેલી અવદીચ્ય સહસ્ત્ર જ્ઞાતિના એ ઋષિવંશજ. કીકાભાઈએ નવી ગુજરાત ટ્રેડિંગ કંપની કહાડી, ને ત્હેના પોતે ડાયરેક્ટર થયા ૭૦૦નો પગાર મળતો. એમના ઘરથી પોળના નાકા સૂધી કીકાભાઈને ઘેર ગાડીઓની ઠઠ જામતી. કીકાભાઈ કહે તે કાલ હજાર કમાય.

કીકાભાઈ સ્વામી નારાયણ સંપ્રદાયના હતા, સદ્ભાવી સજ્જન હતા, સારાના સુહૃદ હતા, અણિશુદ્ધ ધર્મનિષ્ઠ હતા, પ્રમાણિક શાહ વ્હેપારી હતા. દલપતરામના ધર્મબન્ધુ ને મિત્ર હતા, મન્દિરમાં નિત્ય મળતા.

ઈસ્વી ૧૮૬૪ના ઉત્તરાર્ધમાં કવીશ્વરનો બંગલો બન્ધાઈ રહ્યો હતો. બંગલાનું વાસ્તુ થઇ ગયું હતું, મિજલસો મળી ગઈ હતી. રેવાબાનો સીમંતસંસ્કારે ઉજવાઈ ગયો હતો, રેવાબાએ કવીશ્વરને પુત્રરત્નની ભેટ ધરી હતી. મગનલાલના જન્મે દલપતરામ મગ્ન થયા હતા. પિતાને જ સ્વરૂપે મગનલાલ આરસજયોત કાન્તિવન્તા હતા. મન્દિરધ્વજની છાયામાં કવીશ્વર આવીને કવિનિવાસમાં વસ્યા હતા. દલપતરામની સંસારવાડી સુખને

ફૂલડે પ્રફુલ્લતી હતી. એ કથાભાગ આગળના પ્રકરણમાં આવી ગયો છે.

પણ સુખનો યે છાક શ્રી હરિ રહેવા દેતા નથી; ને દલપતરામને સુખનો છાક હોયે નહિ. ભક્તનું પારખું ભગવાન લેતા હોય, કે લોકસમાજને ઉદ્‌બોધવાનો હોય; શ્રી હરિએ જાણે પછી એકઘડિયું સ્વપ્નું રચ્યું.

એક તિથિએ મુંબઈથી દલપતરામની ટપાલ આવી, અને એમાં એક લાંબો લખોટો આવ્યો. શેઠ છીછીભાઈવાળાઓએ એ મોકલ્યો હતો. વિદ્યાવિલાસી ને દલપતકાવ્યપ્રસંશક એ પારસી સજ્જને મુંબઈમાં કંપની કહાડી હતી, ને એનો એ શેર હતો. પૂજ્યભાવે સાહિત્યસંન્યાસી દલપતરામને ભેટ મોકલ્યો હતો. સાથે કાગળ હતો કે આ શેરને હમણાં વેચશો તો પાંચ હજાર ઉપજશે, થોડાક માસ વાટ જોઈને વેચશો તો અતિઘણો નફો આવશે. યદ્દચ્છા આવેલી લક્ષ્મીને દલપતરામે સંઘરી, નકારી નહિ. દલપતરામે વ્યાપાર કદી ખેડ્યો ન હતો. વ્યાપારીની એ લક્ષ્મીએ પછી ઘડીક દલપતરામને પણ વ્યાપારી બનાવ્યા.

એ શેર દલપતરામે ત્હારે ન વેચ્યો; લોકને મળતો નફો નજરે દીઠો, ત્હો યે ન વેચ્યો અને પછી વેચવાવેળાની વાટ જોતા જ રહ્યા શેરનો કાગળિયો થઈ ગયો.

ચકલે ચોટે માર્ગે બાગમાં કોર્ટોમાં ઓફિસોમાં શાળાઓમાં દેવમન્દિરોમાં શેરોની જ વાતો ત્હારે થતી.

એક દિવસે અમદાવાદના સ્વામીમન્દિરમાં દલપતરામને દીકાભાઈ મળ્યા. સદ્‌ભાવે દીકાભાઈએ પૂછ્યુંઃ દલ-

પતરામ! દુનિયાં કમાય છે ને ત્હમારે કમાવું નથી? શેરાએરા કાંઈ લીધાદીધા કે નહિ? લક્ષ્મી લૂંટાય છે; રહી જશો. દલપતરામે ના પાડી, ને ન લેવાનો નિજ નિર્ધાર કહ્યો. અમદાવાદમાંની ફત્તા શાહની પોળના ને ઠીકાભાઇની જ નાતના હરિભાઇ કરીને કકડધજ નર હતા; જે પાછળથી સ્વામીનારાયણ ગાદીના કારભારી થયા ને હરિભાઇ સ્વામીનારાયણ કહેવાયા. બાંધે આમલે વેઠા જેવા દેહગંભીર હતા; ચાલે ત્હારે જાણે હાથીનું બચ્ચુ ચાલ્યું એમ ધરતીને ચાંપતા. ત્હારે હરિભાઈ ઠીકાભાઈના કારભારી હતા, ને કને ઉભા હતા. ઠીકાભાઈએ જોયું કે સાહિત્યનો સપૂત ને ધર્મબન્ધુ રહી જાય છે. કવીશ્વરની ઉપરવટ થઈને હિતસ્વી ઠીકાભાઈએ હરિભાઇને કહ્યું કે એ ભલે ના ભણે. એમને નામે આજ પચ્ચીસ શેર લેજો, પ્રીમિયમ આપણે આપજો. દલપતરામે બીજી વારકી ના પાડી, પણ ઠીકાભાઇ દૃઢ નિષ્ઠાળા મહાજન હતા. બેત્રણેક દિવસે પછી હરિભાઇ કાકા ઘેર આવ્યા, ને દલપતરામને કહ્યું કે આ ત્હમારા પાંચસો રૂપિયા. ઠીકાભાઈએ મોકલ્યા છે પચ્ચીસ શેર રાખ્યા હતા ત્હેના વેચાણનો નફો.

દલપતઘરમાં શેરબજાર પેઠું.

અનાયાસે આવતી લક્ષ્મી કેટલાકે પાછી વાળી છે? દલપતરામ દેવ ન્હોતા, મનુષ્ય હતા. ને દેવાધિદેવને યે લક્ષ્મી ક્ય્હાં નથી જોઈતી? ભગવાને તો સ્વયં લક્ષ્મીજીને સ્હોડમાં રાખ્યાં છે. કને હોય નહિ તો શ્રી હરિ યે ભક્તોને નિવાજે શું?

દલપતરામે રૂપિયા રાખ્યા. એ બે-પાંચસો રૂપિયા પછી દલપરામના વીશેક હજાર લઈને ગયા.

એમ દલપતરામ શેરને ચાળે ચ્હડ્યા. કસુંબાની મીઠાઇના હુંગાએ કસુંબાની લત લગાડી. વળી પાછી એ તો પેલી નવ્વાણુના ધક્કાવાળી વાત.

શેઠ જીજીભાઈવાળા દલપતરામના કાવ્યપ્રસંશક હતા; કીકાભાઈ દલપતરામના સમવયસ્ક સહસંપ્રદાયી મિત્ર હતા. બન્નેયના હતા દલપતરામ પ્રત્યેના સદ્ભાવના અન્તર્ઉભરા. પણ સદ્ભાવ એકલે સંસાર તરાતો નથી. ન્હવરાવવાને આવન્તી સાગરછોળ ક્‌હારેક તાણી જઈ ડૂબાડે છે. કાળયોગનાં આકર્ષણબળ કાંઠે ઉભેલા દલપતરામને લોકપ્રવાહમાં તાણી ગયાં.

દલપતરામના મિત્ર હિતચિન્તક ને જૂના સહાધ્યાયી નિર્ગુણદાસજી સ્વામીમન્દિરમાં હતા; અને એમનાથી યે મ્હોટેરા હતા વૃન્દાવનદાસજી. બન્ને મિત્રોને એ બન્ને મન્તો વારતા, શીખ દેતા. પણ સન્તસદુપદેશ કરતાં કાળપ્રવાહ ઘડીક બળવત્તર બન્યો હતો. એકદા સહુ બેઠા હતા ત્‌હાં દસે આંગળીઓ એકે એકે ગણાવી નિર્ગુણદાસજીએ કીકાભાઈને કહ્યું: કીકાભાઈ! આ એક, આ બે, આ ત્રણ-એમ આ દસ. અને પછી ?-પછી સ્વામીએ બન્ને હાથેળીઓ ઘસી, ખંખેરી, ને તાળી પાડી. પછી ઉપસંહાર ઉચ્ચર્યા કે અમે કહિયે છીએ કે શેરસટ્ટાનું મૂકી દ્યો. કીકાભાઇએ કહ્યું: કવીશ્વરને પચ્ચાસ હજાર થાય એટલે મૂકવું જ છે. આ દિવાળી સુધીમાં થઈ જશે. મ્હારે તો ત્રણેક લાખ જ

કરવા છે, દસ લાખ નહિ. સોસાયટી કાજે એ ચાંગળું ભરવું છે.

આવી કાંઈક પરમાર્થભાવના ઘણી વેળા દેખન્દાને એ સ્વાર્થસાધનામાં પડળ થઈ આડે પડે છે, વાસ્તવ દુનિયાંને દેખવા દેતી નથી.

સન્તોના વાર્યા ન વર્યા, ને મિત્રો શેર વેચન્તાં વેચાયા.

કીકાભાઇએ એક નવી કંપની કહાડી ને છાપખાનું લાવ્યા. દલપતરામને કહ્યું કે સોસાયટીમાં ત્હમને પોણોસો મળે છે, દોઢસો આપીશું; આવો.

ફારબસ મુંબઇમાં હતો. ફારબસપ્રેરણાથી દલપતરામ સાદરેથી સોસાયટીમાં આવ્યા હતા. કવીશ્વરે મુંબઈ ફારબસને પૂછાવ્યું. ફારબસે ઉત્તર વાળ્યો કે શેરસટ્ટાના તોફાનને ચગડોળે ન્હડશો મા.

ચતુર ઘણા યે ચેતાવતા, ભાખી લખતા ભવિષ્ય;
ચેતી શકે કેમ ચિત્તમાં? રૂઠ્યા જ્હાં જગદીશ.

અંહી તો દિવસ ઉગે ને તડકો ઢળે કે સોનાની નદીઓ ઢોળાતી દેખાતી. લોક એમાંથી લક્ષ્મીની હેલ ભરી જાય છે ને હું જ રહી જાઉં છું એમ સટ્ટો ન ખેલનારને થતું. કીકાભાઈનું દષ્ટાન્ત દૃષ્ટિ સમક્ષ હતું. ધનની લહરોમાં દુનિયાં હેલિયાં ખાતી તે પેખતા. દલપતરામ ડોલી ગયા.

ફૂંકી ફૂંકીને પગ માંડતા, બીહતા માંખીથી મન,
ફાંદામાં આવી ફસઈ પડયા, તેનાં તરફડે તન.

મહીપતરામ પણ એક કંપની કહાડીને ડાયરેક્ટર થયા હતા, સરકારી નોકરી છોડીને મંહી પડવાના ઘાટ ઘડતા હતા. ભગવાને ઉગારી લીધા.

નોકરિયાતે નોકરી છોડવા
કીધા રિપોર્ટ સરકારમાં:
રે ! જન સહુ જાય શેરબજારમાં.

૧૮૬૫માં દલપતરામે થોડાક માસ સોસાયટીની સાહિત્યસેવા છોડી ને શેરસટ્ટાની લક્ષ્મીસેવા અંગિકારી. જીવનભરના સ્થિતપ્રજ્ઞ દલપતરામ ઘડીક ડોલી ગયા. દલપતરામના સાહિત્યસંન્યાસમાં ક્ષણેકની ન્યૂનપ આવી ગઈ. કરટિસ સેક્રેટરી હતા. જૂના હિતસ્વી કરટિસે ના પાડી, દિલગીરી બતાવી. ધનને રમે ચ્હડેલા દલપતરામે અતિ આગ્રહ કીધે કચવાતે મને કરટિસે છૂટા કીધા, અને વ્રજલાલ શાસ્ત્રીને આસિસ્ટન્ટ સેક્રેટરી નીમ્યા. રંકતાના પીંજરમાંથી છૂટેલા પંખી જેવા દલપતરામ લક્ષ્મીના કલ્પનાઆભમાં જાણે ઉડવા માંડ્યા.

સોસાયટીની સેવાના વાઘા દલપતરામે ઉતાર્યા, પણ સોસાયટીને દિલમાંથી દલપતરામે ઉતારી ન હતી. દલપતરામ ને ડીકાભાઇ મનોરથ ઘડતા કે કમાશું ત્હેમાંથી સોસાયટીનો ભાગ સોસાયટીને આપીશું અને અજરામર કરીશું. મિત્રોના મનોરથો મ્હોટા હતા. પણ બ્હારવટિયા બ્હારવટે નીકળે ને માતાની માનતા રાખે એવા એ મનોરથો હતા.

ને મનોરથની એક કમાને કંઇ સંસારની ઘડિયાળ ચાલે છે ?

બાર વર્ષના બાળ દલપતરામે બાલના સૂર્યોદયમા સોનાની લંકા ભાળી હતી, ને મામાને પૂછ્યું હતું કે ત્ય્હા સોનુ લેવાને જાઉ ? ૪૫ વર્ષના દલપતરામ સન્તોની, સુહૃદોની, ને શાણાઓની સલાહ ઉપરનટ ,વર્તીને સોનું શોધવાને ધાયા

ફારબસનુ વેણ દલપતરામ કદી ઉથાપે નહિ. અન્તકાળે પણ છેલ્લા આશીર્વાદ લેવાને દલપતરામે નિર્ગુણદાસ જીને ઘેર ન્હોતર્યા હતા ફારબસનો ન્હાનેરો ભાઈ હોય એવો કરટિન કવીશ્વર પ્રત્યે ભાવ રાખતો ફારબસ કરટિસ અને નિર્ગુણદાસજીના બોલ ઘડીક દલપતરામે ઉથાપ્યા એને તો બ્રહ્માએ જ ભૂલ ખવરાવી એમ ઈતિહાસ કહેશે.

પરપોટાઓ ઉપર રમન્તા તેજકિરણો ચમકે છે ત્ય્હારે પરપોટાઓના ઘુમ્મટ ઉપર રગરગના ઇન્દ્રધનુષ્યો ઝબકે છે કંપનીઓના પરપોટાઓની ઉપર લક્ષ્મીના કિરણો પડયે લોક ઈન્દ્રધનુષ્યો માનતા ને ઝાલવાને જતા

ઘડી પછી એ પરપોટાકંપનીઓ યે ફૂટી ગઇ, ને ઈન્દ્રધનુષ્યો યે ઉડી ગયા

ત્હેણે અમેરિકાના આન્તરવિગ્રહમા ઉત્તરસ્થાનો જીત્યા, અને '૬૫ના મેમા એ આન્તરવિગ્રહ સમાપ્ત થયો. અમેરિકાના મંડળમહારાજ્યની રાજવાત ઉતરી જગતઈતિહાસને કામ હશે તે અમેરિકા અખંડિત રહ્યુ ગુલામી નિર્બીજ થઈ અમેરિકાને સાગરકાંઠે વિરાજતી

સ્વાતન્ત્ર્યદેવીની વિરાટપ્રતિમાએ ઉચ્ચાર્યું કે અમેરિકા સ્વતન્ત્ર જનતાનો દેશ છે. પણ સંગ્રામયજ્ઞની પૂર્ણાહુતિના ઉત્સવસમારંભમાં જ અમેરિકામાં નરમેધ થયો, ને મંહી પ્રમુખપ્રવર હોમાણા. ઉત્સવરાત્રિએ કોક હત્યારાએ લીંકનનું ખૂન કર્યું. સુજનતાનો અમેરિકાનો વિજય ઉભયપક્ષે રક્તરંગી હતો જ; ઉપરાન્ત વિજયની એ આનન્દઋતુમાં શોકનો ચન્દરવો આચ્છાદાયો.

આયુષ્યનાં લોહી અર્પીને લીંકને અમેરિકાને અખંડિત રાખ્યું.

નવી દુનિયાંમાં ગાજ્યું એનો જૂની દુનિયાંમાં પડઘો પડયો. અમેરિકામાં સુજનતા જીતી એટલે મુંબઈમાં સ્ટોરિયાઓ હાર્યા.

આજે યે અમેરિકાના પાતાળવાસીઓ હિન્દના રૂના ભાવ નિર્માણ કરે છે. અમેરિકામાં આન્તરવિગ્રહ સમાપ્ત થયે કૃષિપ્રવૃત્તિ પાછી સજીવન થઈ અને મુંબઈમાં રૂના ભાવ બેઠા–જેવા ઉછાળે ચ્હડયા હતા ત્હેવા જ બેઠા. અને રૂના ભાવ ગગડયે કંપનીઓ બેઠી, બેંકો બેઠી, શેરો બેઠા, શેરબજાર બેઠું. આષાઢ માસે પાણી ઓસર્યાં. ૫ મી જૂલાઈનો વળતરનો વાયદો હતો. તે તિથિએ ભરતીનો ઓટ થયો.

કવીશ્વર કહે છે કે ' શેર તણા પાશેર થયા.' પાશેર તો શું, પૈસાભારે ન રહ્યા.

લખેશરી લા' લેવા ચાલે, પેઢિ તુટે પ્રખ્યાત રે;<br>
ક્રોડપતી દેવાળાં કહાડે, કેની કહિયે વાત ?<br>
શેરે શું કીધું ?

એ સજની ! જોને આજ શેરે શું કીધું ?
લોકોની લીધી લાજ.—

કંઈ કંઈએ દેવાળાં કહાડ્યાં. કંઈ કંઈ નવધનાઢયો ધોવાઈને મૂળસ્વરૂપસ્થ થયા. પ્રમાણિકોએ ઘરેણાંગાંઠાં ઉતાર્યાં, બાગબંગલા વેચ્યા. કાયદાબ્હારીમાંથી છટકતાં આવડ્યું એમણે છટકવેડા માંડ્યા. કોઈકે જૂઠાં ખત કરી ઘરબાર અન્યને નામે ચ્હડાવ્યાં. રણસંગ્રામ પછી પાટનગરી લૂંટાય, બળાય, ખંડેર થઇ રહેઃ મુંબઈની વ્યાપારી દુનિયાં એવી ખંડેર સમી બની રહી. મોજાં ઉછાળતો ને ગર્તો ફેંકતો, ખડબચડો બેક બેનો સાગર એવો, જળખંડેર સમો, પથરાયેલો પડયો હતો. ઠામઠામ લ્હાયના અવશેષો ધૂંધવાતા, પણ બેક બેનાં પાણી ત્હાં હોલવવાને જતાં નહિ.

દલપતરામ ગાય છે કે

શેરે તો લૂટયાં શ્હેર, સહિયર! શું કરિયે?
દેશ આખે દવ લાગ્યો.

પોતાની બધી પૂંજી દલપતરામે શેરોમાં નાંખી હતી. ઉપરાન્ત વીશેક હજાર બેંકોના કરજે કાઢી શેરોમાં હોમ્યા હતા. સેંટ્રલ બેંકની અમદાવાદની શાખાના એજન્ટ પૂર્વ-પરિચિત શ્રી ભોગીલાલ પ્રાણવલ્લભદાસ હતા. ત્હેમની બેન્કમાંથી નવ હજાર ઉપાડ્યા હતા; અને કીકાભાઈની બેંકમાંથી બીજા નવેક હજાર ઉપાડયા હતા. કંપનીયજ્ઞમાં વીશેક હજાર કવીશ્વરે ઝીકયા હતા, ને જથાબંધ શેરો ખરીદ્યા હતા. દિવાળી પહેલાં પચ્ચાસ હજાર કમાવા હતા ને? અદી ગણો હોડનો પાસો તો ત્હારે ન્હાનો ગણાતો.

લીધેલા શેરો બન્ને એ કોમાં ગીગે મૂકયા હતા. વાયદા પૂર્વે શેરની કીંમત સોના જેટલી ગણાતી.

પછી આવી એ ભારેખમ તિથિ, પમી જૂલાઇ. એ હતી વાયદાની તિથિ. સહુને ભારે પડી ગઈ. લોકોથી વળતર વળાયુ નહિ. શેરબજાર ભાગ્યું.

ખાતાવહીમાં દેખાતો સરસ શૃગાર રસ,
જોતાં કરુણા રસ હવે જૂવો જ્ણાય છે.
× × ×

એક રૂપી તીરથના નીર થકી ન્હાઈ ન્હાઈ
વાસના વિસારી પૂરો વૈરાગ્ય પમાય છે.
× × ×

હીગકંઠી હેમહાર તરુણીઓ તજી બેઠી,
તજ્યાં ઘરબાર વળી એવી વેળા આવી છે
સો–સો રૂપૈયાની સાડી શરીરે શોભાવતી, તે
સવા રૂપૈયાની સાડી શરીરે ધરાવી છે.
શેર ને કપાસ જેવા જાણે સદગુરુ મળ્યા,
તેણે દલપત પોથી જ્ઞાનની પઢાવી છે
ઓગણીસો બાવી તણી બાવી રૂપે આવી સાલ,
ઉંગંઓને બોધ કરી બાવીઓ બનાવી છે

દુઃખમાં સલાહકારો ઘણા હોય, સહાયકારો વિરલા. દલપતરામને જૂદી જૂદી સલાહો મળી. કોઈકે કહ્યું ઘરબાર બાઇને નામે ચડાવી દો. કોઈકે કહ્યું ધનાઢયો કહાડે છે, દેવાળાની અરજી આપો. એવા સલાહકારોએ દલપતરામનાં કે હીકાભાઈનાં કુન્દન પિછાણ્યાં ન હતાં.

શેરસટ્ટાની દલપતગરબીઓ સાચો ઇતિહાસ ઉચ્ચારે છે કે

સત્ય તજ્યાં સત્યવાદીએ, તજ્યા બોલેલા બોલ.

દલપતરામ ને કીકાભાઈ વ્હેપારવણજે રહડયા હતા, ત્હો પણ હાડે બ્રાહ્મણ હતા. સાધુ સમા ધર્મિષ્ઠ હતા, સન્ત સમા પ્રમાણિક હતા. એમને તો બને તે આપવું હતું. કાયદાની છટકબ્હારીઓ એમને વર્જ્ય હતી. ઘરનો ખૂણેખૂણો વાળીને કીકાભાઈએ લ્હેણિયાતોને અપાય એટલું આપ્યું. આત્માને વજ્રાઘાત થયો. આયુષ્ય ઓસરી ગયું. બાળકોએ પૂંજી ને પિતા બન્ને ખોયાં. શેઠિયાઓની જ્યહ હાથીહાલરો ઝૂલતી, ત્યહાં રંકતાની વાદળીઓ ઘેરી વળી ભારે વિટંબણાઓ વેઠી પછી ગભરૂ બાળકો મહાકષ્ટ ઉછર્યાં. પણ બાળકોની એ વિટંબણાઓ પિતાની સદ્ધર્મ નિષ્ઠાની હતી, બ્રાહ્મણની શુદ્ધબુદ્ધિજન્ય એ રંકતા હતી રંકતામાં ઉછરેલા કીકાભાઈના બન્ને પુત્રો પછી ન્હાનકડ રત્નો નીવડયા. મ્હોટા મોહનલાલ માણસાના ચાવડ વંશના કારભારી થયા હતા; ન્હાના પુત્ર હરિલાલ થોડો કાળ દલપતવતન વઢવાણના દિવાન થયા હતા. ભૂલન ભાવ ભૂલ ભજવે છે, પણ ભૂલમાં યે શુદ્ધ નિષ્ઠા અને વિજયશાલિની નીવડે છે.

કવીશ્વરને યે વાદળછાયાઓ અલ્પકાળમાં વેરાઈ ગઇ પણ ઘેરાવો રહ્યો ત્યહાં સૂધી ઘેરો ઘનઘોર હતો.

બેંકોમાં ગીરવી મૂકેલા શેરો તો કાગળમૂલા થ રહ્યા, એટલે દલપતરામને બેંકોની ઉઘરાણી આવી. આટે

માસ ઉપર વાસ્તુમુહૂર્ત ઉજવેલો બંગલો શુદ્ધનિષ્ઠ દલપતરામે સેંટ્રલ બેંકને લખી આપ્યો; બીજું કાંઈક હતું તે કીકાભાઈને આપી મન મનાવ્યું; અને 'વઢવાણથી જેવા દોરીલોટો લઈને આવ્યા હતા એવા ચોક્ખા' થઈને બેઠા. વર્ષોની કમાણીરૂપે હજારોનો કરજભાર માથે ઉભો હતો. પોળના લોક કહેવા લાગ્યા કે હે! હે! એ તો પીપળે ભાવ ભજવ્યો; એ તો પીપળો કાપ્યાના શાપ નડયા. પેલો દલપતખંડમાં લટકતો પૂર્વાશ્રમનો બ્રાહ્મણિયા ઝોળો કવીશ્વર નિરખી રહેતા ને વિમાસતા.

સોસાયટીની સાહિત્યગાદી ત્યાગી કીકાભાઈના છાપખાનામાં દોઢસોના પગારે નોકર રહ્યા હતા. એ કંપની પણ ભાગી પડયે નોકરી યે ગઈ, ને બમણો પગારે ગયો. ભરેલી ગોળી ફૂટી ગઈ, આવતી સરવાણી સૂકઈ ગઈ; હજારોનો કરજભાર માથે ચંપાતો હતો. એવામાં ઘર ખાલી કરી સોંપી દેવાની સેંટ્રલ બેંકની તાકીદ આવી. દલપતરામને દશે દિશાઓ ઘેરાણી.

એ કાળે મૂંઝવણ અપાર અનુભવી. પૂછવું કોને જઈને? પૂછયાઠામની સલાહો અવમાની હતી. માનવીને પૂછયાઠામ જ ન રહે એના જેવી નિરાધારિતા અન્ય કો નથી.

મુંબઈમાં ફારબસ માંદા હતા. ઘડીક થતું કે મુંબઈ જઉં ને ફારબસને મળું. વળી થતું કે ફારબસ માંદા છે, એમની પીડામાં પીડા ક્યહાં ઉમેરવી? વળી એમનું વેણ ઉથાપ્યું છે. ઉલટા નાખુશ થશે, ઠપકો આપશે. સુદામાજીએ કૃષ્ણમૈત્રીની કીધી હતી એવી દલપતરામના 'દુઃખી અન્તઃકરણે ફારબસમૈત્રીની પણ આશંકા કીધી.'

મ્હોંએ બેંકની તાકીદ આવતી. હતું તે આપી કીકાભાઈનું સમાધાન કીધું હતું, પણ બીજી બેંક લ્હેણિયાતે ઉભી હતી. દલપતરામને દિશાઓ પડી ગયેલી ભાસતી. નાંખી નજર પહોંચતી નહિ, એકકે ઉપાય સૂઝતો નહિ. પાય નીચેની ધરતી યે સરી જતી લાગતી.

આખરે મનની ગાંઠ વાળી. ભૂલ થઈ છે, ભારે ભૂલ થઈ છે, ઠપકો દેશે તો ભૂલનો દેશે; ખમી લેવો. રંકનો વિસામો માળવો છેલ્લા ઉપાય લેખે આખરે મુંબઈ ફારબસ કને જવાનું નિર્ધાર્યું. વાંકાનેરથી ભાણેજ નારાયણને તેડાવીને '૬૫નો ઓગસ્ટ બેસતાં દલપતરામ મુંબઈ ગયા. દલપતરામનો સંસારવિસામો હતો એક ફારબસ.

મુંબઈમાં યે ફારબસના આયુષ્યનો એ છેલ્લો માસ હતો. દલપતરામનું ડૂબતું જહાજ પાછું તારવાને જાણે જીવતો ન હોય.

આમ

ગયા શિકારે શેરને શિકારના કરનાર,
ત્યાં સામો શેરે કર્યો શિકારિનો શીકાર.

મુંબઈ ઉપર વાદળાં ચ્હડયાં દિસે ચોપાસ;
બળે ચિતા બેકો તણી, ધુમ્ર ચઢયો આકાશ.

હવે પછીની કથામાં પ્રસંગમહિમા છે, મૈત્રીમહિમા છે, માનવમહિમા છે. દલપતફારબસનાં ને દલપતફારબસમૈત્રીનાં દૈવ પારખાં લેતો હતો. દલપતરામે એક ભૂલ કીધી, આદર જેવડી ભૂલ કીધી; પણ પછી ભૂલોની ભૂલભૂલામ-

ણીઓમાં ન પડયા. વીજળીને કો અડકે, આંચકો વાગે, ને તત્કાળ એ લત તજી દે: એવું એક રાત્રિનુ વિતકસ્વપ્નુ દલપતરામને વીતી ગયુ. ઈન્દ્રજાળનો ઘેરાવો ઉતર્યો, પણ થોડાક માસમાં જ ઉડી ગયો. વાદળ ઘેરાણાં, પણ ઘેરાણાં એવાં જ વેરાણાં; ને કાળના મેઘાડંબરમાંથી દલપતફારબસના જ્યોતિઓ હતા ત્હેવા ઝગમગતા નીકળ્યા.

પ્રસંગો ક્ષણિક છે, પ્રસંગોના બોલ અમર છે.

---

## પ્રકરણ ૧૫ મું, મૈત્રીના ધર્મ

વ્હાલા! ત્હારાં વેણ સ્વપ્નામાં પણ સાંભરે;
નેહ ભરેલાં નેણ ફરી ન દીઠાં, ફારબસ!
પૂછો ચાહિ ચકોરને, પૂછો જળચરકાય,
કાં તો પૂછો કમળને, સ્નેહિ ગયે શું થાય?
ઉચર્યો કદી ન એક જુઠો દિલાસો જીભથી;
છેલ્લી વારે છેક ફોગટ બોલ્યો? ફારબસ!
દિલ ન થશો દિલગીર, વ્હેલેરા મળશું વળી:
વદિને એવું, વીર! ફરી ન મળિયો, ફારબસ!

જગત તડકીછાંયડીની ગૂંથણી છે. આયુષ્યે એવું આનન્દશોકની ગૂંથણી છે. સૌના એ અનુભવ છે, દલપતરામના પણ એ અનુભવ હતા.

ગુર્જરદેશે ત્રણ મિત્રબેલડીઓ ઈતિહાસપ્રખ્યાત છે. એક દલપતયુગ પૂર્વે પાંચ હજાર વર્ષ પહેલાં થઈ ગઈ તે કૃષ્ણસુદામાની. એ મિત્રબેલડીને સારો ભારતવર્ષ ઓળખે છે. બીજી દલપતફારબસની. એ મિત્રબેલડીને સારો ગુર્જરદેશ ઓળખે છે. અને ત્રીજી કલાપીમસ્ત કવિની. એ મિત્રબેલડીને સૌરાષ્ટ્રનાં સાહિત્યરસિકો ઓળખે છે.

એ મિત્રબેલડીઓની કથાકવિતાઓથી ગૂજરાતનાં સંસાર, સાહિત્ય, ને ઇતિહાસ સદ્‌ભાવઉજળા છે.

ફારબસ એટલે ગુજરાતનો પુત્ર નહિ, દત્તક પુત્ર. ગુજરાતના એ દત્તક પુત્રે ગુજરાત કાજે કીધું છે એવું ને એટલું થોડાક ઓરસ પુત્રોએ કીધું હશે.

મુંબઈમાં પણ ફારબસ નિરાંતે બેઠો ન હતો. ગુજરાતી ભાષા સુધારવાવધારવાના ફારબસકોડ હજી પૂરા થયા ન હતા. '૬૩માં કેટલાંક અઠવાડિયાં ફારબસતેડાવ્યા દલપતરામ મુંબઈ આવી ગયા હતા; અને એ સાહિત્યસત્સંગનાં પાણી છંટાયે ને ભવિષ્યમન્ત્રણાઓ થયે ૧૮૪૮માં થયા હતા એવા જોબનભાવ પાછા ફારબસમાં જાગૃત થયા હતા, નવપલ્લવ પાંગર્યા હતાં. દલપતફારબસનો ઇતિહાસયોગ દૈવયોગ હતો, ગુજરાતના સુભાગ્યનું વિધિનિર્માણ હતું, એની આ અધિકી સાક્ષી હતી. ફરી વળી દલપતકવિતા ફારબસે માંભળી; ફરી વળી દલપતહાસ્યરસની આર્મિકતાએ ફારબસ હસ્યો; હાથ ઝાલી ચારઠ ઉપર ચ્હડાવી દલપતરામને મુંબઈમાં 'પુરમાં–પુર બાહર' ફેરવ્યા; અમલદારોને ધનાઢયોને જનતાને જણાવ્યું કે આ મ્હારા રાસમાળાના ગુરુ, આ મ્હારા પૂર્વાશ્રમના મિત્ર. એ બધું આપણે વાંચ્યુ છે.

એકાદ માસ રહી દલપતરામ તો પાછા અમદાવાદ ગયા, પણ કવિતાજળ છાંટીને ફારબસહૈયાના ભાવ પ્રફુલ્લાવતા ગયા હતા.

મુંબઈમાં ત્યહારે ધનના ઢગલા ઢળતા. '૬૪માં અમદાવાદની સળંગ રેલ્વે ગાડી થઈ, ને નિજ વાવેલાંને ને મ્હોરેલાંને અગોપવેશે ત્રણ તિથિઓ અમદાવાદ જઈને ફારબસ જોઈ આવ્યો. મુંબઈમાં સંસ્થા સ્થપાય તો અમદાવાદથી અધિકું લોકકાર્ય થાય એ ફારબસભાવ વજ્રદૃઢ થયો. દોડી દોડીને થાકી બુદ્ધિવર્ધક નિદ્રામાં પડી હતી.

વળી નર્મદશૈલી તે દલપતમિત્ર ફારબસની કાર્યશૈલી ન હતી. ધન તો ઢોળાઈ જતું હતું. મુંબઈમાં નવું એક ગુજરાતી મંડળ સ્થાપવાનો ને પૂરવેગે વહતાં લક્ષ્મીન્હેણુમાંથી એક જળકુંડ ગુજરાત કાજે આંતરી લેવાના ભાવ ઉંડા ઉતરતા ગયા. શ્રીયુત્ મનઃસુખરામ સૂર્યરામ સહયોગી થયા. પ્રેમાભાઈ નગરશેઠ, દિ. બ. રણછોડભાઈ ઉદયરામ, અને બીજું થોડુક અમદાવાદનું પૂર્વપરિચિત મંડળ પડખે આવી ઉભું. મુંબઈ પણ અળગું રહ્યું નહિ. કેટલાક સાહિત્યરસિકો અને મહાજનોને ફારબસે અંગલે ન્હોતર્યાં. પ્રાથમિક સભા ભરી. ગુજરાતીઓને માટે ગુજરાતી સભા મુંબઈમાં સ્થાપવાનાં ત્હાં પૂર્વવિચારણા ને અન્તિમ નિર્ધાર થયાં. પછી '૬૫ના માર્ચની ૨૫મી તારીખે મુંબઈના નગરમન્દિરમાં સાહિત્યકારો લક્ષ્મીપુત્રો પ્રજાનેતાઓ યુગઅગ્રણી ગુજરાતી નાગરિકોની મુંબઈનગરીની જાહોજલાલીને શોભતી જાહેરસભા મળી. ભાષણો થયાં, આશયો સ્હમજાવાયા, ગુજરાતનું ગૌરવ સ્વયં ગુજરાતીઓને ફરી એક વેળા સ્કોટલાન્ડના સૂપૂતે કહ્યું. નર્મદ મુંબઈનિવૃત્ત થવાની તૈયારીમાં પડયો હતો. બુદ્ધિવર્ધકના ઉચ્છેદકવાદીઓ આ સભામાં કોક હશે. ઉત્સાહ જાગ્યો, સાહિત્યકારો અગ્રેસર થયા, ધનપતિઓ ધન વરસ્યા, ગુજરાતી સભા સ્થપાઈ. બેએ વર્ષે ફારબસનાં સ્વપ્નાં ફળ્યાં. પણ મુંબઇમાં ફારબસને પડખે દલપત ન હતો; અને ઉત્તરાવસ્થામ દલપત સમો અઠંગ ઇતિહાસઉપાસક નર્મદ અળગો રહ્યો એટલે સોસાયટીના જેવા ફારબસ સભાના સાહિત્યરંગ ઝળકયા નહિ. વળી નવવાંચ્યા છોડને જૂલાઈના વાયદાન

ો ફારબસઅવસાનના એ મહાદુ ખકારી આઘાત વાગ્યા. ાર્બસના અવસાનઅવસરે ફારબસનુ પછી નામ જોડી તે ફારબસ ગુજરાતી સભા, મુબઈ' થઈ. ધન્ય છે મન સુખરામ- ને કે આજે ૧૯૩૮મા, લગભગ ૭૩ વર્ષે એ સભા નિજ સ્વતન્ત્ર નેવાસસ્થાનમા વસે છે. ગુજરાતની સાહિત્યસેવા કે ઈતિહાસસેવા તો હવે એ કરે તે ખરી ત્હારે મુબઈમાં ઉછળતી લક્ષ્મીની લહેરોને અને ફાર્બસકીર્તિને શોભતુ ાસઠેક હજારનુ ફંડ થયુ હતુ, ૩૮૦૦૦ મુંબઈના મહા- જનોએ ભર્યા, ૨૮૦૦૦ ગુજરાતના રાજસ્થાનોએ અર્પ્યા એ જ વર્ષ ઉતરતા—ચારેક માસમા જ મુબઈમા લક્ષ્મીનો ઓટ થયે મુંબઈના ભરાયેલા નાણા ઘણાખરા આવ્યા નહિ રૂપનો રાહુ દેશને નડયો, દલપતરામને નડયો, ફારબસ ગુજરાતી સભાને પણ નડયો એ અરસામા ફાર્બસના અવસાન થયુ રાજસ્થાનોએ વચન પાળ્યા ને લગભગ પૂરા નાણા આપ્યા. મુબઈ ફાર્બસ ગુજરાતી સભાનો સાહિત્યસેવાનોયુગ હવે બેસે છે આજ મૂધીના ૭૩ વર્ષો તે વમળોમા ઘેરાણી હતી, ને ત્હેના આયુષ્ય નાવે તાતણે લટકતુ હતું વ્યવહાર કુશળ સૂકાનીઓની કાર્યદક્ષતાથી સભા નિજ વિટ બણાયુગ તરીકેતરી છે, અને આજ પોણીક સદી પછી પણ ગુજરાતના એ દત્તક પુત્રરત્નનુ યશનામ ત્ર્હાન્હે ક્ય્હારેક મુબઈમાં ગાજે છે

મુબઈ જવાનો કવીશ્વરે નિર્ધાર કીધો ત્હારે મુંબઈ નગરીની આ પરિસ્થિતિ હતી. 'રૂપના ચૂલાઓમા ખર્ચ કરાચવાને નર્મદે પણ મુબઈ તરફ સૂરતવાસ કીધો હતો

નર્મદે મુંબઈ છોડયું એ અરસામાં દલપતે મુંબઈનાં પરિયાણ કીધાં.

ભારે હૈયે ને લડથડતા પગલે કવીશ્વર મુંબઈ ગયા; અને એથી યે દુઃખભારે હૈયે ને ક્ષોભઅસ્થિર પગલે વાલુકેશ્વર સમીપના ફારબસબંગલે ગયા. બેએક વર્ષે મિત્રો મળ્યા. ફારબસ સાહેબ માંદા હતા, ઝીંદગીનો છેલ્લો મન્દવાડ ભોગવતા હતા; જાણે મિત્રના વિદાયમેળાપની જ વાટ જોતા હોયને. ફારબસે કુશળવાર્તા પૂછી. દલપતરામથી એકકે શબ્દ ઉચ્ચારાયો નહિ. એ વાગીશ્વરની જીહ્વેન્દ્રિય જાણે ઘડીક મૂર્છા પામી ગઈ હતી. મિત્રના મુખ શુ મુખ ન મંડાયું, આંખ શુ આંખ ન જોડાઈ. કંઠ અવરોધાયો, હૈયે ડૂમો ચ્હડયો. નમેલા કમળ સમું મસ્તક ઢાળી દલપતરામ બેઠા તે બેઠા. મિત્રવેણુ ઉથાપ્યુ હતું ત્હેનાં સ્મરણો મુખડે ઝાંખપછાયા પાથરતાં. દિલ ડંખતું હતું, સ્મૃતિઓ શૂળો ભોકતી હતી. 'ચતુર મિત્ર ચેતી ગયો, અને તરત બોલી ઉઠયોઃ સપડાઈ ગયા લાગો છો.' સ્નેહનાં શ્રવણો વણબોલ્યા બોલ સાંભળે છે, સ્નેહની આંખડલી વણલખ્યા અક્ષર વાંચે છે. ફારબસે વણબોલ્યું સાંભળ્યું ને વણલખ્યુ વાંચ્યું.

ફારબસને પણ પરોપકારાર્થે તળાવડી ભરવા જતાં પાણી ઢોળાઈ ગયાં હતાં.

દલપતરામને લોક ડ્હાપણના દરિયાવ કહે છે; ફારબસ મનીષાનો મહેરામણ હતો. નિપુણ હૃદયશાસ્ત્રીની પેઠે આશ્વાસનની ઓષધિઓ એણે યોજવા માંડી. 'પ્રથમ

તો બીજી વાતો કહાડી ત્હમારા પત્રો વિલાયતમા આવતા તે તથા બીજા બધા મ્હે સઘરી મૂક્યા છે. ત્હેમાના ત્હમારા વાકયો તથા કવિતાઓ મ્હને ખાસ યાદ છે, અને તે હુ હમેશા સભારૂં છુ ત્હમારા અત્યહાર સૂધીના બનાવેલા બધા પુસ્તકો મ્હારી પાસે છે ને ત્હેમને હુ વાચુ છુ ' એવી એવી જૂની વાતો માડી, જૂના સભાગ્ણા સભાર્યા, જૂના ભાવ જગાડ્યા. વર્તમાનને ક્ષણેક એમ વિસારે પાડ્યો, બીડાયેલા ને ઢળી પડેલા હૃદયકમળને સહજ ઉન્મુખ કીધુ 'ચારઠ ઉપર ચાહિ ચઢાવ્યો '— મુબઇમા છે લા મળ્યા ત્યહારે હતો એથી યે અધિકો ઉર ભાવ દાખવ્યો હૈયુ હળવુ કરવાને, ક્ષણિક પક્ષાઘાતમા પડેલી જીભને છુટ્ટી કરવાને, ચ્હડેલો રૂમો ઉતરાવવાને, ફારબને આડકથાઓ ને સ્નેહકથાઓ માડી અને પછી અન્તે વણમાગ્યુ અભયવચન ઉચ્ચર્યો કે ' કાંઈ ફિકર નહિ ત્હમને શું કહેવુ? મ્હોટા મ્હોટા જડજો તથા બારીસ્ટરો સપડાયા છે જેવી હોય ત્હેવી વાત કરો '

મિત્રના આશ્વાસનબોલે દલપતરામનો અડધેરોક હૈયાભાર ઉતરી ગયો જીભ ઝલાઈ હતી તે છૂટી થઇ ઈન્દ્રિયોને ચાપતા દૈવભાર ઉઠતા—ઉપડતા લાગ્યા દિલના વિસામા દુનિયામા દોહ્યલા છે, ભાગ્યવન્તને સાપડે છે

પછી કવીશ્વરે ' વીતેલી બધી વાત અથઈતિ કહી, અને મિત્ર પાસે કરેલી વાતથી તરત જ અન્તઃકરણ હળવુ થયાનુ અનુભવ્યુ ' ફારબને વાતનો ઘૂટ ભર્યો અને કહ્યુ - કાલે આવજો

એ તિથિઓમાં ફારબસ મુત્યુમન્દવાડમાં હતો. મગજનું દરદ હતું, લેશે અવાજ માત્ર સંખાતો નહિ. ધબકારો થાય કે પંખી બોલે તો મસ્તકમાં બાણ વાગતાં. અખંડ આરામની દાક્તરી આજ્ઞા હતી.

પણ બે હજાર વર્ષો ઉપર કાલિદાસ કહી ગયા છે ને કે

मन्दायन्ते न खलु सुहृदामभ्युपेतार्थकृत्याः

માથે લે કો પ્રિયનું ભલું તે ના ખરે! મન્દ થાયે.

મેઘદૂત

દલપતરામ તો ઉતારે જઈ બેઠા, પણ ફારબસથી નિરાંત વાળી બેસાયું નહિ. મૈત્રીના આદેશ સન્મુખે દાક્તરી આદેશ તરછોડીને ફારબસે ઉશેટી દીધો. મિત્રધર્મને ઉદ્યમે ફારબસ વળગ્યો. દલપતરામનો હાથ ઝાલ્યો ત્હારે કોલ દીધો હતો ને કે ત્હમારી જીંદગીનો ભાર મ્હારે માથે છે! કોલઉદારો! કોલ આપતાં સાત વાર વિચારજો; પણ આપ્યા કોલ પાળજો.

'સાહેબે સેંટ્રલ બેંકના ડાયરેક્ટર ખરસેદજી નસરવાનજી કામા તથા પ્રેમચંદ રાયચંદને કવિરાજની ગેરહાજરીમાં બોલાવીને કવિરાજને ખબર પણ નહિ એવી રીતે ઠરાવ્યું કે રૂ. ૩૦૦૦ કવિરાજ પાસેથી લેવા, કરજમાંથી એમને મુકત કરવા, અને ઘર એમને પાછું સોંપવું. અને રૂ. ૧૦૦૦ પોતા તરફથી પરભારા એ બેંકવાળાઓને પોતાના ચાલતા પગારમાંથી ફારબસે આપ્યા.'

कच्चित्सौम्य! व्यवसितमिदं बन्धुकृत्यं त्वया मे?

प्रत्यादेशान्न खलु भवतो धीरतां कल्पयामि

निःशब्दोपि प्रदिशसि जलं याचितश्चातकेभ्यः;
प्रत्युक्तं हि प्रणयिषु सतामीप्सितार्थक्रियैव.

કાં ? કરશે ને સજન ! તું હવે મ્હારૂં આ બન્ધુકૃત્ય ?
નાકારો યે નહિ તુજ ખરે ! મૌનને તો હું માનું;
વણબોલ્યો યે જળ તું વરસે યાચતા ચાતકોને:
પ્રણયી કેરા પ્રણય પૂરવા-સુજ્ઞના ઉત્તરો એ. મેઘદૂત

બે હજાર વર્ષે એ શ્લોકના શબ્દેશબ્દને દલપતરામે મૂર્તસ્વરૂપ ધરી પ્રત્યક્ષ થતા પેખ્યા. કાલિદાસયુગમાં યે હતા અને દલપતયુગમાં યે સ્નેહીઓ આજે છે. સૂર્યપ્રભા ને ચન્દ્રપ્રભાની પેઠે સ્નેહ ને સુજનતા સૌ દેશમાં ને સૌ કાળમાં જેવાં ને ત્હેવાં વિરાજમાન છે. પણ સાચાં મોતી તો સદા ય મોંઘાં.

સાંગોપાંગ ફારબસે બધું સમાધાન કીધું. અધૂરૂં મૂકવું કે લાહરિયાપણું ફારબસના સ્વભાવમાં ન્હોતાં.

'કવિરાજને પછી બોલાવીને એ વાત કહી, અને કહ્યું કે બીજા બે હજાર હવે આપવાના છે. કવિરાજે કહ્યું મારી પાસે તો એકે રૂપિયો નથી, તો બે હજાર કયાં ? કહો તેટલું કરજમાંથી આપું.' દીર્ઘદ્રષ્ટા ફારબસને દૃષ્ટિમર્યાદા બધી આંખમાં આવીને ઉભી. ડૂબવાની કઇ ધરાધારે દલપતરામ જઈને ઉભા હતા તે પ્રત્યક્ષ થયું.

'પછી ફારબસ સાહેબની સલાહમણથી રૂ. ૬૦૦ શેઠ પ્રેમચંદ રાયચંદે આપ્યા; તથા રૂ. ૪૦૦ મંગળદાસ નથ્થુભાઈએ આપ્યા. તથા શંકર શેઠવાળા શેઠ વિનાયક જગન્નાથે રૂ. ૧૫૦ આપ્યા. 'નર્મદના શોજ' શેઠ

કરસનદાસ માધવદાસે સો રૂપિયા આપ્યા. ઠક્કર કરસનજી નારણજી તથા રતનજી શામજી અંજારવાળાએ રૂ. ૧૫૦ આપ્યા. તથા રૂ. ૧૦૦, પેલા નર્મદમિત્ર, ઓરિએન્ટલ ટ્રાન્સલેટર, ને ગવ્હર્નરના દફતરદાર, વિનાયકરાવ વાસુદેવે આપ્યા. તથા હંસકાવ્યશતક નામનું સો કવિતનું એ પુસ્તક બનાવીને લુવાણા ઠક્કર હંસરાજ કરમશીને સે કર્યું તેના એક કવિતના પાંચ રૂપિયા એમ ગણીને રૂ. ૫૦ તેમણે આપ્યા.' કવીશ્વરની ઝોળી ભરાઈ ગઈ. પરઝોળીએ સદા ભરતા એમની ઝોળી અધૂરી કેમ રહે? કારબસન પરમ ગુણાનુરાગે ને કવીશ્વરની પરમ સરસ્વતીએ–અને ગુણાનુરાગ પણ સરસ્વતીપ્રસાદને કારણે જ હતો ને?–દલ પતરામને ઋણમુક્ત કીધા. ડૂબતા દલપતરામ તરતા થય મરતાં મરતાં યે ગુજરાતના દત્તક પુત્રે ગુજરાતના કવ શ્વરને તાર્યો.

'એ વખતે મોટા મોટા શાહુકારોએ હડાય લીધ હતી અને ઘણાં માણસોએ આપઘાત કીધા હતા. તે લહેણદારો એમ સમજતા હતા કે જે આપે તે લેવું પ્રમાણિક દિલના આપનારને સર્જનો મહુ સત્કારે છે. દુનિ યાંમાં દવ લાગે ત્હારે સહુ સ્હમજે છે કે દવમાંથી ઉગ એટલું આપણું. પુરુષાર્થનું પુષ્પ ન પ્રફુલ્લે ત્હારે પ્રા બ્ધની પાંખડી કેટકેટલાક ઉશેટી દે છે?

'હંસકાવ્યશતક મુંબઈમાં પંદરેક દિવસ રહ્યા અરસામાં એવા ગભરાટના વખતમાં જ લખ્યું હતું.' કવ શ્વરની ચિરંજીવ સ્વસ્થતા એ કાવ્યમાં નથી એનું એ કાર

ફારબસને બંગલે દલપતરામ જતા ત્હારે ફારબસને મનગમતી જૂની ને નવી કવિતાઓ પોતે સંભળાવતા. એક દિવસે દલપતરામ ફારબસબંગલે ગયા ત્હારે નોકરોએ કહ્યું કે 'આજ સાહેબની પ્રકૃતિ ઠીક નથી. પક્ષીનો અવાજ પણ સહન થતો નથી. આ અમે ગલોલથી પક્ષીઓને ઉડાડીએ છીએ. દાક્તરી હુકમ છે કે કોઇની સાથે વાત કરવા દેવી નહિ. આજે ત્હમને મળી શકશે નહિ.' કવીશ્વરે કહ્યું કે ત્હારે મડમ સાહેબને કહો કે હું આવ્યો છું. નોકરે જઈને મડમ સાહેબને કહ્યું, ને મડમ સાહેબે જઇને સાહેબને કહ્યું. સાહેબ બોલ્યા, એમને શાને રોકો છો? આવવા દ્યો. કવીશ્વર ફારબસ કને ગયા. ફારબસનાં બાર દલપતરામને માટે બન્ધ હોય જ નહિ. ફારબસે કહ્યું ત્હમારી મધુર કવિતા સંભળાવો; તેથી મ્હારા મગજને આરામ મળે છે. પછી ઘણી વાર સૂધી કવિતા સંભળાવી. વચમાં દલપતરામે પૂછ્યું હવે બન્ધ કરૂં? ફારબસ બોલ્યા; બન્ધ? –કવિતા બન્ધ? મ્હારા મગજને ત્હમારી કવિતાથી બહુ સારૂં લાગે છે, માટે બોલો. દલપતરામને પણ ફારબસને કવિતા સંભળાવ્યે દિલને આરામ થતો. ફારબસના આખરી મન્દવાડમાં દલપતકવિતા ફારબસને હૈયાઓષધિ હતી, દલપતરામને યે હૈયાઓષધિ હતી. દિલ ઠારે છે ત્હેમનાં દિલ ઠરે છે.

'પછી ફારબસ સાહેબે કરટિસ સાહેબને લખ્યું કે વ્રજલાલ શાસ્ત્રીને પણ રાખજો ને દલપતરામને પણ રાખજો. પગાર હું આપીશ. વળી એથી કામ વધારે થશે.'

ફારબસે દલપતરામનો વર્તમાન પોષ્યો ને ભવિષ્ય માર્ગે પાડ્યું. બન્નેયનો ભૂતકાળ એ વર્તમાનને ને એ ભવિષ્યને ઘડતો હતો.

એમ મિત્રગોષ્ટિમાં દિવસો નિર્ગમતા હતા. ફારબસને સ્વપ્નું ન હતું કે દલપતકવિતા પોતે છેલ્લી વારકી સાંભળતો હતો; દલપતરામને યે સ્વપ્નું ન્હોતું કે ફારબસને પોતે છેલ્લી કવિતાઓ સંભળાવતા હતા. બન્ને ય મિત્રો ત્હારે ૪૪–૪૫ની ભર જોબનવયમાં હતા. મિત્રબેલડી કાવ્યાનન્દ માણતી હતી ત્હારે અદૃશ્યે ઉભો ઉભો વિધાતા હસતો હતો.

ફારબસનો મન્દવાડ વધતો જતો હતો. માથે કાળસાગર ઘૂઘવતો હતો. દલપતફારબસની જગતમૈત્રીનો એ છેલ્લો પ્રહર હતો.

ફારબસ ત્હારે દલપતરામને કહેતો કે કવિપ્રિયા વગેરે કાવ્યગ્રન્થો વ્રજભાષામાં છે એવી ગુજરાતી કવિતા રચાવવાની મ્હારે ઈચ્છા છે કોક સમે પ્રભુ પૂરી કરશે. ઇંગ્રેજીમાંથી તરજૂમો કરનારાઓ ઘણા થશે; પણ આવા ગ્રન્થો ઘણા જરૂરના છે, ને તે થવા જોઈયે. એમ કહીને પ્રવીણસાગરનું પુસ્તક પોતાની સહી કરીને કવીશ્વરને બક્ષિસ આપ્યું અને બોલ્યાઃ આવો ગ્રન્થ મ્હારે રચાવવો છે.

ફારબસનો મન્દવાડ વ્યાપકરૂપ લેતો હતો. દલપતરામનું ને ગુજરાતનું ફારબસ કનેનું પૂર્વજન્મનું લહેણું ભરપાઈ થતું ભાસતું હતું. રજા ઉપર તો ફારબસ હતો જ. હવે મુંબઈ છોડવાનો, સ્થાનફેરનો દાક્તરી આદેશ છૂટ્યો.

છેલ્લે દિવસે રાસમાળાનાં અસલ દલપતલખ્યાં ગુજરાતી પ્રકરણોના બે ચોપડા, જાણે જગતઉમ્બરે ઉભી દલપતભણાવ્યું દલપતરામને પાછું સોંપતો હોય તેમ, દલપતરામને પાછા આપીને ફારબસે કહ્યું કે આ પ્રકરણો ગોઠવીને યથાસ્થિત છપાવાય તો મ્હારાં બધાં કામ પૂરાં થયાં હું લેખીશ. એ ચોપડા તે દલપતરાસમાળા; જેના ઉપરથી ફારબસરાસમાળા લખાઇ ને છપાઈ. ફરતા ફરતા એ ચોપડા ફારબસસભામાં ગયા ને ફારબસસભાએ અધૂરાં-પધૂરા–એમાંનાં કેટલાંક પ્રકરણો 'ગુજરાતના કેટલાએક ઐતિહાસિક પ્રસંગો અને વાર્તાઓ 'ના નામે હમણાં છપાવ્યાં છે. વળી કહ્યું કે કરટિસને લખીશ કે તેઓ આ પુસ્તક ત્હમારી મારફત રચાવે ને છપાવે. પછી–અને પછી છેવટે આખરબોલ બોલ્યો કે હવાબદલો કરવાને કાલે હું પૂને જવાનો છું, અને ત્હમે અમદાવાદ જાઓ.

જીવનસ્નેહીઓના સમાગમની મિનિટોનો છેલ્લો ટ-કોરો વાગ્યો.

ઘેરાતો મન્દવાડ, અને ત્હેમાં મૂકીને જવાનું વેણ! આટઆટલાં લાલનપાલન, અને અન્તે એક ઉત્તરધ્રુવદિશે ને બીજો દક્ષિણધ્રુવદિશેના બોલ! પાણીપોચા હૈયાના કવીશ્વરની આંખોમાં પાણી આવ્યાં. પછી ગંગા ઉલટી વહી, નેવનાં પાણી મોભે ચ્હડયાં, ને મરણમાંદાએ સાજાને દિલાસાશબ્દ કહ્યા કે દિલગીર શાને થાઓ છો? વળી વ્હેલા મળીશું. હું ત્હમને તેડાવીશ.

માનવસન્તાન સહુએ અનુભવેલો એ પ્રસંગ છે. કાળ

અને અવકાશ એટલે જ વિરહકાળ અને અવકાશવન્તુ જગત એટલે જ વિયોગ. પોકારતા હૃદયે, પાણી નીતરતાં નયણે, આંખડી ભરી ભરી પરસ્પરને પીતાં પીતાં, દલપત-ફારબસની મિત્રબેલડી છૂટી પડી–સદાની વિખૂટી પડી. દલપતફારબસનો એ છેલ્લો મેળાવો હતો, પરસ્પરનાં એ છેલ્લાં દર્શન હતાં.

'છેલ્લો મેળાવો' એ શબ્દયુગલનો જીવન જેટલો ગહન અને આયુષ્યના પોકાર સમો કરણ અર્થસંદર્ભ સહુએ સાંભળ્યો ને અનુભવ્યો છે. દેશ ને કાળ છે ત્ય્હાં સૂધી સ્નેહીઓના વિરહ છે, અને સહુ મનુબાળકોએ માણવાના છે.

દિલનીતરતા દલપતરામે પછી સ્વર્ગવાસી મિત્રને કવિતલાડીલો ને હૈયાઉંડો ઠપકો દીધો છે કે ફટ, ભૂંડા !

ઉચર્યો કદી ન એક જુઠો દિલાસો જીભથી;
છેલ્લી વારે છેક ફોગટ બોલ્યો, ફારબસ !
'દિલ ન થશો દિલગીર, વ્હેલેરા મળશું વળી;'
વદિને એવું, વીર ! ફરી ન મળિયો, ફારબસ !

મુંબઈ જઈ દલપતરામ ફારબસને મળ્યા ત્ય્હારે આંસુ ટપકતાં હતાં; મુંબઈમાંથી ફારબસબંગલેથી છેલ્લી વિદાય લીધી ત્ય્હારે યે કવીશ્વરને આંસુ ટપકતાં હતાં પણ આંસુની ઝરણીઓ વહાવવાનો દૈવયોગ દલપતરામને પખવાડિયા પછી આવવાનો હતો. પહેલાં તો દલપતરામન ઘરબાર લૂંટાયાં, અને જીવનમિત્રે એ પાછાં અપાવ્યાં

હવે દલપતરામનો હૈયાહીરો લૂંટાવાનો હતો, અને એ પાછો આપવો વિધાત્રીને યે અશક્ય ભાસતું.

*વિરહાગ્નિદવમાં ભડભડતા દલપતરામે વિરહી મિત્રને ગુણુસંભારણે વળી સંબોધ્યું છે કે*

સાદરાથી સ્વારીમાં સિધાવતા જ્યાં સાથે સાથે,
'આવજો પછીથી' એવું ભાવે મુખ ભાખતો;
આગળ સિધાવી આપ કરીને મુકામ સારો
મારે કાજે સરસ મુકામ શોધી રાખતો;
પરલોક પન્થે પણ પ્રથમથી પોતે ગયો,
એ પણ ગયો હશે શું એવું અભિલાખતો ?
કહે દલપતરામ, શોધીને સારો મુકામ
રાખજે સંભારીને, રખે વિસારી નાંખતો.

'હું ત્હમને તેડાવીશ' કહેનારને તેડાવતાં તેડાવતાં પછી તેત્રીસ વર્ષ લાગ્યાં.

ઑગસ્ટના ત્રીજા અઠવાડિયામાં દલપતરામ અમદાવાદ આવ્યા. કરટિસ ત્યહારે પૂને હતો. કરટિસને કાગળ લખી દલપતરામે બધી હકીકત જણાવી, ને લખ્યું કે ફારબસ પણ પૂનામાં છે, મળી વિશેષ જાણશો. કરટિસનો ઉત્તર આવ્યો કે ફારબસ ગંભીર માંદગીને બિછાને છે, મળવાની દાક્તરી મના છે. ફારબસને બંગલે મુંબઈમાં દાક્તરી આદેશ દલપતસન્મુખે પડેલા કોટ જેવા પીગળી જતા; અન્યને તો દુર્ગની દિવાલ જેવા વજ્રછાટ થઈ ઉભતા.

'ગંભીર મન્દવાડ' શબ્દો વાંચી દલપતહૈયું ભગ્નાશ થયું. ચ્હડતા પૂર જેવો મન્દવાડ વધતો તો નજરે નિહા-

બીને આવ્યા હતા. મિત્રને મળવાને અને પ્રકૃતિસમાચાર જાતે જોઈ જાણવાની દલપતરામને તાલાવેલી થઈ. પૂને જવાનું વિચારવા લાગ્યા. પણ વિચાર એટલે વાર. ' એવામાં પૂનેથી કરટિસનો કાગળ આવ્યો. તેના પરણીડિયાની કોરો કાળી હતી. ઘણી જ દિલગીરી બતાવીને તેમાં લખ્યું હતું કે તા. ૩૧મી ઓગસ્ટે ફારબસે દેહ છોડયો છે. તા ૧લી સપટેમ્બરને રોજ તેના શરીરને ભૂમિદાહ કર્યો છે. તે ક્રિયામાં મુંબઇના ના. ગવ્હર્નર સર બાર્ટલ ફ્રીયર તથા મુંબઈના કમાન્ડર ઇનિ ચીફ સૌ આવ્યા હતા. હું પણ ગયો હતો. ' વિગેરે વિગેરે. મંહી દિલાસાના શબ્દો હતા તે બાણ થઈ ડંખતા.

વિધિનો વજ્રઘાત દલપતરામને વાગ્યો. માનવજીવનમાં એવો વિધિઘાવ એક જ વાર વાગે છે. માનવીમાનવીને એક ઇષ્ટ દેવ હોય છે. એ હરાય છે ત્ય્હારે હૈયાની વાડી વેડાય છે. દલપતહૈયાની વાડી વેડાઈ ગઇ.

એ મૃત્યુયોગનો ને ભૂમિદાહનો મર્મભાવ પછી ગુણ ગ્રાહક દલપતરામે કાળદ્રષ્ટાની આંખે વાંચ્યો છે ને વાગીશ્વરની વાણે ઉચ્ચાર્યો છે.

જન્મ જુદી જમિમાં ધરિને પણ તું મુજ જન્મણ તર્ક તણાયો;<br>
એક થયું મળિને મન આપણું, જીવ મળી વળિ એક જણાયો;<br>
પીંડ જુદો પડવો ન ગમ્યો, પ્રિય! અંતસમે ગુણ એ જ ગણાયો;<br>
દેહ રહે એક દેશ વિશે ગણિ તું મુજ દેશ વિશે દફણાયો.

તે તિથિએ દલપતરામમાથે જાણે આભ તૂટી પડ્યો; તે તિથિએ દલપતરામનાં જાણે બારે વહાણ દરિયામાં

ડૂબ્યાં. પાંખ કપાયે સરસ્વતીનો હંસલો એકપંખાળો થઈ રહ્યો.

૧૮૬૬ ના બુદ્ધિપ્રકાશમાં કવીશ્વર લખે છેઃ 'એ પત્ર વાંચીને મારા માનમાં જેવી દિલગીરી ઉપજી એવી દિલગીરી મારી ઉમરભરમાં કશા યે કારણથી થઇ નથી. હરેક તરેહની દિલગીરી વખતે હું વિચાર કરીને ધીરજ રાખું છું, અને બીજાને ધીરજ આપું છું. પણ એ સમે ધીરજ રાખી શકયો નહિ, અને કોઈ વિચાર મને અટકાવી શકયો નહિ. મારા વિશે તે સાહેબને લાંબા વિચાર હતા, અને તેમને વિશે મારા લાંબા વિચાર હતા. તેનો બધાનો છેડો આવ્યો.'

કવીશ્વરનો મુંબઈમાંનો માળવો ભાગી પડયો. અર્વાચીન ગુજરાતની ઐતિહાસિક મિત્રબેલડી વિખેરાઈ.

દલપતરામના ત્હારના દુઃખવ્યાકુળા દિલનું દર્પણ તે ફારબસવિરહનું અજરામર કાવ્ય.

સોસાયટીની ઓફિસમાંથી ઘેર જઈને કવીશ્વરે પોતાના પરમ મિત્રનું, જેમ કોઈ સ્વગોત્રી સગો ગુજરી જાય તેમ, સ્નાન કર્યું ને બાર માસ શોક પાળ્યો.

દૂર દેશાવરવાસી સગાંનાં સ્નાનસૂતક લાગે છે, પણ હૈયામિત્રનાં સ્નાનસૂતક લાગવાનું સંસાર કેમ માનતો નથી? જીવનશબ્દે દલપતરામે ભાખ્યું કે સંસાર ત્હહાં ભૂલે છે. સુગ્રીવને વાળીનાં સ્નાનસૂતક, ને રામનાં કાં નહિ? સંતપ્ત દેહને શીતળ જળે ઠારી અન્તર્વાસી આત્માને ઠારવાનો હોય તો રાવણમૃત્યુએ વિભીષણને એની અગત્યતા

ખરી ને રામમૃત્યુએ કેમ નહિ ? લોકાચાર જ્હારે લોક આત્માની સાક્ષી પૂરતા નથી ત્હારે સમર્થ Psychologists –માનસશાસ્ત્રીઓ સંસારે નવલોકાચારની કેડીઓ પાડે છે. લોકાચારનાં મૂળ લોકમાનસમાં છે. સંસારના સમર્થો નવલોકાચાર સરજે છે. આપણા સંસારે હૈયામિત્રનું સ્નાન કરવાનો નવલોકાચાર દલપતરામે સ્થાપ્યો.

૧૭ વર્ષે દલપતરામનું મૈત્રીનું સ્વપ્નું પૂરૂં થયું. સાબરમતીની તટવેણીમાં, નગરકોટના નાકરૂપે બહાર નીકળેલા, બાદશાહી જમાનાના અવશેષરૂપ, ચાંદાસૂરજના મહેલમાં દલપતફારબસ મળ્યા; ચાંદાસૂરજ જેવા રાત્રિને ને દિનને અજવાળતા ને પૂર્ણિમાના સોળકળાવન્તા તેજ બિંબ સમા પરસ્પરને તેજઅંજલિઓ છાંટતા સંગાથે ને સ્વયંભાવે દેશભરમાં દીપ્યા ને દેશને દીપાવ્યો; અને ચાંદાસૂરજ સમા પછી વિખેરાણા–એક આ આભમાં ને એક પેલા આભમાં. એક પાછળ દુનિયાંમાં તપતો રહ્યો, બીજો આભ પાછળ આથમી ગયો. એક દુનિયાં અજવાળતો ઉભો, બીજો બીજી દુનિયાં અજવાળવાને ગયો. પૂર્ણિમાની સાયં ને પ્રાતઃ સન્ધ્યાએ સૂર્યચન્દ્ર ઉદયાચળે ને અસ્તાચળે વિરાજે છે ને ? ભવના યોગ ને વિયોગ દૈવ એવા સરજે છે. આજે નહિ તો કાલે, પણ મળે છે તે સહુ છૂટા પડવાને.

ફારબસનો એ કાળરોગ હતો શો ? દલપતકાવ્યમાં દલપતરામ લખે છે કે ‘ બહુ વિચાર કરવાથી અને ઘણાં કામ માથે લેવાથી મગજમાં રોગ થયો; અને તેથી x x દેહ મૂક્યો.’

સાક્ષર શ્રી મન સુખરામ સૂર્યરામ ફારબસજીવનકથામા લખે છે કે ‘ બહુ વિચારો કરવાથી મસ્તકમા રોગ ઉત્પન્ન થયો તેથી, થોડા દિવસ તેની પીડા ભોગવી × × × પૂનામા ધ ઓનરેબલ એલિસના બગલામા ફારબસનો દેહ પડયો ’

અને વળી ઉમેરે છે ‘ મુબઈમા ખના સટ્ટાના સમયમા ઘણા યૂરોપીઓએ હસ્તે–પરહસ્તે સટ્ટામા ભાગ લીધો હતો, પણ ફારબસ સાહેબે તેનુ નામ પણ નહોતુ દીધુ પરતુ કુમ ગામ ગદોપ જેવી એક મહાખેદકારિણી વાર્તા બની છે પોતાના સર્વ ધનના ફારબસે મુબઈ બેકના શેર લઈ રાખ્યા હતા ફારબસની સદ્ગતિ પછી શેરસટ્ટાનો ઉભરો શમી જઈ જે ધનનો વિનાશ થયો તેમા મુબઈ બેકનુ પણ નર્વસ્વ ગયુ. એથી એના શેરનુ મૂલ્ય કઇ રહ્યુ નહિ, તેથી મૂલ્યવાન ગણી સગ્રહેલા તે શેર ઉપર ફારબસના કુટુબના નિર્વાહનો જે આધાર હતો, તેમાથી ‘ સોનાનો સર્પ થઈ જાય ’ તેમ થયુ તેથી તેના કુટુબને એ હાનિ પણ અકસ્માત દુ સહ થઇ પડી ’

ફારબસને ચાર પુત્રો ને બે પુત્રીઓ હતા ફારબને પૈસાભાર સટ્ટો ખેચ્યો નહોતો ત્હો પણ ફારબસને જમા નાના છાટા ઉડયા લાગે છે અમદાવાદમા કીકાભાઈ દલપતરામના પરિચિત હતા, તેમ મુબઈમા પ્રેમચદ રાયચદ ને કરસનદાસ માધવદાસ ફારબસના પરિચિત હતા દલપતરામ મળ્યા ત્હારે ફારબસે પ્રથમ ઉચ્ચારેલા શબ્દો કે ‘ ભલભલા જડજમાજીસ્ટરો ચપડાયા છે ’ એ બોલ સટ્ટાખેલન્દાના નહિ, પણ જમાનાની દાટે બીજાઓ-

લાના ગૂઢાર્થવન્તાં મર્મવેણુ ન હોય ? દલપતબન્ધુકૃત્યમાં યે સમદુઃખિયાનો સમભાવ ભળ્યે પુરાણો મૈત્રીભાવ ઓર સતેજ થયો હોય.

પોતાની પૂંજીનો પ્રધાન ભાગ ફારબસે જૂની મુંબઈ બૅંકના શેરોમાં રોકયો હતો; અને તે બૅંક પણ, સૂકા ભેગું લીલું બળે એમ, બીજી બૅંકો ભાગ્યે ગગડી ગઈ. શેરો કાગળમૂલા થઈ રહ્યા. એક તો ઘેરાતો મન્દવાડ, ને બીજો ઉતર્યો દૈવકોપઃ ફારબસને, શેષનાગને માથે પૃથ્વી સમો, સ્વયં ચિન્તાભાર ભારે હતો. તોહો ય તે સ્વપ્નદ્રષ્ટા નવસ્વપ્નાંઓને પેખતો, ને દલપતરામ કને એ સ્વપ્નાં સાચાં પડાવવાના કોડ સેવતો. ફારબસ નૃલોકમાં હોત તો કદાચ '૬૫થી '૮૦ની દલપતપન્દરવર્ષી મુંબઈનગરીમાં વીતી હોત. પણ સંસારચક્રે વિધાતા ચક્રવર્તી છે. ફારબસનાં સ્વપ્નાંને સાચાં પાડનાર કવીશ્વરની કવિતા સાંભળવી એ ફારબસના મસ્તકરોગની સાચી ઓષધિ હતી. ફારબસને કદાચ વ્યાધિ કરતાં આધિઉપાધિ અધિકાં હતાં. દલપત કવિતાશ્રવણે એને શાન્તિ વળતી. પણ પછી દાબી વાળેલી કમાન બમણા બળથી છટકે, એમ મસ્તકરોગ બમણે ઉછાળે ઉછળ્યો હોય.

દલપતરામને ડૂબતા તારીઉગારી લેનારો ભવતારો સ્વયંસ્થિતિ એવી ડૂબતી મૂકીને ગયો હતો. કવીશ્વરને ચોકખા કરીને ફારબસ ગયો; હવે ફારબસને ચોકખા કરવાવારો દલપતરામને આવ્યો. ને યથાશક્તિ દલપતરામે એ મિત્રપ્રસંગ પાર પાડ્યો.

ફ઼ારબસે કાંઈ ઓછાનાં હિત ન્હોતાં ચિન્તવ્યાં કે પોતે મિત્રસૂનો કે હિતચિન્તકવિહોણો હોય. તેમ દેશીઓ કાંઈ પરદેશીઓથી ઓછાઉતરતા ગુણજાણ નથી. ને ફ઼ારબસ સમા ગુણસાગરના તો અનેક ગુણઓશિંગણો હોય. સહુએ નિજનિજથી થાય તે કર્યું.

આ તો નવસ્વરૂપે પેલી સિંહ તે ઉંદરવાળી વાત બની.

સૂરતમાં રા. બ. મુકુન્દરાય મણિરાય કરીને સર્જ્જન હતા. ફ઼ારબસના ગુણપરિમલ એમના જીવનમાં વરસ્યા હતા. ૧૮૫૧માં સૂરતમાં ફ઼ારબસે છાપખાનું આણ્યુ ને છાપું કહાડયુ ત્હેમના ત્યહારે તન્ત્રવાહક હતા મુકુન્દરાય. પછી પાયરીઓ ચ્હડતાં ચ્હડતાં સૌરાષ્ટ્રમાં ડેપ્યુટી પોલિટિકલ એજન્ટ થયા હતા, ને ત્યહાં ફ઼ારબસ ગુજરાતી સભાનું ફંડ ઉઘરાવવામાં અગ્રેસર હતા. ફ઼ારબસકુટુંબને મને તે સહાયતા કરવાનું ફ઼ારબસગુણસંભારતા મુકુન્દરાયે બીડું ઝડપ્યું. દલપતરામ ને મનઃસુખરામ તો પડખે ઉભા જ હતા. દલપતરામે નિજ હસ્તલેખોનો સારસ્વતભંડાર ઠાલવ્યો, મનઃસુખરામ ટંકશાળી થયા. માનમંજરી, અનેકાર્થી, અને અન્ય હસ્તલેખોની બધી નિજ ગ્રન્થપ્રતો દલપતરામે ફ઼ારબસસભાને સોંપી. છેલ્લા મિત્રમેળાવાને અવસરે ફ઼ારબસે જતન કરવાને સોંપેલા રાસમાળાનાં અસલ ગુજરાતી પ્રકરણોના હસ્તલેખના ચોપડા, દલપતરાસમાળા ( આજ ૧૯૩૪માં એ દલપતરાસમાળાના હસ્તલેખનો અડધઝાઝેરો ગ્રન્થ ફ઼ારબસસભાએ છપાવ્યો છે. )—એ છેલ્લુવેલ્લું મિત્રસંભારણું—એને યે હૈયેથી ઉખાડીને કરટિસ

મારફત દલપતરામે ફારબસસભાને સોંપ્યું, રાસમાળાના ભાષાન્તરનો હક્ક પણ ફારબસ ગુજરાતી સભાએ વેચાતી લીધો. એ સહુની કીંમતના પન્દરસોળ હજાર રૂપિયા ફારબસસભાએ ફારબસકુટુંબને આપ્યા, ને પછી ફારબસકુટુંબ વિલાયત ગયું.

વર્ષો વીત્યે–એ પછી ત્રણેક દાયકે–ઈસ્વી ૧૮૯૩માં નિજ ધર્મમહાગ્રન્થ લખતા દલપતરામ સૂરતમાં સ્વામીમન્દિરમાં વિશ્રામતા હતા. ત્હારે એ રા. બ. મકુન્દરાયભાઈની સંગાથે ફારબસપુત્ર હેનરી ફારબસ દલપતરામને નિવાસસ્થાને મળવાને ગયા હતા. જૂનાં મૈત્રીસંબંધે સંભારી સંભારીને કવીશ્વરે ત્હારે હેનરી ફારબસને કહ્યું હતું કે હું તો તમારો કાકો થાઉં. પછી કલેક્ટરને બંગલે ફરીથી મેળાપ થયો ત્હારે હેનરી ફારબસે દલપતરામને કાક કહીને બોલાવ્યા હતા. ઈસ્વી ૧૮૫૦થી દલપતબાળકો ફારબસને સાહેબકાકા ને મિસિસ ફારબસને મડમ કાકી કહેતા. ઈસ્વી ૧૮૯૩માં ફારબસસન્તાન દલપતરામને કાક કહી સમ્બોધી ગયો. અધીંઅધીં સદીભરની દેશીપરદેશીની ત્હારે સન્મૈત્રીઓ બન્ધાતી.

નિજ જીવનનોંધોમાં દલપતરામ નોંધાવી ગયા છે: ફારબસ ને દલપત તો બે ભાઈઓ હતા.

કોણ હવે કરશે પ્રતિપાલન સંકટના પડતાં શિર શાકા
કોણ દિવાળિદિને દિલપ્યારથિ મોકલશે ફૂલખંડિફટાકા
મિષ્ટ મિઠાઇ, નવાઈની ચીજ, અને વળી ઉત્તમ અંચળતાકા
મિત્ર ! હવે મુજ બાળકડાં કહેશે જઈ કોણને સાહેબકાકા

પેલી વાતમાં છે ને કે એક સિંહે ઉંદરને જીવતદાન દીધું. ને પછી એ ગુણઓશિંગણુ ઉંદરે સિંહરાજની જાળદોરી કરડીકાપી સિંહને મુક્તિદાન દીધું. ફારબસદલપતની મૈત્રીકથા એવી છે. સહુ સાચી મિત્રબેલડીઓની મૈત્રીકથા એવી જ હોય. એનુ નામ મૈત્રીના ધર્મ.

અને એટલેથી કવીશ્વરના કવિદિલને સન્તોષ ન વળ્યો. અથાગ કીધે યે કવીશ્વરને ઉણપ ભાસતી. કવીશ્વરે નિર્ધાર્યું કે મ્હારી કવિતા પ્રાણવાન હોય, સાચુકલુ અમૃત પાનરી હોય, તો ફારબસને અમરપદ અપાવવું. ફારબસઅવસાન અવસરે દલપતરામે બે પણ લીધાં. એક તો એ કે

મહમ્મદનું મરણ થતાં તેના મુરીદોએ
જીંદગી લગી કબરબંદગી કરાઈ'તી;
હાજી ને હુસેન સેન સહિત જ્યાં સંહારાયા,
તેના વલ્લીઓએ તે જ ભૂમિને ભજાઇ'તી;
કબીરની કાયા પડયે સંસારની માયા મેલી
સાચા સેવકોએ એની સેલીને સેવાઈ'તી;
કહે દલપત્ત તેમ હું કિન્લાક સાહેબની
સેવું છું કબર વર્નાક્યૂલર સોસાયટી.

જીવન ચાલ્યાં ત્યહાં સૂધી ફારબસના એ મકબરાની સેવા દલપતરામે કીધી. દેહે કહ્યું કર્યું ત્યહાં સૂધી ફારબસ-મકબરાના કવીશ્વર મુજાવર રહ્યા. કવીશ્વર કહેતા કે સોસાયટી ફારબસની કબ્રગાહ છે, હું એ કબ્રગાહનો મુજાવર છું. ને અવસર આવ્યે પછી પોતાનો સાહિત્યવારસો ફારબસની

એ કણગાહને દલપતરામે સમર્પ્યો. દલપતકાવ્ય ને દલપતપિંગળ દલપતરામ સોસાયટીને સોંપી ગયા છે.

અને બીજું પણ લીધું ને પૂરૂં કીધું કવીશ્વરે તે ફારબસવિરહનું સ્મારકકાવ્ય. વઢવાણથી તેડાવી દલપતરામને ફારબસે અમરતા બક્ષી હતી; દલપતરામે ફારબસને નિજ કવિતાસંજીવની છાંટી અમર કીધા. આંસુ નીતરતું ને નીતરાવતું, કરુણારસનું એ સ્મરણકાવ્ય ગુજરાતી ભાષામાં અનન્ય છે. ફારબસવિરહ વાંચી વાંચીને આ જીવનકથાઆલેખકે દલપતફારબસનાં અપરિચિતોની આંખોમાંથી બેબે કલાક અશ્રુધારાઓ વહાવરાવી છે.

મિસિસ ફારબસને દલપતરામે દિલાસાપત્ર લખ્યો; અને દલપતફારબસની હૈયાગાંઠનાં જાણણહાર એ શાણાં બાનૂએ ઉત્તરમાં દલપતરામને સ્હામો દિલાસાપત્ર લખાવ્યો હતો. આ તો એ વાળી વાત થઈ કે કોણ કોને દિલાસો દે ? સુવર્ણદ્વારકાની પટરાણીઓએ સુદામાજીની સેવાસુશ્રૂષા કીધાં હતાં; મિસિસ ફારબસે કવીશ્વરનાં બાળકોને રમાડેલાં હતાં, લાડ લડાવેલાં હતાં, દલપતસન્માન દેવ પેરે સાચવેલાં હતાં. જગતસુન્દર દામ્પત્યભાવનાનાં મર્મરહસ્યનાં ઉદ્‌ઘાટન કરતાં જગતના કવિવરોએ મનમોહક રૂપકો બાખ્યાં છે. કાલિદાસે દંપતીને વાણી ને અર્થ સમાં કહ્યાં છે; ટેનીસને ગીત ને શબ્દ સમાં વર્ણવ્યાં છે; જયા–જયન્તમાં ચાપ ને બાણ સમોવડ દાખ્યાં છે. ફારબસવિરહમાં ફારબસદંપતીને વર્ણવતાં કવીશ્વર દ્વૈતાદ્વૈતનું મનોહર પરમ સત્ય ઉચરે છે કે

બહાર બે રૂપ, પણ અન્દર જણાય એક;
ગુણે સ્ટીરિયોસકોપ પ્રતિમા પ્રકારનાં.

પતિ ને પત્નીનું દ્વૈત આંખ પ્રત્યક્ષ પેખે છે; પણ એ દ્વૈતદર્શનને અવસરે પણ પતિપત્નીનું જીવનગૂંથાયેલું એક દામ્પત્યદર્શન અન્તર્આંખડીને દર્શાય છે. દામ્પત્યનો પરમ ભાવ દ્વૈત નથી, અદ્વૈત નથી, દ્વૈતાદ્વૈત છે.' દલપતકવિતા ઉચ્ચરે છે કે દામ્પત્ય એટલે, સ્ટીરિયોસકોપના છબિમંડળ સમી, દ્વૈતાદ્વૈતની રસલીલા.

ન્હાનકડો ફારબસવિરહ મ્હોટું કાવ્ય છે. સાક્ષર શ્રી મનઃસુખરામભાઈ ફારબસજીવનકથામાં કહે છે કે 'તેના અન્તઃકરણ જેવું તેનું મુખ પણ સદા મલફ્ફી પ્રસન્ન અને આકર્ષક રહેતું.' ફારબસના વદન સમોવડું ફારબસવિરહનું કાવ્ય છે. એ કાવ્યમાં સ્મરણો છે, ઇતિહાસ છે, કુદરત છે, વર્ણનો છે, Pathos–ઉંડી લાગણીના પડછન્દવા છે. કાળનાં વજ્જરબાણ જેવા પ્રલંબસૂર દોહા દલપતરામે એમાં છેડ્યા છે.

વ્હાલલા ! ત્હારાં વેણ સ્વપ્નામાં પણ સાંભરે;
નેહભરેલાં નેણ ફરી ન દીઠાં, ફારબસ !

અને વિરહાગ્નિની ચિતાઆરૂઢ કવીશ્વરનો અધીરો આત્મા પોકારી ઉઠ્યો છે કે જગત રસાતળ જવાનું હોય તો ભલે આજ જાય, ભલે આજે જ ઉગો વિશ્વનો છેલ્લો દિવસ, પણ મિત્રમેળાવો તો મણાય.

કંઈક કહે મહારાજ મૂવાં મનુષ્ય જગાડશે;
એ દિન ક્હાંથી આજ ? મળિયે ફારબસ મિત્રને.

ફારબસવિરહમાં દલપતરામે દેશઅનુભવ પણ ગાયો છે કે

એક તો સાહેબલોક તણો દેશી સાથે સ્નેહ,
બીજું રૈયતને લાખો લાડ જે લડાવિયાં;
ત્રીજું દેશી રાજાઓનો માનમરતબો, તથા
ચોથું વાહ વાહ રાજ્યેણુ ઉચ્ચરાવિયાં;
પાંચમું પ્રજાને ગમતા જ કાયદા કર્યાનું,
છઠ્ઠું કવિઓનાં માન ચઢતાં કરાવિયાં;
દાખે દલપતરામ, સ્વર્ગમાં નિવાસી થવા
ફારબસ માથે વાનાં એટલાં સિધાવિયાં.
બુલન્દ આવાજે પછી એ ભોજના કાલિદાસ ગાજી ઉઠયા કે
કરેલ કીર્તીમેર દુનિયામાં તે દેખવા
ફારબસ રૂપે ફેર ભોજ પધાર્યો ભૂમિમાં.

આશ્ચર્ય તો એ છે કે Imperial Servicesની સહુ પરીક્ષાઓમાં ફારબસવિરહ વર્ષોવર્ષનો અભ્યાસગ્રન્થ હજી કેમ નિર્માયો નથી?

ફારબસવિરહના કાવ્યગુણો અનેક છે. મ્હોટા છે. ચેઘદૂત સરિખડા એ ન્હાનકડા ગ્રન્થના બે સદ્ગુણો મુગટ-કલગી સમા ફરફરે છે.

એક તો એ કે ફારબસવિરહ એટલે કવીશ્વર દલપત-રામના આંસુના અક્ષરો. ફારબસવિરહ એટલે ગુર્જરગિ-રાનું કરુણારસનું સર્વોત્તમ કાવ્ય; એક ગુણજ્ઞ દેશીનું એક મહાનુભાવ પરદેશી કાજેનું હૈયારૂદન.

અને ફારબસવિરહનું બીજું પરમ લક્ષણ એ છે કે હિન્દબ્રીટનની મૈત્રીના મહામન્ત્રોનું એ છે ઉપનિષદ. આ દલપતજીવનકથામાંની સર્વવ્યાપી ઐતિહાસિક દૃષ્ટિએ

નિહાળતાં ફારબસવિરહ એટલે સંસ્કૃતિઓના સંગમયુગનું ન્હાનકડું મહાકાવ્ય. બ્રીટન અને હિન્દ ફારબસવિરહમાંના મન્ત્રરહસ્યો ઉકેલે, વાગોળે, જીવનમાં ઉતારે, તો જગત્‌ઇતિહાસે હિન્દબ્રીટનની સન્મૈત્રીનું નવું પ્રકરણ ઉઘડે

ફારબસે એ મન્મૈત્રી સ્થાપી હતી. હિન્દમાંના નિજ મહાપુરુષોને બ્રીટન ઓછા ઓળખે છે.

સાક્ષર શ્રી મનઃસુખરામભાઇ એમની ફારબસજીવન-કથામાં અનેક દાયકા પૂર્વેના <u>ધ બોમ્બે સેટરડે</u> રિવ્યૂ નામના વિદ્વન્મંડળના વર્તમાનપત્રમાંના ફારબસઅવસાનના અગ્રલેખમાંથી બે અવતરણો ઉતારે છે.

He (the Hon Mr. Justice Forbes) recognized fully that, come what might, England could rule India on no other principles than those under which her own institutions have grown up

અને બીજું: Federation, which is perhaps the ultimate form which the connection of Britain with India will take.

The Bombay Saturday Review; 9th Sept. 1865.

સંસ્કૃતિઓના સંગમઘાટેથી ઉચ્ચારેલા પ્રજામૈત્રીના આ ફારબસભાખ્યા ગજમન્ત્રો હતા. ૧૯૩૮નાં અજવાળાંઓમાં ફારબસની આ અજબ રાજકીય દીર્ઘદૃષ્ટિ નથી ભાસતી ? ફારબસ ને દલપત દાર્શનિકો હતા, હિન્દબ્રીટનની સન્મૈત્રીના હિમાયતીઓ હતા. સાત દાયકે આજ

દલપતનું યન્ત્રખાન પ્રધાનનું દર્શન ને ફારબસનું હિન્દ-મંડળનું દર્શન સાચાં પડે છે.

એ ખરૂં છે કે વઢવાણથી ન્હોતરી દલપતરામને ફારબસે ગુજરાતભરમાં ઓળખાવ્યા. એ તો ગુજરાતનો ઇતિહાસ છે કે વઢવાણવાસી દલપત વેદિયાના કવીશ્વર દલપતરામ ફારબસે કીધા. તેમ એ પણ એટલું જ ને એવું ઇતિહાસસત્ય છે કે રાસમાળાનાં હાડચામ આણી આપીને, ફારબસની કપ્રગાહ સોસાયટીની સુજાવરી કરીને, મૃત ફારબસને ફારબસવિરહની સંજીવની છાંટીને દલપતરામે ફારબસને અમર કીધો છે. શ્રી કૃષ્ણે સુદામાજીનો મહિમા જગતને જણાવ્યો; સુદામાજીએ શ્રી કૃષ્ણમહિમા ત્રિકાળ ભરીને ભાખ્યો. ફારબસે ને દલપતે પરસ્પરને અજર અમર ગૌરવવન્તા મહિમાવન્તા કીધા છે. કોણે કોને કાજે અધિકું કીધું એ પ્રશ્ન વાંચક ! ત્હારા દિલમાં ઉદ્ભવે તો ત્હારા સ્નેહીજનની ખાતાવહી ત્હારા અનુભવચોપડેથી ઉખેળીને વાંચી જોજે; ત્હાં ત્હને ત્હેનો ઉત્તર જડશે.

ફારબસવિરહમાં દલપતરામે એક ઐતિહાસિક સત્ય ઉચ્ચાર્યું છે કે

> સિદ્ધાચળે સિદ્ધના દુહેરામાં સારા શ્રાવકોનાં
> પૂતળાં છે, પણ એને યાદ કોણ આણે છે?
> પાટણમાં પાટણના પાટ્વીનું પૂતળું છે,
> પાટણના પુરુષ તે કોઇક પિછાણે છે.
> મળ્યાં હશે બીજાઓને મોટાં મોટાં માનપત્ર,
> ચીંથરાં થઈ જશે તે ચૂંથાઈ ચૂંથાઇને;

બનાવી બનાવીને બેસાર્યાં હશે બાવલાં, તે
પાવલાંની કિંમતે કદી જશે વેચાઈને;
મસીદો, મિનારા, કે કરાવેલા કીરતિથંભ
ઘણે દૂહાડે તે તો જશે સમૂળા ઘસાઈ ને;
કવિતાથી ઠામ ઠામ, કહે દલપતરામ,
ફારબસ તણા જસ રહેશે ફેલાઈને.

અને એ જ મહાઅર્થનું ઈંગ્લાંડનો મહાકવિ શેક્ષપીયર કહી ગયો છે કે

Not marble, not the gilded monuments
Of princes shall outlive this powerful rhyme.

ફારબસદલપત આજે મળે ને પૂછ્યું હોય તો બન્ને ય બોલે કે પરસ્પરને કાજે અમે યતકિંચિત કાંઈક કીધું હશે; કીધા કરતાં કરવાની મુરાદો અમારા મનની અતિમ્હોટી હતી. દિલના બધા ભાવ કોઈના યે જીવનમાં કે અક્ષરમાં ઉતર્યા જાણ્યા છે? પુષ્પના પરિમળો પુષ્પમાં બ્રહ્માએ પણ સંભર્યા નથી.

દલપતફારબસ ગુજરાતના દેશદીવડા હતા. એ બે મળ્યે બે ને બે ચાર નહિ, બે ને બે બાવીસ થયા હતા.

દલપતફારબસ પરસ્પરના ગુણ પિછાનતા ને પૂજતા. પૂર્વપશ્ચિમની સંસ્કૃતિઓના સંગમયોગ સમો એમનો મિત્રમેળાવો પણ દૈવયોગ હતો. પરસ્પરના ગુણ પિછાનતા થાય તો ભારતવર્ષમાંના હિન્દીબ્રિટિશરના ઝઘડા અડધા હોલવાઈ જાય. સમન્વયનો પાયો પરસ્પરનાં ગુણપૂજનમાં છે.

નિજનિજની સંસ્કૃતિઓનાં પરમ માનવપુષ્પ સમા

દલપતફારબસ પરસ્પરના ગુણપૂજક હતા, એકબીજામાં નિજ આત્મપરિમળો ઢાળતા.

માનવઈતિહાસ ! દલપતફારબસની સન્મૈત્રીનો સનાતન બોલ શો છે? માનવઈતિહાસ કહે છે કે દલપતફારબસમૈત્રીનો ત્ય્હારે આજે ને સદાકાળ સંભળાતો સનાતન બોલ એ છે કે પ્રત્યેક બ્રિટિશર ફારબસ થાય ને પ્રત્યેક હિન્દી દલપતરામ થાય તો હિન્દબ્રીટનનો કોયડો આફૂડો ઉકલે.

---

## પ્રકરણ ૧૯ મું, પ્રાચીન કવિતા

પૂર્વજને જે પૂજતો નથી તે નગુણો પિતૃદ્રોહી છે. દલપતરામ સદા પૂર્વકવિવરોને પૂજતા.

દલપતકાવ્યમાં કવીશ્વર વિનયબોલ બોલે છે કે
કયાં મણિમાણિક મૂલ, મૂલ કયાં કોડી કેરૂં?
કયાં ગરૂડ ગતિમાન, અને કયાં ધાન્યધનેરૂ?
કયાં તૂતીનો નાદ, નાદ કયાં નોબત કેરો?
આકળજળ શા માત્ર, જ્હાં ઘન ચઢે ઘણેરો?
મતિમાન મહાન થયા કવિ, કવિતા કરી નવી નવી,
એવા કવિઓની આગળે કોણ માત્ર દલપત કવિ?

શ્રવણાખ્યાનમાં એવા જ વિનમ્રભાવનું કવિત છે:

सागरके समीपमें छीलर सरोवर ज्यों,
सविताके समीप खद्योतको उद्योत ज्यों;
कौस्तुभके आगे कहो काचकी कीमत कहा,
गरुडके आगे कहा कहिये कपोत ज्यों,
शारदाके आगे शुकसारिका समान कहा,
दिवाकर आगे कहा दीपककी ज्योत ज्यों;
बडेबडे कविराज रविसे विराजे जिहां,
तिहां मेरे जेसे कवि खेचर खद्योत ज्यों.

પૂર્વજના ને પૂર્વજ કવિવરોના દલપતરામ ગુણપૂજક હતા.

'૫૯ના માર્ચમાં ખાનદેશ જીલ્લેથી કવીશ્વરને હોપ સાહેબનો કાગળ આવ્યો કે સરકારને ગુજરાતી પ્રાચીન કવિતાઓનો સારસંગ્રહ કરાવવો છે. ત્હારે સૌ જાણતા કે દલપતરામ જૂની કવિતાના પરમ સંશોધક ને પરમ ગુણપૂજક છે.

પ્રાચીન ગુર્જરકાવ્યસંશોધનના સર્વતોમુખ મહા પ્રયત્નો ગયા સો વર્ષમાં આપણે ત્હાં ત્રણ થયા છેઃ એક દલપતકાવ્યદોહનોમાંનો; બીજો વડોદરા સરકારની પ્રાચીન કાવ્યમાળાનો; અને ત્રીજો 'ગુજરાતી'નાં બૃહત્કાવ્યદોહનોનો.

'૪૮ના નવેમ્બરની ૧લી તારીખે સાબરપટમાં ચાંદા-સૂરજના મહેલમાં દલપતફારબસનો ઈતિહાસયોગ થયો અને વળતે દિવસે ઝવેરીવાડે ખડતર ગચ્છના ઉપાશ્રયે જઈ કુમારપાળરાસો ખૂબચંદજી ગોરજી કનેથી કવીશ્વર લઈ આવ્યા ત્હારથી દલપતપ્રાચીનકાવ્યસંશોધન મંડાણું. ફારબસનો એક ઇતિહાસભ્રમ હતો કે બ્રીટનના પ્રાન્તભાગની ગેલિક બોલી જેવી પ્રાન્તીય ગુજરાતી બોલીમાં તે સાહિત્યભંડાર કેવડેકેક હશે ? દલપતસંશોધને એ ફારબસભ્રમ ભાગ્યો દલપતરામે ફારબસપ્રતીતિ કરાવી કે 'ગુજરાત પ્રાન્ત નથી, દેશ છે; ગુજરાતી ભાષા પ્રાન્તીય બોલી નથી, દેશભાષા છે. '૪૮ના છેલ્લા બે માસમાં વઢવાણ પ્રાંગધ્રા મૂળી વાંકાનેર દલપતરામ ફારબસે મોકલ્યા ઘૂમી આવ્યા; ને એટલા ગ્રન્થો લાવ્યા કે ગુરુશિષ્યને પછી થયું કે એવડેરિક ગ્રન્થમાળા ઘરમાં પૂરી ન રખાય. સાર્વજનિક કો સોસાયટી સ્થાપીને એ પ્રાચીન કાવ્યમાળા

ત્હાં રાખી હોય તો લોકકલ્યાણક નીવડે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની એ એક સ્થાપનભાવના. અમદાવાદની સોસાયટી ને પછી મુંબઈની ફારબસસભામાંના પ્રાચીન ગ્રન્થોની પ્રસિદ્ધ નામાવલિના આદ્યાક્ષરો દલપતપાડેલા છે. આપણા નવયુગના કવીશ્વર દલપતરામ હતા પ્રથમ પ્રાચીનકાવ્યસંશોધક.

પેશ્વાઈ જીતીને મુંબઈ ઈલાકો સર્જાયેલો છે; અને મુંબઈ સરકારનું એક રાજમથક છે પેશ્વાઈની પાટનગરી પૂના. તેથી સરકારી નવમન્ત્રણાઓ પ્રથમ પૂનામાં ઘડાય, અને પછી ઈલાકામાં પ્રવર્તે. વ્યાકરણ ને બાળમિત્ર પ્રથમ મહારાષ્ટ્રમાં રચાયાં અને પછી ગુજરાતીમાં ઉતારાયાં. '૬૧માં પણ એમ બન્યું.

મરાઠી ભાષામાં નવનીત નામનો પ્રાચીન કવિતાની ફૂલગૂંથણીનો કાવ્યસંગ્રહ સરકારે રચાવ્યો હતો, અને તે લોકપ્રિય નીવડ્યો હતો. મહારાષ્ટ્રને થયું કે નવી સરકાર જૂના સાહિત્યની વિરોધિણી નથી, સત્કારિણી છે. ગુજરાતી ભાષામાં એવો પ્રાચીન કાવ્યસંગ્રહ રચાવવાનો હોપને મનોરથ થયો. હોપ ત્યહારે ખાનદેશનાં નદીપર્વતોમાં ફરતો હતો, અને ફારબસ પણ ત્હાં હતો. ફારબસે હોપના મુખાને સંકોર્યો પણ હોય. ઇન્સ્પેક્ટરે ડાયરેક્ટરને લખ્યુ. ડાયરેક્ટરે ૫૦૦ રૂપિયા મંજૂર કીધા. વાંચનમાળાના વર્ષમાં હોપે પ્રધાન ગુર્જર વિદ્વદ્વરોને નિરખ્યાના હતા, સૌની સાહિત્યપ્રવૃત્તિઓ ઓળખીપારખી હતી. હોપ જાણતો કે પ્રાચીન કાવ્યસંશોધક ને પ્રાચીન કાવ્ય-

અભ્યાસક ગુજરાતે કવીશ્વર સમું કો નથી. તાપીનમંદાના ઉપરવાસેથી હોપે દલપતરામને સરકારનિર્ધાર જણાવ્યો ને લખ્યું કે બીજાઓ કરતાં ત્હમે આમાં વધુ માહિતગાર છો. સરકારમરજી કામ ત્હમને સોંપવાની છે.

કવીશ્વરને પ્રાચીન કાવ્યપૂજનનો અવસર ઉગ્યો.

'૫૯ના માર્ચની અધવચાળ દલપતરામને હોપનો પત્ર મળ્યો. કવીશ્વર ત્હારે નેત્રરોગનિવારણાર્થે મુંબઈ જવાની તૈયારી કરતા હતા અને વિજયક્ષમાની તરંગહવાઈઓ ભરતા હતા. એટલે એમણે સાભાર બે ઉત્તર લખ્યા: એક તો એ કે હાલમાં આંખોની દવા કરાવવાને મુંબઈ જવાનું છે, એટલે મુંબઈથી આવ્યે એ કામ ઉપાડાય. અને બીજો: ૪૦૦ પાનાંના ગ્રન્થપૂરના હજારેક ખર્ચ થશે. પછી નિજ મનનો ભાવ ભાખ્યો કે પ્રાચીન કવિતાનો ગ્રન્થસંગ્રહ કરાવવાનુ સરકાર કામ આદરશે તો લોક લ્હાડ માનશે.

વાંચનમાળામાંની કાવ્યરચનાને કાજે હોપે જ એ નયનઅપંગ કવીશ્વરને મુંબઈ જતા રોકયા હતા એટલે હોપ હકીકતઅજાણ ન હતો. હોપે ધીરજ ધારી; બીજી વારકા કવીશ્વરને મુંબઈ જતા અવરોધ્યા નહિ.

૧૭મી એપ્રિલ ને રવિવારે નરસિંહ મહેતાની પેલી વ્હેલવિમાનડીમાં કવીશ્વર મુંબઈ જવાને નીકળ્યા. ધોળકા અરણેજ કોઠ શિયાનગર થઈ ભાવનગર ગયા. ભાવનગરમાં પખવાડિયુક રોકાણા. છગનલાલ દેસાઈ ગગા ઓઝા સન્તોકરામ દેસાઈના કારભારીમંડળની સમક્ષ મહારાણી ગુજરાતી

વાણીના એ વકીલે મહારાજ જસવન્તસિંહજીને વિજયક્ષમા સંભળાવી અને પુસ્તકશાળાસ્થાપનનો સૌનો કોલ લીધો. પછી ઘોઘે થઈ મછવામાં સ્હામે કાંઠે સૂરત ઉતર્યા. સૂરતથી મુંબઇ જવાને આગબોટમાં બેઠા, પણ પાણીનો ઓટ હતો એટલે બે તિથિઓ આગબોટ તાપી માતાને જળહેચે પડી રહી; ને પછી ૨૭મી એએ મુંબઈને કિનારે જઈને નાંગરી. છસાત માસ મુંબઈમાં રહી, સન્માનપત્રો બેએક હજારની બક્ષિસો ગયેલાં નેત્રરત્નો લેઇ, નર્મદઝઘડો ખેલી, અને ગયા ત્યહારે હતી તેથી પચ્ચાસગણી મુંબઈકીર્તિ ઉપાર્જીસંઘરીને ડિસેમ્બર આખરે અમદાવાદ આવી સોસાયટીને સંભાળી લીધી એ વાર્તાવિગતો વિસ્તારે આપણે વાંચી છે

’૬૦ બેસતાં હોપે કવીશ્વરને હાઈસ્કુલમાં કાવ્યગુરુ નીમ્યા. અને પછી પાછી પેલી પ્રાચીન કાવ્યસંગ્રહની વાત ઉપાડી. સરકારમંજૂરી વધાવરાવાય એમ હતું નહિ. એટલે કરટિસદ્વારા કવીશ્વરને કહાવ્યું કે હોપ સાહેબ વરસ દિવસથી વાટ જૂવે છે, તમ આધારે બેઠા છે, લોકોપયોગી કામ છે, ને ગુજરાતીની ભાષાસેવા છે. આ વેળા ૫૦૦માં કરો. સાહેબ આભારી થશે ને બીજે અવસરે વળી વિચારશે. સોસાયટીની ઓફિસમાં ઓફિસ ભરજો. હસ્તલેખોમાંથી કાવ્યનકલો કરવાને કારકુન આપશે, ને એ ત્હમારા હાથપગ થશે.

વિષય વ્હાલો હતો. દેશની ભાષાસેવા હતી. કવિવરોની પૂજા હતી. સોસાયટીમાં ને સોસાયટીના ઓફિસ-

સમયમાં કામ કરવાનું હતું. બેબે સાહેબમિત્રોની વિનતિઓ હતી. માગ્યા'તા એથી અડધે દામે કવીશ્વર કબૂલ થયા. દ્રવ્યલોભે કવીશ્વરની કવિપૂજા અવરોધાય નહિ.

પ્રાચીન કાવ્યોના એ સારસંગ્રહનું નામ કવીશ્વરે કાવ્યદોહન પાડ્યું, ને પછી દલપતકાવ્યદોહનને નામે દેશવિખ્યાત થયું. પછી તો એ જાણે સરકારી સીક્કો થઈ પડ્યો. ત્રીશેક વર્ષો પછી સ્વ. ઇચ્છારામભાઈના કાવ્ય-સંગ્રહના ભાગો છપાયા ત્હારે પણ ઇચ્છારામભાઈએ દલપતઘડ્યો કાવ્યદોહન નામનો શબ્દસીક્કો પરિત્યાગ્યો ન હતો, અંગિકાર્યો હતો.

નવેક માસ કાવ્યદોહનનું કામ ચાલ્યું. સોસાયટીનાં, કર્તવ્યકર્મ કરાતા, હાઈસ્કુલમાંનો કવિતાશિક્ષણધર્મ પળાતો, વચમાં વચમાં કાવ્યદોહન વીણાતું ને સંગ્રહાતું. '૬૦ ઉતરતાં સંગ્રહગ્રન્થ સંપૂરણ થયો. પ્રાચીન કવિવરો કામધેનુરૂપ હતા, ને દૂધનું અમૃત ગુર્જરકવિતાનો કાવ્યરસ હતો. કવીશ્વરે ગુર્જરદેશને પ્રાચીન કવિતાની કામધેનુએ દોહી આપી.

સરકારને તો કમાણી થઈ. '૬૧માં પ્રથમાવૃત્તિની હજાર નકલો સરકારે છપાવી હતી. દલપતકાવ્યદોહન એટલું લોકપ્રિય નીવડ્યુ કે અલ્પ કાળમાં જ બીજી આવૃત્તિ છપાવવી પડી.

પછી '૬૧ની ૧લી સપટેમ્બરથી હોપ સાહેબે કવીશ્વરને ટ્રેનીંગ કોલેજમાં કાવ્યગુરુ નીમ્યા. મહીપતરામભાઈ પણ

વિલાયતથી આવી ગયા હતા. શિક્ષકોની વીણામણી હોય એવી કરતો.

પારસસ્પર્શે કોઈ પારસ થતું નથી, પણ સોનું તો થાય છે. હસ્તલેખોમાંથી નકલો ઉતારવાને સરકારસોંપ્યા કારકુન હતા ભાઈ રણછોડ ગલૂરામ. હાઈસ્કુલમાં શ્રી કેશવ હર્ષદ ધ્રુવને ને શ્રી નરસિંહરાવને દલપતસ્પર્શ થયો હતો. ટ્રેનીંગ કોલેજમાં પ્રતાપ નાટકવાળા શ્રી ગણપતરામ રાજારામ ભટ્ટને શ્રી છગનલાલ વિદ્યારામ રાવળને શ્રી છોટાલાલ નરભેરામને કવીશ્વર સ્પર્શ્યા હતા. સોસાયટીમાં શ્રી રણછોડભાઈ ઉદયરામ, શ્રી હરજીવન કુબેરજી ( ઋષિરાજજી ) ને શ્રી રણછોડ ગલૂરામને દલપતસ્પર્શ થયો હતો. ભાઈ રણછોડ ગલૂરામ પણ પછી કવિતા રચતા થયા. પારગમણિની પરીક્ષા જ એ છે કે લોહનું સોનું સરજે. દીવો દીવાને પ્રગટાવે, પ્રતિભાપ્રેરણા સુષુપ્ત પ્રતિભાપ્રેરણાને જગાડે.

સાવકા પુત્ર મોહનલાલનો ઉપનયન સંસ્કાર ઉજવીને '૬૨માં કાશીબા–દલપતરામનાં બીજાં પત્ની દેવ થયાં. પાછળ ચાર વાસાની બાળકીને મૂકતાં ગયાં. '૬૩ના જાનેવારીમાં કવીશ્વરે ત્રીજો સંસાર માંડયો, ને માર્ચમાં મુંબઈથી ફારબસતેડું આવ્યું. એપ્રિલમાં વડોદરે ખંડેરાવ મહારાજને ગુર્જરીવાણીવિલાપ સંભળાવીને દલપતરામ મુંબઈ ગયા. ઘણાં વર્ષે મિત્રબેલડી પાછી મળી. કાવ્યાનન્દ માણ્યા, નવમન્ત્રણાઓ કીધી. સોસાયટી સમી બીજી સભા મુંબઈમાં સ્થાપવાનું નિર્ધારાયું.' કવીશ્વરે કહ્યું ?–મુંબઈમાં કે

`

અમદાવાદમાં ? એની ફારબસકરટિસ વચ્ચે મિત્રસ્પર્ધા જાગી. જાણે દઈ અન્તે કરટિસ જીત્યો. અને જૂન બેસતાં વરસાદ પહેલાં કવીશ્વર અમદાવાદ આવી સોસાયટીની ગાદીએ બેઠા. આ કથાભાગ પણ આપણે વાંચ્યો છે.

કમાણી થયે સરકારને તો પછી ધંધો જાગ્યો. દલપતકાવ્યદોહનથી સરકાર લોકપ્રિય થતી હતી, કવિતાપૂજક કહેવાતી હતી. હોપ ને હાવર્ડ સંમત હતા. '૬૩માં કાવ્યદોહનનો બીજો ભાગ રચી આપવાની કવીશ્વરને સરકારવિનતિ થઈ. એક હજારનું માગ્યું મૂલ અપાયું. વળી પાછા ભાઈ રણછોડ ગલુરામ નકલકારકુન થઈને આવ્યા. '૬૩નો સારો ચાતુર્માસ કાવ્યદોહનનો બીજો ભાગ રચવામાં વીત્યો. વાદળીઓની ઝડીઓ ધરતી ઝીલતી હતી; પ્રાચીન કવિતાની ઝડીઓ કવીશ્વર ઝીલતા હતા.

કાવ્યદોહનના બીજા ભાગના રચનાઅવસરે ત્રણ મહત્વના પ્રસંગો બન્યા હતા, અને ત્રણે ય દલપતમાનસના ચિરંજીવ સાક્ષીરૂપ હતા. એક પ્રસંગ હતો અમદાવાદમાંનો, બીજો હતો ખેડામાનો, ને ત્રીજો હતો બોરસદમાંનો. પેલો પ્રાચીન પ્રેમાનન્દસામળનો સાહિત્યઝઘડો ત્હારે અમદાવાદમાં નવઅવતારે આવ્યો, અને વળી પાછું ગુજરાતને પૂછાયુ કે કિયો કવિ શ્રેષ્ટ, પ્રેમાનન્દ કે સામળ ! એક પક્ષે ઉભું'તું શાળાપત્ર ને બીજે પક્ષે ઉભું'તું બુદ્ધિપ્રકાશ. મહીપતરામના સૂરતસંસ્કારો પ્રેમાનન્દના હતા; દલપતરામના વઢવાણસંસ્કારો સામળભટ્ટના હતા. મહીપતરામ કહેતા કે નવલભેલા પંડિતો સામળને ફેંકી દેશે; દલપતરામ

કહેતા કે વૈષ્ણવેતર ગુજરાતી જનતાએ પ્રેમાનન્દને કચ્છા રનો ફેંકી દીધો છે, જૈનોમાં પારસીઓમાં ઈસ્લામીઓમાં પ્રેમાનન્દ વચાતો જ નથી; ગુજરાતે પ્રેમાનન્દથી સામળ અધિકો વચાય છે એ તો પેલો પુરાણો પુરાણો Connotation –ગુણગણના અને Denotation–સખ્યાગણનાનો ન્યાયશાસ્ત્રનો ઝઘડો ૧૯ગી સદીમા સાહિત્યદેશે પાછો અવતર્યો હતો. મહીપતબોલ હતો કે કાવ્યવિવેચકો કહે એ કવિતા શ્રેષ્ઠ, દલપતબોલ હતો કે સમસ્ત દેશ ઝીલે એ કવિતા શ્રેષ્ઠ પ્રેમાનન્દ અપૂજ્ય નથી, કે નવભણેલા પડિતવર્ય ગોવર્ધનરામે નિજના Classical Poets of Gujaratમાંથી સામળને ફેંકી દીધો નથી. પણ શાળાપત્રમાં મહીપતરામ જ્હારે લખતા કે ‘ લાંબો વિચાર કરવાથી અમારો નિશ્ચય થયો છે કે ગુજરાતી ભાષામાં કવિતાના જે જે ગ્રન્થો છે તે સર્વમા પ્રેમાનન્દકૃત ઓખાહરણ સર્વોપરી છે × × કેળવણીખાતાના પ્રમુખ મે હાવર્ડ સાહેબ બીજું કાવ્યદોહન તૈયાર કરાવે છે તેમાં આખુ ઓખાહરણ દાખલ કરવુ જોઈએ. જો નહિ કરે તો નહિ માફ થાય તેવી મોટી એ ભૂલ ગણાશે ’ એ શબ્દાવલિ દલપતરામને દખલગીરીની ભાસતી, જાસાચીઠ્ઠી જેવી લાગતી મહીપતરામની એ મિથ્યા સાહિત્યઝુબેશ હતી પ્રેમાનન્દનુ સર્વોપરી કાવ્ય કિયુ? ઓખાહરણ કે નળાખ્યાન ? આજનો વિદ્વત્સમાજ આખા ઓખાહરણને પ્રેમાનન્દનુ કહે છે? હરિને ને હરને, દલપતને ને નર્મદને ગુજરાત આજ વન્દે છે, તેમ સામળને ને પ્રેમાનન્દને પણ વન્દે છે કે

હુ તો બન્નેને લાગુ પાય, નમો નમો (ઓખાહરણ)

શાળાખાતાના ગ્રન્થો ત્‍હારે પાદરી પાસ કરતા; અને પાદરીઓનૃ મથક હતું બોરસદમાં. કદાચ એ ત્‍હારની બુકકમિટિ હશે. વાંચનમાળા પાસ કરાવવાને હોપ સૂરત મિ. ગ્લાસગો કને ગયા હતા; કાવ્યદોહન પાસ કરાવવાને કરટિસને બોરસદ મિ. ટેલર કને જવાનું હતું. ટેલરકૃત વ્યાકરણવાળા ગુર્જરભાષાવિશારદ રેવરન્ડ ટેલર ત્‍હારે બોરસદમાં હતા. કરટિસે કવીશ્વરને ને શ્રી રણછોડ ગલૂરામને સંગાથે લીધા ને કહ્યું કે બેડે આવીને મળજો. કવીશ્વર બેશ્વો ને વાત્રકના સંગમઘાટે ગયા; મધ્યાહ્નોત્તર સાહેબના ઉતારે મળવાને ગયા. કરટિસનો ઉતારો હતો એક પારસી અમલદારબન્ધુને બંગલે. સ્વભાવે જ પારસીઓ સજ્જન વિવેકી નિખાલસ હોય છે. યજમાને કવીશ્વરને સત્કાર્યા, આસન દીધું. પછી સાહેબ ભણી નેત્રપલ્લવી કરી સમસ્યાપ્રશ્ન પૂછ્યો કે કેમ?–દલપતરામ? કરટિસને આખે અંગે આશ્ચર્ય ઉગ્યાં; ને પવનઝપાટે નાળિયેર ડોલે એમ મસ્તકકુંભ ડોલાવી બોલી ઉઠયોઃ મ્હારા દલપતરામ? કદી નહિ. કવીશ્વરને આ સમસ્યાવાર્તાથી કુતૂહલ જાગ્યું કે વાત મ્હારી થઈ, પણ હું કંઇ સ્હમજ્યો નહિ. જ્ઞાન કે અજ્ઞાન કરતાં આશંકાની અમૂઝણ સૌને અધિકી હોય છે. કવીશ્વરે કરટિસને પૂછ્યું, શું છે? આત્મસંતુષ્ટભાવે કરટિસે કહ્યું કાંઈ નહિ, કવેશર! એ ઉત્તરે તો જાણે દલપતજિજ્ઞાસાને પંખો નાંખી પ્રોજ્જ્વળ કીધી. દલપતરામે હસતાં હસતાં કહ્યું કે મારૂં નામ બોલાયું ને મ્હારી વાત થઈ. મ્હારી વાત મ્હને જ નહિ કહો? પછી સાહેબે સમસ્યાવાર્તાનો મર્મવિસ્તાર વિસ્તાર્યો, અને તે સૂરતમાંના કારણસના પેલા

તિલકપ્રસંગના અર્થમર્મ સમો હતો. ' જૂવો; મહેમદાવાદનો એક વડાદરો છે. એ હમણાં મળવાને આવી ગયો; હાહા–હીહીનો વાર્તાલાપ કરી આમનો ચ્હાપ્યાલો પી ગયો. એ સ્હમજે છે સાહેબને હું રીઝવું છું. સાહેબ સ્હમજે છે કે એ સાહેબને ઠગે છે. એ જુઠ્ઠો જુઠ્ઠાબોલો છે ને જઈને દુનિયાંને જુઠ્ઠું કહેશે કે મ્હેં ચ્હા પીધી નથી. દલપતરામ ! સ્હેજમાં છેતરાઈયે એવા છેક ભોળાભટાક અમને કેટલાક કેમ ધારી લેતા હશે ? પછી આ ત્હમે આવ્યા. નમતા પહોરની ન્હાનાસ્તાની વેળા છે એટલે વિવેકી ઘરધણીએ વિવેકપ્રશ્ન પૂછ્યો કે કવીશ્વર ચ્હા પીશે ? મંગાવું ? મ્હેં કહ્યું મ્હારા દલપતરામ સાચાબોલા છે, કદી એવું ના કરે.'

અંગ્રેજ અમલદારવર્ગમાં દલપતપ્રતિષ્ઠા ત્ય્હારે એવી હતી. આયુષ્યભરમાં દલપતરામ સુધારાની સંતાકૂકડી રમ્યા નથી. આવા કસોટીપ્રસંગો કવીશ્વરના સદાના જીવનમાર્ગ દાખવતા.

કવીશ્વર સદા અજવાળામાં સંચરતા. સ્વયં અજવાળાંમાં સંચરે એ દેશમાં અજવાળાં ઉતારે.

સોસાયટીના મન્ત્રી ને ઉપમન્ત્રી ખેડેથી બોરસદ ગયા. ત્ય્હાં પૂર્વપરિચિત રેવરન્ડ ટેલર ને મિસિસ ટેલર રહેતાં. કરટિસનો ઉતારો એમને ત્ય્હાં હતો. એકદા કવીશ્વર એમને બંગલે ગયા હતા. મહેમાનોને મળવાને પાદરીને બંગલે મંડળી મળી હતી. ઘણા ખ્રીસ્તીઓ સાથે કવીશ્વરને ત્ય્હાં સહવાસ થયો. પડતી રાત્રિનો સમય હતો. બહાર ચન્દ્રમા ચન્દની વરસતો. મંડળીને માટે ન્હાપાણી

આવ્યાં. પ્રધાન મહેમાન કને ગૃહિણી સ્વયં પધાર્યાં અને ગૃહિણીધર્મ પાળીને દલપતરામને ચ્હાપ્યાલો ધર્યો. કવીશ્વરે પ્યાલો લીધો ને લેઈને ટેબલ ઉપર મૂક્યો. ખ્રીસ્તીમંડળ બોલી ઉઠ્યું કે મડમ સાહેબનો હાથ પાછો ઠેલાય નહિ. ટેલર સાહેબ બેઠા બેઠા જોતા હતા ને હસતા હતા. મડમ સાહેબ બોલ્યાં: આમાં કાંઈ પાપ છે? આ કાંઈ મદ્યમાંસ નથી. આ તો છે પરમેશ્વરનાં પાંદડાં ને પાણી. પાપશબ્દે પછી હસવાની વાતે ગંભીર સ્વરૂપ લીધું. ખ્રીસ્તમંડળ નિહાળતું બેઠું હતું. કવીશ્વર પ્રસંગને કળી ગયા ને બોલ્યા: પ્યાલામાં પાપ હો વા ન હો. પણ નાતીલા પૂછે ને ઈશ્વરસાક્ષીએ કહું કે ના, પાદરી સાહેબની ચ્હા મ્હેં પીધી નથી; એ જુઠ્ઠાવેડાનું તો પાપ ખરૂં કે નહિ? એવું જુઠ્ઠું બોલતાં શીખવવું છે?—ને એ જુઠ્ઠાણાનું પાપ કોણ માથે લે છે? સાહેબ કે મડમ સાહેબ? રેવરન્ડ ટેલરે પછી છેલ્લો નિર્ણય ઉચ્ચાર્યો કે ના, ના, કવીશ્વર! તો તો રહેવા દ્યો. આ યે ખ્રીસ્તી બ્રાહ્મણનું ઘર છે. જુઠ્ઠું બોલતાં શિખવાડવાનું અંહી ન હોય.

કવીશ્વર ને કવિશિષ્ય બોરસદમાં બેએક અઠવાડિયાં રહ્યા. ટેલર સાહેબે વાંચીને કાવ્યદોહન પાસ કીધું. સરકારે કવીશ્વરને હજાર રૂપિયા આપ્યા.

નવયુગની બેસતી વરશોમાં ચ્હાપ્યાલાના આવા અટપટા પ્રસંગો અનેકને આવતા, ને સહુ નિજનિજની પ્રકૃતિઅનુસારે પ્રસંગગૂંચ ઉકેલતા. ઓળખીતાઓ અને અણઓળખીતાઓ કવીશ્વરની પરીક્ષા કરતા, અને સ્વભા-

વાનુમારે પછી મૂલ્ય આંકતા. મ્હાના પ્યાલામાં તો પાણી છે ને પાંદડાં છે, દૂધ છે ને સાકર છે. પણ દલપતસિદ્ધાન્ત એ હતો કે ઉજળે મુખડે ઉચ્ચારાય એટલું આચરવું. દલપતજીવનમાં ઢાંકવાછૂપાવવાનો અંશે નથી. કવીશ્વર નિર્મળો હીરો હતા, સંસારી સાધુપુરૂષ હતા. સારો દેશ જાણતો કે દલપતરામ સો ટચનું સોનું છે. એ સત્યનિષ્ટ સાધુતામાં દલપતજીવનનો દિગ્વિજય હતો.

સામળપ્રેમાનન્દની સાહિત્યચર્ચામાંની દલપતસૂત્રાવલિ પછી દરેક વર્ષે કંઈક મચી પડી. ક્હાંકથી–પૃથ્વીના કો ચોટાળમાંથી પડઘો પડયો કે કાવ્યદોહનમાં તો ધાર્મિક કવિતા છે. એ પડછન્દો સરકારમાં જઈ સંભળાયો. '૭૫માં દલપતરામને સરકારઆજ્ઞા થઈ કે ધાર્મિક કવિતા ન હોય એવો કાવ્યસંગ્રહ કરી આપો. અને શાળાખાતાને સરકારઆજ્ઞા થઈ કે કાવ્યદોહનને સુધારીને ખાતાયોગ્ય કરો. ;વીશ્વરને ૩૫૦ રૂપિયા મળ્યા ને કાવ્યસંક્ષેપ નામનો ગ્રન્થ રચાયો. પણ ત્હારે કારણસે ન્હોતો કે હોપે ન્હોતો કે કર્ટિમે ન્હોતો. એ ભાવનીતરતાં ગુણજાણ સાહિત્યરસિક પંખીડાંઓ ગુર્જરદેશેથી ઉડી પરવાર્યાં હતાં. કવીશ્વર પણ ઠીક થાક ઉતારતા હતા. કાવ્યદોહન જેટલો કાવ્યસંક્ષેપ લોકપ્રિય નીવડયો નહિ. રાજસેવા કે લોકસેવા કે સાહિત્યસેવા પરસ્પરના પૂરા સદ્ભાવે થાય તે સફળ થાય.

શાળાખાતાએ નર્મદનું નર્મગદ્ય 'સુધાર્યું' છે ને દલપતનું દલપતકાવ્યદોહન 'સુધાર્યું' છે. પણ પ્રત્યેક ગતિ કંઈ પ્રગતિ નથી હોતી, તેમ પ્રત્યેક 'સુધારો' કંઈ સુધારતો નથી.

'સુધારેલું' નર્મગદ્ય ને 'સુધારેલું' કાવ્યદોહન પછી વર્ષો પર્યન્ત શાળાઓમાં ભણાવાતાં. પણ એ તો પેલી 'હેમલેટ-સૂનું હેમલેટનું નાટક ભજવવા' જેવી વાત હતી. 'સુધારેલા' નર્મગદ્યમાં નર્મદ ન હતો; 'સુધારેલા' દલપતકાવ્યદોહનમાં દલપત ન હતો.

પ્રાચીન કવિવરોની કાવ્યકુંજોમાં કવીશ્વર રમમાણ હતા એ વર્ષાવલિમાં ગુજરાતી કવિઓ વિશેની લેખમાળા બુદ્ધિપ્રકાશમાં એમણે આદરી હતી. કાવ્યદોહનમાં પણ પૃથક પૃથક કવિજનના ભાગભાગને શિરોભાગે બેચાર પંક્તિઓમાં કવિચરિત્રની રેખાવલિઓ આંકેલી છે. કવિ એટલે કાળનો બોલ કવીશ્વર કાળના બોલ સાંભળતા ને ઝીલતા, અને ગુજરાતને સંભળાવતા ને ઝીલવતા.

પ્રેમાનન્દસામળની કાવ્યચર્ચા કરટિસઅજાણી ન હતી. કારણસવિરહ આંસુડાંની ધારે નિર્ઝરતો હતો એ અરસામાં કરટિસે કવીશ્વરને કહ્યું કે સામળ ત્હમને સુપરિચિત છે. સામળકવિતાનુ કાવ્યદોહન ન કરો? સોસાયટી છપાવશે. કવીશ્વરે સામળની કવિતાકુંજોમાં ઘૂમવા માંડયુ ને કળીઓ વીણવા માંડી. ૬૮ સામળ વાર્તાઓ વાંચી. સામળમનીષાની હીરાકણીઓના ૭૦૦ દ્રષ્ટાન્તિક દોહરા ચૂંટી લીધા. એની થઈ સામળસતસઈ. મુખપૃષ્ઠ ઉપર કવીશ્વરે સામળપ્રશસ્તિનો સવૈયો મૂક્યો હતોઃ

તીર્થ હરે તનના મળને, મનના મળ સામળની સતસાઈ.

'૬૫–'૬૬–'૬૭નો સોસાયટીનો ત્રિવાર્ષિક રિપોર્ટ છપાયો ત્હેમાં લખાયું કે કારણસવિરહ ને સામળસતસઇ ગુર્જરગ્રન્થાવલિમાં દલપતરચ્યા કીંમતી ઉમેરા છે.

પ્રાચીન કવિતાના દલપતરામ ઈતિહાસજાણીતા સંશોધક હતા, દેશજાણીના સારસંગ્રાહક હતા. રાસાઓ શોધ્યા રાસમાળા લખનારને ભણાવવાને. સાથે સાથે પ્રાચીન કાવ્યો યે સંશોધાયાં. એ કાવ્યામાળા કવીશ્વર પોતે ભણ્યા, ફારબસને ભણાવી, દેશને ભણાવી. દલપતરામે માત્ર દલપતકવિતા ગુજરાતને ભણાવી નથી; ભૂલાયેલા પ્રાચીન કવિવરોને પણ ગુજરાતપરિચિત પાછા કીધા છે. પરકીર્તિ પ્રસરાવે એ વિરલા.

પૂર્વજોના કવીશ્વર ગુણપૂજક હતા. સંસ્કૃત, હિન્દી, ગુજરાતી–આપણી પ્રાચીન કવિતા પ્રત્યે એ દલપતપૂજ્યભાવના કેવીક હતી? સ્વયં દલપતકવિતા એ પ્રશ્નનો કલાકલ્પનારંગેલો 'કવેતાઈ' ઉત્તર આપે છે.

'પરમાં ફારબસ સાહેબે ઈડરિયા ગઢની પર્વતછાયાઓમાં કવિઓનો મેળો ભર્યો હતો. એ આપણું પ્રથમ કવિસંમેલન. એ ઐતિહાસિક સાહિત્યસમારંભનો પાયો માંડી, એને ચિરંજીવ કરી, દલપતરામે નિજ ફારબસવિલાસ ગ્રન્થની કાવ્યગૂંથણી અને રમઝમાવટ કીધાં છે. ફારબસવિલાસના છઠ્ઠા અંકમાં ભૂજની પોશાળના કાવ્યસન્તાન, કવિતાતરંગે ઉછળતા, જોબનજોધ ધીરજી કવિની કલ્પનાકથા છે. અવનવા ખુટ્ટાઓની પ્રશ્નમાળા કવિને પૂછાય છે; કવિ એવા જ–ફૂટતા ટેટાના જેવા ને ફૂલઝરતી ફૂલઝરણીઓના જેવા–તરળી ઉત્તરો આપે છે. પણ એ કાવ્યતરંગોમાં યે ઉંડા અર્થમર્મ છે. એકે પૂછ્યું કે આ ભૂવાઓનું ડાકલુ આવો શબ્દબોલ કેમ બોલે છે? કવિએ કહ્યુઃ એ ડાકલું છે

ભૂતભડકામણું. મુંબઈના લોકે ભૂતપ્રેતનો વહેમ પરિત્યાગ્યો છે તેથી મુંબઈના નામે ભૂત ભાગે છે. માટે આ ડાકલું 'બોમ્બે બોમ્બે', 'બોમ્બે બોમ્બે' બોલે છે. બીજાએ પૂછ્યું કે આ ઘોડો પૃથ્વી ઉપર પાય કેમ ઠોકે છે? કવિએ કાવ્યકલ્પનાનો ટેટો ફોડયો કે કંઈ કંઈ મહાન મનાતા સમારંભો ભૂલાઈ ગયા. પણ પડઘમ પેઠે પગ ઠોકી–ઠોકીને ઘોડો કહે છે કે આ કાવ્યસમારંભ અચળા જેટલો અવિચળ છે;

'આ ઠેકાણું ને આ ટાણું સૌ લોકો સંભારશે.'

વળી ત્રીજાએ પૂછ્યુ કે મહારાણી વિક્ટોરિયા અત્યહારે શું કરે છે એ ત્હમારી આર્ષ દૃષ્ટિ દેખતી હોય તો કહો. વીજળીવેગે કવિકીકીઓ ભૂમંડળમાં ફરી વળી ને બોલી કે મહારાણીજી અન્તરમાં ભારતકલ્યાણની મન્ત્રણાઓ ઘડે છે. એ ફારણસવિલાસમાં ધીરજી કવિને એક પ્રશ્ન એ પૂછાયો છે કે જાહેર મેળાવડાઓમાં હિન્દુ જનતા પાઘડી પ્હેરીને બેસે છે ને યૂરોપી જનતા ઉઘાડે માથે બેસે છે એમ કેમ? પાઠક! ત્હમને એ પૂછાયુ હોય તો ત્હમે એ સંસારપ્રશ્નનો ઉત્તર શો આપો? ધીરજી કવિનો–વસ્તુતઃ કવીશ્વર દલપતરામનો વીજવેગી કાવ્યઝબકાર ઝબૂકી ઉઠે છે કે એ તો અમરાપુરીના દેવાધિદેવ સ્વર્ગસ્વામી મહેન્દ્ર મહારાજની અણઉથાપાતી દેવદૂહાઈ છે.

> ભૂતળના લોકે એક સમે ઈન્દ્રભુવનમાં
> જેને જૂદી જૂદી ભેટ ભાવથી ધરાવી છે;
> ઓકે તો ઈસપનીતિ, આરબે નાઈટ, ઈંગ–
> લીશે શેક્ષપીયરની પોથી પરઠાવી છે.

હિંદુઓએ હોંશ ધરી પંચતંત્ર તણી પોથી
આપી, તે તો ઈંદ્રને અધિક ભલી ભાવી છે.
દાખે દલપતરામ, બીજાઓની બંધ કરી
હિંદુઓને હમેશાંની પાઘડી બાંધવી છે.
ઈન્દ્ર કહે, યૂરોપિયન! હિંદુ કવિતતદબીર
બને ન, ત્યાં સુધિ બેસજે સભા ઉઘાડે શીર.

ફૂલની પાંખડીઓ પીંખવાને નથી, મંહીની સુગન્ધ માણવાને છે. પીંખશે એ પતિકા પામશે, સૂંઘશે એ પરિમળ પામશે. ઉપમા અને અલંકારની રેખાઓ ગણવા કાજે નથી, મંહીના અર્થમર્મ માણવાને કાજે છે. આ કાવ્યમાં ભાખ્યો છે એવો આપણી પ્રાચીન કવિતા–સંસ્કૃત, હિન્દી, ગુજરાતી–પ્રત્યેનો દલપતપૂજ્યભાવ હતો. કવીશ્વર દલપતરામ

પોતાનું માનતા શ્રેષ્ઠ, ગુરુકુ પરના હતા;
સારગ્રાહી સદા, તેથી સૌમાંથી સાર શોધતા.

પૂર્વાચાર્યોના મૂર્તિભંજકો નહિ; પૂર્વાચાર્યોના પ્રાણુપૂજકો નવમન્દિરો માંડે એ નવમન્દિરો લોકપૂજ્ય થાય. દલપતકવિતામન્દિર લોકપૂજ્ય હતું એની કારણમાળામાંનું એક કારણકિરણ એ હતું કે કવીશ્વર પુરોગામી કાવ્યકલાસ્વામીઓના ગુણપૂજક હતા. જગતઈતિહાસનો નિત્યોચ્ચાર એ છે કે

પૂજશે તે પૂજાશે.

---

## પ્રકરણ ૧૭ મું, 'સુધારાનું પુરાણ'

વેનચરિત્ર એટલે કવીશ્વર દલપતરામનું નળાખ્યાનઃ પ્રેમાનન્દશાયી દેશીઓ, પ્રેમાનન્દશાયી ભાષાપ્રૌઢી, પ્રેમાનન્દશાયી પ્રાચીન રાજકથા, પ્રેમાનન્દશાયી હાસ્ય ને કરુણ રસનાં નિર્મળાં સરોવરો. ગુણગૌરવે, ચરણસંખ્યાએ, કાવ્યકલાની ગૂંથણીએ, યુગસન્દેશના ઉચ્ચારણે, વેનચરિત્ર એટલે કવીશ્વરનુ મ્હોટામાં મ્હોટું કાવ્ય.

પિસ્તાળીસની પાકટ વયને શિખરે દલપતરામ બેઠા હતા. '૪૮થી '૬૪ સુધીનાં સોળ વર્ષ દેશકીર્તિનાં, રાજસન્માનનાં, કુટુંબલક્ષ્મીનાં, ધીરા સમધાત અખંડ પ્રફુલ્લનનાં, લોકમોજાંઓ ઉપર તરતાં ને યશતેજ માણતાં માણતાં કવીશ્વરે '૬૫માં કેટલાક માસ આપત્તિની અન્ધારઘડીઓ દીઠી હતી. એ ઘોડાપૂર તરી ઉતર્યે ‌પગ્મ હિતન્ની શિષ્યમિત્રના મૃત્યુવિરહનુ મહાદુઃખ અનુભવ્યુ હતું. આંખોની પીડા, નર્મદનો ઝઘડો, કુટુંબક્લેશ–એ સૌને વિસરાવે એવો ફાર્બસઅવસાનનો કલેજાકટારીનો ઊણી ઘાવ દલપતરામને વાગી ગયો. દલપતરામે દુનિયાં દીઠી, ને દુનિયાધારનું યે દીઠું. મિત્રના જહાજમાં તરતા ત્હેમને હવે સ્વયં બાહુએ સંસારજળ તરવાનાં આવ્યાં. '૬૫મા દલપતજીવનની એક કલા આથમી અને બીજી કલા ઉગી.

સંસારનાં અજવાળાં ને અન્ધારાં–દુનિયાંની દોરંગી નતહોજલાલી નિરખી, અનુભવભંડાર સંભરી, આત્માનાં

ઉંડાણ ઉચાટી, સ્થિતપ્રજ્ઞ કવીશ્વર આધેડ વયે નવયુગનો સર્વતોભદ્ર સન્દેશ આપવાને વેનચરિત્ર લખવા બેઠા.

'૬૫થી '૭૦ની પંચવર્ષી કવીશ્વરની કાવ્યપ્રફુલ્લનની ઋતુ હતી. ફારબસવિરહના કરુણગીતથી એનાં મંડાણ મંડાણાં તે મિથ્યાભિમાન નાટકના હાસ્યરસમાં પર્યવસાન પામ્યાં. ફારબસવિરહ, ફારબસવિલાસ, સામળસતસઈ, જસવન્તરાજનીતિ, વેનચરિત્ર, ભરૂચસંગ્રહસ્થાન, શ્રવણાખ્યાન, અને મિથ્યાભિમાન નાટકઃ એ પંચવર્ષીની એ દલપતસાહિત્યઅષ્ટાધ્યાયી. અને ત્હેમાં ય તે વેનચરિત્ર એટલે એ દલપતકાવ્યઝવેરખાનો મેર.

ફારબસવિરહની અશ્રુધારાઓથી ભીંજાયેલી દલપત હૈયાધરતી પછી એમ પલ્લવી ઉઠી.

ફારબસવિરહ અને સામળસતસઈની કાવ્યકથાઓ આપણે વાંચી ગયા છીએ. કવીશ્વર વર્તમાનને વન્દતા ને ભૂતને પૂજતા.

'૬૫માં કમળાક્ષીની કથા છપાઈ, અને તાર્કિક બોધનો વાર્તાસંગ્રહ છપાયો. પંચતન્ત્રમાંની વાતોની પેઠે એ દલપતવાર્તાઓ પણ અનેકને એક દોરે ગૂંથી લીધેલી છે. ઈસપનીતિની પેઠે પ્રત્યેક વાર્તામાં જનબોધ છે ને વાર્તારસ છે. વર્ષોથી એમાંની વાર્તાઓ બુદ્ધિપ્રકાશમાં છપાતી હતી. આપણો એ પ્રથમ નવલિકાસંગ્રહ.

ફારબસ વિદેહ થયા પછી પણ મુંબઈનગરીમાં દલપતકવિતાના રસરસિયા ને ગુણજ્ઞો ન્હોતા એમ નહિ. '૬૬ના એપ્રિલમાં હંસકાવ્યશતકવાળા હંસરાજ શેઠનો

મુંબઈથી કવીશ્વરને આમન્ત્રણપત્ર મળ્યો કે 'ત્હમારી કવિતા સાંભળીને તૃપ્તિ થઈ નથી. ગયે વર્ષે થોડાક જ દિવસ ત્હમે અત્રે રહ્યા હતા. મ્હારાં માતુશ્રીને ત્હમારી કવિતા-વાણી સાંભળવાની ઘણી ચાહના છે. ત્હેમની આજ્ઞાથી લખું છું કે એક માસ અમારે ઘેર પધારો, સહકુટુંબ પધારો. બનતી સેવા કરીશું.'

મે માસમાં પછી કવીશ્વર સહકુટુંબ મુંબઈ ગયા. પણ એ '૫૯નું મુંબઈ યે ન હતું કે '૬૩નું મુંબઈ યે ન હતું. નર્મદસૂનું, બુદ્ધિવર્ધકસૂનું, કારણસસૂનું '૬૬ના મે માસનું મુંબઇ હતું. '૬૫ના શેરસટ્ટાની મહાઝાળો ઝીલેલું, મહેલાતો બાળેલું, જવાંમર્દોને દઝાડેલું, '૬૬નું મુંબઈ તે જાણે પૂર્વના મુંબઇનું ખંડેર હતું. ધનના ઢગલા જ્યહાં ખડકાતા ત્યહાં આજ રંકતાની છાયાઓ પથરાતી.

હંસરાજ શેઠે કવીશ્વરની આદરભાવથી મહેમાની કીધી; કવીશ્વરે પણ કવિતાના મીઠા મેહુલા વરસાવ્યા. કવિકુટુંબને શેઠે વસ્રાભૂષણે શણગાર્યું, કવીશ્વરને સોનાકંઠી પ્હેરાવી. ૭મી મેએ મુંબઈના ભાટિયા મહાજનોએ ને અન્ય કાવ્યકોડીલાઓએ સભા ભરી ને દલપતરામને માનપત્ર સમર્પ્યું. જૂનમાં મેઘગોરંભો મંડાતાં પહેલાં કવીશ્વર અમદાવાદ ગયા.

સંસારબોધપ્રદિની ગંગાજમનાની વાર્તા એ સાલમાં છપાઈ.

કારણસવિરહનો ચમઘાવ રૂઝાય એવો હતો નહિ, પણ ધારાઓ વરસી રહે '૬૭થી બુદ્ધિપ્રકાશઅંકોમાં કવીશ્વરને

કવિતાવિલાસ પ્રગટવા માંડ્યો. ફારબસનાં શોકસંભારણાં રટતાં રટતાં સ્નેહસંભારણાં સાંભરી આવ્યાં. પૂર્વાવસ્થામાં ફારબસે દલપતરામને લાડ લડાવ્યાં હતાં; હવે કવીશ્વર કાવ્યકોડીલા ફારબસમિત્રને લાડ લડાવવા લાગ્યા. વીજળી વર્ષામાં ઝબકે છે; અને તે ય કાંઈ નિત્યનિત્યે નહિં. કવિઓને પણ કાવ્યપ્રેરણાની ઋતુઓ હોય છે; અને એ ઋતુઓમાં પણ કંઈ તિથિતિથિએ કવિતાવીજળી ઝબકતી નથી. દલપતહૈયે કવિતાવાદળી ન્હડતી ને કાવ્યવીજળી ઝબકતી ત્હારે ત્હારે ત્હેને ઝડપી લેતા ને નિજ સુઘડ શબ્દાવલિમાં સંચી રાખતા. પછી બુદ્ધિપ્રકાશના અંકે અંકે કવિતાવિલાસના શીર્ષકે એ કાવ્યઝબકાર ઝબકતા. કવીશ્વરના એ કવિતાવિલાસો પછી સંગ્રહાયા ને ફારબસવિલાસને નામે પ્રસિદ્ધ થયા.

ભાવનગરના મહારાજ જસવન્તસિંહજી રાજ્યલિકાબ લેઇને મુંબઇથી પાછા ફરતાં '૬૭ના માર્ચની અધવચાળમાં અમદાવાદ ઉતર્યા હતા, અને રાજનગરમાંની નવી દેશહિતસ્વિની લોકપ્રવૃત્તિઓ કારભારીમંડળ સંગાથે નિરખી હતી. હાઇસ્કુલ, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, હેમાભાઇ ઇન્સ્ટિટયૂટ ને પુસ્તકશાળા નવયુગના પ્રજાપુરોહિત કવીશ્વરે સંગાથે ફરી ફરીને દાખવ્યાં. પ્રત્યેક સંસ્થાને મહારાજે બસ્સેં બસ્સેં રૂપિયા બક્ષિસ આપ્યા. શહેરની બે કન્યાશાળાઓ–હરકુંવર શેઠાણીની ને મગનભાઇ કરમચંદની–ને પણ સો સો રૂપિયા ભેટ મોકલ્યા. દલપતવિનતિથી મહારાજા સોસાયટીના આજીવન સભાસદ થયા. રાજવીઓમાં એમ કવીશ્વર નવયુગના અંકુરો રોપ્યે જતા હતા.

પછી જસવન્તરાજનીતિ રચીને કવીશ્વરે મહારાજાને મોકલાવી હતી, અને મહારાજાએ પાંચસોનો સિરપાવ કવીશ્વરને બક્ષ્યો હતો.

એ પૂર્વે દલપતરામે ગુજરાતના હિન્દુઓની સ્થિતિ વિશે ઇતિહાસરંગેલો ને વિચરણભરેલો નિબન્ધ બુદ્ધિવર્ધક માટે લખ્યો હતો, ને ત્રણસો રૂપિયા ઇનામના જીત્યા હતા.

'૬૭ના ઓગસ્ટમાં કવીશ્વરને વતનમાંનું રાજસન્માન સાંપડ્યું. રંકતામાં જ્હાં રીઢા થયેલ હતા એ વતનમાંનાં સન્માનો દલપતરામને સદાકાળ બહુ ગમતાં. મહારાણા રાયસિંહજી રાજવી હતા, માજીરાજ જીજીબાનો કારભાર હતો. ઓગસ્ટ માસથી રૂપિયા એકસોનું વર્ષાસન મહારાણાએ વઢવાણના સપૂતને બાંધી આપ્યું. દલપતરામનો દેશઆંબો ફૂલ્યેફળ્યે વઢવાણ આનન્દતું. વઢવાણ દલપતરામને સન્માનતું; ને કવીશ્વરની કીર્તિકલગી વઢવાણને ચ્હડતી.

ડિસેમ્બરમાં નેત્રવૈદ્ય ડા. વાચલીની અમદાવાદમાંથી બદલી થઈ. હેમાભાઇ ઇન્સ્ટિટ્યૂટમાં લોકવિદાયસમારંભ ભરાયો. કવીશ્વરે કવિતા ગાઇને દાક્તરનાં ઋણ વાળ્યાં.

રામદાસ શેઠની મુસાફરી અને જસવન્તરાજનીતિ એ બે '૬૭ની સાલની દલપતસાહિત્યપ્રવૃત્તિઓ.

કાશીની યે પેલી પાર બળરામપુર સૂધી દલપતકાવ્ય કીર્તિ પ્રસરી હતી. અને એ સાલમાં બળરામપુરનરેશે નિ[illegible] પિતૃનામના અર્જુનવિલાસ કાવ્યગ્રન્થની દેશવિખ્યાત કવિવરો માં કાવ્યલહાણી કીધી ત્હારે એ કાવ્યગ્રન્થ દલપતરામને પ[illegible] મોકલ્યો હતો. અર્જુનવિલાસ કાવ્યગ્રન્થે પછી દલપતહૈયામ[illegible]

માતૃપિતૃભક્તિરસભરપૂર શ્રવણાખ્યાનની ગ્રન્થરચનાનાં બીજ રોપ્યાં.

આંખના પલકારે એમ દિવસો ઉગતા અને આથમતા. જોતજોતામાં મિત્રવિરહને બેએ વર્ષો વીતી ગયાં. વડલાની વરાળ જેવી પાને પાને પ્રજળતી કવીશ્વરની હૈયાવરાળ ભભૂકી ઉઠી કે

> આજકાલની વાત, જોડ વરસ જાતાં રહ્યાં;
> ભેળા થઈને, ભ્રાત ! ફરી ન બેઠા, ફારબસ !

'૯૮ના મહા માસમાં કવીશ્વરે જ્યેષ્ટ પુત્ર મોહનલાલનાં ઉત્કંઠેશ્વર મહાદેવની છાયામાં આંતરસૂબે લગ્ન કીધાં. દલપતસંસારમાંડવે હવે વસન્તરંગો ન્હડવા માંડયા.

શ્રી પ્રેમચંદ રાયચંદની સખાવતો દેશમશહૂર છે, અને અમદાવાદ પણ પ્રેમચંદશાહની પ્રેમચન્દનીસૂનું નથી રહ્યું.

> અઢારસેં ઉપર ભલી સત્તાવનની સાલ,
> હોપે સ્થાપી હોંશથી આ ટ્રેનીંગ નિશાળ.

સરકારમોકલ્યા વિલાયત જઈ ભણી આવેલા મહીપતરામભાઈએ ટ્રેનીંગ કોલેજમાં મુખ્યાધિષ્ઠાતા હતા; અને ત્હાં

> પ્રતિ દિવસ દલપતરામ કવિતાકથનની રીતી કવે.

અમદાવાદની એ મેઈલ ટ્રેનીંગ કોલેજના નવમહાલયને કાજે પ્રેમચંદ શેઠે

> સરકાર હસ્તક ચોતરીસ સહસ્ર નાણું સોંપિયું;

અને મુંબઈ સરકારે એમાં

> ચોપન સહસ્ર ઉમેરિ રચનાં અધિક સ્થાનક ઓપિયું.

જીરણુ અમદાવાદના પુનરુધ્ધારક બારોડેલ કલેક્ટરે ૨૪મી જૂલાઈ સન ૧૮૬૮ની તિથિએ પ્રવેશઉત્સવ ઉજવ્યો, ને ગુજરાતના પ્રજાપુરોહિતે શાળાને કવિતચરણોથી વધાવી. ત્હારથી તે પ્રેમચંદ રાયચંદ મેઈલ ટ્રેનીંગ કોલેજ કહેવાઈ. સમસ્ત ગુજરાતના શિક્ષકવર્ગને પોણી સદીથી ઘડતી એ શાળાને કવીશ્વરે નવયુગની હેમાચાર્યની પોશાળ કહી છેઃ

પાક્યું પ્રગટ પ્રતિબિમ્બ હેમાચાર્યની પોશાળનું.

'૬૮ની દિવાળી દલપતરામે રેવાબા સહવર્તમાન વતનમાં ગાળી હતી. રેવાબાનાં બહેન પૂરીબા કવીશ્વરના મૂળજી મામાના પુત્ર નથ્થુભાઈ સાથે વઢવાણમાં વરાવેલાં હતાં; અને કવિકુટુંબનો ઉતારો ત્હારે લાખુપોળે એ માશીકાકીને ઘેર હતો. એવામાં વ્હેપારમાં ખોટ ગયે નિરાધાર થયેલાં સગાંઓને ફૂલ નહી તો ફૂલપાંખડીની કવીશ્વરે ત્હાં સહાયતા કીધી હતી. એકને હેડમાંથી છોડાવ્યો, એને ઋણમુક્ત કરાવ્યા. લઇ જાણતા તેમ દલપતરામ આપી પણ જાણતા. કવીશ્વર વ્હાલસ્હોયા હતા; અંગમાંથી સગપણની શેડો ફૂટતી

વેનચરિત્ર, ભરૂચસંગ્રહસ્થાનનો કાવ્યખંડ, ને શ્રવણાખ્યાન એ '૬૮માં દલપતકવિતાને આંબે પાકેલાં કાવ્યફળો.

વ્હેનચરિત્ર ને શ્રવણાખ્યાન કવીશ્વર રચતા હતા એવામાં '૬૮ના સપટેમ્બરની ત્રેવીસમી તારીખે ભરૂચમાં સંગ્રહસ્થાન ઉઘડ્યું. વિદ્યાહુન્નરની દલપતધાયી સુધારાની દેશમાં દિવાળી પ્રગટી.

આજે સંગ્રહસ્થાન એટલે Musium, અને પ્રદર્શન

એટલે Exhibition. આજ આપણે પ્રદર્શન કહિયે છીએ ત્હેને ત્હારે સંગ્રહસ્થાન કહેતા.

હિન્દમાં તેમ જ ઇંગ્લાંડમાં પ્રદર્શનો ત્હારે વિરલાં–અપૂર્વભૂત હતાં. મહારાણી વિક્ટોરિયાના ભરથાર પ્રીન્સ કોનસૉર્ટે ૧૯મી સદીની અધવચાળમાં લંડનનગરીમાં જંગી પ્રદર્શન ભર્યું હતું. એથી ઇંગ્લાંડના વિદ્યાવહેણને ભરતી ચ્હડી હતી, વ્યાપારહુન્નરઉદ્યોગો ઉછાળે ચ્હડયા હતા. દેશદેશમાં પછી પ્રદર્શનના વાયરા વાયા.

ઇન્સ્પેક્ટરીમાંથી હોપ કલેક્ટરીમાં પાછો ફર્યો હતો. એણે ઇંગ્લાંડના પડઘા સાંભળ્યા ને પ્રદર્શન ભરવાના કોડ જાગ્યા. ભરૂચમાં એક શ્રીબ્ઝ સાહેબ હતો ત્હેણે સાથ પૂર્યો. રાજારજવાડાંઓને સરકારે પ્રદર્શન નિરખવા જવાની સલાહ આપી કે નવયુગની કીકીઓ પામે. મુંબઈના ગવ્હર્નર સર સેમોર ફિટ્ઝજેરૉલ્ડે ઉદ્‌ઘાટનોત્સવ કીધો. નર્મદાતીરે નવયુગનો મહામેળો ભરાયો. સરકારીદરબારી મહાજનોની ભીડ જામી. દેશયજ્ઞ થયો. હોપ સાહેબ યજમાન હતા. પ્રજાપુરોહિત કવીશ્વરની કાવ્યાશિષ વિના ચાલે કેમ? દલપતરામને આમન્ત્રણ આવ્યું. વઢવાણથી યુવરાજ શ્રી દાજીરાજજી ભરૂચ પ્રદર્શનદર્શને જતા હતા. અમદાવાદમાંથી કવીશ્વરને ઝડપી લીધા.

પ્રદર્શનને કવીશ્વર 'વિદ્યારૂચીનો સ્વયંવર' કહે છે.

વિદ્યારૂચિ જનમી હતી ભરતખંડ મોઝાર;
અંહીથી અદર્શ થઈ ધર્યો યુરોપમાં અવતાર.
× × ×
જનમન વિદ્યાની રૂચી તે વિદ્યારૂચિ જાણ.

લક્ષમિથી પણ લક્ષ ગણી, સુવિચક્ષણ નેં શુભ લક્ષણવાળી;
સોગણિ શુદ્ધ સરસ્વતિથી, રતિથી અતિરંગ સુરંગ રૂપાળી.

એવી વિદ્યારૂચીનો ભરૂચમાં સ્વયંવર રચાયો હતો. રાજ-સ્વયંવરમાં ટોળે મળે એટલા ગુર્જરાજવીઓની નર્મદાઘાટે ઠઠ જામી હતી.

કવીશ્વર કહે છે કે

પૃથ્વિ પવન પાણી કણું, કણું શશિસૂર્યપ્રકાશ;
અન્ત ન માપ્યું એવડો એક અકળ આકાશ.

सर्वाश्चर्यमयं नमः તેમ सर्वाश्चर्य प्रदर्शनम् કવીશ્વર પેખતા-ગાયકવાડ મહારાજની હીરામોતીની ચાદર, જેમાં

શશીઓ સહીત રાજે નવે ગ્રહ નૂરમાં;

'જીવતદાન તણા ગુણ જેમાં' એવાં તરેહતરેહનાં ઓસડિયાં; 'પુરપુર કેરાં પ્રાણિઓ'. પારથનો? કે ભૂપ ભગીરથનો? કે અમરેન્દ્ર તણો? એવો એક મહારથ; બીજો એક છેક ન્હાનો રથ, જેમાં બેસી દશાશ્વમેધને આરે વામનજી આવ્યા હતા, અને જેને

વૃષભ જોતર્યો વામણો, વામણુ રથઆકાર;
આ રથમાં આવ્યા હશે વામન બળિદરબાર;

જાણે હમણાં બોલશે એવાં પૂનાનાં માટીપૂતળાં; 'અમ્ શમ્ વમ્ બહુ'; મુગલાઈ જમાનાની કાગળની ફૂલવેલીઓ; યન્ત્રો, ગ્રન્થો, ચિત્રો, રમકડાંની આગગાડી, ધખધખતી આગબોટ, છબિ પાડવાના કેમેરાઃ અને છેલ્લે છેલ્લે નર્મદાજીના વહેણ વચ્ચે જળજહાજોમાં આડો રોપી રોપી મધરાતે કોડેથી આતશબાજી—'સળગ્યા તે તો જાણિયે

જ્વાળામુખી પહાડ ': ભવ્યતાની એ સહુ ભૂલભૂલામણીઓમાં વિદ્યાની વેલીઓ શોધતું લોક ભૂલું પડતું. ગુજરાતના કેળવણીખાતાનો આદ્ય વડો કેળવણીના નવમાર્ગોમાં ગુર્જરમહાપ્રજાને એમ કેળવતો હતો. અને સુધારાની વેલીઓ સાહેબલોક વાવતા ત્હેમને કવીશ્વર કવિતાજળ છાંટતા. એમ પૂર્વપશ્ચિમની સંસ્કૃતિઓનો સંગમ જામતો હતો.

પછી વેનચરિત્ર લખાયું. '૬૩માં પ્રેમાનંદ વિરૂદ્ધ શામળપક્ષના પક્ષવાદી દલપતરામે પછી '૬૮માં પોતાનું પ્રેમાનન્દશાયી નળાખ્યાન રચ્યું.

સંસારસુધારાના બે લોકપ્રશ્નોની ત્હારે ગુજરાતે ગુંબેશ જાગી હતીઃ એક પરદેશગમનની ને બીજી વિધવાવિવાહની. પરદેશગમનને માટે નાગરમંડળે મહીપતરામને પજવ્યા તે ત્હેમના બટકબોલાપણાના કારણે; અને કપોળમહાજને કરસનદાસને પજવ્યા તે ત્હેમના લાયબલ કેસના કારણે. નર્મદ કહે છે કે મહીપતરામ કે કરસનદાસ સુધારો કરવાના આશયથી વિલાયત ગયા ન હતા. કરસનદાસની કે મહીપતરામની પૂર્વે ત્રણેક દાયકે નડિયાદના દેસાઈકુટુંબના નબીરા સામળદાસભાઈ વિલાયત સફરે જઈ આવ્યા હતા, પણ નાતે ત્હેમને અક્ષરે પૂછ્યો ન હતો.–પણ તે તો પેલી કહેવતવાળી વાતે હોય કે ' કણબી નાતબ્હારો નહિ.'

બન્ને ય વઘરાળા લોકવિષયોમાં દલપતમાનસ એમનાં ચિરસ્થાયી સ્થિતપ્રજ્ઞતા અને ધીરોદાત્તતાનું લાક્ષણિક હતું. '૫૬માં હુન્નરખાનની ચ્હડાઇમાં સાગરમન્થન માંડવાનું કવીશ્વરે પ્રજાપ્રબોધન ગાયું છે; '૫૪માં ફારબસ સંગાથે

વિલાયત જવાના કોડ પોતાને જાગ્યા હતા;'૫૮માં બુદ્ધિવર્ધક સભાનું પરદેશગમનનું આહ્વાન મુંબઈના એ સભાખંડમાં જ ઝીલ્યું હતું; પ્રાયશ્ચિત્ત કોઈ આપતું ન્હોતું ત્યહારે '૬૨માં મહીપતરામભાઈને ધોળકાની શ્રીમાળી જ્ઞાતિ પ્રાયશ્ચિત્ત આપે એમ નિર્ધાર્યું હતું. દલપતબોલ એ હતો કે જે રાણીનું અહીં રાજ્ય છે એનું જ ત્યહાં રાજ્ય છે. ન વટલાવું હોય ત્હેને કોઈ ત્યહાં પ્હરાણે વટલાવતા નથી કે દારૂ પાતા નથી.–અને અંહી પીએ છે ત્હેમને શું કરો છો ?

ધર્મવિચારને પાને ૩૨મે નર્મદ લખે છે કે 'વિધવાવિવાહ એ સુધારાના ઈતિહાસનું એક મોટું પ્રકરણ છે; જે વિષયમાં ૨૭(૪૦) વર્ષ થયાં ગુજરાતી લોકમાં ચર્ચાય છે, જે વિષયમાં (દલપત ને નર્મદ) બન્ને કવિઓએ લખ્યું છે –દલપતરામે વધારે.'

૮વિધવાવિવાહના લોકપ્રશ્નપરત્વે દલપતનું કવન વધારે હશે તો નર્મદનું જીવન વધારે હશે. માણભટ્ટ વ્યાસજીઓના માણરણકે પેલું ગીત રણકે છે એ વાળી આ વાત છેઃ

નમો રે ગણેશા ! નમો હનુમન્તા !
બન્ને ય વીર છે બહુ બળવન્તા.

દલપત ગણેશ હતો, નર્મદ હનુમાન હતો.

શંભુસુત સમો લોકકલ્યાણક ધીર દલપત ને પવનસુત સમો છલંગો ભરતો વીર નર્મદઃ કોઈ કોઈથી ગાંજ્યા જાય એવા છે ? ગુજરાતના ઈતિહાસે

બન્ને ય વીર છે બહુ બળવન્તા.

વિધવાવિવાહ પ્રત્યેની દલપતભાવના મનીષી માનસની

હતી. વિરોધપક્ષની ઉગ્રતાનું પ્રધાન કારણ એ હતું કે વિધવાવિવાહ આવ્યે પાછળ પૂંછડા રૂપે છૂટાછેડા સંસારે આવશે. અને કહેતા કે જુવાન વિધવાનાં દુઃખ ટાળ્યે જુવાન કુમારિકાઓનાં દુઃખ વધશે. છેલ્લા સાત દાયકાનો દેશઈતિહાસઅભ્યાસી છાતી ઠોકીને કોણ કહેશે કે વિરોધપક્ષ સાચો નહોતો? પછીના ઈતિહાસોએ તો વિરોધપક્ષની સાક્ષી પૂરી છે.

જે દેશોમા વિધવાવિવાહ અને છૂટાછેડાના લોકચાલો સૈકાઓથી પ્રચલિત છે ત્હોં પણ એ ઠેઠીએ ન જનારાંઓ અન્નપ્રતિષ્ઠિત નીવડતા નથી? બે વાર છૂટાછેડા લીધેલી આર્ય ઈન્ગ્લાંડના મહારાણીપદે ન હોય એ ઈગ્રેજપ્રજાનો પ્રજાપોકાર જગત્જાણીતો નથી? સંયમ સારો કે વિધવા વિવાહ ને છૂટાછેડા? પણ કવીશ્વર ભાવનાવાદી હતા એટલા જ વાસ્તવવાદી હતા. અને દલપતમાનસની સર્વનિયામક ને ચક્રવર્તી ભાવનાઓ હતી ધર્મ ને સદાચારણની કવિતા કલા વ્યક્તિજીવન સમાજવ્યવસ્થા રાજકારણઃ સહુનાં સિંહાસનાધીશ કવીશ્વર કહેતા ધર્મને ને સદાચારણને. અને તેથી સરવાળે દલપતલોકમન્ત્ર એ હતો કે અનાચારથી વિધવાવિવાહ સારો.

> બાળગાડ સ્ત્રીપુરુષને બાળે જ્યારે કામ,
> સુનીતિનું જળ સીંચિને વિવેકિ લે વિશ્રામ.
> × × ×
> કામાગ્નિ કબજે કરે ઉત્તમ જન તો એ જ,
> પ્રાસ થાય જો નીતિએ ભોગ ભોગવે તે જ.

પૂર્વનર્મદના રંગ નિરાળા હતા. ઉત્તરનર્મદ તો ઉચ્ચરતો કે 'હવે અમારો મત એ છે કે ઉંચી નાતોએ વિધવાવિવાહ કરવો ન ઘટે.'

ગુજરાતે વિધવાવિવાહની ઝુંબેશ પ્રથમ ઉપાડવાનું માન છે દુર્ગારામ મહેતાજીને: અને તે ૧૯ મી સદીના પૂર્વાર્ધમાં.'દલપત ધોળિયો ત્હારે સ્વામીનારાયણના મઠમાં ભણતો, ને નર્મદ બાળકો ત્હારે કોક મુંબઈશાળામાં ઈસપનીતિ વાંચતો. વિધવાવિવાહની ઝુંબેશ એટલે ૧૮૪૦-૪૪ માં દુર્ગારામ મહેતાજીએ ગુજરાતે પાડેલો પ્રજાપોકાર. તે પછી પંદરસત્તર વર્ષે નર્મદનાં વૈધવ્યચિત્રો છપાયાં; તે પછી પચ્ચીસેક વર્ષે દલપતનું વેનચરિત્ર લખાયું.

વિધવાવિવાહની છત્રછાયા નીચે પછી કવીશ્વરે આખો સંસારસુધારાનો પ્રજા પ્રશ્ન ગાયો, ને સર્વતોભદ્ર યુગસન્દેશ ઉચ્ચાર્યો.

વેનચરિત્રમાં ૧૪૪ પદો છે, વિધવિધની ૪૨ દેશીઓ છે, છએક હજાર ઉપર કાવ્યચરણો છે. મહાકાય દલપત-કાવ્યનો વેનચરિત્ર એટલે આઠમો ભાગ. ઉપોદ્ઘાતરૂપ આદિનાં બેત્રણ પદો અને પ્રસ્તાવિક ઉપસંહારરૂપ અન્તનાં ચારપાંચ પદો શિવાયનાં ૧૩૫ પદોમાં પૌરાણિક વેનકથાનો દલપતવિસ્તાર છે.

આપણી સાહિત્યભાષાની ત્રણ પ્રધાન સરણીઓ પડેલી છે. એક છેડે છે દેવભાષાની સરણી: કપરી, શાસ્ત્રીય સંસ્કૃતમય. અસ્તોદયની અને કુસુમાવલિની એ સાહિત્યવાણ. બીજે છેડે છે લોકભાષાની સરણી: સાદી ગામડી તળપદી. બે બહેનો અને અંધેરી નગરીનો ગર્ધનસેનની એ સાહિત્-

વાણ. એ બેની મધ્યમાં છે આપણી સજ્જનભાષાની સરણીઃ સુઘટ સોહાગણની એ ગૃહસ્થાશ્રમી ભાષાઃ રસીલી, પ્રૌઢા, ભર્યોભાદર્યા ઘરની ગૃહિણી સમી. નળાખ્યાન ને વેનચરિત્રની એ કાવ્યભાષા. એ ભાષા તે ગુજરાતનાં સજ્જન અને સોહાગણની ભાષા, ગુજરાતના ગૃહસ્થાશ્રમની ભાષા.

વેનચરિત્ર છે ગુર્જરદેશનો વિધવાપોકાર. ત્હારે તે કહેવાતું'તું સુધારાનું પુરાણ.

વેનચરિત્ર કાવ્યમાંના પ્રધાન રસ છે કરુણરસ ને હાસ્યરસ. તડકાની તેજભભક ભભૂકાવવાને જેમ ચિત્રકાર પડછે છાંયડીપટ ઢાળે છે, તેમ કરુણરસની અશ્રુભીની કુમાશ ઓપાવવાને કલાધીશ કવિવર પડછે હાસ્યરસની ઘટાઓ ઉલાવે છે. વેનચરિત્રમાં કવીશ્વરે કલાસ્વામીને છાજે એવી હાસ્યરસની ને કરુણરસની ફૂલગૂંથણી ગૂંથી છે.

શીદને આવ્યો મારે આંગણે ? હો સલૂણા રે !
દગો દઈને ગયો દૂર દેશ, પ્રવાસી પરૂણા રે !

ગુરુપત્નીનો એ ચોધાર વિલાપ; અને

અરેરે ! એ દુઃખ એવું રે, જોયું નથી બીજું એ જેવું.
ધરણી ઉપર. પડી થરથર ધ્રૂજે, ગઈ સુધ બુધ ને સાન;
બહુ દુઃખની મારી બળી બળી બોલે ત્રાહિ, ત્રાહિ, ભગવાન !
અરેરે ! એ દુઃખ એવું રે.

× × ×

નાવમાં બેસી જતાં જળધીમાં હાથમાંથી પડ્યું રત્ન;
રોવા-પોકાર્યાથી પાછું મળે નહિ, કોટિ કરે જો પ્રયત્નઃ
અરેરે ! એ દુઃખ એવું રે.

કમળાવતીનું એ હૈયાફાટ આક્રન્દ; અને
હત્યાની કરનારી હું નથી,

૮ પણ વિધવાવિવાહનો નિષેધ બાળજલ્લાદ છે–ભયંકર સંસારસત્યનો એ કાળગાજન્તો ભીષણોદ્ગાર; હૃદય વ્હેલોવી નાંખતા એ કરુણ પ્રસંગો પછી

તારી રાંડ મરે ને તું પછી વાંઢો રહી જો વારૂ જી;
કેવું દાઝે કાળજડું તે તપાસ દુઃખડું તારૂં જી;

એ મર્મભેદુ મ્હેણાબોલ; અને

આ શો ગજબ કર્યો? ગોર ભુંડા;
કર્યો અન્તરના ઘા ઉંડા,
આ શો ગજબ કર્યો? ગોર ભુંડા.

ઘેર અમે ઘરધણીને કહેતાં એને દક્ષિણા આપો;
આજ તું અમને દેવા બેઠો બળબળતો રંડાપો;
આ શો ગજબ કર્યો? ગોર ભુંડા.

૯ એ હૈયાઝાળના લોકઝપાટા; અને પછી વસ્તીએ ઉચ્ચારેલો ભૂદેવોનો અસહકારઃ ૧૯૨૦માં નહિ, ૧૮૬૮માં દલપતકવિતાને અસહકારનાં સ્વપ્નાં આવતાં.

વસ્તીના લોકે વિપ્ર સંગાથે પાડયો વાંધો,
કોઈએ વિપ્રનું કામ ન કરવું, બંધી એવી બાંધો રે,
વસ્તીના લોકે.

ઘાંચી કહે, અમે નહિ દઈએ દિવેલ દીવા સારૂ;
દિવા વિના ઘર દેખાશે જેમ અપાશરે અંધારૂં રે,
વસ્તીના લોકે.

વણકર કહે કે વસ્ત્ર ન દેવાં, એટલે અડચણ મોટી;
ચકલે-ચકલે ચીંથરાં વીણી છો વાળે લંગોટી રે,
વસ્તીના લોકે.

× × ×

મોચી કહે, અમે કોપ્યા તો ઉડશે એના આટા;
ખરે બપોરે જવું પડે તો પગે બાંધશે પાટા રે,
વસ્તીના લોકે.
કહે હજામ, હવે બ્રાહ્મણના કદિ યે વાળ ન લેવા;
દાઢી વધવાથી દેખાશે બધા ય બકરા જેવા રે,
વસ્તીના લોકે.

વેનચરિત્રમાંની કરુણરસ ને હાસ્યરસની સાહિત્યમશહૂર પ્રસંગાવલિઓ તો ગંગાજમની ભાતની નૈસર્ગિક કલાવન્તી દલપતરસગૂંથણીઓ છે.

અદ્ભુત રસને પણ કવીશ્વરે કાવ્યસેવામાં લીધો છે.
હરિની જૂવો અકળ માયા! હરિની જૂવો અકળ માયા!
કળી ન શકે કોઇ ડાહ્યા,
હરિની જૂવો અકળ માયા!
ત્રણે જણાંએ ત્યાં નદીતટમાં દેહ ચિતામાં ધાર્યો;
તીરથ ફરતા ત્યાં તત્કાળ પરાશર ઋષી પધાર્યો;
હરિની જૂવો અકળ માયા!

વનવગડાના એકાન્ત સૂનકારમાં ઉંડી વિકરાળ વનાટવિખોળે ચિતાપ્રવેશ કરતી કમળાવતીનું રોમાંચકારી, કમકમાં ઉપજાવતું, ભીષણ દૃશ્ય—એની કવિકલ્પનાઓ વાંચી સાતપૂડાઓની ગહન ગહ્‌વરગુફાઓ ભીતર ચિતાસ્નાન કાજે

સજ્જ થયેલી, ભારતવર્ષના છેલ્લા સમ્રાટ મહારાજ હર્ષવર્ધનની દુઃખભારનમેલી રાજભગિનિ રાજ્યશ્રીની કાળઘેરી રેખાવલિઓ નથી સાંભરી આવતી ? હર્ષચરિતમાં ચક્રવર્તી શ્રી હર્ષ વીરોને તારેઉગારે છે; અહીં વેનચરિત્રમાં રાજયુવરાજ વેનકુમાર ધર્મભગિનિને તારેઉગારે છે.

વેનચરિત્રમાંનાં કાવ્યસુકતકો પણ હારમાંનાં હીરાજડ્યાં લોલકો જેવાં છે. "શુકનમહુરત સાચાં નથી' નું વહેમખંડનાત્મક કાવ્ય; મોહમાયાના બાહ્ય પટાન્તરો ભેદતું ને અન્તર્યામીના ગુણગૌરવ ઉઘાડતું કાવ્ય 'ભલો ભાળી ઉપરનો આભાસ રૂપે નવ રાચિયે;' जगत्यां जगत् એ ઉપનિષદ્પદનો અર્થવિસ્તાર વિસ્તરતું વૈરાગ્યપદ 'જાય છે જગત ચાલ્યું રે, ઓ જીવ ! જોને;' અને યુગયુગની કાળગૂંથણીના ડંકા વગાડતી પરાશર ઋષિઓલની મહાઅર્થવાહિની પેલી કાવ્યકડી

પાંચે ભૂત પરસ્પરમાં પ્રતિભૂત વિશે ભાસે છે;
તેમ જ યુગ ચારે મધ્યે પ્રતિજુગમાં જુગ વાસે છેઃ

વિશ્વનાં વિશ્વસત્યો ગાતાં દલપત કવીશ્વરના એ ગીતમન્ત્રો છે.

અને પછી રત્નમંડળમાં સોહાતા મહામણિ જેવું પેલું ૧૮૫૯માં સાંપડેલું, ઈતિહાસના અર્ક સમું, સંસારઉત્ક્રાન્તિનું ઐતિહાસિક દલપતમહાગીત

ધીરે ધીરે સુધારાનો માર

એ પણ કવીશ્વરે વેનચરિત્રમાં સુકલાવિધિએ ગૂંથી લીધેલું છે. દલપતરામનું વેનચરિત્ર કાવ્યરત્નોની રત્નમાળા છે.

પ્રસંગને છાજતાં ગીત અને વાણી એ આમ જોતાં

ન્હાની વાતો છે, કાવ્યકલાના વસન્તરંગો લેખે મ્હોટી વાતો છે. ઉપરનાં કાવ્યઅવતરણોમાંની દલપતકાવ્યબાળા અને ગીતદેરીઓના ઢાળ જરા નિહાળીવિચારી જોયાં? પ્રસંગના ભાવ અને ખિલાવને અનુરૂપ નથી એ? કાવ્યચિત્રોમાંનાં તેજછાયાના અટાપટા ગાડ ને પેશ કરતા નથી એ? અપારશે અંધાઈ, છો વાળે લંગોટી, ઉડશે એના આટા, પગે બાંધશે પાટા, ગજબ કર્યો–ગોર ભુંડાઃ ચાબખાના ચમકાર જેમા ફટ ફટ થતા એ શબ્દબોલ ને ટકોરા મારતા એ ગીતઢાળ હાસ્યરસને પોપે અને ખિલાવે, કરુણરસને ન ભાવે. તેમ 'અરેરે! એ દુઃખ એવું રે' એ પદમાંનો અરેરાટ અને 'પ્રવાસી પરણ્યા રે!' કારમી કીકીયારી સમો એ વિલાપબોલ કરુણરસની કુમાશના છે, અટ્ટહાસ્યના ખડખડાટના નથી. 'હરિની જુવો અકળ માયા, હરિની જુવો અકળ માયા' એ બેવડાતી શબ્દાવલિમાંનો શબ્દઉછળાટ જ કોક અદ્‌ભુતદર્શનને કાજે શ્રોતાજનને ઉત્કંઠ કરે છે. 'જાય છે જગત ચાલ્યું રે, એ જીવ! જોને': સરિતોર્મિ સમો લહેકાતો એ પદનો પ્રલંબધ્વનિ પડછન્દો વૈરાગ્યભાવની વિષાદતાના પડઘારૂપ નથી? ધીરગભીર ગજગતિએ વહતી માઢમેવાડાની સુરાવટ અને સંસારસૂત્રોની મહાભાવ દૃષ્ટાન્તમાળા સમાજઉત્ક્રાન્તિના ઈતિહાસગભીર ને વિશ્વવિકાસગૌરવી દલપતઉત્ક્રાન્તિવાદના પ્રતિબિંબો છે. પ્રસંગપ્રસંગની વિધવિધતાની ભાવાનુસારિણી ઢાળપસંદગી એ તો સૌ કવિવરોની સચોટ કાવ્યકલાનું કલાઅંગ છે. વેનચરિત્ર અને નળાખ્યાન એ કાવ્યકલાનાં છે આપણાં સર્વોત્તમ કાવ્યદૃષ્ટાન્તો.

કાવ્યવસ્તુની કથાકલા એટલે વાર્તાનો ઉઠાવ ખિલાવ ને પ્રસંગગૂંથણી; એક પછી એક ઉગી આવતી, ભરી ભરી અને રંગરંગીલી, વાદળીઓની પરંપરાના સમું કથાસ્ફોટન. શકુન્તલા નાટકમાંના અંકઅંકમાંના કથાસ્ફોટનની પગલીઓ વિચારી જોજો; અને પછી નળાખ્યાનમાંનું ને વેનચરિત્રમાંનું કથાસ્ફોટન વિચારી જોજો. કવિકુળની વિધવિધતામાં યે એકગોત્રી કુટુંબીજનની એકરૂપતા દર્શાશે.

નિજ કાવ્યગ્રન્થના મધ્યવર્તી સંસારપ્રશ્ન પરત્વે વાંચક પ્રજાજનની હૈયાઅનુકમ્પા જગાડવાને અને જગાડીને આકર્ષવાને ગ્રન્થનો ઉપાડ ને વાર્તાનો ઉઠાવ બાળવિધવાના કેરુણ ને દૈવાધીન પ્રસંગથી કવિએ કીધો છે. રાજગુરુની પુત્રીનાં રંગેચંગે ને ઉત્સાહઉમંગે લગ્ન લીધાં ને કીધાં, પણ 'ગોવિન્દની ગતિ ન્યારી' હતી. હજી તો 'જાન વિદા નથી કીધી' ત્યહાં જ ચૉરીમાંથી ઉઠેલી બાળક નવવધૂ વિધવા થાય છે. એકાએક આવતી વાદળછાયા સમો કાવ્યચોકમાં ઘેરો ભાવપલટો થાય છે, મેઘકાટકો ગાજે એવો સારો નગરીમાં હાહાકાર થાય છે. બાણવિંધાયા પંખીદર્શને સિદ્ધાર્થકુમારને હૈયાબાણ વાગ્યુ હતું તેમ બાળહરિણી સમી કાળઘવાયેલી ગુરુપુત્રીને નિરખ્યે વેનકુમારને પણ વિધિવેધ્યુ હૈયાબાણ વાગે છે. તે ક્ષણથી જ પ્રજાપુત્રીઓનાં વૈધવ્યનો ગેબી સંસારપ્રશ્ન યુવરાજનો જીવનપ્રશ્ન થાય છે, અને એમ વેનચરિત્રનું કાવ્યભાવિ ઘડાય છે. કવીશ્વરે કીધેલો કાવ્યઉઠાવ સાર્થ સાર્થક ને કલાત્મક છે.

પછીની રાજદરબારમાંની શાસ્ત્રચર્ચાકથા, મોગાળ

જતાં રાજ્યુવરાજે ડીધેલી રાજાજ્ઞા, પાછા વળતાં વનવગડામાંનો કમળાવતીપ્રસંગ, 'વિધવાને વર ક્ય્હાંથી લાવી આપું ?' વેનકુમારની વિધિ સ્હામે અથડાતો એ નિરાશાબોલ, હરિની અકળ માયાએ ત્ય્હાં પરાશર ઋષિનું પધારવું, અને કળીકાળપ્રવર્તતી પારાશરી સ્મૃતિમાંનું ઋષિવરનું શાસ્ત્રનિરુપણઃ વેનકાવ્યમાંની એ સકળ પ્રસંગપરંપરાનાં પાણી પાઈ પાઈ કવીશ્વર વેનકુમારની સંકલ્પવેલનો વટલો સરજે છે.

કરુણરસની અગ્રછાયાળી ગહરી જમાવટથી અન્તે કવિ સ્વયં થાકે છે અને પછી હાસ્યછોળો ઉછાળે છે. એ હાસ્યછોળો પણ છે રાજયુવરાજના સંકલ્પનો વજ્રસંકલ્પ ઘડનારીઓ. પ્રજાજનોએ ગુરુદેવનો બહિષ્કાર પોકાર્યો એથી તો યુવરાજકુમારને વિધવાવિવાહના ઉછરંગઉમળકાની ઓર ભરતી ચ્હડી અને બોલી ઉઠ્યા કે

કીધી છે મેં પ્રતિજ્ઞા એવી રે, વિપ્રવિધવાને પરણાવી દેવી રે.

પછી એ થનગનતા વછેરા સમા સાહસે ચ્હડેલા જોબનજોમવન્તા રાજયુવરાજને રાજમાતા ધીરો પાડે છે કે વિધવાજગતના મનોરથકોડ તો જરા નિરખીપારખી લે અને પછી રાજાજ્ઞા ઉચ્ચાર. સ્થિતપ્રજ્ઞનું મહાવાયક ત્ય્હાં બોલાયું છે કે વિધવાજગતમાં

સાચી મરજી જેની હોય જેવી, તેને તેમ જ ચાલવા દેવી.

વેનકુમારનો તેમ જ બ્રિટિશ સરકારનો Widow Remarriage Act permissive છે, coerssive નથી.

પણ વિધવાજગતના મનના મનોરથો પારખવા શી

રીતે ? અનુભવવૃદ્ધ રાજમાતા સુનિથાએ દૃષ્ટાન્ત રૂપ મર્મ કથા કહી.

સુનિથા કહેઃ તું સંશય છાંડી રે જો આ કાચનાં તપ્પોને હાંડી રે.
એક જાતનાં જાણુ વિચારી રે, એક નર છે અને એક નારી રે.
નરના અન્તરમાં જે સમાય રે, તે તો કોઈથી કળી ન શકાય રે..
પણ પ્રમદા તણા પેટમાંનું રે રજભાર રહે નહિ છાનું રે.

Parables–મર્મકથા એ એક મહાન દલપતકાવ્યગુણ હતો, અને વેનચરિત્રમાં પણ તે ઢાંકયો રહ્યો નથી.

પછી દલપતકાવ્યકલાનો પરમ કાવ્યપ્રસંગ આવે છે.

ચતુર રાજમાતાએ ત્રણ તિથિઓનો સ્ત્રીજગતનો નગરોત્સવ માંડયો. પ્રથમ દિવસે કુમારિકાઓનો, બીજે દિવસે સોહાગણોનો, ને ત્રીજે દિવસે વિધવાવૃન્દનો નગરબાગમાં ઉત્સવ ઉજવાયો.–બસ; હવે વધુ કથાવિસ્તાર અંહી નહિ કરિયે. કવીશ્વરની કાવ્યકલા પ્રસંગગૂંથણીમાં છે, વાર્તાવિકાસમાં છે, સ્વભાવોક્તિઓમાં છે, કાવ્યભાષામાં છે, કાવ્યદેશીઓમાં છે, કરુણરસ ને હાસ્યરસની રંગમિલાવટમાં છે. આંબાનો આમ્રરસ સમસ્ત વૃક્ષરાજમાં છે એમ કવીશ્વરની કાવ્યકલાનાં રસામૃત સમગ્ર કાવ્યઆંબામાં છે. જિજ્ઞાસુઓ એ કાવ્યકુંજમાંથી કટોરા ભરી ભરી પી લેશે. માત્ર એક જ વધુ પ્રસંગનિર્દેશ અંહી કરીશું. એ કથાપ્રસંગ વૈરાગ્યરસની જમાવટનો છે, વિધવા બ્રહ્મચારિણીઓના બ્રહ્મચર્યમહિમાનો છે, કવીશ્વરની પરમ કાવ્યકલાત્મકતાનો છે.

અમદાવાદની વિધવાવિવાહોત્તેજક સભાને કાજે વિધવાવિવાહોત્તેજક કાવ્ય કવીશ્વર રચતા હતા. પણ શાસ્ત્રશ્ર-

દ્દાણુ દલપત બ્રહ્મર્ષિનો ધરથી સંસારસિદ્ધાન્ત એ હતો કે વિધવાવિવાહ કરે તે નહિ, પણ

કામાગ્નીને કબજે કરે, ઉત્તમ જન તો એ જ.

કવિતાની કાવ્યકલાશૈલીએ કવિવરે આ વિધવાવિવાહોત્તેજ કાવ્યમાં એ નિજ વિધવાબ્રહ્મચર્યનો મહિમાસિદ્ધાન્ત ગાયો છે; દેવમન્દિરમાંની દેવઘંટા વાગે એવા મંજુલ ઘંટાનાદે ગાયો છે.

વિધવાવૃન્દના નગરોત્સવનો ત્રીજે દિવસે આશ્ચર્યે
રાજકુંવર ને રાણીજી પછિ બાગ બહાર નિસરિયાં,
સન્ધ્યાટાણે શિવનાં દર્શન કરવાને સંચરિયાં.
ત્ય્હાં વિધવાઓ પાંચ હતી, ભાસે સુખડાં ભૂખાળાં;
કોઈએ ધોળાં વસ્ત્ર ધર્યાં, કોઈ કસબ વગરનાં કાળાં.

પવિત્રતાની એ પંચમૂર્તિઓને રાજમાતાએ પૂછ્યું કે ત્હમે કેમ અપવાસિની, એકાકિની, અટૂલી દીસો છો? પંચમૂર્તિઓએ ઉત્તર દીધો કે ભગવાને સરજી છે એવી છીએ. વિધવાધર્મની ગુરુગાથા આજ અમે સાંભળી.

એ જ રીતે વિધવાનો ધર્મ ધરીશું અમે અનાથા.

× × ×

સ્વર્ગ થકી કો સુર આવીને લાગે જો લલચાવા,
તો પણ અમે ધરમ નહિ તજીયે, લાગે દૈત્ય ડરાવા.

રાજપ્રકરણમાં પાવરધા થતા યુવરાજકુમારે પછી રાજરમતની રીતે પ્રશ્ન પૂછ્યો કે ત્હમે દિવાજાગરણ કીધું છે, તો કહો કે બાગમાં આજે શાં શાં વાજીંત્રો વાગ્યાં? એ કુમારપ્રશ્ન તો હતો રાજરમતનો, પણ પછી રાજકુમારને

અવંળો પડી ગયો. બ્રહ્મચારિણીઓએ રાજરમતને હરાવી. બાઈઓ કહે, અમે એના સ્વર સુણ્યા નથી, શું કહિયે ? એવે સમે ઉપદેશ તણાં પદ અમે ઉચરતાં રહિયે. અને પછી કવીશ્વરનાં ગુર્જરપ્રખ્યાત એ વૈરાગ્યપદો વિધવાબ્રહ્મચારિણી એ પવિત્ર પંચમૂર્તિઓએ રાજમાતાને ને રાજયુવરાજને સંભળાવ્યાં.

એ વૈરાગિણીઓનાં વૈરાગ્યગીતે વિધવાવિવાહોત્તેજક વેનકુમાર પણ ઘડીક થંભી ગયો, સુધારાના ઉત્સાહઉમગને મહામોજે ન્હડેલો જોબનજોધ અવિરામ વહતી જગતજાહ્નવીનું કાળગીત સાંભળીને, માનવતાથી યે પર મહામાનવતાનો બોલ સુણીને, અસ્તંગમિતમહિમા થઈ ગયો. 'આભના આધાર જેવા' 'રૂડા રૂડા રાણીજાયા' જગતમહેલાતોમાં હતા. 'કાળે તેની પાડી કાયા,' અને સહુ એ મહામહિમાવન્તાઓ 'ઠર્યા જઈ સ્મશાન ઠામે.' વેનકુમારને થયુ કે માનવી ! આ કાળના કોળિયા ! વિરાટ વિશ્વયોજનામાં તું છો કોણુ ?

માંખીઓએ મધ કીધું, ન ખાધું–ન દાન દીધું;
લૂંટનારે લૂંટી લીધું રે,
પામર પ્રાણી !

માથે મહંકાળ ગાજે છે, ત્હારી પામરતા વિચારી જો.
હજી હાથમાં છે બાજી, કર તું પ્રભુને રાજી,
તારી મૂડી કર તાજી રે,
પામર પ્રાણી !

જોબનઝૂલન્તા રાજયુવરાજનો અહંભાવ છીરવું વસ્ત્રના જેવો

સરી પડયો. રાજકુમાર ઉઠયો, આવ્યો, ઢળી પડયો; અને એ વિધવાબ્રહ્મચારિણીઓની

પ્રદક્ષિણા પાંચેની કરીને પ્રેમે લાગ્યો પાય

વિધવાવિવાહોત્તેજક રાજયુવરાજ એ વૈરાગિણીઓની પવિત્રતાને પ્રણમ્યો. વિધવાબ્રહ્મચર્યે વિધવાવિવાહને જીત્યુ. માનવતાને મહામાનવતાએ હરાવી દલપત ઋષિવરની દલપતસ્મૃતિ સમાજજયિની નીવડી. દલપત કવીશ્વરની કાવ્યકલા ગુજરાતગૌરવી ગાજી. અને એમ નવકવિતાનુ નવસંસારશાસ્ત્ર ગૂંથાયુ.

દલપત કવીશ્વરનુ એ વેનચરિત્ર, દલપત ઋષિવરની એ યુગસ્મૃતિ, નવયુગનુ એ નળાખ્યાન.

વેનચરિત્ર છપાયે ગુજરાતશાળાપત્ર (મહીપતરામ ? કે નવલરામ ?) બોલી ઉઠયુ કે દલપતરામની 'કવિતામા મારો ક્રમ ને સારી કુશળતા છે...કવીશ્વર દલપતરામે જે ગ્રન્થો બનાવ્યા છે તેમાં આ કવિતા ઘણી રસિક અને પસદ કરવા લાયક છે.'

સમકાલીનોને યે ત્યહારે થયુ હતું કે વેનચરિત્ર એટલે સર્વોત્તમ દલપતકાવ્ય. કવિતા ને કસ્તૂરીની સુગન્ધ નાક ન હોય એ જ ન પારખે

કરણી ત્હેવી ભરણી. સદ્ભાવ, સદાચરણ, કે સદ્કવિતા કો બદલા વિનાનાં રહ્યાં છે ? વેનચરિત્રના પારિતોષિક લેખે ન્હાસ સાતસો રૂપિયા કવીશ્વરને મળ્યા હતા. પ્રેમાનન્દશાયી માણભટ્ટશૈલીએ વેનચરિત્ર કાવ્યના કથાકારને રાજપીપળાના શેઠ ગિરધરલાલ હરિવલ્લભદાસની વતી રૂ ૫૦

બક્ષીસના મળશે એવી જાહેરાત પછી સોસાયટીએ કરી હતી. ૧૯મી સદીમાં પ્રેમાનન્દ એમ નવઅવતારે અવતર્યો.

નળાખ્યાનના સમીપને સિંહાસને બિરાજે એવું વેનચરિત્ર વિના બીજું જૂનું કે નવું આપણું આખ્યાનકાવ્ય કયું છે?

વેનચરિત્ર છપાયું એ અરસામાં ગુણના કળોડાનું હાસ્ય ને કરુણરસપ્રધાન લલિતાદુઃખદર્શક નાટક છપાયું હતું. ગુજરાતને નવકવિતાના સદ્ગ્રન્થો મળતા હતા; આપણી સમાજવ્યવસ્થાના કોયડા નવયુગની દૃષ્ટિએ એમ ઉકેલાતા હતા.

વેનચરિત્રના શ્રુતિફળમાં કવીશ્વર કાવ્યમહિમાઓનું એક નિત્યસત્ય ઉદ્ગાય છે કે

ઓખાહરણ કુંવારી સુણશે, રાસલીલા પરણેલી;
વિધવાઓ તો વેન તણું આખ્યાન સુણે મન મેલી.

અને રૂચીઅનુસાર મંહીથી બ્રહ્મચર્ય કે પુનર્વિવાહનો સાર સારવે.

એમ '૬૯ની સાલ બેઠી.

ન્હાનપણમાં કવીશ્વર જ્યોતિષશાસ્ત્રને અંગે ગણિતશાસ્ત્ર ભણેલા, અને ત્યહારથી મનોરંજક ગણિતના કોયડા ઉકેલવા એમને ગમતા. '૬૯ના જૂનમાં મહારાજ મૂળરાજ સોલંકી અને કચ્છાધિપતિ લાખા ફૂલાણીના ઐતિહાસિક રણસંગ્રામનું એક કવિત રચ્યું, અને મંહી એક ગણિતકોયડો ગૂંથ્યો. પછી તો દલપતઘરનો એ પ્રખ્યાત બાળખેલ થઈ પડયો. હાસ્યરસની, આશ્ચર્યભાવની, કલ્પનાવિલાસની, નિર્મળા

આનન્દ ઝરતી બાળરમતોનાં કવીશ્વર પરમ હિમાયતી હતા. આ બાળખેલ એવો છે કે ચાર જણુ હોય ને ચાર વસ્તુઓ હોય. ચારે જણુ મનપસંદ એકએક વસ્તુ સન્તાડે. પછી પાંચમો શાગીર્દ બહાર ગયો હોય તે સંહુ સમક્ષ પાછો આવે, સહુને એકએક ફૂલનું નામ પૂછે, ને કોણે કોણે કઈ કઈ વસ્તુ સન્તાડી છે તે કહી આપે. દલપતકુળનાં કુળબાળકોને આનન્દપ્રદ આ બાળખેલ શીખવાડાતો, અને આગન્તુક મહેમાનોના મનોરંજનને માટે ઘણી વેળા ઘરમાં એ ભજવાતો. કવીશ્વરની કવિતાની વ્યાખ્યા જ એ છેઃ આત્માનો નિર્મળો આનન્દ;

કવિતા કહિયે કલ્પના, જનમન રંજન જાણુ.

આત્માના નિર્મળા આનન્દથી અધિકો કાવ્યાશય અન્ય કિયો હોય?

વળી પાછી એક દાયકે–'૬૯ની સાલમાં ગુજરાતી ભાષાની જોડણીનો કૂટ પ્રશ્ન ઉકેલવાને સરકારનીમી વિદ્વત્‌કમિટિ બેઠી. મિ. હોપ એમાં હતા, મિ. કરટિસ હતા; દલપત ને નર્મદ–ગુજરાતના બન્ને કવિવરો હતા; દુર્ગારામ મહેતાજી ને વ્રજલાલ શાસ્ત્રી હતા; મોહનલાલભાઈ, મહીપતરામભાઈ, નન્દશંકરભાઈ હતા. ગુજરાતી જોડણીની વિચારણાને અર્થે એવી વિદ્વત્‌કમિટિ ફરી બેસશે ત્હારે ખરી. એ વિદ્વત્‌કમિટિ મળ્યા પછી શીત્તેર વર્ષે તો ગુજરાતી જોડણીનો કૂટકોયડો ઉકેલાઈ રહ્યો નથી.

વળતી સાલ '૭૦ના માર્ચમાં કચ્છનરેશ મહારાવ પ્રાગમલ્લજી બાવા મુંબઈ જતાં માર્ગે અમદાવાદમાં પધાર્યો

હતા. સંગાથે શાકુન્તલાના ભાષાન્તરકાર ને નડિયાદના સુરસદીવર શ્રી ઝવેરીલાલ યાજ્ઞિક હતા. કવીશ્વરને અંગત સ્વાર્થની વાત નહોતી. ઝવેરીલાલભાઇ મારફત મહારાવને મળ્યા, કવિતા સંભળાવી, રાજરીતે રંજન કીધા, સોસાયટીની સદ્‌પ્રવૃત્તિઓ સ્હમજાવી. કચ્છનરેશે સોસાયટીના સત્કાર્યમાં પ્રસન્નતાથી પાંચસો રૂપિયા આપ્યા, અને પાછળથી બીજા બસ્સો મોકલાવ્યા. દલપતકવિતા એમ સોસાયટીના ભંડોળભંડાર ભર્યે જતી હતી.

'૬૯માં સાહિત્યરસિયા કચ્છી સજ્જન શ્રી ગોવિન્દજી ધર્મસિંહની ઈનામી જાહેરખબર કવીશ્વરે વાંચી હતી, અને તે ઉપરથી '૭૦માં હાસ્યરસપ્રધાન મિથ્યાભિમાન નાટક રચીને મોકલાવ્યું એ સાહિત્યરસિકને દલપતનાટક એટલું બધું રસભર્યું લાગ્યું કે ઈનામના એકસોને બદલે દોઢસો રૂપિયા બક્ષિસ આપ્યા ને કવીશ્વરને પ્રશસ્તિપત્ર લખ્યો. બે માસમાં નાટક છપાયું. પહેલા માસમાં બસ્સો નકલો ખપી ગઈ. ડાયરેક્ટર મિ. પીલે પાંચસો નકલો મંગાવી હતી.

દલપતરામનો હાસ્યરસ ઠાવકો મર્માળો નિર્મળો ને બહુધા વણુડંખીલો છે. વેનચરિત્રમાંના વાંઢાવિલાપ ને પ્રજાસંધના ગોરબહિષ્કારના પ્રસંગો, કેટલાંક લોકમશહૂર પ્રસ્તાવિક કાવ્યો, અને મિથ્યાભિમાન નાટકઃ એ દલપતહાસ્યરસનાં મીઠડાં સરોવરો છે. દલપતહાસ્યબાણુ લક્ષ્યવેધી છે, પણ ઝેરપાયેલું નથી. વાગનારને વાગે છે ને તે પણ સહુ સંગાથે હસી સુજનતાથી શોભે છે. વણુડંખીલા હાસ્યરસની સુઘડ મર્માળી પરિશુદ્ધિ તો ગુજરાતે દલપતરામની કે પ્રેમાનન્દની.

છેક આજ સૂધી, ૧૯૩૪ના જૂનમાં, મિથ્યાભિમાન નાટક છપાયા પછી ૬૫મે વર્ષે, એક અજાણ્યા જ સદ્‌ગૃહસ્થ મુંબઈથી નિજ મુંબઈગરી ભાષામાં મિથ્યાભિમાન નાટકપ્રસંશાના નિજ હૈયાબોલ બોલી નકલ મંગાવે છે.

સમ્રાટકવિ શ્રી ન્હાનાલાલભાઈ,

મારા છોકરાઓને હાલ હાસ્યરસનાં પુસ્તકો વાંચવાનો શોખ લાગ્યો છે. અને ખંધેડીઆ મસ્તફકીર અને જાગીરદારની ચોપડીઓ વાંચે છે. વીશેક વરસ પહેલાં આપના પિતાશ્રીની લખેલી મિથ્યાભિમાન નાટકની બુક મેં વાંચેલી. તેમાં જે હયુમર હતું તે આ નવી બુકોમાં નથી. મુંબઇના મઘળા બુકસેલરોને ત્યાં તપાસ કરી. તે પુસ્તક મળ્યુ નહિ. એટલે આપને તસ્દી આપવી પડી.xx એકાદ નકલ હોય તો મોકલી આપશો.

લ. લક્ષ્મીદાસ કેશવજીના પ્રણામ

આદશીત્તેર વર્ષે યે દલપતહાસ્યરસના રસિયા મુંબઈ-ગુજરાતે જાગે છે ખરા. ખરૂં છે; કવિતા કટાતી નથી.

પછી '૭૦ના મે માસમાં સર મંગળદાસ નથ્થુભાઈની સંગાથે હુનાળો ગાળવાને કવીશ્વર માથેરાનની શીતળ શિખરઝાડીઓમાં ગયા, ને ત્ય્હાં કુંજઘટાઓમાં જઈને જીંદગીનો ચ્હડેલો થાક ઉતાર્યો.

આત્માનાં અમૃતસરોવરો કુદરતનાં ઝરણાંઓમાંથી ભરાય છે

---

## પ્રકરણ ૧૮ મું, સન્તાનો અને આત્મસન્તાનો

सानन्दं सदनं, सुताश्च सुधियः, कान्ता न दुर्भाषिणी,
सन्मित्रं, सधनं, स्वयोषितिरतिः, चाज्ञापरा सेवकाः;
आतिथ्यं, शिवपूजनं प्रतिदिनं, मिष्टान्नपानं गृहे,
साधोः संगमुपासते हि सततं; धन्यो गृहस्थाश्रमः.

આ અરસામાં કવીશ્વર વિટપ ખીલી વડલો થતા હતા. ઉપરના શ્લોકશાખી ઘણીખરી કુળવિભૂતિઓ દલપતવડલે વડવાઈઓ થઈ લટકતી.

કવીશ્વરનાં કાવ્યકીર્તિ ને લોકપ્રતિષ્ઠા વિસ્તરતાં હવાં ત્હેમને પગલે પગલે એમનો કુળમાંડવડો પણ ઘટાઘેરવન્તો ફૂલતોફાલતો હતો.

આયુષ્યની અર્ધી સદી દલપતરામ ઉતર્યા હતા. વસન્ત ઉતરી હતી, ગ્રીષ્મે ઉતરી હતી; જીંદગીની શરદ બેસવાનો વારો હતો. નર્મદ સૂરત જઈ વિરામ્યે પ્રતિસ્પર્ધીની ઘોષણા યે વિરમી હતી. કવીશ્વર અપ્રતિરથ હતા.

પણ સંસારમાં અપ્રતિરથદશા એટલી અને સાવ અભિનન્દનીય છે?

કવિઓનાં આયુષ્ય વર્ષોથી નહિ, આત્માના ઉત્સાહોથી મપાય છે. દલપતઆયુષ્યની વસન્ત વીત્યા છતાં દલપત આત્માની વસન્ત વીતી ન હતી. હજી તો દલપતઆંબે દલપતકાવ્યની સાખ પાકવાને હાયકાની વાર હતી. દલપતઆંબાને ડાળીઓ ફૂટી હતી, ડાળે ડાળે નવપલ્લવ ને

નવમ્હોર ફૂટ્યાં હતાં. થોડાક વર્ષ પછી, આયુષ્યનાં ૬૦મા વર્ષમાં, કવીશ્વરની કવિતાસાખ પાકી, સારી યે આમ્રઘટાનો પાક સમેટાયોસંગ્રહાયો, ને દલપતકાવ્યના મહિમાવન્તા કાવ્યગ્રન્થથી ગુજરાતને વધાવી દલપતરામ વાનપ્રસ્થ થયા.

પણ એને હજી દસકાની વાર હતી.

વઢવાણથી આવ્યા ત્હારે દલપતરામ પતિપત્ની અને દંપતીના અદ્વૈત સમી એક બાળકી હતાં પણ એકએક દંપતી તે એકએક કુટુમ્બ છે. દલપતદમ્પતી ખીલી હવે દલપતકુળ મ્હોર્યુંપ્રફુલ્યુ હતું. પાંચ પુત્રો ને ચાર પુત્રીઓથી છલબલતી કવીશ્વરની કુટુંબવાડી આત્મસમૃદ્ધ ને સુખશીતળ હતી પચ્ચીસી પૂર્વે દલપતદંપતી હતાં; હવે દલપતકુળ હતું.

ગુર્જરવાડીઓમાં વિસ્તરતી દલપતસન્તાનોની ને આત્મસન્તાનોની કુટુંબવેલ વિશાળ પલ્લવવન્તી હતી.

સર્વજ્યેષ્ઠ પુત્રી રાયકુંવર દલપતપ્રવૃત્તિયુગ પૂર્વે વતનમાં જન્મી હતી ફારબસ ને મિસિસ્ ફારબસની રાયકુંવર લાડીલી હતી. કાલે કાલે બોલે માહેબકાકા ને મડમકાકી બોલતી એ બાલિકાને ફારબસના બંગલાના ને તંબૂના બધાં બાર ઉઘાડાં હતાં. દેવમન્દિરે ધરાવાય તે પૂજારીબાળ પામે, એમ રાજારજવાડાંઓમાંથી ફારબસને આવતાં ફળફૂલમેવાનોહાઈમાં રાયકુંવરનો બાળભાગ પડતો. દસ્ગદિવાળીને પર્વે માહેબકાકા દલપતબાળકીને ફટાકાફૂલખરણીઓ મોકલતા, વારતહેવારે અંચળતાકા મોકલતા. અત્યાસી

વર્ષના સૂર્યોદય ને સૂર્યાસ્ત જોઈ, ભલાં ને ભોળાં, બ્રહ્માનાં બાળ સમાં, રાયકુંવર આજે–૧૯૩૪ના સૂર્યોદય નિરખે છે. પછી '૩૫ના ઉત્તરાયન જોઈ એમણે અક્ષરવાસ કીધો.

હરિકુંવરનો જન્મ સૂરતમાં થયો હતો. હરિબા મૂળીમાનો અવતાર હતાં. રાજસીતાપુરની સરોવરપાળે પાણીડાં ભરતાં હરિબા બે બાળકોનાં માતા થઈ દૂભાયાં હતાં. શરદ્પૂર્ણિમાએ, ભુજગશયનાત્ ભગવાન હજી ઉઠયા ન હતા ત્ય્હારે, હરિબાનો લગ્નવિધિ વઢવાણમાં થયો હતો. પિતાસંગાથે હરિબા લોધીકે ગયાં હતાં, અને ઝાલાવાડની ઝાળનો દલપતવારસો વસ્તુતઃ હરિબા સીથાવાસમાં ભોગવતાં. પિતાને ત્ય્હાં તો મહેમાનીએ આવતાં. ઘણુંખરૂં માતા મૂળીમાની છાંયડીમાં સહોદર વીરને ઘેર કચ્છના દરિયાકિતાર દેશમાં હરિબા રહેતાં.

વીજકુંવર હતાં દલપતરામનાં લાડિલી પુત્રી. ચોથા વાસેથીજ માતાસૂની એ બાળકીને પિતૃવાત્સલ્યની હાથેળીઓએ પંપાળી પંપાળીને કવીશ્વરે ઉછરેલી હતી, ને તેથી સહજભાવે પિતાને હૈયાવ્હાલી હતી. તેજસ્વી જાજરમાન દઢસંકલ્પશાલિની વીજકોર દલપતપ્રતિષ્ઠા સરખિડાં પ્રોજ્વળ હતાં. દામ્પત્યના પહેલા પહોરમાં દૂભાયેલાં વીજીબા રેવાબાની છાયામાં દલપતઘેર રહેતાં, અને રેવાબા અક્ષરવાસી થયે દલપતકુળનાં કુળઅધિષ્ઠાત્રી થયાં હતાં. સગી માતા વાત્સલ્યભાવે રેવાબાએ વીજીબાને ઉછેર્યાં હતાં; ને પછી વીજીબા રેવાબાનાં સન્તાનોને સગી ભગિનિના ભાવે ઉછેરતાં. ગૃહમન્ત્રી, કુલઅધિષ્ઠાત્રી, દલપતસંસારમન્ત્રણાઓનાં

વિધાત્રી–વીજકુંવર એટલે દલપતકુળમાંડવાનાં અલકકિશોરી.

અને ચોથાં દલપતપુત્રી હતાં મણિબા. મણિબા હતાં દલપતકુળની ગવરી ગાયઃ ગાય જેવાં ગોરાં, ગાય જેવાં ગભરૂ, ગાય જેવાં ગરીબ. રેવાબાની એ એક જ પુત્રીની પાંખડી, ચાર વીરાઓની એ એક બ્હેન. દલપતઉત્તરાવસ્થાની જાહોજલાલી એમણે જોઈ હતી. દલપતઅવસાન પછીની અસ્તવ્યસ્તતા સાલસ્વભાવિણી મણિબાથી ન્હોતી સખાતી. એ ચમેલીની પાંખડીને બેસતો લૂનાળો યે અગ્નિઝાળ જેવો લાગતો. મણિબાની ત્રણ પાંખડીઓ સમી ત્રણ પુત્રીઓ હતી, અને એ ત્રણે ય ગવરી ગાયની વાછડીઓ સમી ઝાંઝર ઝમકાવતી ગરીબ ને ગભરૂ હતી. સાલસપણું એ સંસારદષ્ટિએ ગુણ છે કે અવગુણ ? વીજીબાએ ને મણિબાએ આ જીવનઆલેખકની પરસાળ નિજની છેલ્લી વત્સલપગલી-ઓએ પાવન કીધી હતી, અને સંસાર સંકેલી છેલ્લી સ્હોડ વાળી, 'બાફોઈ' 'બાફોઈ' બોલી મ્હોં સૂકાતાં બાળકોને આશિષ દઈ, માણેકબાને ખોળે સૂતાં હતાં.

વીજીબા ને મણિબા–દલપતકુળની એ પાંખડીઓ સંસારની છેલ્લી મહેમાનીએ અમારે ત્હાં પધારી, આખરી સેવાસુશ્રૂષાની માણેકબાના હૈયાભાવમાં શ્રદ્ધા ધારી, એ એમના ભાવોચ્ચારણને અમે સદા અભિનન્દન ને આશીર્વાદ લેખિયે છીએ.

આપણી Social Economyમાં એવી શી અધૂરપ છે કે દીકરીઓની દૈવી વિભૂતિઓ સંસારકલ્યાણિની ઓછી નીવડે છે ? કે સહુ સંસારો એવા છે ? ને આકાશછત્ર પણ

એવું છે ? સૂર્યતાપના બાર કલાકમાંથી દશેક કલાક એ તેજને સંસાર જાગતાં ઝીલે, ને ચન્દ્રની ચન્દ્રિકાના બાર કલાકમાંથી આઠેક કલાક ચંદાનાં અમૃત ઉંઘતા સંસારે ઢોળાય.

કુંકુમરંગી શીંગડિયાળી, દૂધવર્ણાં તેજ ને કુમાશવન્તી, ઝીણાં ઝીણાં ઝાંઝરે નિજનિજના ન્હાનકડા સંસારો ઝમઝમાવતી દલપતકુળની કુળવાડીઓ સૌ જગત જીતી ગઈ છે.

અને દલપતકુળના કુળવાછરડાઓ પણ ધોરી થઈને નિજનિજની શક્તિમતિઅનુસારે દેશનાં ખેતરો ખેડતા.

સહુથી ન્હાના પુત્ર ચમનલાલ–એમનું જન્મતિથિનું નામ છે જેજન શુણી–૬ । ૬ । ૮૦–કવીશ્વરના મંડાતા નિવૃત્તિઆશ્રમમાં જન્મ્યા હતા. દલપતરામનાં એ છેલ્લાં સન્તાન. બીજાં દલપતસન્તાનો દલપતપ્રવૃત્તિઆશ્રમમાં જન્મ્યાં હતાં. ઈસ્વી ૧૮૫૨માં મોહનલાલે, ૧૮૬૫માં મગનલાલે, ૧૮૭૧માં છોટાલાલે, ૧૮૭૭માં ન્હાનાલાલે, ને ૧૮૮૦માં ચમનલાલે દલપતઘેર પગલીઓ કીધી હતી. કવીશ્વરની કવિતા ને કાવ્યકીર્તિ દલપતઘેર જાણે વરસતાં હોય એવો દલપતકુળનો આંબલો મ્હોરતો ને ફાલતો. કવીશ્વરે આયુષ્યનું સીમોલંઘન કીધું ત્ય્હારે પુત્રો ને પૌત્રો, પુત્રીઓ ને દૌહિત્રોનો ચાળીશેકનો વિશાળો વંશપરિવાર ગુર્જરકુંજેમાં પાથરીને પરવર્યા હતા. કવીશ્વરની ઉત્તરક્રિયાનો સમારંભ તો, દસરા સમો, દલપતકુળનો કુળમહોત્સવ હતો.

દલપતકુળ દીર્ઘાયુષી છે. રાય બ્હેન ૮૭ વર્ષની વરધો જોઈ અક્ષરવાસી થયાં. મોહનલાલે ૭૦ વર્ષ દુનિયાં જોઈને

આંખ મીંચી. છોટાલાલને ૬૩મે વર્ષે વિધિનાં તેડાં આવ્યાં. ચમનલાલ ૬૦ શરદો ને ન્હાનાલાલ ૬૩ શરદો તરી ઉતર્યા છે. એક મગનલાલ સ્વજનોનો સંસારસંગાથ પરિત્યાગી ૩૮ વર્ષની ભરયુવાવસ્થામાં કાળના પડદાની પાછળ જતા રહ્યા. ત્હો ય એમનાં બે સન્તાનો આજ પચ્ચાસ વર્ષોની પટોશમાં છે. મૂળીમા પણ શીતેરેકની વયે સ્વર્ગવાસી થયાં હતાં. સ્વયં કવીશ્વરે ૭૯મું વર્ષ બેઠા પછી દેહલીલા સંકેલી લીધી હતી.

કુળઅધિષ્ઠાતા લેખેની દલપતપ્રકૃતિ ડાહ્યાભાઈનાથી સાવ નિરાળી હતી. અગ્નિહોત્રી ડાહ્યા વેદિયા અગ્નિસ્વરૂપ હતા; કવીશ્વર દિલકુમળા, ભાવનાંગળતા, ભર્યા સરોવર સમા હતા. વાત્સલ્યઝરતા પિતા, વ્યવહારનિપુણ વડિલ, કડક ન્યાય અને આર્દ્ર કરુણાથી અંકિત કુળઅધિષ્ઠાતા લેખે દલપતરામ પ્રાચીન યુગના આર્યકુળના જાણે Pater Familius હતા. કુળમાં કુળધર્મોનું પરિપાલન કાળમીંઢની સખ્તાઈથી પણ જળની કુમાશથી કવીશ્વર કરાવતા. દલપત-કુટુંબ વહેતી નદી જેવું હતું; ભેખડો શામળી પત્થરછાટોની હતી, વહેણ હૈયાકુમળાં જળનુ વહતું. કુટુંબીજનોને કવીશ્વર કેળવતા, જીવનમાર્ગ દાખવતા, અને ઉદ્બોધતા કે ' જાવ, આ ત્હમારો કલ્યાણમાર્ગ, ' એમ કહી આયુષ્યપન્થે પ્રેરતા. સુકાનીની સદ્ધર્મદક્ષતાથી, સીધા નીતિસદાચરણને પન્થે, સંસારસાગર તરવાનું સન્તાનોને કવીશ્વર શીખવતા. પૂરા લાલનપાલનથી દલપતરામ કુળપરિવારને પાળતાપોષતા-ઉછેરતા. પાંચે ય પુત્રો દલપતલાલનના લાલ હતા; પાંચેયનાં દલપતરામે લાડમાં લાલ નામ પાડ્યાં હતાં.

એક સૌથી ન્હાના શિવાય ચારે પુત્રોને પિતાનો કવિતવારસો ઓછોવધતો મળ્યો છે. મોહનલાલે ઘણી કવિતા લખી છે, મોહનવાણી નામથી ત્હારે સંગ્રહાઈ હતી. મોહનવાણી પછીના ને પૂર્વેના ઘણા કાવ્યગ્રન્થો વિસ્મરણભંડારે સંગ્રહાયા છે તેમ મોહનવાણી પણ આજ વિસ્મરાઈ છે દલપતકવિતાના ગુણો એમાં થોડા હતા. કચ્છમાં આયુષ્ય-અવધો ગાળી, છતાં ગજસ્થાનના એ અમલદારે પોશાળની પ્રેરણા પીધી ન્હોતી રણને કાંઠે વાગડમા ને સિન્ધને કાંઠે લખપતમાં મોહનલાલે વર્ષો વિતાવ્યા વીશેક વર્ષે ઉત્તરાવસ્થામાં એક વેળા મોહનલાલ પિતાઘેર અમદાવાદ મહેમાન થયા હતા ત્હારે નવઅમદાવાદમા પોતે ભૂલા પડે તો માર્ગ દાખવવાને એક વયોવૃદ્ધ કચ્છી સંગાથીને કચ્છમાંથી લાવ્યા હતા. સંસ્કૃતિ ને સંસ્કાર રાજનગરોમા છે, નગરે વસે ત્હેમના નગરભાવ ખીલે આઘે આઘે—ગુર્જર પ્રજાની પરવાડે પચાસપોણોસોના મોહનલાલ રાજસેવક હતા ને ગામડામા અમલદાર કહેવાતા. કચ્છના ગામડાની અમલદારીમાં એમણે આયુષ્ય નિર્ગમ્યુ હતુ. મોહનલાલની કવિતાડાળે ટીશીઓ બેઠી હતી, પલ્લવપુષ્પો ન્હોતા ઉઘડ્યા.

છોટાલાલનુ જન્મતિથિનામ હતું દયાત્મા ભીમ–૨૫।૧।૭૧. છોટાલાલ દેહરંગે માતાના રંગના સામળા હતા, સુવાવસ્થામાં પડ જેવા ભરાવશરીરના હતા, જોબનપૂર્ણમાં છોટાલાલ કવિતા લખતા, નાટકો રચતા. છોટાલાલરચ્યાં નાટકો અમદાવાદમાં ને ગુજરાતમાં ત્હારે ભજવાતાં—રાઈનો પર્વત ભજવાયો છે એથી અનેકગણી વાર ભજવાયા હતા. ચોમેર લટકણિયાંઓની ચતુરાવલિઓથી શોભતુ હિંગળોકવર્ણું

અમારે ત્હાં બાળપારણું હતું. પારણાનું તળ નેતરપટનું હતું. એ નેતરપટ અળગો કરી, પારણાને ઉભું મૂકી, એને અમે કટવનનો નાટકપડદો કલ્પતા, લટકણિયાંઓને લટકતાં ડાળડાળખીઓનાં પલ્લવઝૂમખાં માની લેતા, અને મહાવનમાંથી આવતા વનવીર સમા છોટાલાલરચ્યા નાટકગીત ગાતા ગાતા મંહીથી નીકળતા. ગીરનાં વનમાં બહારવટુ ખેડતા, વનવગડાનાં ઝાડીઝુંડોમાં ભૂલા પડેલા, કિશોરપદ્મ સમા વનરાજ મહારાજના ગીતનાં આજે યે સાભરતા ઉપડતાં ચરણયુગલ આ હતા,

આ અઘોર વનમા હે પ્રભુ! ભૂલો પડ્યો હુ આમ,
ક્યહા એ મ્હારી વ્હાલી મા! તુ ? ક્યહાં એ મ્હારૂ ધામ ?
આ અઘોર વનમા હે પ્રભુ!
આ અઘોર વનમાં હે પ્રભુ! ભૂલો પડ્યો હુ આમ.

ગીરના મહાવનની ભીષણ અઘોરતાને અનુરૂપ પ્રલંબધ્વનિ એ ભીમપલાસ રાગમાં અઘોર વનવગડામા ભૂલા પડેલા વનવીર વનરાજ મહારાજનુ વનગીત લખાયેલુ હતું. બાળવનરાજનુ એ વનગીત બાળપણામાં અમને બહુ ગમતું વીરાસન વાળીને અમે બેસતા, ક્ષત્રિયશૈલીએ પીતાબરની કહેડે ભેટ બાંધતા, મંહી ગમશેરો લટકાવતા, ને એમ છોટાલાલરચ્યા ગીત ગાઈ બાળવનરાજના બહારવટાના બાળખેલ અમે ખેલતા ખોટી, પણ આબેહુબ દેખાવની, સોનાકાગળની સોનવેલજડયા કાળાભમ્મર મ્યાનભીડેલી, સાચુકલા સરખી, ખોટા સોનાવરખ ચ્હોડેલી મૂઠોની, ન્હાનીમ્હોટી લાકડાની બે તરવારો ભેટ આવેલી ઘરમા હતી.

એ ધારણ કરી, એવા બાળસરજ્યા ક્ષત્રિયસ્વાંગે છોટાલાલ-રચ્યું 'ગુર્જરપતિ મહારાજાધિરાજ વનરાજ ચાવડા' નું નાટક અમે ઘરમાં ભજવતા. બાળકોના એ અમ બાળખેલ હતા. પણ એ બાળખેલ છોટાલાલનાં નાટકોની રસિકતા ને લોકપ્રિયતાના સાક્ષીરૂપ હતા.

છોટાલાલ પણ ભાવનગરનાં ગામડાંઓમાં અમલદાર થઈ ને ગયા, અને એમની કવિતા પણ અમલદારીમાં પછી ઉપટી ગઈ. અમલદાર લેખે છોટાલાલની કર્તવ્યનિપુણતા ને આત્મકર્ત્તૃંવળતાની રાજપ્રતિષ્ઠા તેમ જ પ્રજાપ્રતિષ્ઠા દલપતપુત્રને શોભતાં હતાં. ડીપોટી વહીવટદાર હતા ત્હારે પણ 'વહીવટદારે નહિ, ને ડીપોટી વહીવટદારે તપાસ કરી રિપોર્ટ કરવો' એવી ઉપરથી વારંવાર અમલદારી રાજાજ્ઞા આવતી ઉત્તરાવસ્થામાં એમની કુટુંબવાડી કાળે લેગી નાંખી હતી. જીર્ણ, ખોખરા, દિલદાઝેલા, સફરઉતર્યાં વહાણ જેવા છોટાલાલ જરાવસ્થાની પાનખરવાડીમાં વિચરી પિતૃમેળામાં સંચર્યો છે.

દેહે ને પ્રાણે કવીશ્વરના તેજસ્વી પુત્ર તે તો મગનલાલઃ રેવાબાના જ્યેષ્ઠ ને પ્રથમ સન્તાન; પ્રો. કાશીરામ દવેના મિત્ર, સહાધ્યાયી, ને સમાનશીલગુણશાળી. દૂધ શો ઉજળો દેહ, કસરતશાળાની કસરતોથી મ્હારેલી સ્નાયુપેશીઓ, એહા ઘાટનો બાંધી દડીનો શરીરસ્તંભ, તેજસ્વી લલાટદેશ, આત્મનિષ્ઠનાં દૃઢ પગલાંઃ મગનલાલ ન્હાનકડા દલપતરામ હતા. પ્રો. કાસીરામ દવેના મગનલાલ સમવયસ્ક ને ગાઢ મિત્ર હતા; દવે સાહેબ સમા ધર્મનિષ્ઠ

ને વ્યવહારપવિત્ર હતા. જ્યા–જયન્ત રચાયા પૂર્વેની, અને જયા–જયન્તમાંની બ્રહ્મચર્ય ભાવનાની પ્રેરણારૂપ, ૨૦મી સદીની આપણી આદ્ય બ્રહ્મચારિણી કુમારી યશલક્ષ્મીના મગનલાલ પિતા: નબળાં નેત્રોને કારણે કાશીરામભાઈની સંગાથે મગનલાલ કૉલેજમાં ભણી શકયા નહિ, ને કાયદાનો અભ્યાસ કીધો. એજન્સી વકીલ થયા. મેઘરજના ઇડરિયા ડુંગરાળ ભીલવાસોમાં ઘડીક જઈ આવી ભાવનગર રાજ્યમાં પછી દિવાની–ફોજદારી ન્યાયાધીશ થયા. મગનલાલની કડક ન્યાયતુલા ભાવનગર રાજ્યમાં લ્હારે લોકપ્રશસ્ત હતી; પ્રજાજનો એમને ન્યાયના સાચા અધીશ પ્રમાણતા. તરવારની ધાર જેવી એમની પ્રમાણિકતા તેજસ્વિની હતી, ધર્મના કાંટા જેવી એમની ન્યાયતુલા સમતોલ હતી. માવરકુંડલામાં એક સત્સંગીનો કેસ હતો. સ્વામીસંપ્રદાયના આચાર્યજી મહારાજે મગનલાલને ભલામણચીઠ્ઠી લખી. મગનલાલે એ ભલામણચીઠ્ઠી અમદાવાદ પિતાશ્રીને પાઠવી, ને પૂછાવ્યું કે મ્હારે ભલામણ માનવી કે ન્યાય તોળવો ? ભાવનગરમાં લ્હારે કૌંસિલવહીવટ ચાલતો, અને રાજસત્તા એટલે સમસ્ત રાજ્યકૌંસિલ. એક કૌંસિલરના આજ્ઞાઆદેશ તે નિજખાતાનાં ધારાધોરણ ખરાં, પણ રાજ્યકાયદા નહિ–એમ કહીને એ આસિસ્ટન્ટ ન્યાયાધીશે જ્યૂરિસ્પ્રૂડન્સમાંની Soveriegntyની સર્વમાન્ય વ્યાખ્યા ઉચ્ચારીને એક કૌંસિલરનો સરક્યૂલર તે રાજકાનૂન નથી એવો ફેંસલો આપ્યો હતો. મિ. સીમ્સ લ્હારે ભાવનગર સંસ્થાનમાં કડેધડે હતા, પ્રાવિણ્યપ્રબળ કૌંસિલર ગણાતા. એકદા કવીશ્વર એમને બંગલે મળવાને ગયા.

મિ. સીમ્સે હસતાં હસતાં દલપતરામને કહ્યું કે આપકા એક લડકા રાજ્યમેં આયા હૈ; ઉનકો ઠઢેના હમારી સમાલ રખ્ખે. દલપતરામે વિવેક કીધો કે એની સંભાળ તો આપે રાખવાની છે. ભાવનગરજૂનાગઢના સીમાડા ઉપર એકદા મારામારી થઈ, ખૂન થયું. સંસ્થાનોને સીમાડાની તકરાર પડી, રાજ્યાધિકારનો પ્રશ્ન ઉઠ્યો. રાજહક્ક કાજે રાજ્યો એજન્સીમાં ગયાં. શાણી એજન્સી એટલા માટે જૂનાગઢને માહું લગાડે કે ભાવનગરને ? સીમાડો નિર્ધાર્યા વિના એજન્સીએ કહ્યું બન્ને ય રાજ્યો વારાફરતી કેસ ચલાવે. જૂનાગઢે કેસ ચલાવી બેત્રણ ભાવનગરવાસીઓને ટીપ ફરમાવો. પછી વાત રસે સ્હડી. મહુવે મગનલાલ સન્મુખે કેસ આવ્યો. સંસ્થાનો સમતે હતાં, એજન્સીએ રાજહકૂમતનો ફેંસલો આપ્યો ન્હોતો, તે ફેંસલો ભાવનગરના નોકર ન્યાયાધીશે, ગુનાહસ્થાનનો જાતનિર્ણય કરી, પોતાની ને ભાવનગરની વિરૂદ્ધ ભાખ્યો કે ભાવનગરહદમાં ગુનોહ બન્યો નથી, આ કોર્ટને કેસ ચલાવવાનો અધિકાર નથી. નિજ ન્યાયાધીશોની ન્યાયસ્વતન્ત્રતાથી ભાવાણાના ભૂપાળો દૂભાતા નથી એ તો દેશવિદિત ઈતિહાસવાર્તા છે.

ત્રણ પાસાની ચોપાટ, શેતરંજની રાજરમત, ને ટેનિસ મગનલાલની વ્હાલી રમતો હતી. સહુ રમતોમાં એ કસરતબાજનું કૌશલ્ય સરસ હતું. કલાકોના કલાકો પર્યન્ત તલ્લીન ને ધ્યાનગ્રસ્ત રહી તે ખેલતા. ઝીણું પણ અડગ બુદ્ધિબાહુલ્ય એમનું ત્હાં યે પેખાતું.

થોડીક ને પ્રાસંગિક કવિતાઓ મગનલાલે રચેલી છે. એમના મંડળમાં મંડળપ્રિય હતી, રસથી ગવાતી. સ્વામી-

નારાયણ સંપ્રદાયના આચાર્ય શ્રી કેશવપ્રસાદજી મહારાજ ત્હારે અમદાવાદનું ભૂષણ હતા. આચાર્યશ્રી છપૈયે વતનમાં પધાર્યા એ પ્રસંગની મગનલાલરચી લાવણી સંપ્રદાયનું મન્તમંડળ ત્હારે સહર્ષ ગાતું. અન્ય પ્રસંગની મહારાજની નગરસવારી વર્ણવતાં પ્રલંબધ્વનિ શાર્દૂલવિક્રીડિતનો

જાતો'તો દિન એક છેક હું જ્યહાં માણેકના ચોકમાં એમ ઉપાડ થતો. દેશભક્ત દાદાભાઈએ બ્રિટિશ પાર્લમેન્ટનાં દ્વાર હિન્દીઓ કાજે ઉઘાડયાં. બ્રિટિશ રાજસભામાં દાદાભાઈ પ્રવેશ્યા ત્હારે લોર્ડ સોલ્સબરીએ એમને Black man કહ્યા. દાદાભાઇ Black હતા જ નહિ સન્મુખ બેઠેલાને યે લોર્ડ સોલ્સબરી મીંચેલી આંખે પેખતા હશે? એ પ્રસંગે ભરતખંડને ભારે અપમાન લાગ્યું; આબાલવૃદ્ધ હિન્દીજનોને એ અપમાનવેણ ડંખ્યાં. દાદાભાઈના મિત્રપુત્ર મગનલાલે ત્હારે છાપાંઓમાં માલિનીમાળા રચી છપાવી હતી; અને

કરમી પુરુષ કાળો પાર્લમેન્ટે પળાયે

એ ચરણ એ માલિનીમાળાનું ધ્રુવપદ હતું.

અમ સહોદરોમાં મગનલાલ પ્રથમ ઉગ્યા ને પ્રથમ આથમ્યા. દલપતઅવસાન પછી ત્રણ જ વર્ષપગલીઓ મગનલાલે સંસારમાં ભરી. મ્હારાં કેટલાંક કાવ્યો, પ્રથમ ભાગમાંનું શ્રાવણી અમાસનું કાવ્ય મગનલાલે શિહોરની ડુંગરમાળ છેલ્લીવેલ્લી છોડી એ દેહવિઘાતક મન્દવાડવેળાના પ્રયાણપ્રસંગની ડુંગરાળ ઘેરી ઘેઘલી અન્ધારી રાત વર્ણવતું કાવ્ય છે, બ્રહ્મદીક્ષાનું કાવ્ય છે તે મગનલાલની અવ-

સાનવેળાએ દલપતઘેરથી નીકળેલી સ્મશાનયાત્રા વર્ણવતું કાવ્ય છે.

પિતા પાસે મગનલાલ થોડાક સામમન્ત્રો ભણ્યા હતા; અને अभिप्रज्ञा तमोजसा, अभिप्रज्ञा तमोजसा નું સામગાન દલપતકુલાશ્રમે ગાતા.

આદિમાં જ ૭૫–૧૦૦ના પગારથી આકર્ષાઈ ગામડામાંની નોકરીએ જઈને આપણા ઘણા તેજસ્વીઓ નિસ્તેજ થાય છે. એમાં ગામડાંઓનો વાંક નથી હોતો. ગામડાંઓમાં તો ઘણી વેળા ડુંગર હોય છે, સાગર હોય છે, વાડીઓ હોય છે, ઈતિહાસ હોય છે. પણ ગામડાંમાંની ધૂળ, ગન્દવાડ, અજ્ઞાન, ને અમલદારી તેજસ્વીઓનાં તેજ હરી લે છે. ગામડાંમાં ન્યાયાધીશ થવા ગયા ન હોત ને અમદાવાદમુંબઇમાં વસ્યા હોત, તો મગનલાલ દેશના જાહેરજીવનને ખિલાવતશોભાવત. પણ જીંદગીની ભૂલો પ્રથમથી પેખાતી હોય તો કોઇ ભૂલ કરે ખરૂં ?

ચમનલાલનું જાહેરજીવન આ કથનની સાક્ષીરૂપ છે. ચમનલાલે કવિતા નથી લખી; પણ નિજ કાર્યનિપુણતાથી, વ્યવહારદક્ષતાથી, સરકારપ્રતિષ્ઠાથી માસિક રૂ. ૧૫થી સરકારી નોકરીમાં પ્રવેશી ૧૦૦૦ની પાયરીએ ચ્હડ્યા હતા. દલપતરામના વ્યવહારચાતુર્યનો વારસો ચમનલાલને મળ્યો છે.

ને ન્હાનાલાલનાં જીવનના ને કવનના ગુણદોષ તો ગુજરાતજાણીતા છે.

દલપતરામ ત્રણ વાર પરણ્યા હતા; ને શિવજીના બીલીપત્રના ત્રિદળ સમો ત્રણ પત્નીઓનો દલપતવસન્તો

છે. ત્રણ ત્રણ ઓરમાયાંના ત્રેખળા પરિવારમાં સંપજંપ ત્હારે સંસારશોભતો ને દેખાડાખવવા સમો હતો.

એક અળવીતરો હતો ન્હાનો. કવીશ્વરને ખૂબ પજવતો. અને એક અમારાં જી મૂળીમા ન્હાનાથી યે અધિકું દલપતરામને પજવતાં. પત્ની લેખે મૂળીમાનો સમોવડિયણનો હક્ક હતો. વાગડની વેકૂરમાં મૂળીમા ઉછર્યાં હતાં. રણની ખારાશ ને વેકૂરની કર્કશતા મૂળીમાના સ્વભાવમાં સંચર્યાં હતાં. ઉત્તરાવસ્થામાં મૂળીમા મોહનભાઈની હારે કચ્છમાં રહેતાં, ને કચ્છમાં જ વિદેહ થયાં હતાં. અમૃતબાની પેઠે મૂળીમાએ પણ પતિ કરતાં પુત્રને વ્હાલો કીધો હતો. ડાહ્યાભાઈની પેઠે ડાહ્યાભાઈનાં પુત્રવધૂ મૂળીમાનાં રૂસણાં પણ આયુષ્યની અવધે યે વછૂટયાં ન હતાં.

કવીશ્વરનાં બીજાં પત્ની હતાં કાશીબા. એમનું પીયર વાત્રકકાંઠામાં આંતરસૂબે. દલપતકુળમાં તો કાશીબા પાંચેક વર્ષ માંડ રહ્યાં હશે. હાજા પટેલની પોળ છોડયા પછી થોડાંક વર્ષ કવીશ્વર અમદાવાદમાં સારંગપુર ચકલામાં તળિયાની પોળમાં રહ્યા હતા; સ્હાડુભાઈ મૂળજી અંબારામના ઘરમાં. મૂળજી ને ગણપત બે ભાઈઓ હતા. ગણપત વૈદ્ય શહેરજાણીતા હતા ને મૂળજી નાતપ્રશસ્ત હતા. મોટું ઘર, વિશાળ ચોક, ઉજ્માળા ઓરડા, ચોકમાં ચન્દરવા જેવડી પાટ, પોળમાં પ્રતિષ્ઠા, નાતમાં પટેલાઈ, ગુણિયલ ઘરરખુ ગૃહિણી; આછી આવકે મૂળજી સંસારસુખિયા હતા. મામાની હવેલીમાં યુનાઈટેટ પ્રિન્ટિંગ પ્રેસ નીકળ્યુ ત્હારથી એમાં નોકર હતા. કવીશ્વરનો કંકાસસંતપ્ત સંસાર

સુખમધુરો કરવાને મૂળજીએ પોતાનાં સાળી કવીશ્વરને પરણાવરાવ્યાં. એ અમારાં કાશીબા. ચાર વાસાની એક પુત્રી વીજકુંવરને પાછળ મૂકીને વીજળી જેવાં કાશીબા દિવ્યાસિની થયાં. ચાર વાસાની એ પાંખડી જેવી પુત્રીને દલપતરામે પછી પૂરી વ્હાલપથી ઉછેરી હતી; અને એ વીજકોરે પિતાના છેલ્લા મન્દવાડમાં પિતૃસેવા પ્રાણ પાથરીને કીધી હતી. સહુ સ્હમજુઓ સ્હમજે છે કે પત્ની ગયે પુત્રી એટલે પિતાનો છેલ્લો વિસામો.

પ્રવૃત્તિમય દેશજીવન નિર્ગમતા દલપતરામને વીજકોરને ઉછેરવાનું વિષમ પડ્યે કવીશ્વર ત્રીજી વારકા પરણ્યા. એ અમારાં માતુશ્રી રેવાબા. પરિક્ષિતની મોસાળનગરી કેટલાક કહે છે એ અમારી મોસાળનગરી ધોળકા એટલે શ્રીમાળીઓની કાશી. ત્હારના ધોળકાની ઉજળામણનો આજે તો ત્હાં દશાંશે નથી રહ્યો. ગોલ્ડસ્મિથના Deserted Village જેવું ધોળકાને અનુલક્ષીને કાવ્ય પહેલી વીશીમાં આ આલેખકે આદર્યું હતું. અમારા નાના જગેશ્વર તરવાડી ને નાની સદામાનુ ઘર વિશાળ ડહેલીબન્ધ ને રાજેશ્રી હતું. ઘરને બારણાં ન્હોતાં, ગરાશિયાના જેવાં ડહેલીદ્વાર હતાં. વચ્ચે મ્હોટો ચોક હતો. એમના આતિથ્યને યોગ્ય એક પા ચોકની પાડોશમાં પહોળું રસોડું હતું. ચોકમાં દેવસેવાનો ખંડ હતો, ટાંકાવાળું પાણિયારૂં હતું. ડહેલીમાં ગાય બળદ ને એક્કો બન્ધાતાં. રેવાબા ત્રણ બ્હેનમાંનાં બ્હેન હતાં, કાલિદાસ મામાની કાપડની દુકાન હતી. અમ ભાણેજડાંને તેડવામૂકવાને અહિનેપખવાડિયે મામાનો બળદએક્કો ધોળકેથી અમદાવાદ જતોઆવતો જ હોય. કુબેરજીના ઢાળની

પહોળી સડકે અમે રપેટીઓ મ્હેલતા, લાકડીના ઘોડા ખેલાવતા. પાછળની પોળમાં લક્ષ્મીસોહન્તું મહાલક્ષ્મીનું મંદિર હતું, ને ત્હ્યાં પાસે પાટ–ગુજરાતના સમસ્ત શ્રીમાળીમંડળનું પાટઘર હતું. કાર્તકી પૂર્ણિમાએ સાત નદીઓના સંગમઆરે વહૂઠાના મેળામાં કાળિયા મામાનો પાલ પડતો, ને પારેવડાં સમાં અમે ભાણેજડાં મામાનો પાલ ગજાવતાં મંડી ભરાતાં. પેલા ગોલ્ડસ્મિથે વર્ણવેલા Deserted Village ના જેવી વિરાટનગરીની આજ દશા છે. મ્હલાવ–મીનલસરોવરને જરાની જીર્ણતા ચ્હડી છે, નગરનો દક્ષિણભાગ બાગોળ ફરતો કેટલોક ઉતરડાઈ ગયો છે. અમ મોસાળપક્ષે આજ સૂના ગણુ મમો વેરાન છે. મોસાળવેલમાં એક વિધવા પુત્રવધૂ છે, એમની બાળકીવાછરડી યે અમરોમાં જઇ વસી. જ્યહાં છાશવારે જતાં ત્હ્યાં ગયે પણ કળશી કે ખાંડી વર્ષ થવા આવ્યાં.

રેવાબા સુખી મહિયરનાં ફૂળડાળખી હતાં; રેવાબાએ કવીશ્વરને સુખી કીધા. કવીશ્વરનો વંશવસ્તાર તે અડધઆગેરો રેવાબાનો વેલવસ્તાર. મૂળીમાનાં ને કાશીબાનાં સન્તાનોને રેવાબાની કુળવ્હાલપે સગાં મા વિસરાવ્યાં હતાં.

રેવાબાનાં પગલે અમદાવાદમાંના સ્થાયી કવિનિવાસના સ્મારકરૂપ 'કવેશરનો બંગલો' બન્ધાયો હતો. રેવાબાનો સીમન્તસંસ્કાર ને બંગલાનું વાસ્તુમુહૂર્ત ૧૮૬૪ની બેસતી નવરાત્રીએ ઉજવાયાં હતાં. વિધાત્રી ક્ષણેક ત્હારે હસતી હતી

કોઈ રંકનું રત્ન ક્ષણેક જળમાં સરી પડે, ને બીજી ક્ષણે પાછું લાધે એમ એ બંગલાએ સંસારની ક્ષણભંગુર-

તાનો ચમત્કાર વાસ્તુમુહૂર્ત પછી છએક માસમાં જ દલપતરામને દાખવ્યો હતો. બે-બે ઘર માંડી અસન્તુષ્ટ કવીશ્વર ત્રીજે ઘરવાસે સંસારની મીઠપ માણતા થયા. એમની કુટુંબવેલ પાંગરી. ત્રણત્રણ ઓરમાયે—એક મૂળીમાના અપવાદે; અને મૂળીમા યે હવે કંકાસે ન્હોતાં, રૂસણે હતાં.—સંપજંપ લોકવખણાતો હતો. ઘેર મનમાન્યાં આતિથ્યઆદર હતાં; પોળમાં પ્રતિષ્ઠા હતી; મન્દિરની છાયા હતી; નગરીમાં મહિમા હતો; મહાજનોમાં મ્હોટપ હતી; સરકારદરબારમાં સન્માન હતું; વિદ્યાવૈભવ હતો; સન્તોષશોભતી સંપત્તિ હતી; દેશવિશાળી કાવ્યકીર્તિ હતી. પોળના નગરીના દેશના કવીશ્વર ભૂષણ હતા; પ્રારબ્ધને ને પુરુષાર્થને માણતા હતા.

દલપતરામ ધનાઢ્ય ન્હોતા, પણ ધનહીનોને ધનિક કરે એવી એમની હૈયાવિશાળતા હતી. કવીશ્વરનો ગૃહસ્થાશ્રમ નિકટથી નિહાળનારાંઓ સહેજે બોલી ઉઠતાં કે धन्यो गृहस्थाश्रमः.

ગૃહસ્થાશ્રમી દલપતરામ સંન્યસ્તનાં સન્તોષ સમાસ ને સદ્ધર્મ પાળતા. કુટુંબવ્યય પ્રમાણે ધન કોને જોઈતું નથી કે દલપતરામને ન જોઈ યે ? પણ ધન પાછળ કવીશ્વર ધાતા નહિ; 'ધન નથી' 'ધન નથી' એમ બબ્યા કરતા નહિ. ખપપૂરતું જોઈતું ધન એમની પાછળ ધાતું આવતું. પ્રવૃત્તિ ખેડતા, પણ તે લોકસેવાની પ્રવૃત્તિપરાયણતા હતી. દલપતગૃહસ્થાશ્રમ સાધુવર્ણો હતો.

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते,
तेषां नित्याभियुक्तानां योगक्षेम वहाम्यहम्.

દલપતગૃહસ્થાશ્રમ શ્રી હરિના એ કોલની સાક્ષીરૂપ હતો પ્રેમાનન્દે સુદામાજી વિષે ગાયું છે કે

થઈ ગૃહસ્થ પાળે સન્યાસ

સુદામા જેવા કવીશ્વર ૧૯મી સદીના આપણા ગૃહસ્થ સન્યાસી હતા

કવીશ્વરને ઘેર ખ્રીસ્તી આવતા, ઇસ્લામી આવતા, પારસી આવતા, સાહેબો આવતા, શેઠિયા આવતા, વિદ્વાનો આવતા, અમલદારો આવતા, સાધુસન્તો આવતા, દિવાનો આવતા, ધર્માચાર્યો આવતા દલપતઘર ગુજરાતનુ સાહિત્ય તીર્થ હતુ

રાજનગરના કવીશ્વર મહિમાવન્તા મહાજન હતા '૪૮ થી '૮૬–અર્ધી સદીભર કોક જ શહેરસમાર ભ દેશમાળી દલપતસૂનો ફરજવાયો હશે

અને આ બધુ દલપતકુળ હતુ, દલપતસમાર ન્હોતો વૃક્ષરાજને વહડેલા વેલાવેલીઓ હતા સન્તાનો વગે, અન્ય કુળમાંડવડાઓ સગાથે ફૂલડાળીઓ ગૂથાય, ત્હારે સમાર થાય દલપતદપતી ફૂલીફાલી દલપતકુળ થયુ હતુ દલપતકુળ અન્ય કુળવેલો શુ ગૂથાય ને દલપતસમાર મડાય એને હજી દાયકા–દોઢ દાયકાની વાર હતી

અને કવીશ્વરના આત્મસન્તાનોનો પરિવાર પણ ગુજરાતપાવશે હતો ચારેક દાયકા સૂધી દલપતશાળા ચોપૂટ ગુજરાત ભરી મહાલતી

દલપત કવીશ્વરનો પટ્ટશિષ્ય હતો ફાર્બસ ફાર્બસને ભણાવવાને દલપતરામ વઢવાણથી અમદાવાદ આવ્યા હતા,

ફારબસને ભણાવતાં ભણાવતાં દલપતરામે નવગુજરાતને ભણાવ્યું હતું. ફારબસને દલપતરામ પ્રધાનભાવે ઈતિહાસ ને ગૌણ ભાવે કવિતા ભણાવતા. આપણા રાસાઓમાં કવિતા ને ઈતિહાસનો રસસંગમ છે. એ દલપતશિક્ષણનું પરમ ફળ તે આજ આઠ દાયકે યે અદ્વિતીય રહેલી રાસમાળા. દલપતફારબસની બીજી જુગલજોડલી સાંપડશે ત્હારે રાસમાળાની જોડ પણ સાંપડશે.

ચતુર્દિશા રોપતો દલપતકાવ્યપરિવાર કવીશ્વરની ચાર દિશે ઉસેલો છે. પ્રથમ દિશામાં ઉભેલા છે હાઈસ્કુલમાં ને ટ્રેનીંગ કોલેજમાં કવીશ્વર કને કવિતા ભણી, કાવ્યવિશેષ કંઈક પામી, ઋણ માનનારાઓ. ભવભૂતિ કહે છે કે સૂર્ય તો સૌને સરખાં કિરણો વરસે, પણ હીરો ને ઠીંકરી કંઈ સરખાં ઝીલતાં નથી. કેશવ હર્ષદ ધ્રુવ ને હરિ હર્ષદ ધ્રુવ—ગુજરાતના ભૂષણરૂપ એ સાક્ષર બાન્ધવબેલડી દલપતરામને સદા ગુરુભાવે સંભારતી. ઈસ્વી ૧૮૮૯માં કવીશ્વર સાવરકુંડલે પુત્ર ઘેર ગયા હતા. કવીશ્વરના આત્મપુત્ર હરિલાલભાઈ ત્હારે અમરેલીમાં સેશન્સ જજ હતા. કવીશ્વરને કુંડલેથી અમરેલી ન્હોતરી સભા ભરી લોકસભા મધ્યે એ પ્રાન્તઅમલદારે દલપતરામને ગુરુ ભાવે સન્માન્યા હતા. રત્નાવલિ અલંકારની શીઘ્ર કવિતાનો, ઈસ્વી ૧૮૭૨નો ઈંગ્રેજી ચોથા ધોરણમાંનો પ્રસંગ સાઠ વર્ષ પછી ૧૯૩૨માં શ્રી કેશવ ધ્રુવ સંભારતા.

> કહે ભૂપઃ સુણ. કુંવરજી ! શા'પુર જીતે જોય,
> એ દલમાં તું આગુજે કબરજોર બહુ હોય.

કુંવરજી શાહપુરજી એદલજી ને બરજોરજી કેશવ ધ્રુવના સહાધ્યાયીઓ અને કવીશ્વરના પારસી વર્ગશિષ્યો હતા. ઈંગ્રેજી ચોથા ધોરણમાંનાં ૧૨ વર્ષનાં બાળકોને કવિતાભાવે આનન્દાવવાનાં હતાં, ને કવિતાના બાળખેલથી શાળાબાળકોને કવીશ્વર એમ આનન્દાવતા; અને છછ દાયકા વીત્યે યે એ બાળકાવ્યાનન્દને વિદ્વદ્વર વૃદ્ધો વિદ્યારત્નની પેરે વૃદ્ધાવસ્થામાં સંભારતા. દિ. બ કેશવ ધ્રુવે દલપતપિંગળ સુવ્યવસ્થિત કરીને ગુરુઋણ વાળ્યું છે.

(આ પ્રકરણનો ઉત્તરભાગ લ્હેરોડિયે લખાયો અને એ જ સ્હવારે શ્રી કેશવ હર્ષદ ધ્રુવ અમારે ત્ય્હાં અણચિન્તવ્યા આવ્યા. આ ઉત્તરભાગનો સાર સંક્ષેપમાં એમને વાંચી સંભળાવ્યો. મ્હોટાભાઈનું ને પોતાનું નામ દલપતઆત્મપરિવારમાં વાંચીને રાજી થયા. એમના સૂચનથી ત્રીજા વર્ગમાં નવલગમભાઈનું નામ ઉમેરેલું છે. કેશવલાલભાઈ કહેતા કે બાદશાહબિરબલના નવલકાવ્યવિનોદની કાવ્યપ્રેરણા દલપતફારબસવિલાસમાંથી છે.

રા. નરસિંહરાવ નિજ જીવનમાંનો દલપતપ્રસંગ વર્ણવે છે કે ' છઠ્ઠા અને સાતમા ( ઈંગ્રેજી ) ધોરણોમાં પ્રેમાનન્દનું નળાખ્યાન, અખાના છપ્પા, વગેરે કવિ દલપતરામ કને હું શીખ્યો તે વખતથી ગુજરાતી કવિઓની રચનાઓ ઉપર મ્હારો પ્રેમ ચોટયો. એ પ્રેમનું બીજ વાવવા માટે એ ગુરુનો જેટલો આભાર હું માનું તેટલો ઓછો જ ગણાશે. નળાખ્યાનનું ૧૫મું કડવું ઘણું અઘરું ગણાતું તે કવિ કને અર્થ સમઝયા પછી અતિ રમણીય લાગ્યું. '

વીર રસ ઝરતા પ્રતાપનાટકના કર્તા શ્રી ગણપતરામ રાજારામ ને પ્રાચીન શોધખોળના ગજસંપન્ન ઉપાસક શ્રી છગનલાલ વિદ્યારામ રાવલ ટ્રેનીંગ કૅાલેજના મહેતાજી-મંડળમાંના દલપતશિષ્યપ્રતિનિધિઓ લેખાય. ૧૯૩૦માં શ્રી છગનલાલ રાવળ લખે છે કે 'સીસમની અટાપટાવાળી જેષ્ટિકા સાથે રા. બુલાખી કાળીદાસ દોરીને એમને કૅાલેજના વર્ગમાં લાવતા. એવા શાન્ત વદનવાળા ગુરુશ્રીને હું હજી મારી નજર સમીપથી દૂર કરી શકયો નથી. એ તો મરણાન્ત સૂધી સ્મરણમાં રહેવાના. × × મને પણ ૭૨ પૂરાં થઈ ૭૩મું બેઠું. પણ ગુરુશ્રીના આશીર્વાદે ને તેમના પુણ્યપ્રતાપે હજી લેખિની નીચે મૂકી નથી.' પ્રાચીન મહાભારતકાળમાં અને અર્વાચીન યૂરોપી જગતસંગ્રામમાં શીત્તેરશીત્તેર વર્ષના વૃદ્ધ વીરો શસ્ત્ર સજી સેનાપતિપદે ઘૂમતા. એમ દલપતશિષ્યો કેશવ ધ્રુવ કે નરસિંહરાવ કે છગનલાલ રાવળે પોણોસો વર્ષે તો સજેલાં સાહિત્યશસ્ત્ર ઉતાર્યાં નહોતાં.

બીજી દિશાએ ઉભો છે દલપતઆત્મપરિવારનો બીજો વર્ગ; અને તે છે દલપતપિંગળના અભ્યાસીઓનો. આપણા કિયા કવિવરો દલપતપિંગળ ભણ્યા નથી ? નર્મદનો પિંગળ-પ્રવેશ છે, રણછોડભાઈનું રણપિંગળ છે, અન્ય પિંગળગ્રન્થો આપણે ત્હાં રચાયા છે. પણ ૧૮૫૫થી આજ પર્યન્તના આઠ દાયકાઓમાં દલપતપિંગળ એક લોકસન્માન્ય ગુજરાતી પિંગળ છે. સ્વયં નર્મદને પિંગળશાસ્ત્ર શબ્દ દલપતે ભણાવ્યો હતો. કાવ્યકલાનો કક્કો ને બારાખડી આપણા

ઘણાખરા કવિતાઉપાસકો દલપતપિંગળમાંથી ભણે છે. હિન્દુ પારસી ઈસ્લામી ખ્રીસ્તી–દલપતઋણી આ વર્ગ વિશાળ છે. જેમની કાવ્યજયન્તિઓ આજ ગુજરાતે ઉજવી છે એ ન્હાનાલાલે ને ખબરદારે કવિતાદેશે પ્રથમ કાવ્યપગલીઓ દલપતશાઈ કેડીઓમાં પાડી હતી. પછી ખબરદાર દલપતપર વિચર્યા ને ન્હાનાલાલ તો પિંગળપાર સંચર્યા. પણ 'ટગમગ પગ ટકતો નહીં' એ અવસરે પા પા કહી–કહીને લાડકોડથી ચાલતાં શીખવે તે માતાપિતા.

ત્રીજી દિશામાં ઉભો છે કવીશ્વરના સંસર્ગગુણ ઝીલતો ત્રીજો વર્ગ. દલપતરામ પારસ હતા, અડકે ત્હેને પારસ નહિ તો સોનું તો કરતા. નર્મકવિતાના પ્રથમ ભાગને પ્રથમ પાને જ એ સાચાબોલો કવિવર ઉચ્ચારે છે કે 'એ (કવિતા) જોડી ત્યારે દોહરો કેમ કરવો તે હું જાણતો નહોતો. . . . કંઈ દલપતરામનું ને કંઇ મનમોહનદાસનું જોઇ જોઇ દોહરાચોપાઇ કર્યા હતા.' નવલરામના બાદશાહ-બીરબલના કાવ્યતરંગમાં ફારબસવિલાસનો સંસર્ગગુણ નવલચરિત્રઆલેખક ગોવર્ધનરામે દીઠો છે. સોસાયટીમાંના સહવાસને લીધે દિ. બ. રણછોડભાઇ ઉદયરામે ને ઋષિરાજજીએ કવીશ્વરના સંસર્ગગુણ ઝીલેલા છે. નવકવિતાનો ઘૂઘરીરણકો પે જ્યહાં નથી એવી સોરઠની ડુંગરમાળમાં અને મહીનર્મદાની કોતરમાળમાં ઋષિરાજનાં પદો ગાજે છે. ત્રીજા હતા વ્રજલાલ શાસ્ત્રી. વ્રજલાલ શાસ્ત્રીને પણ સોસાયટીમાં દલપતસત્સંગ થયો હતો. સ્થિતપ્રજ્ઞ દલપતદીવડાની જ્યોત ઘડીક ડોલી ગઈ ત્યહારે સોસાયટીમાં, અને દલપતરામે રાજીનામું આપ્યું ત્યહારે ટ્રેનીંગ કોલેજમાં, દલપત-

ખુરશીએ શાસ્ત્રીજી સ્થપાયા હતા, ને કવીશ્વરે એમની યોગ્ય વરણી ઉચ્ચારી હતી ચોથા હતા પાદરી રો. જ્યો ર્જ સામરન ટેલર ટેલરકૃત ગુજરાતી વ્યાકરણ ઈંગ્રેજી વ્યાકરણના પાડયા ચીલે લખાયેલુ છે, ભાષા પાદરીશાઈ છે, ત્હો પણ આજ પર્યન્ત ટેલરકૃત તે આપણો પડિત માન્ય, ગુર્જરગૌરવી, સર્વોત્તમ વ્યાકરણગ્રન્થ છે અને તે શાસ્ત્રી વ્રજલાલ ને કવીશ્વર દલપતરામની કેવી ને કેટલી સાહિત્યસહાયતાથી સીચાઈને રચાયો છે તે તો રો ટેલર યશાસ્વિત કહી શકે

અને ચોથી દિશામા ઉભા છે દલપતરામના કાવ્યશિષ્યો, દેવાનન્દ સ્વામી પાસે દલપતરામ કાવ્યકલા શીખ્યા હતા, તેમ દલપતરામ પાસે કાવ્યકલા શીખેલાઓનો વર્ગ શ્રી સાગભાઈ બાપાભાઈએ ભોળાનાથને પિંગળશાસ્ત્ર શીખવવાનુ દલપતરામને ભળાવ્યુ ને કવીશ્વરે ભોળાનાથને ડાકોરના કલ્યાણદાસ બાવાનુ પિંગળ સ ૧૯૦૧–૦૨મા ભણાવ્યુ, એ વાર્તા આ દલપતજીવનકવાના પ્રથમ ભાગમા આપણે વાચીજાણી છે કારભમને દલપતરામની ભલામણ કરીને ભોળાનાથે નિજ કાવ્યગુરુનુ ઋણ ગુણઓરિંગણ સતશિષ્યની પેઠે વાળ્યુ છે ભોળાનાથે ને કાન્તસે વાળ્યા છે એવા ગુરુઋણ આ જમાનામા વિરલા શિષ્યવરો વાળતા હશે

કવિ બાળ–બાળાશકર ઉલ્લાસરામ કથારિયા આ વર્ગના બીજા શિષ્ય બાળાશકર દલપતરામને હમેશા નિજ કાવ્યગુરુ કહેતા નડિયાદથી પાચેક ગાઉને અન્તરે સગોવ-રોની ને આબાવાડિયાની કુજમા વડતાલ નામનુ સ્વામી

નારાયણનું સંપ્રદાયતીર્થ છે. જોબન વડતાળાનું એ ગામ. ભાગવતવિશાળો હરિલીલામૃતનો સંપ્રદાયગ્રન્થ રચવાને ઉત્તરાવસ્થામાં કવીશ્વર વડતાલમન્દિરમાં રહેતા. વઢવાણને ને જૂનાગઢને દિવાનપદેથી વાનપ્રસ્થ થઈ સૌજન્યમૂર્તિ દલપતમિત્ર હરિદાસભાઈ ત્હારે નિજ વતન નડિયાદમાં રહેતા. એકદા હરિદાસભાઈએ જૂના મિત્રને વડતાલથી નડિયાદ નિજ હવેલીએ ન્હોતર્યા કવિ બાળને ખબર પડી કે ગુરુ નડિયાદ પધારે છે. ઘૂઘરમાળ ઘમકાવતું દલપત-શિઘ્રગામ દેસાઈવગામાં આવ્યું ત્હારે સત્કારમંડળમા કવિ બાળ મોખરે ઉભા હતા, અને એ સત્કારમંડળની સન્મુખે નિજ કાવ્યગુરુચરણે સાષ્ટાગ દંડવત્પ્રણામ કરીને એ મસ્ત કવિએ કાવ્યગુરુને સહુ લોક સમક્ષ બહુમાન્યા હતા.

વિજાપુર તો ચન્દ બિરદાઈના વંશજોનું ગામ. પ્રાચીન કવિતાના ત્હ્યાં ભંડાર છે. દલપતપૂર્વે ફારબસે વિજાપુર માંથી રામાગુરુ રાખ્યા હતા. કાવ્યભંડાર સમા એ પ્રાચીન પુરમાથી બે બ્હારોટબન્ધુઓ જેઠો ને ગિરધર કવીશ્વર કને હિન્દી કાવ્યકલા ભણવાને આવ્યા હતા, અને ભણી ઉતર્યે ગામ જીત્યા હતા. પૂરી ખીલે-પ્રફુલ્લે તે પૂર્વે એ બાંધવ-બેલડી કાળધર્મને પામી ગઈ. આજે યે કવિ ગિરધરનાં ને કવિ જેષ્ટારામનાં જોબનમતવાલાં કવિતો વિજાપુરવાસી ચન્દ-ગોત્રીઓ સંભારે ને લલકારે છે.

આ વર્ગના કદાચ દલપતશિષ્યવર હતા બુલાખીરામ; જેમના અકાળ દેહાન્તરઅવસરે બોલાયું હતું કે

જતાં બુલાખી ગુર્જરત ઝાંખી.

ખુલાખીરામ અમદાવાદના વતની હતા, उदिच्या. ऋपय सर्वे એ જ્ઞાતિના ઋષિવશજ હતા, દલપતમિત્ર હરિભાઈ કારભારીના જામાતૃ હતા કાવ્યકૌસ્તુભના એ કર્તા. સ્વકીયા નાયિકા–સ્વપત્નીની વીજઝબકતી કવિતાના રચનાર જયદેવમાર્ગી એ કવિ આ જીવનઆલેખકના હૃદયપાટે પ્રથમ કવિતકિરણો પડયાં હતાં દલપતકાવ્યનાં ને દ્વિતીય કવિતકિરણો પડયાં હતાં કાવ્યકૌસ્તુભનાં. ગાયકવાડીમાં નવસારી પ્રાન્તે નોકર હતા, તાપીતીરના ઉંચા ઢાળે કઠોર-કચેરીમાં બેસતા. સૂરતની પાડોશમાં વસી સૂરતમાંથી પછી નર્મદપકઇન્દા પણ એમણે ઝીલ્યા હતા. વિદ્યાચતુર રાજમન્ત્રી મણિભાઈ જસભાઈ એમને વડોદરાના રાજકવિ સ્થાપવાના હતા, ને વડોદરે આમન્ત્ર્યા પણ હતા. સ્વ. સયાજીરાવ મહારાજની મમતા એમના પ્રત્યે સારી હતી. રાજકવિપદને માટે ટીપ્પણ પણ થયુ હતું. પણ વિધિવેણુ નિરાળું હતું. ખુલાખી કવિના અકાળ મરણે એ રાજવીના ને રાજમન્ત્રીના મનોરથો સ્વપ્ના જ રહ્યાં, ને વડોદરાનું સિંહાસન રાજકવિસૂનું રહ્યુ.

પછી દિ. બ. મણિભાઈએ શ્રી કાશીશંકર મૂળશંકર દવેને રાજ્યમાંથી શિષ્યવૃત્તિ આપી કવીશ્વર પાસે કાવ્યશાસ્ત્ર શીખવાને મોકલ્યા હતા. કાશીશંકર પેટલાદના હતા નાગરબ્રાહ્મણ હતા. કાવ્યકમળાકર માસિક એમણે કહાડયું હતું, ચન્દ્રચકોરી કાવ્ય એમણે રચ્યું હતુ. શ્રી સયાજી સાહિત્યમાળાનો દલપતજીવનકથાનો મણકો કાશીશંકરને લખેલો છે. એ માળાનો એ લોકપ્રિય મણકો છે, આઠ

હજાર ઉપર એ મણકાની નકલો ગુજરાતમાં પ્રસરી છે. ગુરુસમયના ને ગુરુજીવનના નિકટના અભ્યાસી કાશીશંકર ગુરુત્વ વિશે લખે છે કે

'એમની કવિતા તે એમના પોતાના સમયનાઈતિહાસ જેવી છે. અને એમનો જન્મ ગુજરાતની નવી ઘટનાના આરંભનાં કાર્યોમાં ઉપયોગી થવા માટે જ થયો હોય એમ લાગે છે. એવો જન્મ સાંકેતિક જન્મ કહેવાય છે. કોઇ સમયના નોંધી રાખવા જેવા ફેરફાર વખતે એવા પુરુષનો જન્મ થાય છે.'

કચ્છના રાજમન્ત્રી શ્રી છોટાલાલ સેવકરામ, શ્રી રણછોડ ગલૂરામ, વૈદ્યરાજ દુર્લભ શ્યામ, પ્રાચીન કાવ્યમાળાના સંપાદક વડોદરાવાળા શ્રી છોટાલાલ નરભેરામ, કચ્છભૂજવાસી શ્રી લાધારામ ને શ્રી જીવરામ અજરામર ગોર, ભરૂચના શ્રી ધીરજ કાકાઃ ગુર્જર કવિતાના સ્તંભ નહિ. પણ ગુર્જરકાવ્યના વેલાઓ ને રસરેલાઓ તો કવીશ્વરે કચ્છથી ભરૂચ પર્યન્ત ગુજરાતભરમાં વિસ્તાર્યા ને વહેતા કર્યા હતા. દલપતવંશની પેઠે દલપતકાવ્યવંશ પણ દેશ ભરી પથરાયો હતો.

પારસીઓમાં દાદી એદલજી તારાપોરવાળા, બહેરામજી મલબારી, પાલમકોટ એ દલપતગોત્રી કવિઓ હતા. ઈસ્લામીઓમાં નાનજિયાણી દલપતશૈલીના ઉપાસક હતા. ખ્રીસ્તીઓમાં એક એસ્તરકુટુંબ હતું તે માસિકોમાં દલપતશૈલીનાં કાવ્યફૂલડાં વેરતું. દલપતકાવ્યગોત્ર હિન્દુ પારસી ઈસ્લામી ખ્રીસ્તી ધર્મમાર્ગોમાં પથરાયેલું હતું.

અને કવીશ્વર સ્વયં જેમ સન્ત કને ભણ્યા હતા તેમ સન્તોને કવીશ્વરે ભણાવ્યા પણ હતા. હરિલીલામૃતનો ધર્મગ્રન્થ રચવાને વડતાલમન્દિરમાં રહેતા ને આચાર્યસ્વારીમા ફરતા ત્હારે શ્રી જગદીશાનન્દજી ને શ્રી અનન્તાનન્દજી—એ બ્રહ્મચારીયુગલને દલપતરામ ભણાવતા બન્ને દલપતશિષ્યોએ સાપ્રદાયિક કીર્તનો રચ્યા છે જગદીશાનન્દજીએ દલપતબત્રીસી પણ ગાઈ છે. કવીશ્વરના અક્ષરવાસ પછી એકાદ દાયકે હરિલીલામૃત ગ્રન્થ છપાયો ત્હારે જગદીશાનન્દજી રાજકોટમા રહીને એ ધર્મગ્રન્થનુ મુદ્રણકાર્ય કરાવતા, અને ગુરુગ્રન્થનુ એ અધૂરૂ રહેલુ મુદ્રણવિધાન પૂરૂ કરતા હતા

કેટલા યે વર્ષોથી ઘાટકૂપરમા બાવાજી કરીને બાટિયા બ્રહ્મચારી રહે છે પોણોસોક વર્ષના એમના ભાઈ હરભમ ભાઇ આજે—૧૯૩૮મા બેઠા છે હીરાપારખનો હરભમભાઈનો ધધો છે, સૂરતમુબઈના ઝવેરીઓ હરભમભાઈ ને હીરા પારખવા ન્હોતરે છે ઉત્સાહી ગાયનના શોખીન છે, મિતાર ને બીનના આનન્દી છે સૂફીવાદની ગઝલો ને બેતો વેદાન્તના ને ચવળગ્રાણુના ભજનો ખૂબ મુખપાઠે છે ને ગાય છે સન્તસાધુઓના સમાગમી છે, વસઇ પાસેના નિર્મળમા વિદ્યારણ્ય સ્વામીની સમાધે યાત્રાઓ કીધેલી છે જુવાનીની વાતો લહેરથી કહે છે. લલિતાદુ ખદર્શક નાટક મુબઈમા મૂળ ભજવાયુ ત્હારે ભજવવામાં હતા બુદ્ધિવર્ધક વાળા શ્રી કરસનદાસ માધવદાસના હરભમભાઈ સગા થાય હરભમભાઈ કહે છે કે ' અમારા કરસનદાસભાઈને ઘેર નર્મદાશકર વારવાર આવતા, દલપતરામ ક્યહારે

ક્‌હારેક આવતા. નર્મદાશંકરને અમે કાકા કહેતા, પણ અમારો પૂજ્યભાવ દલપતરામ પ્રત્યે હતો.' 'નર્મદ મ્હારા કાકા, પણ દલપત મ્હારો ગુરુ.' 'ત્હમે અમારે ગુરુનુ ઘર છો, ત્હમે અમારે ગુરુપુત્ર છો' કહેતાં કહેતા–દડવત્ પ્રણામ કરીને બોલતા બોલતા હરભમભાઈને આજે પણ પાછી જુવાની જાગે છે

ઇસ્વી ૧૮૬૭મા ફારબસવિલાસમા આપણા ગુર્જર-દેશની કાવ્યવસન્તને કવીશ્વરે વર્ણવેલી છે.

> કવિતાનો કોઈ ભૂપ ભાવ પૂછનાર નથી,
> બીજે ધંધે ધાયા કવિ ધારી એવાં કારણો,
> એવામા કવિનો મેળો કિન્લાક સાહેબે કીધો,
> સાભળી કવિતા આપ્યાં ઈનામ સભારણો,
> દિલનો ઉદાર દીઠો, દેવાંશી દાતાર દીઠો,
> દાખે દલપત, દીઠો દારિદ્ર વિદારણો,
> અભણ પસ્તાવા લાગ્યા, ભણેલા ફૂલાવા લાગ્યા,
> પુત્રોને ભણાવા લાગ્યા ભટ્ટ ભાટ ચારણો

વર્તમાન યુગની ગુર્જરકવિતાનું ૧૮૫૭ જૂનુ એ પુનરુત્થાનપ્રકરણ

> બાળક જુવાન વૃદ્ધ નર અને નારીઓમા
> કવિતાનો શોખ વધ્યો આ સમે અથાક છે,
> ગોરા લોકે ગુજરાતી કવિતાના ગુણ ગણ્યા,
> કવિતાને જાણી જે કોવિદતાનું નાક છે,
> ગામગામ ઠામઠામ કવિતા કવિતા થીને,
> વસન્ત વેળામાં જેવો પુષ્પ તણો પાક છે,

આ સમે થવાનું આમ, કહે દલપતરામ,
કારણ કહું તો સાચું સાહેબ કિન્લાક છે.

વતનની પેટીમાં પૂરાયેલા કવીશ્વર કવિમણિ હતા. ફારબસે એ કવિમણિને વતનની પેટીમાંથી બહાર કહાડી ગુજરાતની વાડીઓ વચ્ચે મૂકયો. ગુજરાતભરમાં એ કાવ્યમણિનો કાવ્યપ્રકાશ ઝળકી ઉઠયો ને કુંજેકુંજે કવિતા કવિતા થઇ રહી. ફારબસ હતો તો દલપત વેદિયાના દલપત કવીશ્વર થયા, ને ગુજરાતે કવિતા દેવીનું પુનરુત્થાન થયું

ફારબસને સંબોધીને કવીશ્વર વારંવાર પોકારે છે કે
કવિતાવેલી વીર ! ગૂમ થાત ગુજરાતથી;
નિર્મળ છાંટી નીર ફેલાવી ત્હેં, ફારબસ !

ફારબસે દલપતમેઘને ઝાલાવાડેથી ગુજરાતે આણ્યો, અને એ દલપતમેઘરાજે પછી ચોખૂટ ગુજરાતને રસતરબોળ કીધો.

દલપતપિંગળે, દલપતકાવ્યે, દલપતરામે દાયકાઓ સૂધી ગુર્જરકુંજોને ખ્હોળાં કવિતાપાણી પાયાં છે ને કવિતાનાં કંઈ કંઈ વસન્તફૂલડાં પ્રફુલ્લાવ્યાં છે પણ વર્ધમાનપુરીએથી અહમદશાહની નગરીએ–ગુજરાતને પાટનગરે દલપત દેશમાળીને ન્હોતરનાર તો ફારબસ. ફારબસ ઝવેરીએ દલપતહીરલાને ઓળખ્યો ને ગુજરાતને ઓળખાવ્યો ચોખૂટ ગુજરાતમાં પછી એ કાવ્યહીરલાની નિર્મળજ્યોત કિરણાવલિઓ પ્રસરી રહી.

કવીશ્વરના કાવ્યપરિવારને નવલરામભાઈ દલપત School કહેતા. એ દલપતશાળા Propaganda નું ફળ ન હતી, Vote catching નો પરિપાક ન હતી, મુખીએ સાગમટી કમિટિઓ ભર્યાંને પરિણામે ન હતી. દલપતશાળા સ્વયંભૂ હતી. ગુણનાં Magnet-લોહચુંબક હોય ત્હાં ચોમેરથી ગુણરસિકો આકર્ષાઈ ને આવે એમ દલપતરામના કાવ્યગુણઆકર્ષણે આકર્ષાયેલાઓનું એ મંડળશૂન્ય કાવ્યમંડળ હતું. અન્તરપ્રેરણાથી સહજ ભાવે નિજ કાવ્યદેવને પૂજતા કાવ્યોપાસકોનો એ ભાવસંઘ હતો.

દલપતશાળાની અધૂરપ સૂચવતા કેટલાક ઈતિહાસ-અધૂરિયાંઓ પ્રશ્ન પૂછે છે કે કવીશ્વર પછી કો કવિશિષ્ય બીજો દલપતરામ કેમ ન નીવડ્યો? એ પૃચ્છન્હાને કાવ્યમીમાંસાના ઈતિહાસ શીખવવા પડશે કે પ્રેમાનન્દ પછી પ્રેમાનન્દશિષ્ય કો પ્રેમાનન્દ નીવડ્યો નથી, દલપતરામ પછી દલપતશિષ્ય કો દલપતરામ નીવડ્યો નથી.

બુદ્ધશિષ્ય કિયો બુદ્ધ થયો? કે ખ્રીસ્તશિષ્ય કિયો ઈશુ ખ્રીસ્ત થયો?

પ્રજાહિતસ્વી પ્રશ્ન તો એ પૂછાય કે શાળાસ્થાપન પ્રજાકલ્યાણક છે કે નહિ? પ્રત્યેક સંપ્રદાય એટલે ઘોળ ને પ્રણાલિકા; સંકોચ અને વાડો. છતાં મંડળ શૈલી શાળા સંપ્રદાય પ્રણાલિકા સ્થાપી જવાના અભિલાષ માનવસહજ છે. 'મ્હારે જ ચીલે સહુને ચાલતાં કરૂં' એવો અહંભાવ સાત્ત્વિક ભાવ નથી, લોકસ્વતંત્રતાનો વિઘાતક છે. એવા રાજસ કે તામસ અહંભાવથી શાળા કે સંપ્રદાય સ્થપાય

તે પ્રજાકલ્યાણક ન નીવડે. સિંહો વાડામાં પૂરાય નહિ, પાડયે ચીલે સંચરે નહિ. સમર્થો સદા નવકેડીઓ કોરશે.

પણ પ્રાણી માત્ર કાંઈ સમર્થો નથી, કે સિંહો નથી. ઘણાંખરાં પાડયે ચીલે ને પાથરી સડકે ચાલનારાંઓ છે. એવાંઓને કાજે સમર્થો, લોકસ્વતન્ત્રતાના સ્વયંભૂલાવનાં જતન કરી, નિજ અનુભવવારસો અર્પી પ્રણાલિકાપન્થ પાડે કે સડક બાંધે કે શાળા સ્થાપે તો અનુયાયીઓને એ હિતાવહે નીવડે. શાળા કે મંડળ એ પ્રણાલિકાનાં બ્હેનભાઇ છે.

પૂર્વજપ્રવરોનો અનુભવભંડાર એળે ન જાય, ને ભવિષ્યઅજવાળતી કો નવપ્રેરણા કુંઠિત ન થાયઃ એવો કો મધ્યમ માર્ગ છે ખરો ? હા; દલપતશાળાનો. સંસ્થા મંડળ કે સંપ્રદાયનો મોહ ન રાખવો, સહસા શૈલીશાળા સ્થપાય તે ભલે. એનું નામ મંડળશૂન્ય મંડળ. સૂચનનિર્દેશ કરવાં, કાયદાકાનૂન ન બાંધવા; દિશા દાખવવી, વાડ ન વાળવી; નાત જ નહિ, તો નાતબહાર કરવાવારો હોય જ ક્યહાંથી ? સંસ્થા કહાડી, મંડળ માંડી, રૂઢી બાંધી, સંપ્રદાય સ્થાપી, નવનવલી પગદંડીઓ પાડવાની પ્રેરણાસ્વતન્ત્રતાને યતકિંચિતે અવરોધવી નહિ. સંસારના રાજ્યના કે સાહિત્યના કિલ્લાકોટ બાંધ્યે કાળ કે પ્રેરણા, બુદ્ધિ કે હૈયું મંહી કાંઈ પૂરાવાનાં નથી. પાંખોવાળું પુરુષાતન કિલ્લાઓથે નહિ ઉભે; કિલ્લાકોટને ઓળંગીને ઉડશે.

દલપતશાળા મંડળશૂન્ય મંડળ હતું. સ્વયંભૂ હતી, વગર સ્થાપ્યે સ્થપાયેલી હતી. વરસાદ વરસ્યે ઉગી નીકળેલી ગુજરાતપથરાયેલી એ વણવાવી વનસ્પતિ.

અને કવીશ્વર દલપતરામ પાછળ એક કાવ્યસન્તાન મૂકી ગયા છે એ સારૂં ગુજરાત જાણે છે. ગુજરાત જાણે છે કે કવીશ્વરનું એ સન્તાન તેમ જ આત્મસન્તાન છે. બાણે અધૂરી મૂકેલી કાદમ્બરી ભૂષણબાણે પૂરી કરી હતી; દલપતરામે અધૂરૂં મૂકેલું યથાશક્તિમતિ એ દલપતસન્તાન આજ પૂરૂં કરે છે. વર્ષો પૂર્વે જગજાહેર રીતે શારદાપીઠને સરસ્વતીઆસનેથી આ જીવનકથાઆલેખકે તો ઉચ્ચારેલું છે કે 'ન્હાનાલાલ એટલે મ્હોરેલા દલપતરામ.'

ઉપનિષદભાખેલું ઋષિવરોનુ એક વિશેષણ છે મહાશાલો —મહાશાળાવાળા. જેમને આશ્રમે દસ હજાર ભણનારા હોય ત્હેમને શાસ્ત્રોએ કુલપતિ કહેલા છે. દલપતગુરુ કને કાવ્યશાસ્ત્ર કેટલાક ભણતા; દલપતસત્સંગે કવિતકલા કંઈ કંઈ ભણતા; ટ્રેનીંગ કોલેજમાં ને હાઈસ્કુલમાં દલપતરામ કને ગુજરાતી કવિતા સેંકડો ભણતા; દલપતપિંગળને હજારો ભણતા; અર્ધી સદી પર્યન્ત વાંચનમાળામાંના ક. દ. ડા. ના કાવ્યમંડળને વર્ષોવર્ષ ગુજરાતનાં લાખ્ખો બાળબાળાઓ ભણતાં. કવીશ્વર મહાશાળાવન્તા કાવ્યકુલપતિ હતા.

દલપતરામ વ્યક્તિ ન હતા; દલપતરામ સ્વયં મહાસંસ્થા હતા.

કવિતા એટલે પવિત્ર ક્રાન્તદ્રષ્ટા ઋષિવરનો પાવનકારી આર્ષસન્દેશ. કાવ્યકળા ને સાહિત્યકુંજની પાળ ને માઝા છે સંયમ ને સદ્ધર્મ. સંસારશાસ્ત્રનો, જગતઈતિહાસનો, વિશ્વવિકાસનો કેન્દ્રભૂત ચક્રવર્તી મહાસિદ્ધન્ત છે Social

Evolution દલપતશાળાનો એ ચિરંજીવ કાવ્યમન્ત્ર ઝીલશે, સંયમને ને સદ્ધર્માચરણને કાવ્યકલામાર્ગે સંચરશે, એ સાહિત્યોપાસકો ચિરંજીવ થશે.

એવા સંસારી સન્ત, એવા ગૃહસ્થસન્યાસી સુધન્ય ગૃહસ્થાશ્રમને માણે.

# પ્રકરણ ૧૯ મુ, કવિમિલન

અને પછી કાગને કોઈક કાઠડે કવિઓનુ મિલન થયુ. બુદ્ધિવાદમા ધર્મવાદ ભળ્યો ત્યહારે સસ્કૃતિઓના સગમઘાટે એ કવિવરો મળ્યા

મહાવનમા કો જળાશયની પાળે સિહ અને ગજરાજ કમ્હારેક મળે એમ એ કવિવરો મળ્યા નર્મદ સિહ હતો, દલપત ગજરાજ હતો

નર્મકવિતાની પ્રસ્તાવના લખતા નર્મદમિત્ર નવલરામ કહે છે કે ' એ તો કય્હારનુ સર્વાનુમતે સિદ્ધ થઈ ચૂકયુ છે કે આ જમાનાના કવિ તો બે નર્મદાશકર ને દલપતરામ જ્યા કવિ શબ્દનુ ઉચ્ચારણ કર્યું, ત્યા પ્રથમ પ્રતીતિ સર્વ ગુજરાતીના મનમા એ બેમાના કોઈ એકની થાય છે ' ૧૯મી સદીના ઉત્તરાર્ધમા કવિતાદેશ એ જુગલજોડલીએ સગ કર્યો હતો

ઈસ્વી ૧૯૨૨ની વસન્તપચમીએ મુબઈમા દલપતજયન્તિના પ્રમુખપદેથી કહ્યુ હતુ કે નર્મદને સભાર્યા વિના દલપતજીવનકથા અધૂરી રહે તડકાનો તાપ સ્હમજ્યા વિના ચન્દનીની શીતળતા પૂરી ન સ્હમજાય કે ન મણાય નર્મદદલપત તાપ ને ચન્દની જેવા હતા

નર્મદાની ઉત્તરે ગુજરાતસૌરાષ્ટ્રને મન ત્યહારે હતા કવિ એટલે દલપતરામ, અને નર્મદાની દક્ષિણે સૂરતમુબઈને મન ત્યહારે હતા કવિ એટલે નર્મદાશકર પણ એ

જમાનાના ગુર્જર કવિવરો તો એ બે જ–દલપત ને નર્મદ. ગુજરાતના દિવસને ને રાત્રીને ત્હારે એ બે અજવાળતા. નર્મદ દેશને અજવાળતો, પણ દઝાડતો યે ખરો. ચન્દ્રની પેઠે દલપત ચન્દની ઢોળી પ્રજાઓષધિઓને પોષતો.

અને અન્તે પછી એક તિથિએ દલપત ને નર્મદ મળ્યા.

સારૂં ગુજરાત એને ન બનવા જેવું માનતું. પણ દલપત ને નર્મદ સાચેસાચ મહાપુરુષો હતા. 'ન્હેંતિયા માનવીઓ માને છે એ નિજનિજની બુદ્ધિના માપ અનુસારે માને છે' એમ એ મહાપુરુષો પછી બોલ્યા.

ધીરગંભીર વહતા મહાનદના પ્રવાહવિસ્તારને આસગડગડતા ગિરિધોધનો મહાઓઘ આવી મળે, જગતચોકમાં એવો દલપતનર્મદનો સંગમ થયો. ગુજરાત ઘડીક થાળે પડ્યું.

કવિમિલનના એ પ્રસંગની પાછળ નર્મદનો ઇતિહાસ છે, ગુજરાતનો ઈતિહાસ છે, જગતનો ઈતિહાસ છે. ગુજરાતના કવિવરોનું મિલન ઐતિહાસિક પ્રસંગ હતો, અને એની પાછળ ઈતિહાસો વિસ્તરતા.

એ ઈતિહાસોને, વિહંગદૃષ્ટિએ પણ, નિહાળવા પડશે. નર્મદને ઓળખ્યા વિના દલપત પૂરો નહિ ઓળખાય.

વૃન્દાવનવાસી વ્રજચન્દ્ર શ્રી કૃષ્ણનું પૂર્વજીવન એક વિધનું હતું, અને દ્વારકાધીશ કુરુક્ષેત્રવિધાતા શ્રી કૃષ્ણનું ઉત્તરજીવન અન્ય વિધનું હતું. કૃષ્ણજીવનનો પૂર્વકાંડ તે ભાગવત, ઉત્તરકાંડ તે મહાભારત. સમગ્ર કૃષ્ણજીવનના

ઉપાસકોએ પૂર્વકાંડ ને ઉત્તરકાંડ ઉભયને જાણવાનાણુવાના હોય.

રામાયણભક્ત પણ ઉત્તરકાંડ ન વાંચે તે રઘુવીરને અડધેરાક ઓળખે.

નર્મદજીવનના પણ પૂર્વકાંડ ને ઉત્તરકાંડ છે. સમગ્ર નર્મદના ઉપાસકોએ પણ નર્મદજીવનના પૂર્વકાંડ ને ઉત્તરકાંડ ઉભય વાંચવાવિચારવાના હોય. નર્મદના પૂર્વજીવનને માત્ર પૂજે છે તે નર્મદના કલાઅવતારને પૂજે છે; નર્મદના ઉત્તરજીવનને માત્ર પૂજે છે તે પણ નર્મદનાં કલાઅવતારને પૂજે છે. ઉભયના સમન્વયના પૂજારીઓ સમસ્ત નર્મદજીવનના પૂજારીઓ છે.

નર્મકવિતા નર્મગદ્ય નર્મકોશ રાજ્યરંગ–મહાકાળદર્શન ને ધર્મવિચારની પંચ જ્ઞાનેન્દ્રિયોથી નર્મદનો અક્ષરદેહ ઘડાયેલો છે. ૧૮૫૫માં નર્મદે પ્રથમ કાવ્ય રચ્યું ત્હારથી તે ૧૮૬૫માં મુંબઈ મૂકી સૂરતવાસ કીધો એ દાયકો તે નર્મદજીવનનો પૂર્વકાંડ. અને વિક્રમાર્ક ૧૯૩૦ (ઈસ્વી ૧૮૭૪) ના બેસતા વર્ષે સૂરતમાં સરસ્વતીમન્દિરનું વાસ્તુ કીધું ત્હારથી તે ૧૮૮૬માં દેહલીલા સંકેલી લીધી ત્હાં સૂધીનો દાયકો તે નર્મદજીવનનો ઉત્તરકાંડ. '૬૫થી '૭૪ સૂધીની વચગાળાની દશવર્ષી તે કોશની, ઈતિહાસમનનની, સંક્રાન્તિકાળની.

સ્વયં નર્મદ ધર્મવિચારમાં (પા. ૩૫, નોંધ) કહે છે કેઃ 'નર્મદાશંકર ૧૮૫૮માં શાસ્ત્રી વ્રજલાલ સાથે વાતો કરતો એકેશ્વરમતના પ્રચારને અર્થે; ૧૮૬૦માં ઉપદેશ

કરતો; ૧૮૬૫માં તે ઉદ્યોગ બંધ પાડી બેઠો. પછી તે ધર્મશોધનમાં વિશેષ લાગ્યો, કે જેનું પરિણામ આ થયું કે ૧૮૭૫થી વેદધર્મના પોતાના જૂના સંપ્રદાય ભણી વળ્યો છે.'

નર્મદનું પૂર્વજીવન અડધઝાઝેરૂક છે નર્મકવિતામાં ને બાકીનું છે નર્મગદ્યમાં. નર્મદનું ઉત્તરજીવન અડધઝાઝેરૂક છે રાજ્યરંગમહાકાળદર્શનમાં ને બાકીનું છે ધર્મવિચારમાં.

કવિના પૂર્વજીવનથી ઉત્તરજીવન લેશે ઉતરતું નથી. બલ્કે-કોક અપવાદ બાદ કરતાં-નિર્મળું, ઉમદા, મેઘગંભીરૂં છે. એ ઉત્તરજીવન પણ નર્મદજીવન હતું. નર્મદનું પૂર્વજીવન ઘણે ભાગે કવિજીવન છે, મુંબઇગરા પ્રજાનેતાનું છે. નર્મદનું ઉત્તરજીવન ઈતિહાસકારનું છે, કાળમીમાંસકનું છે, ધર્મચિન્તકનું છે. કવિનું પૂર્વજીવન એટલે ઉભરા ને ઉછળાટ; ઉત્તરજીવન એટલે નિદ્દ્ધ્યાસ ને ચિન્તનગાંભીર્ય.

નર્મદનું પૂર્વજીવન એટલે ગાજતો ઘોષ; રૂઢીના સંસારના નીતિના ધર્મના સદસદ્ લાજમર્જાદના કિલ્લાકોટને ઉથલાવતો, પાડતો, ને પોતે પણ પડતો. પૂર્વનર્મદ એટલે નવયુગનો અપ્રતિબદ્ધ ગડગડતો ગિરિઘોષ. નર્મદનું પૂર્વજીવન એટલે પાયામાંથી ઉચ્છેદક સુધારક; 'યા હોમ કરીને પડો, ફતેહ છે આગે'નો ઉદ્દગાતા સાહસવીર. જોસ્સો તરંગ સાહસ ઉછળાટઃ એ નર્મદપૂર્વજીવનની પ્રેરણાછોળો.

હે નર્મદ ! મમ મિત્ર ! તુજ કરે શ્રાદ્ધ હું આજ;

એમ નર્મદનું પ્રથમ શ્રાદ્ધ સારતા નર્મદમિત્ર નવલરામનાં વાણીવેણુ જરાક આપણે સાંભળિયે.

'કવિની જીંદગીમાં ૧૭થી ૨૨ વર્ષની ઉમ્મર સૂધીના સમયને અમે એનો આત્મમન્થનકાળ કહીએ છીએ.' 'આ કારમા ચગડોળે નર્મદાશંકરનું ચિત્ત ચ્હડયું હતું; એથી એમણે ૧૮૫૧માં પાઠશાળા છોડી, મુંબઈ છોડયું, ને સૂરત જઈને ઘરવાસ માંડયો. નર્મદનાં પ્રથમ પત્ની આણે આવવા જોગ થયાં હતાં. ૧૮૫૨ના મે માસમાં કવિ રાંદેરમાં મહેતાજી થયા, ને પછી '૫૩ના માર્ચમાં તળ સૂરતમાં નાનપરાની શાળામાં બદલી થઈ.

'કવિ સૂરત આવ્યા એ અરસામાં દલપતરામ ફારબસ સાહેબ સાથે સૂરત ગયા હતા, ને પોતાની ઉગતી કવિતા વાંચી નવી કેળવણી પામેલાને પહેલવહેલો જ ગુજરાતી કવિતાનો સ્વાદ લગાડતા હતા.' ખરૂં; ગુજરાતને, સ્વયં સૂરતના 'નવી કેળવણી પામેલાને પહેલવહેલો જ ગુજરાતી કવિતાનો સ્વાદ' લગાડનાર દલપતરામ.

આત્મકથામાં નર્મદ લખે છે કે 'આધેથી હું એને ઓળખતો, ને નહિ જેવા આશ્ચર્યથી હું તેની ભણી જોતો. કિલ્લા આગળ પરહેજગાર મંડળીમાં કેફ ન કરવા સંબંધી ગરબીલાવણીઓ વાંચતા, પણ હું કોઈ દહાડે સાંભળવા ગયો નથી. સં. ૧૯૦૭માં હુન્નરખાનનું ભાષણ આપ્યું ત્યારે હું ત્યાં ગયો હતો.' નવસન્દેશ સંભળાવતાં દલપતનાં દેશસુધારાનાં ભાષણ સાંભળવા જોબનરગીલો નર્મદ એમ ક્યહારેક આકર્ષાતો ખરો.

નવલરામ કહે છે કે 'કવિની એ મોહનિદ્રા તે મોહનિદ્રા જ હતી.' કવિ પોતે લખે છે કે એ ત્રણ વર્ષમાં 'મેં કાંઈ ઈંગ્રેજી કે ગુજરાતી ચોપડી વાંચી ન હતી... ...દોલતરામ લખતા; હું ભાંગ પીતો, પાક ખાતો... એકાન્તમાં હું નામ મેળવવાના અને પ્રેમ સંબંધી વિચારો કરતો.'

૧૯મી ફેબરવારી ૧૮૫૧એ સૂરત જઈ 'કવિએ ઘરસંસાર માંડયો તે ૧૮૫૩ની ૪થી ઓકટોબરે પૂરો થયો.' કવિનાં પ્રથમ પત્નીને સીમન્તઅવસરની પુત્રી સાંપડી તે પંદર વાસાની થઈ પાછી વળી ગઈ. પછી સં. ૧૯૦૯માં કસુવાવડ થઈ મૂએલું બાળક અવતર્યું, ને તેથી માતા પણ દેવશરણ પામી. 'કવિનો એની ઉપર ઝાઝો પ્રેમ ન હતો, અને તે પણ કવિને બહાર રખડવાની આ વખતે ટેવ બહુ હોવાથી મનમાં કાંઇક નારાજ રહેતી.'

'આપણામાં ૧૬થી ૨૫ વર્ષ સૂધીનો વખત સાધારણ રીતે ગદ્ધાપચ્ચીસી કહેવાય છે; અને જો તે માણસને વિષયની ગદ્ધાઇમાં જ ડૂબાડી મારે તો તે નામ ખરૂં છે. આ સમે સ્ત્રીવાસનાનો જ ઉદય થાય છે એમ નથી. આ સમે આત્માની તમામ મહેચ્છાઓ વ્યક્ત થઇ પ્રવૃત્તિ શોધે છે આ સમે જેટલો સ્ત્રીવાસનાનો તેટલો જ પરાક્રમ કરવાનો કે નામાંકિત થવાનો જુસ્સો પણ આત્માને ડહોળી નાંખે છે. કવિની શબ્દવર્ગણીમાં બોલીએ તો પ્રેમ અને શૌર્ય એ બન્નેનો ઉદય આ સમે, વાંસના ઉગવાની પેઠે મોટા ઉછાળાની સાથે. થાય છે; અને એ ઉછાળા-

થી જ આખો આત્મા ડહોવાઇ જાય છે. પછી જેને જેવો સંસ્કાર તે પ્રમાણે એનું રૂપ ઘડાય છે.' નવલરામ, નર્મદજીવનકથા.

કવિનું બીજું લગ્ન ૧૮૫૬ ના એપ્રિલમાં થયું; પણ સૌ. ડાહીગૌરી સાસરે આવવા જોગ ૧૮૬૦ માં થયાં. નવલરામ ખરૂં લખે છે કે ' ૧૭૫૩ થી ૧૮૬૦ સુધી, અથવા ૨૦ થી ૨૭ ની ઉમ્મર સુધી, નર્મદાશંકરનો ઘરસંસાર ફરીથી મંડાયો નહોતો, એ વાત એને લાગેલા લોકાપવાદનો વિચાર કરતાં કાંઇક લક્ષમાં રાખવા જેવી છે.'

પત્નીમૃત્યુ પછી નર્મદને સુરતમાં રહેવા કારણ રહ્યું નહિ. કવિ લખે છે કે ' વિદ્વાન દાખલ કોઈ રીતની પ્રસિદ્ધિ મેળવું એવો જે મારો ઈંગ્રેજી શીખતો ત્યારનો જુસ્સો તે પાછો તાજો ઊઠીને ' ચલ, ચલ મુંબઈ ' એમ ઉશ્કેર્યા કરતો હતો.' નવલરામ સાક્ષી પૂરે છે કે ' એ વાત ખરી છે આ ભવિષ્યનો કવિ અને ઉંચો દેશભક્ત આ સમે બેત્રણ વર્ષ મોજમઝામાં ડૂબેલો દેખાતો હતો, તો પણ એનો આત્મા એને અંદરથી ચટકા મારી નિરંતર પ્રબોધતો હતો કે અલ્યા ! તું ઉઠ, ને મોટાં કામ કર.'

એ મોહનિદ્રામાંથી નર્મદને જગાડનારૂં હતું પત્નીમૃત્યુ. '૫૪ના જાનેવારીમાં કવિ પાછા મુંબઈ ગયા, ખાનગી શિક્ષક થયા, પાઠશાળામાં ફરી ભણવા બેઠા. ' હાલ ઇસ્કીપણું નરમ પડ્યું હતું. પણ પ્રસિદ્ધિ પામવાના કોડ એના મનમાં તોફાની દરિયાની પેઠે ઘૂઘવી રહ્યા હતા.

સન ૧૮૫૬ માં . કવિ ધૂંધવાતા ને ધૂધવાતા રહેતા, ને વિલાયત જવાના તડાકા મારતા.'

એ જ સાલમાં–૧૮૫૫ ના સપટેમ્બરમાં કવિનું મન કવિતા કરવાને પ્રેરાયુ. ' કવિની ઉમર ૨૨ ની લગભગ પૂરી થઈ હતી. ૧૮૫૫ ના સપટેમ્બરની ૨૧ મીએ પોતાની જન્મતિથિ હતી. તે તિથિથી કવિ પોતાની કવિતાનો આરંભ ગણતા.'

નર્મદનું કવિજીવન દશેક વર્ષનું છે. ૧૮૬૫ માં સ્થાયી સૂરતવાસ કીધા પછી ને કોશના ને ઇતિહાસોના ચિન્તનમનનમાં જીવ પ્રોવાયે કવિનો કવિતારંગ ઉપટી ગયો હતો. '૬૫ પછી ૨૧ વર્ષ કવિ જીવ્યા. એ ૨૧ વર્ષનો કવિનો કાવ્યસંગ્રહ કેટલોક ? એ ૨૧ વર્ષમાં કવિએ કવિતા નથી લખી એમ નહિ, પણ થોડીક. એ ૨૧ વર્ષનાં સાહિત્યફળો તે કોશ, રાજ્યરંગ, મહાકાળદર્શન, ને ધર્મ વિચાર. નર્મદકવિતાના નેવુક ટકા તો ૧૮૫૫ થી ૧૮૬૫ ના દાયકાની આંબાસાખો.

'૫૬ ના જૂનમાં નર્મદે ફરી અને છેવટનું વિદ્યા- મન્દિર છોડયું; અને પિંગલજ્ઞાનની ખામી હતી તેથી પછીના ત્રણ વર્ષ કવિએ છન્દ અલંકાર ને રસના અભ્યાસમાં ગાળ્યાં. આજના કવિવરો નર્મદજીવનમાંથી એટલું શીખે તો યે કેવું સારૂં ? '૫૫ ની આખરથી દલપતરામે બુદ્ધિ- પ્રકાશમાં પિંગળશાસ્ત્ર ક્રમશઃ આલેખવા માંડયું હતું, પણ તે સાહિત્યલેખ હજી અધૂરો હતો. પિંગળશાસ્ત્રને માટે નર્મદે દલપતને ન લખ્યું. ભરૂચથી સન્તોષકારક ઉત્તર

ન મળ્યો. પછી શોધતાં શોધતાં એક દડિયાને ત્હાંથી છન્દરત્નાવલિ પિંગળ નર્મદને જડયું ને કેટલાંક ચિત્રકાવ્યો લાધ્યાં. સિતાર કે બીનના પડદાઓ ઉપર, કે વેણુ કે સારંગીના સૂરમંડળ ઉપર બાળપણથી આંગળીઓ રમતી રમતી બેસે છે એવી મ્હોટપણે જવલ્લે બેસે છે. કવિતાનું પણ એવું છે. પછી પૂને જઇ વિદ્વાન શાસ્ત્રી કને વ્યાકરણ નાટક ને કાવ્યશાસ્ત્રના રંગો નિરખ્યા. 'સને ૧૮૫૫ થી ૧૮૫૮ સુધીના વખતને કવિના જીવનમાં પ્રયત્નકાળ અમે ગણિયે છીએ,' એમ નવલરામ કહે છે. કવિની કાવ્યભાષાની કચાશ ને કર્કશતાનું પ્રધાન કારણ આ છે. ૨૫ ની મ્હોટી વયે બારડ થયેલી કલાઉપાસકની અંગુલિરેખાઓ કુમળી ડાળખી જેવી વળતી નથી. છન્દરચનાની ને કાવ્યભાષાની કવિને પૂરી હથોટી આ કારણે બેઠી નહિ.

નર્મકવિતામાંની કાવ્યનોંધો બે કારણે લખાઈ છે. કેટલીક પ્રસંગનોંધો છે ને તે કાવ્યરચનાનો પ્રસંગ—કાવ્યનું ઉદ્ભવકારણ વર્ણવે છે. બીજી નોંધો અર્થસ્ફોટની છે, ને તે કાવ્યભાષાની કિલષ્ટતાનો અર્થબોધ કરે છે. એ નોંધો એમ પણ કહે છે કે સૂરતમાંનું કવિનું રંગીલાપણું કવિ સૂરતમાં મૂકીને મુંબઈ ન્હોતા આવ્યા.

'શિખવું તે લખવું' એ પ્રકૃત્યનુસાર નર્મદે '૫૭માં પિંગળપ્રવેશ પ્રગટ કર્યો ને '૫૮માં અલંકારપ્રવેશ ને રસપ્રવેશ પ્રગટ કર્યા. પછી પૂને ભણવા ગયા ત્હાં શાસ્ત્રીજી પાસે તે શુદ્ધ કરાવ્યા. એમ '૫૯ સુધી નર્મદનો કાવ્યશાસ્ત્રનો અભ્યાસ ચાલ્યો.

૧૮૫૯માં દલપતનર્મદનો ઝઘડો જાગ્યો, ને નવલરામ કહે છે કે 'હવેથી તેઓ એકબીજા પર પોતપોતાની રીતે કટાક્ષ જ ફેંકતા રહ્યા.' કવિઓના સાક્ષરી ઝઘડા કંઈ ૧૯ મી સદીમાં પહેલવહેલા થયા છે? કે માત્ર ગુજરાતમાં જ થયા છે? કિયા કિયા દેશકાળમાં સાક્ષરોના કે રાજપ્રકરણી પુરુષોના ઝઘડા નથી જાગ્યા?

અને એ ઝઘડાઓ માત્ર સાહિત્યદેશે જ છે? કે રાજપ્રકરણમાં છે? વિજ્ઞાનવિવાદમાં છે? ધર્મવિવાદોમાં યે છે? જીવનની કઈ કેડી સંગ્રામસૂની છે તે કોઇ દાખવશે? કો સન્તના શાન્તિજીવનમાં યે પ્રપંચનાં પ્રલોભનો સ્હામે ઝૂઝવાનું હોય છે.

આ પૂર્વે એક વર્ષે, ૨૩ મી નવેમ્બર ૧૮૫૮ ને દિવસે, કવિએ નિજજીવનનો પરમ નિર્ધાર કરી લીધો હતો કે હવે સમસ્ત આયુષ્ય શારદસેવામા સમર્પવું. એ જીવનનિર્ધાર ૨૪ વર્ષ—લગભગ અર્ધું આયુષ્ય કવિએ એકતાર પાળ્યો. કવિ લખે છે કે નોકરીનુ રાજીનામુ આપીને 'મે' ઘેર આવી કલમના સામુ જોઇ આંખમાં ઝળઝળિયાં સાથે તેને અરજ કરી કે હવે હુ તારે ખોળે છઉં.' દલપતે સરકારી નોકરી છોડી સાહિત્યસન્યાસ લીધે ત્હારે ત્રણ વર્ષ વીત્યાં હતાં

૧૮૫૫ ના જૂનથી સરસ્વતીની શારદપૂર્ણીને એક સારસ્વતપુત્ર દલપત સેવતો બેઠો હતો, ૧૮૫૮ ના નવેમ્બરથી બીજો સારસ્વતપુત્ર નર્મદ સેવતો આવી બેઠો

નોકરી છોડયા પછી ઉદરનિર્વાહાર્થે ચારપાંચેક વર્ષ નર્મદે સાહેબલોકને ગુજરાતી શીખવ્યું. હરદાસ થવાનો, સ્વામીનારાયણ સંપ્રદાયની એક નવશાખામાં ભળવાનો, છેવટે સુધારાવાળાઓ પાસે 'મિશન' કઢાવી ત્હેના પ્રચારક થવાનો—એમ ઘણાક મનસૂબા નર્મદે કીધા; પણ દેશકાળ વિરૂદ્ધ હોવાથી નિષ્ફળ નીવડયા. એકવાર હરદાસી કથા મુંબઈમાં કરી પણ હતી. હજી કવિને તરંગો ઉઠતા; જીવનનો માર્ગ જડયો ન હતો.

૧૮૫૮ ના એપ્રિલથી નર્મકવિતાના અંકો છપાવાનું શરૂ થયું. પ્રથમ ત્રણ અંક પ્રગટ થયા. '૫૯માં ૪–૫–૬–૭ અંકો બહાર પડયા. પાંચમો ને છઠ્ઠો અંક વૈધવ્યચિત્રોથી ભરેલા હતા. એ વૈધવ્યચિત્રોએ દેશમાં હોહા કરી મૂકી.

'૬૦ માં ૯ મો ને ૧૦ મો અંક છપાયા. '૬૧ માં ઋતુવર્ણન—'પંડિતશૈલીનું મહારસિક કાવ્ય' છપાયું.

'૬૨ માં સાતે વર્ષનો કાવ્યસંગ્રહ છપાયો, ને '૬૩માં વજેસંગ ને ચાંદબાની વાર્તાથી સામળનો વાર્તારસ નર્મદે પાછો ગુજરાતને પાયો.

'૬૪માં હિન્દુઓની પડતીના ઉછળતા, રોળભરેલા રોળા પ્રગટ કર્યા. નર્મકવિતાને કવિ કવ્હારેક 'સુધારાનું બાઈબલ' કહેતા.—જો કે ઉત્તરાવસ્થામાં તો પછી આજ્ઞા કરતા કે 'ખાપરે ! એ ગ્રન્થને બાળી મૂક;' જાણે સકળ મુંબઈગુજરાતમાં ઠામઠામ પડેલી બધી નકલો ખાપરે વીણી વીણી સંગ્રહી લાવી ચિતા સળગાવે ! નર્મકવિતા ન સળગી ગઈ એમાં ગુજરાતનો ઈતિહાસખંડ જળવાયો છે.

'૬૬ માં નાયિકાવિષયપ્રવેશથી કાવ્યશાસ્ત્રના ગ્રન્થોની પરિસમાપ્તિ કીધી.

એ અરસામાં કવિના ગદ્યલેખોના સામટો સંગ્રહ નર્મગદ્ય નામથી પ્રસિદ્ધ થયો. '૫૫થી કવિએ કાવ્યમાળા સંગાથે ભાષણમાળા આરંભી હતી. '૫૮ માં બુદ્ધિવર્ધક માસિકનું ને '૬૪માં ડાંડિયો નામ ને ગુણધારી કટાક્ષપ્રધાન પાક્ષિકનું અધિપતિપણું કવિએ કીધું હતું. એ મુંબઈગિરાં ભાષણો, લેખો, કટાક્ષો, મજાકો, ઘૂરકિયાંઓ, ગર્જનાઓ, મર્મબાણોનો ગદ્યસંગ્રહ તે મૂળનું નર્મગદ્ય. મહીપતરામે 'સુધારેલું' શાળોપયોગી નર્મગદ્ય તે તો પ્રધાનતઃ મહીપતરામનું નર્મગદ્ય; નર્મદનું નર્મગદ્ય નહિ. જેમ દલપતનું કાવ્યદોહન તે જૂનું કાવ્યદોહન, તેમ નર્મદનું નર્મગદ્ય તે જૂનું નર્મગદ્ય.

એમ નર્મદકીર્તિદેહના બે પાયારૂપ નર્મકવિતા ને નર્મગદ્ય ગુર્જરગિરાને પાટલે સ્થપાયા નવલરામ કહે છે કે 'સને ૧૮૫૮થી ૧૮૬૫-૬૬ સુધીનો કાળ કવિની જીંદગીમાં પૂર્ણ યશનો હતો.' અલબેલી મુંબઈનગરીમાંની નમર્દજાહોજલાલીનો એ દાયકો. નર્મદજીવનનો એ પૂર્વકાંડ.

એ પૂર્વકાંડની ઋતુઓ હતી કવિતાની વસન્ત ઋતુ અને પરમહંસ સભાના દીક્ષિત સુધારકની ગ્રીષ્મ ઋતુ. પછી કવિ જાણે સૂરતમાં ચાતુર્માસ બેઠા અને અન્તે મહાકાળનાં દર્શન પામ્યા.

નર્મદના કવિજીવનને આંબે એ વસન્ત ઋતુમાં સાખો ઉતરી. નિશામાં ને પ્રેમનિરાશામાં, વૈધવ્યઝાળોના ને દેશઝાળોના, ઈંગ્રેજી શૈલીના ને સંસ્કૃત શૈલીના, દયારા-

મશાઈ ને શામળશાઈ, વિચારટેકરી ઉપરથી ને સાગરછોળોને આરેથી કાવ્યરસની કવિએ વાદળીઓ વરસાવી, ને મોહિનીપુર મુંબઇનગરીને રસતરબોળ કરી જાદુગરી મોહિની લગાડી. અલબેલું મુંબઈ શહેર નર્મદભૂરકીથી થનગની રહ્યું. ધનની પણ કવિને ત્હાં ત્હારે–ગજા પ્રમાણેની-છોળો ઉછળતી.

જાહોજલાલીની એ ઉજમાળી તિથિઓમાં પણ કવિને બે કડવા ઘૂંટડા પીવા પડ્યા હતા, જે પછીના જીવનપલટાના બીજરૂપ નીવડ્યા. એક તો એ કે વિધવાવિવાહના શાસ્ત્રાર્થે જતાં કવિના સુધારાના સાથીઓ સૌ કરમાયેલાં પાંદડાં જેવા ખરી પડયા, બાવા કિસનદાસ સંગાથે કવિને એકલપંડે જવું પડ્યુ. અને બીજું એ કે કવિએ શૃંગાર ગાયો ત્હારે મુંબઈગરાઓ રસતરબોળ ડોલવા લાગ્યા; પણ વીર ગાયો ત્હારે ભીરૂઓની સેના જેવા ભાગી ગયા. ધર્મવિચારમાં કવિ અનુભવ બોલે છે કે

‘ નર્મકવિતાના શૃંગારમાં જુવાનિયા બહુ રાજી છે, પણ તેમાંના વીર કે શાન્તને શું કરવાને જૂવે ? એ સઘળું શું બતાવે છે ? ભ્રષ્ટ નીતિ. ’

કવિની એ કીર્તિપૂર્ણિમામાં યે એમનો એક મહામનોરથ વણપૂરાયેલો રહ્યો, અને તે મહાકાવ્ય લખવાનો. કેટલાં યે પગરણ માંડયાં, કેટલી યે વસ્તુરચનાઓ કીધી, કેટલા યે છન્દ કસી જોયા. મહાકાવ્યના રસમેઘ કાંઈ કે ઝીલે એવો કવિને એક રોળા છન્દ ભાસ્યો. શોધ્યો, દિશાદિશામાં શોધ્યો, અખતરા કીધા, પણ મહાકાવ્યને યોગ્ય મહાછન્દ નર્મદને સાંપડયો નહિ. ૧૮૬૨માં જીવરાજ

લખવા માંડ્યો, પણ એ વિરામથી જ અટક્યો. ૧૮૬૬માં વીરસિંહ આરંભ્યો, ને 'સદા જ અપૂર્ણ' એ કરુણ શબ્દે અધૂરો રહ્યો. પછી અદ્ભુત યુદ્ધ નામથી રામરાવણસંગ્રામ ગાયો. મહાવનના પ્રવેશસીમાડે જ કો ગજરાજ સીમવેલીઓમાં લપટાઇ જાય, મહાસંગ્રામની આદિપળોમાં જ યોધરાજ કો ઘવાઈ પડે, તીર્થયાત્રાની પ્રથમ મજલથી જ ભાવિક યાત્રિક કો પાછો વળે, એમ વસ્તુરચનામાં, છન્દશોધનમાં, આરંભઝાડીઓમાં જ કવિનો એ મહામનોરથ ઘૂંચવાઈ રહ્યો નર્મદના મનોરથનું મહાકાવ્ય ગુજરાતને સાંપડ્યું હોત તો ગુજરાત આજ ઓર રસસમૃદ્ધ હોત.

નર્મદનું એ પૂર્વજીવન. નર્મદનું પૂર્વજીવન એટલે ખીા ભરી ગડગડતો ગિરિધોધ. પણ સાગરને મળતાં સૂધી ગિિ ધોધ કો ખીણવાસી યે નથી રહ્યા, કે ગડગડતા યે નર રહ્યા. નર્મદના ગડગડતા ગિરિધોધે પણ ઉત્તરાવસ્થામા મહાનદનું ધીરગંભીર સ્વરૂપ ધારણ કીધું.

પૂર્વજીવનમાં નર્મદ કવિને કવિતા પ્રધાન ધર્મ હતો, ગદ્ય ગૌણ હતું. ઉત્તરજીવનમાં કવિને કવિતા ગૌણ હતી, ગદ્ય પ્રધાનધર્મ હતો.

પછી ૧૮૬૫ના જૂલાઈ માસમાં નર્મદે પાછો સ્થાયી સૂરતવાસ કીધો. નવલરામ કહે છે કે 'ત્યારે જ એમના મનની વ્યગ્રતા શમી.'

એ '૬૫ની સાલની કવિની ચિત્તવ્યગ્રતા શી હતી? મુંબઈની દુનિયાં ત્હારે જે દવમાં બળતી હતી તે દવ નર્મદને દઝાડતો હતો.

મશાઈ ને શામળશાઈ, વિચારટેકરી ઉપરથી ને આરેથી કાવ્યરસની કવિએ વાદળીઓ વરસા નીપુર મુંબઇનગરીને રસતરબોળ કરી ના લગાડી. અલબેલું મુંબઈ શહેર નર્મદભૂરકીથી ધનની પણ કવિને ત્‍હાં ત્‍હારે–ગજા પ્રમાણેની

જાહોજલાલીની એ ઉજમાળી તિથિએ બે કડવા ઘૂંટડા પીવા પડયા હતા, જે પા ટાના બીજરૂપ નીવડયા. એક તો એ કે શાસ્ત્રાર્થ જતાં કવિના સુધારાના સાથીઓ પાંદડાં જેવા ખરી પડયા, બાવા કિસનદા એકલપંડે જવું પડયુ. અને બીજું એ ગાયો ત્‍હારે મુંબઈગરાઓ ગ્સતરબોળ પણ વીર ગાયો ત્‍હારે ભીરૂઓની સેના ધર્મવિચારમા કવિ અનુભવ બોલે છે કે

'નર્મકવિતાના શૃંગારમાં જુવાનિ પણ તેમાંના વીર કે શાન્તને શું કરવાને શું બતાવે છે ? ભ્રષ્ટ નીતિ'

કવિની એ કીર્તિપૂર્ણિમામાં યે એ નોરથ વણપૂરાયેલો રહ્યો, અને તે મહ કેટલાં યે પગરણ માંડયાં, કેટલી યે કેટલા યે છન્દ કસી જોયા. મહાકાવ્ય ઝીલે એવો કવિને એક રેળા છન્દ ભા દિશામાં શોધ્યો, અખતરા કીધા, પણ મહાછન્દ નર્મદને સાંપડયો નહિ.

લખવા માંડયો, પણ એ વિરામથી જ અટકયો. ૧૮૬૬માં વીરસિંહ આરંભ્યો, ને ' સદા જ અપૂર્ણ ' એ કરુણ શબ્દે અધૂરો રહ્યો. પછી અદ્‌ભુત યુદ્ધ નામથી રામરાવણસંગ્રામ ગાયો. મહાવનના પ્રવેશસીમાડે જ કો ગજરાજ સીમવેલીઓમાં લપટાઇ જાય, મહાસંગ્રામની આદિપળોમાં જ યોધરાજ કો ઘવાઇ પડે, તીર્થયાત્રાની પ્રથમ મજલથી જ ભાવિક યાત્રિક કો પાછો વળે, એમ વસ્તુરચનામાં, છન્દશોધનમાં, આરંભઝાડીઓમાં જ કવિનો એ મહામનોરથ ઘૂંચવાઈ રહ્યો નર્મદના મનોરથનું મહાકાવ્ય ગુજરાતને સાંપડયું હોત તો ગુજરાત આજ ઓર રસસમૃદ્ધ હોત.

નર્મદનું એ પૂર્વજીવન. નર્મદનું પૂર્વજીવન એટલે ખીણ ભરી ગડગડતો ગિરિધોધ. પણ સાગરને મળતાં સુધી ગિરિધોધ કો ખીણવાસી યે નથી રહ્યા, કે ગડગડતા યે નથી રહ્યા. નર્મદના ગડગડતા ગિરિધોધે પણ ઉત્તરાવસ્થામાં મહાનદનું ધીરગંભીર સ્વરૂપ ધારણ કીધું.

પૂર્વજીવનમાં નર્મદ કવિને કવિતા પ્રધાન ધર્મ હતો, ગદ્ય ગૌણ હતું. ઉત્તરજીવનમાં કવિને કવિતા ગૌણ હતી, ગદ્ય પ્રધાનધર્મ હતો.

પછી ૧૮૬૫ના જૂલાઈ માસમાં નર્મદે પાછો સ્થાયી સૂરતવાસ કીધો. નવલરામ કહે છે કે ' ત્યારે જ એમના મનની વ્યગ્રતા શમી.'

એ '૬૫ની સાલની કવિની ચિત્તવ્યગ્રતા શી હતી? મુંબઈની દુનિયાં ત્હારે જે દવમાં બળતી હતી તે દવ નર્મદને દઝાડતો હતો.

પુત્રસ્હોયા વૃદ્ધ લાલશંકર દવેએ ' એમના ગજા પ્રમાણેની લક્ષ્મીની ઉછળતી છોળ ' ને મુંબઇગાજતી પુત્રકીર્તિ જોઇને '૬૪માં દેહોત્સર્ગ કીધો. બુદ્ધિપ્રકાશમાં દલપતે એમને સ્મરણાંજલિ અર્પી. હવે જે નાણાંની ભીડ, કરજના ભણકારા, ને નાતજાતના વધરાવરઝોળા વીતવાના હતા તે જેવામાંથી એ સત્પુરુષ તરી ગયા. નાણાંભીડની વિટંબણાએ તો નર્મદને છેક ગોકુળદાસ બોર્ડિંગમાં નોકરી લીધી ત્ય્હા સૂધી રહી. ' અત્યાર સૂધી એમનાં પુસ્તકો પારસીઓમાં બહુ ખપતાં, તેમણે બે વર્ષથી કવિની કઈક રતર્ણુકથી ગુસ્સે થઈને તે વાંચવા જ બન્ધ પાડયાં હતા.' બન્ય ગૃહસ્થો કનેથી એકાદ હજાર, પણ શ્રી કરસનદાસ માધવદાસ તરફથી કવિને ૧૦ થી ૧૨ હજાર રૂપિયાની મ્હાયતા મળી હતી, ' નર્મદા કવિનો ભોજ તે એ જ.' '૬૫ના શેરસટ્ટાના વાવાઝોડામા એ સજ્જનનો વડલો પડયો ને કવિનો છાયાવિશ્રામ પડી ભાગ્યો. ખાનગી શીખવવા જવાનુ બેએક વર્ષથી બધ કીધેલું હતું. ખર્ચ તો ઘેર હાથીનું, ને હાથ ફોરો હતો. સંપદમાં સદ્ગુણો ગણાય એ અત્ય્હારે પીડવા લાગ્યા. મુંબઈમાં દિવસો દોહ્યલા થયા. ખર્ચ સંકોચવાને સંકલ્પે કવિએ પછી સૂરતવાસ કીધો. આપણા સાક્ષર-વિવેચક નવલરામભાઇને કવિનો ગાઢ પરિચય ત્ય્હારથી થયો.

એ ખર્ચસંકોચના સંકલ્પને કવિ સૂરતમા યે વ્યવહારૂ સ્વરૂપ આપી શકયા નહિ. ' ગજા પ્રમાણે ખર્ચ ' એ કવિની પ્રકૃતિમાં જ ન હતું. અવિચારી ખર્ચ સૂરતી પ્રકૃતિનું અંગ છે, ને કવિની પ્રકૃતિ સૂરતી હતી. નર્મદો-

શની છપામણીનું દેવુ ઉભુ હતુ ત્હોય સરસ્વતીમન્દિર બન્ધાવવાના કવિને કોડ થયા. એ ખરાબ છન્દ ન હતો, પણ ગજા ઉપરાન્તનો અભિલાષ હતો. પણ Circumspection થી–ચોમેર નિરખીને ચાલે તો કવિ સાહસવીર શાના? પરિણામે મુંબઇમાંના જેવા જ દોહ્યલા દિવસો નર્મદને સૂરતમાં યે રહ્યા. ધન શોધતા નર્મદે નાટકો લખ્યાં. પણ લક્ષ્મી અવળચંડી છે, શોધવા ગયે આઘી ભાગે છે. નાટકોએ ૧૩૦૦ રૂપિયા નર્મદને આપ્યા. સરકારી કેળવણીખાતાએ પણ સહાયતા કીધી, પુસ્તકો ખરીદ્યાં, ભાષાન્તરકામ સોંપ્યું, દેશીરાજ્યોએ એ ભાષાન્તર છપાવ્યું. પણ એમ થાળીક રૂપાધૂળે વહેતી નીક કાંઈ પૂરાય? નર્મદના સાહિત્યસંન્યાસના વ્રતે રંકતા સ્વીકારી હતી; નર્મદની સૂરતી પ્રકૃતિએ ધનાઢ્યવેડા કરી કરજને ન્હોતર્યું હતું. નર્મદભક્તોને પૂછાય કે નહિ કે નર્મદની સાહિત્યફકીરી એ નર્મદનું દુઃખ હતું કે ગૌરવ?

મુંબઈથી સૂરતવાસનો એ સ્થાનપલટો તો આખરે નર્મદને જીવનપલટો નીવડયો. મુંબઇના નઘરોળવેડા દેશમાં કોઈના યે નભતા નથી, ને નર્મદના યે ન નભ્યા. ‘ સૂરત આવ્યા પછી તો અમે જાણિયે છિયે કે કોઈની યે પત્ની તરફ એણે નજર કરેલી કોઈના પણ સાંભળવામાં નથી ’ એમ ગાજીને નવલરામ સાક્ષી પૂરે છે; અને તે સાચી છે. નર્મદનો એ સાત્ત્વિકઅંશી માનસપલટો.

પણ પછી વિધવાવિવાહનો પ્રસંગ ૧૮૬૯–૭૦માં ઉપસ્થિત થયો ને નાત જોડે નર્મદને વરઝોળા થયા.

સૂરતની નાગરી નાતે–બ્રાહ્મણે તેમ જ ગૃહસ્થે–મહીપતરામના પ્રવસરથી સનાતનતા ભણી ઝોક ખાધો હતો; એટલે એ પ્રતિમાનસ નર્મદ પ્રત્યે એ ભાવે વર્ત્યું, ને પછી ચિ. યશંકરને યે ઉદારતા દાખવી શક્યું નહિ. ઉચ્છેદક સુધારાવાળાઓએ નાતોને ભાંડવામાં ઉણપ રાખી નથી; અને એમનાં વચનવર્તન વિચારતાં જ્ઞાતિસંસ્થાઓનાં વચનવર્તનને જુલમ ' ભાખવો તે વિવેકબુદ્ધિની ન્યાયતુલાનું સમતોલપણું ન કહેવાય. એ તો વકીલની વાણી, ન્યાયશાસ્ત્રીની નહિ. ઉચ્છેદકો હુમલો કરતા હતા, સનાતનીઓ સંરક્ષણે ઉભા હતા. ભદ્રંભદ્ર કહેનારાઓ ભ્રષ્ટભ્રષ્ટ હતા, અને ભદ્રંભદ્રો સ્હામે વેણે એમને ભ્રષ્ટભ્રષ્ટો કહેતા. પણ વ્યક્તિની ઉચ્છૃંખળતા પ્રત્યે મહાજનમંડળ એવી જ પ્રતિઉચ્છૃંખળતા દાખવે તો એ અન્યાય ન કહેવાય, ત્હો ય ' એના જેવા થયા ' એવું તો સહુ કહે. એકેટિનને વિષપ્યાલો પાયો ત્ય્હારથી ઈતિહાસ તો જાણે છે કે પક્ષાપક્ષી એ સૌ લોકસંસ્થાઓનો વિઘાતક રોગ છે.

સૂરતવાસથી નર્મદજીવનમાં બીજો સાક્ષરપલટો એ થયો કે મુંબઈમાંના ઉછળતા તરંગોનું સ્થાન સૂરતમાં અભ્યાસે, ચિન્તનમનને, ને ઉંડી ગંભીર ઇતિહાસવિચારણાએ લીધું. પડતું મૂકેલું કોશનું કામ '૬૮થી પાછું હાથ ધર્યું ને '૭૧માં પૂરૂં કીધું. નર્મકોશ તે નર્મદની સાક્ષરતાનો ભગીરથપ્રયત્ન; કવિએ અન્તરિક્ષમાંથી ગુર્જરગિરાની જાણે ગંગા ઉતારી. નર્મદનો એ સાહિત્યપલટો.

અને ત્રીજો એથી યે વડેરો થયો દર્શનપલટો, જેણે

આયુષ્યયાત્રાની દિશા જ ઉલટાવી નાંખી—કવિ પશ્ચિમમાં દોડતા હતા ત્હેમને પૂર્વમાં વાળ્યા. ભારતવાસી પશ્ચિમ-પન્થી મટી પૂર્વપન્થી થાય એ એની ભૂલ છે કે કલ્યાણ?

નર્મદા કવિવર પશ્ચિમપન્થી મટી પૂર્વપન્થી થયા એ જીવનપલટાનાં પ્રધાન ત્રણ કારણો હતાં. એક તો એમનો ઈતિહાસઅભ્યાસ; બીજુ ભારતવર્ષમાં વાતા ત્હોરના સમાજવાયરા; અને ત્રીજું ત્હોરની રાજપ્રકરણી સદમદ્ મહાપ્રવૃત્તિઓ ત્રણેયને જરાક અવલોકિયે.

નર્મદના ઉત્તરજીવનમાં ત્રણ મહાન રાજપ્રવૃત્તિઓએ ભરતખંડને હલમલાવ્યો હતો. એક ૧૮૭૭નો દિલ્હી દરબાર; બીજું ઈલબર્ટ બીલ, અને ત્રીજું રીપનદીધું સ્થાનિક સ્વરાજ્ય–Local Self-Government. ૧૮૭૧માં નર્મદને બારણે, તળ સૂરતમા જ, રાયટ કેસનું છમકલુ છમકી ગયુ હતુ.

૧૮૭૭ના દરબારનુ રાજપ્રકરણી રહસ્ય સ્વ. ઈચ્છારામભાઈએ એમના 'મહારાણી શ્રી વિકટોરિયાના જીવનચરિત્ર'મા પા. ૨૯૧ મેં કાઈક ભાખ્યુ છે. 'રાણીશ્રીના હસ્તકમા ભરતખડનુ રાજ્ય આવ્યા પછી યુરોપમાં ઘણી મોટી ચર્ચા ચાલી રહી કે ભરતખંડમા રાણીશ્રીની પદવી કેવી? ને કેટલી?–તે ભરતખડના રાજારાણાઓથી શ્રેષ્ઠ કે નહિ?' 'અત્રેની પ્રજા એમ માનતી ને સરકારી દસ્તાવેજો પરથી એમ જ જોવામાં આવતું કે પહેલા વર્ગના રાજાઓ કરતાં રાણીશ્રીની સત્તા શ્રેષ્ઠ નહિ હોય.' '૧૮૬૮ માં ઈરાનના શાહે લખેલા એક દસ્તાવેજના સબધમા

ઘણો વાંધો ઉઠ્યો.’ ‘ આવી બાબતનો નિવેડો થવો જોઇએ.’ ‘ ઇંગ્લાંડમાં ખાનગીમાં નક્કી થયું કે પાટવી કુંવરને ભરતખંડમાં મોકલી રાજાગણાની ઈચ્છાએ કેવી છે × × તે તપાસવું.’ ‘ તેવામાં રશિયાના ઝાર બીજા નિકોલસે મધ્યએશિયાના શાહાનશાહનો ખિતાબ ધારણ કીધો;’ અને પ્રુશિયાનો રાજા પારિસમાં જર્મન કયસર થયો. ‘મિ૦ ડિઝરાયલીએ ૧૮૭૬માં પાર્લામેન્ટમાં એક બીલ રજૂ કીધું.’ ‘વાંધો લેવામાં મિ ગ્લાડસ્ટન મુખ્ય હતો.’ મોક્ષમૂલર ભટ્ટે કહ્યું ‘ મહારાજ્ઞી ’ પદ ઠીક છે. સર વિલિયમ મ્યૂરે ‘ કયસરે હિન્દ ’ પદ કહ્યું, ને તે સન્માન્ય થયું. ‘ અત્યાર સૂધી રાણીશ્રીને ૩૧ તોપનું માન મળતું હતું, તેને બદલે હવેથી ૧૦૧ તોપનું માન ’ નિર્ધારાયું. મદ્રાસ મુંબઈ કલકત્તાથી ઉપડેલા બ્રિટિશ તોપખાનાએ સિન્ધુકાંઠે મોરચા માંડ્યા, ત્હારથી વસ્તુતઃ હિન્દનું સાર્વભૌમત્વ બ્રીટનના રાજવીને સાંપડેલું છે. પણ જે Subsidiary Alliance થી દેશી રાજ્યોને વશ કીધાં એ રાજદસ્તાવેજોમાંનો Alliance શબ્દ આજ પણ સાર્વભૌમત્વને અન્તરાયે ઉભે છે. ગાયકવાડ મહારાજ નિજને Ally માનતા તે મટી ગયા. નિઝામ સરકાર હજી–૧૯૩૮ સૂધી Your Faithful Ally બોલે છે. અફઘાનિસ્તાન ને નેપાળના રાજવીએ His Highness હતા તે His Majesty થયા છે. ૧૮૭૭નો, ૧૯૦૩નો, ૧૯૧૧નો એ દિલ્હી દરબારો, આ ઈતિહાસદ્રષ્ટિએ વિચારતાં તો, જે De Facto હતું ત્હેને De Jure કરવવા કાજેના હતા. બ્રિટિશ રાજમન્ત્રીઓની આજ સૂધીની સાર્વભૌમત્વ કાજેની રાજરમત રાજભૂલ હશે કે નહિ હોય, પણ એ ત્રણે

રાજપ્રસંગોએ ભારતપ્રજાને કો ચિરસ્થાયી પ્રજાહક ન નિવાજવાની અને એમ એ રાજપ્રસંગોની ઐતિહાસિક મહત્તા સ્થાપી પ્રજાહૈયામાં અખંડ સ્થાન મેળવી ન લેવાની મહાન રાજભૂલ તો બ્રિટિશ મન્ત્રીશ્વરોએ કીધી છે. ૧૮૫૮ ના દરબારપ્રસંગે પ્રજાને ઢંઢેરો બક્ષ્યો હતો એ વાત પછીના મન્ત્રીશ્વરો વીસરી ગયા. એ રાજઉત્સવો પ્રજા ઉત્સાહથી ઉજવતી, ભાવ ને ધનની રેલો રેલાવતી; પણ ઠાલી હાથે ઘેર આવ્યે નિરાશ ને મનોભંગ થતી. સારો વિશ્વઇતિહાસ શોધી વળજોઃ કોઈ દેશમાં કે કોઇ કાળમાં ચિરંજીવ પ્રજાનિવાજેશવિહોણા રાજદરબાર ચિરંજીવ પ્રજા પ્રેમ પામ્યા છે ખરા?

ઉંચેથી જેટલે આવે
પાણી પ્રજાભક્તિ તણાં નૃપાળનાં,
ફૂવારા તેટલા ઉંચા
ઉડે પ્રજાની નૃપ! રાજભક્તિના.

ઇલબર્ટ બીલની કથા ઈતિહાસજાણીતી છે. '૫૮ના ઢંઢેરામાં મહારાણીજીએ પ્રજાસમભાવનો રાજકોલ ઉચ્ચાર્યો હતો કે 'અમારી બીજી સર્વ રૈયત બાબત જે રાજધર્મ અમો અવશ્ય માનીએ છીએ, તે જ રાજધર્મ હિન્દુસ્તાન માંહેના અમારા મુલકની રૈયત બાબત અમોએ પાળવો જોઈએ એવું અમો સમજીએ છીએ, અને ઈશ્વરની કૃપાથી તે સર્વ વાસ્તવિક રીતે તથા અન્તઃકરણથી પાળીશું.' મહારાણીજીનો એ રાજકોલ પછી પળાયો છે? ને ખુદ

હિન્દમા જ હિન્દીઇંગ્રેજ વચ્ચેના રાજઆડકોટો સ્થપાયા નથી ? પ્રજાહિતૈષી વાઇસરોયે તે દીઠુ, ને એને ઢોલભંગ ભાસ્યો. એવા કેટલાક રાજઆડકોટ વિદારવાનુ રીપને બીડુ ઝડપ્યુ. બ્રિટિશ મન્ત્રીઓની પરવાનગી લઈ હિન્દી રાજસભામા એનુ બીલ દાખલ કીધુ હિન્દવાસી ઇંગ્રેજોએ પ્રચડ વિરોધ ઉઠાવ્યો. દન્તકથાઓ સાચી હોય તો પડદા પાછળ કઈ કઈ ખેલ ખેલાયા. અન્તે ઇંગ્રેજોના વિરોધે સરકાર હારી, ને બીલ પડતું મૂકયુ, ને પછી હિન્દી નેશનલ કોંગ્રેસ સ્થપાઈ ઈલબર્ટ બીલનો વિરોધ હોત નહિ તો કદાચ કોંગ્રેસ ત્હારે સ્થપાત નહિ ત્હારનો જ માત્ર નહિ, આજનો જ નહિ, ઈંગ્રેજો હિન્દમા રહે એ ઇતિહાસ સીમા પર્યન્તનો એ રીપનપૂછ્યો પ્રશ્ન સદાનો ખડો છે કે મહારાણીજીનો ઢંઢેરામાનો રાજકોલ ઇંગ્રેજ સરકાર પાળવાની છે કે નહિ ? હિન્દુ ઈસ્લામી પારસી-સમસ્ત હિન્દીઓને ને ઇંગ્રેજોને જમણી ને ડાબી આખ જેવા સરખા ગણશે કે નહિ ? હિન્દબ્રિટનની સ્થિરસ્થાયી મૈત્રીનો, સસ્કૃતિઓના સગમનો એ તો તાત્ત્વિક પાયો છે પ્રજાહિતૈષી રીપન મહારાજનો, દલપતફારબસની મિત્રજોડીનો એ ઇતિહાસસન્દેશ છે હિન્દબ્રિટનની મૈત્રી એ દલપત હૈયાભાવ હતો પણ હિન્દબ્રિટનના મૈત્રીદ્રષ્ટાઓની સૌની દ્રષ્ટિએ પ્રજાઓના ભેદભાવ એ મૈત્રીના અન્તરાયો જ છેઃ પછી એ ભેદો હિન્દીઓએ બ્રિટિશરો શુ માડ્યા હોય કે બ્રિટિશરોએ હિન્દીઓ શુ માડ્યા હોય બે રથચક્રો સમાન હશે તો સમાગ્ગ્ય આગળ ધપશે. એ રથચક્રો

અસમાન હશે તો, પેલા ઘાંચીનો ઘાણીની પેઠે, સંસારરથ ચક્રાવો ખાતો ઠામનો ઠામ ઘૂમ્યાં કરશે.

અને ત્રીજો રાજપ્રસંગ હતો રીપનભક્ષ્યા સ્થાનિક સ્વરાજ્યના કાયદાનો. એની મહત્તા હિન્દીઓ સ્હમજે છે. ગુજરાતના પાટનગર અમદાવાદનો મ્યુનિસિપલ હૉલ પછી રીપનહૉલ કહેવાયો. પ્રજા આનન્દને ઉછાળે ચ્હડી. રીપન-મહોત્સવ ઉજવાયો. દલપતરામે ગાયુ :

હક આપિ એણે હોલવી આ દેશીજનની દાઝને.

× × ×

તજી પક્ષપાતની વાતને નિષ્પક્ષપાત ધર્યો ઘણો,
ઈનસાફ આપ્યો એકસમ દેશી અને ગોરા તણો.

× × ×

રિપને અધિક ઓપાવિયું મહારાણીજીના રાજને

ઇંગ્રેજી રાજનીતિ ત્યહારે પ્રજાહૈયે બેઠી ને સત્કારાઈ. સોનાને ખીલે રીપને ઈંગ્રેજી રાજ્યને હિન્દહૈયે જડયું. આપણા ડૉ. હરિ હર્ષદ ધ્રુવે અનેક પદો રચી સ્થાનિક સ્વરાજ્યગીતાવલિ પ્રગટ કરી. ઇંગ્રેજી રાજ્યને રીપને દાયકાઓનું અધિકું આયુષ્ય અર્પ્યું. બ્રિટિશ પ્રજા સન્મુખે બે હિન્દી રાજનીતિઓ ખડી છેઃ એક રીપનરાજનીતિ, બીજી કર્ઝનરાજનીતિ. બન્નેનાં ફળ ઈતિહાસે દીઠાં છે બ્રિટીશ પ્રજાને રૂચે તે સ્વીકારે.

નર્મદે પણ એ પ્રજાઆનન્દ અનુભવ્યો. નગરનગરની સ્વરાજ્યસિદ્ધિમાંથી નર્મદહૈયે વિશાળા કોડ જાગ્યા. ને

ધર્મવિચારમાં પા. ૮મે નર્મદહૈયું ઉચ્ચારી ઉઠયું કે 'સ્વરાજ્ય થાય તેને માટે દેશાભિમાન છે એમ તો સુધારો સ્પષ્ટ બોલી શકયો નહિ.' પા ૭મે નર્મદ ભાખે છે કે 'સુધારાનો ઉદ્દેશ × × દેશાભિમાનની પ્રતિષ્ઠા; ને એનો ખરો મર્મ સ્વરાજ્ય કરવાનો.'

હિન્દી પ્રજાકીય મહાસભામાં સ્વરાજ્યમન્ત્ર ૧૯૦૬માં કલકત્તામાં દાદાભાઈએ હિન્દને આપ્યો. અને એ પહેલાં પચ્ચીશેક વર્ષ પૂર્વે નર્મદે એ શબ્દ ગુજરાતને આપ્યો છે, સ્વદેશાભિમાન શબ્દ નર્મદે ગુર્જરકોશમાં લખ્યો હતો, સ્વરાજ્ય શબ્દથી પણ એ જ કોશકારે ગુર્જર શબ્દકોશને સમૃદ્ધ કીધો. સ્વદેશાભિમાન ને સ્વરાજ્ય એ બે ગુજરાતને નર્મદદીધા રાજમન્ત્રણાના વારસા.

અને સંસારસમાજના પણ નવવંટોળ ત્હારે દેશમાં ચાલતા હતા, અને કાળપર ચિરસ્થાયી પ્રજાકલ્યાણના સિદ્ધાન્તો જે ન્હોતા ત્હેમને ડોલાવતા હતા. ઉચ્છેદક મુંબઇગરા સુધારકો ત્હારે પશ્ચિમની એક જ દિશામાં દોડતા હતા. ગણપતરામ સદ્બોધતા કે નવું સારૂ બેશક ગ્રહણ કરો, પણ આપણું સારૂ ઉશેટી દેશો મા. આપણા ઉચ્છેદકો, સદા ને સર્વત્ર હોય છે તેમ, ત્હારે ઉત્સાહભ્હેરા હતા. એમને સાંભળતા કીધા કંઈક આર્યસમાજે ને કંઈક થિયોસોફીએ. ચબિહારના લગ્નઝઘડાથી બ્રહ્મસમાજ એવામાં ભાગી પડી હતી ને એની ત્રણ થઈ હતી. કેશવના 'અન્તર્યામીના હાલ'થી સમાજગૌરવ તેજસ્વી થયું ન્હોતું, ઝંખવાયું હતું. પૃથ્વીના દેશદેશે ઘૂમીને મેડમ બ્લેવેટસ્કીએ કહ્યું કે

પશ્ચિમનો સુધારો જડવાદી–પાર્થિવ છે, પૂર્વનો સુધારો અધ્યાત્મવાદી–બ્રહ્મજ્ઞાનર ગેલો છે. એમણે હિન્દને કહ્યું કે ત્હમારાં ખજાનો ખોલો. અને એવામાં આર્યત્વનો ઉદ્ધારક સૂર્ય ઉગ્યો–મહર્ષિ દયાનન્દ સરસ્વતી. 'અનાર્યત્વ તે અસ્વર્ગ્ય ને અકીર્તિકર છે, આર્યત્વ સ્વર્ગ્ય ને કીર્તિકર છે' એ શ્રી કૃષ્ણભાખ્યા ગીતામન્ત્રની ઘોષણા સ્વામી દયાનન્દે હિન્દભરમાં પાછી જગાડી. कृण्वन्तो विश्वमार्यम्‌ના પડઘા ગુજરાતે પણ પડયા ને નર્મદે પણ ઝીલ્યા. કરસનદાસ મૂળજી પછી કૃષ્ણદાસ કહેવાયા, દેશાભિમાનનુ પરિવર્તન થઈ આર્યત્વનું અભિમાન જાગ્યું; ભો ! ભણી નર્મદે દેશ ગર્જના કીધી. કાવ્યવિચાર નહિ, ઈતિહાસવિચાર નહિ, ધર્મવિચારને જ્ઞાનઘાટે જઈને કવિ પદ્માસન વાળી બેઠા. મિત્રોએ ડાંડિયા જેવી ડાંડી પીટી મજાકો કીધી, સુધારક ને સનાતની લોક આશ્ચર્યમુગ્ધ થયું, ગુજરાતની દુનિયાં ઘડિક ડ્હોળાઈ ગઇ, વિચારક પ્રજાઅગ્રણીઓને ધરતીકમ્પ જેવો આચકો વાગ્યો, પણ નર્મદા કવિએ તો પદ્માસન વાળ્યું તે વાળ્યું. ઓમકારનો પ્રચંડધ્વનિ શંખનાદ ગજાવી કવિ ઉચ્ચર્યા કે બુદ્ધિવાદ નહિ, સંસારધૂમણ નહિ, પ્રવૃત્તિપ્રવાહ નહિ, ધર્મ એક જ આયુષ્યનું પરમ સત્ય છે.

મૂળ સ્વભાવે નર્મદ નાગર બ્રાહ્મણ હતો. એ બ્રાહ્મણના બ્રાહ્મણત્વ ને બ્રહ્મતેજને જમાનાના વાદળ છવાયેલા હતા. વાદળીઓ વિખેરાયે તે પાછાં મધ્યાહ્નતેજે ઝળકી ઉઠયાં.

પશ્ચિમપન્થી મટી પૂર્વપન્થી થવાનુ કવિજીવનમાંનુ ત્રીજું કારણ નીવડયુ એમનું ઈતિહાસચિન્તવન. સૈકાનો

૮મો દશક બેસતાં ૩૭ વર્ષની પાકી વયે કવિ નર્મદ ઈતિહાસ આલોચવા બેઠા. દલપતરામ તો અમદાવાદમાં પગ મૂક્યો ત્હારથી, ૧૮૪૮થી, ઇતિહાસઅભ્યાસક હતા. દલપતરામ પછી પચ્ચીસે વર્ષે નર્મદા કવિ કાળબ્રહ્મને ઢૂંઢવાને નીકળ્યા. એ પૂર્વે ને સૂરત આવ્યા પછી '૬૬માં સૂરતની મુખ્તેસર હકીકત કવિએ સંગ્રહી હતી, અને સૂરતીઓનું નગરઅભિમાન સંકોરીને સતેજ કીધું હતું. '૬૭માં મેવાડની જાહોજલાલીનો વીરરસ સંક્ષેપમાં મારરૂપે ઉચ્ચાર્યો હતો. પછી નગરઅભિમાન વિસ્તાર પામીને દેશાભિમાન થયુ, ને ૧૮૬૮–૬૯માં નર્મદે ગુજરાતીઓની સ્થિતિની ઈતિહાસઆલોચના કીધી. '૬૭માં ગુજરાતીઓની સ્થિતિનો નિબન્ધ દલપતરામે લખ્યો હતો ને મુંબઈનું ઇનામ જીત્યા હતા.

ઈતિહાસદર્શન દૃષ્ટિમર્યાદા જેવું છે; એને છેડો નથી. જેમ જેમ એની ભણી જાવ, તેમ તેમ તે આઘું જાય છે, વિશાળું થાય છે. નર્મદા કવિનો આત્મા સૂરતની, ગુજરાતની, કે મેવાડની હકીકતે તર્પાય એવડો જ ન હતો. એ પ્રજાકથનીઓ તો વિરાટની અંગુલિઓ સમી હતી. એ અંગુલિદર્શને નર્મદને વિરાટદર્શનના મનોરથ થયા. '૭૦માં રામાયણનો, મહાભારતનો, ઈલિયડનો સાર લખી જગતનાં પંચ વિરાટકાવ્યોમાંથી ત્રણ વિરાટકાવ્યો પોતે ભણી ગુજરાતને ભણાવ્યાં. પછી મ્હોટેરી મહામાનવતા નિહાળી, પૂજી, ને મહાપુરુષોનાં ચરિત્રો આલેખ્યાં. ત્હો ય સમસ્ત જગતનો ઇતિહાસ, માનવવંશની કાળકથા, પૃથ્વીની મહાપ્રજાઓની ઉથલપાથલો દીઠા વિના નર્મદને જગત્દર્શન

અધૂરૂં લાગ્યું. ને તેથી ૧૮૭૪માં મહાદર્શન ૧લું–એટલે જગતના પ્રાચીન ઈતિહાસનું સમગ્ર દર્શન કીધું અને લખ્યું; અને પછી છેલ્લેવેલ્લે રાજ્યરંગ–એટલે સોળ તિથિઓનાં જેવાં સોળ દર્શનમાં જગતનો પ્રાચીનઅર્વાચીન ઈતિહાસ લખ્યો. **कालोऽस्मि** ઉચ્ચરતા વિરાટનારાયણને નર્મદે નિરખ્યા. નર્મદજીવનનો એ ઈતિહાસપલટો.

બાયરનને નહિ, દયારામને નહિ, કાલિદાસને નહિ; નર્મદ હવે વિરાટને નિહાળતો થયો; પૃથ્વીની મહાપ્રજાઓના ઈતિહાસોમાંથી ગુર્જરમહાપ્રજાના લોકકલ્યાણમન્ત્રો શોધતો થયો. પછી બ્રહ્માંડમાળામાં સૂર્યમાળા નર્મદને ન્હાની લાગી; સૂર્યમાળામાં પૃથ્વી ન્હાની લાગી; પૃથ્વીભરની ઉથલપાથલોમાં ગુર્જરદેશે પ્રવર્તતી કાળસંક્રાન્તિ ન્હાની લાગી. કાળબ્રહ્મનાં ઓઘ ગાંભીર્ય ને વિશાળતા નર્મદે નિહાળ્યાં. નર્મદ કવિવરને ત્ય્હારે થયુ કે દાયકો તો કાળબ્રહ્મના સાગરતટના વેળુઢગનું એક અણુપરમાણુ છે. જોયું ને જાણ્યું કે મહાપ્રજાઓના ઉદ્ધાર કે વિનિપાત વર્ષોથી નહિ, દાયકાઓથી નહિ, સૈકાઓથી મપાય છે. 'એક છે, અનેક છે; એકમાં અનેક રાજે છે' વિ. નું ગુર્જરવિખ્યાત નર્મદસૂક્ત એ કવિવરે વિરાટદર્શને ગાજીને ઉદ્ગાયું.

નર્મદના સાક્ષરઉદ્યોગનો સમગ્ર હુંડો એમ વિરાટદર્શનમાં પરિણમ્યો.

કવિ હતા. ઋતુવર્ણન લખતા, ડૉન જૂઆન લખતા, સભાઓ ગજાવતા, દયારામશાઈ ગરબીઓ લલકારતા, શામળ-

શાઈ વજેમંગચાંદબાની વાતો રચતા. વીરરસનાં બ્યૂગલો વગાડતી લાવણીઓ ગાતા, મહાકાવ્યનો મનોરથ સેવતા એ કવિવરે માનવવંશને કાળમાગરમા ઝોલાં ખાતો નિહાળ્યો, લોકલોકના ખેલાતા ને ઝીલાતા રાસ નિરખ્યા, ત્યહારે ઘડીક સ્તબ્ધ થયા, પ્રૌઢા શાન્તિપ્રવાહમા પડયા. ગાડીવધન્વા સૂર્યો ઉઠયો હતો એમ સૂર્યો ઉઠયા. થક્યા, વિચાર્યું, વાગોળ્યું. ચક્કર ચક્કર, સુદર્શન ચક્રની પેઠે, આંખોને ચક્રાવો ખવરાવી ખવરાવી દેશમીમાઓ ફરીફરીને નિહાળી જોઈ. રોગ જોયા, અપાતી ઓષધિઓ જોઈ. અન્તે એ મસારધનવન્તરીને થયુ કે પ્રજારોગનું નિદાન સાચું છે, અપાતું ઓષધ સાચું નથી. ધર્મને વિસારીને કેવળ બુદ્ધિવાદથી આપણા કે કોઈ દેશના સંસારરોગો મટે નહિ. કવિને 'ઇતિહાસના અધ્યયનથી કાળમાહાત્મ્ય વધારે મનમાં ઠસ્યું.' નવલરામ

નર્મદે નિજની ભૂલ નીરખી, થભ્યો, વિચાર્યું, વિમાસણમાં પડયો. અને પછી ભૂટયા ત્યહારથી ફરી ગણતો એ સસારમીમાંસક ધર્મવિચાર લખવાને બેઠો.

પછી ધીરે ધીરે એ ધર્મવિચારો આપણા સમસ્ત ગુજરાતીઓના નવા સ્થપાયેલા 'ગુજરાતી' પત્રમા પ્રગટ થયા. 'ગુજરાતી' પત્રની એ પ્રથમ ગુર્જરસેવા અને નર્મદની એ છેલ્લી ગુર્જરસેવા

દલપતે આયુષ્યને પ્રથમ પગથિયે ધર્મદર્શન કીધા હતાં, ઇતિહાસદર્શન કીધા હતા, અને તેથી લાંબા જીવન પન્થમાં આયુષ્યની ભૂલો થોક કીધી હતી. નર્મદે આયુષ્યને છેલ્લે પગથિયે ઈતિહાસદર્શન કીધાં, ધર્મદર્શન કીધા,

અને તેથી આયુષ્યની ભૂલો અનેક થઈ હતી. પણ અન્તે કાળદર્શનમાંથી બ્રહ્મદર્શન કીધાં એ નર્મદની માનવમહત્તા.

દલપતનર્મદને કવિતા તો સાધન હતું, પ્રજાકલ્યાણ જીવનલક્ષ્ય હતું. એસતા નવયુગના બન્ને કવિવરો હતા. પણ એથી યે અધિકા દલપતનર્મદ આપણા નવયુગના આદ્ય સંસારમીમાંસકો હતા. ઉભય પક્ષે દલપત નર્મદનો મ્હોટેરો ભાઈ હતો. યુધિષ્ઠિર અને પાર્થની પેઠે મ્હોટો ભાઈ ધીર હતો, ન્હાનો ભાઈ વીર હતો.

'રાજયરંગ લખવાને નર્મદે ન્હાનામ્હોટા ૨૦૦ ગ્રન્થોનું અવલોકન કર્યું, ને ઘણા ઈતિહાસ વાંચ્યા-વિચાર્યા.' 'એ બધામાંથી કવિને એ સિદ્ધાન્ત હાથ લાગ્યો કે કોઈ પણ દેશની સ્થિતિ કે વિચારો લાંબા કાળના પરિપાકથી જ બદલાઈ શકે છે.' આ બધાં નર્મદમિત્ર નવલરામનાં વચનો છે. એ રીતે ત્હારે 'યા હોમ કરીને પડો, ફતેહ છે આગે' ના ઉદ્‌ગાતાને 'ધીરે ધીરે સુધારાનો સાર' એ Social Evolution–સંસારઉત્ક્રાન્તિનો ઐતિહાસિક મહાસિદ્ધાન્ત જગતઈતિહાસના અભ્યાસે સ્હમજાવ્યો. નવલરામ ઉમેરે છે કે 'અનુભવમાં એ કેટલાક વખતથી આવેલું જ; પછી શાસ્ત્રીય (Scientific) સિદ્ધાન્તથી પ્રતિપાદિત થયું.'

ઈતિહાસઅભ્યાસે નર્મદને શીખવ્યું કે 'ધીરે ધીરે સુધારાનો સાર' ગાનાર દલપત ખોટો ન હતો. અને નર્મદે પણ પછી દલપતપડઘા સમું ગાવા માંડયું કે

રણ તો ધીરાનું, ધીરાનું;
નહિ ઉતાવળા–કાયરનું:
રણ તો ધીરાનું, ધીરાનું.

આમ દલપતનર્મદનો સિદ્ધાન્તભેદ ટળી ગયો.

નર્મદના ગર્જતા ગિરિઘોષે પછી ધીરગમ્ભીર મહાનદનું સ્વરૂપ ધાર્યું.

ધર્મવિચારમાંના નર્મદના અનુભવઉચ્ચાર કેટલાક આ રહ્યા. પાનાંના આંક આપ્યા છે તે ધર્મવિચારની ત્રીજી આવૃત્તિમાંના છે. નર્મદના અનુભવોદ્‌ગાર ઘણાખરા મુંબઈગરા સુધારા પરત્વેના છે.

પા. ૨૧૦: (હું) સોળ વર્ષ સ્વધર્મથી પતિત રહ્યા પછી પાછો સ્વધર્મના સિદ્ધાન્તોને સત્ય માનતો થયો. (૧૮૭૪માં.)

પા. ૨૦૯: સં. ૧૯૧૬માં પરમહંસ સભાના કવિ સભાસદ થયા. 'એ (કવિ પોતે) લખે છે કે હું પહેલવહેલો 'સંસ્કારી' સુધારાવાળો ૧૮૫૯માં થયો.' નર્મદજીવનકથા, નવલરામ.

'સંસ્કારી' સુધારાવાળો એટલે શું? એ આપણે ૧૨મા પ્રકરણમાં વાંચ્યુ છે. અને એને નર્મદ સ્વયં સાક્ષી પૂરે છે કે

પા. ૨૦૯, નોંધ: અસલ અમારા મુખ્ય વિચારો હતા: 'જગત્કર્તા એક છે ને તે સકળ સદ્‌ગુણયુક્ત છે. અનેક નામ તે ગુણ ઉપરથી. વેદ ઇશ્વરપ્રેરિત નથી; દેવ પિતર નથી—વ્રત જપ તીર્થ એથી ફળ નથી. માત્ર મન

શુદ્ધ જોઈયે. શ્રાદ્ધ નિરર્થક છે. અવતાર વળી કેવા ? ઈશ્વર નિરાકાર છે, મૂર્તિ ન પૂજવી. સ્વર્ગનરક એટલે પાપપુણ્યનો બદલો. જીવને જન્માન્તર નથી. સૌ માણસ સરખાં છે, જાતિભેદનું પ્રયોજન નથી. અન્યધર્મી સાથે ભોજનવહેવારથી ને મદ્યમાંસ વાપરવાથી પતિત થવાતું નથી. ધર્મક્રિયા આવશ્યક નથી; લગ્નક્રિયા, મરણક્રિયા નિરર્થક છે.'

પા. ૨૦૯: સં. ૧૯૩૦–એ વર્ષને અંતે ( સરસ્વતી-મન્દિર સ્થપાયા પછી દશેક માસે ) બ્રહ્મના તત્ત્વસ્વરૂપ વિશે, ને વેદ ઇશ્વરપ્રેરિત છે એ વિશે હું નિઃસન્દેહ થયેલો.

સં. ૧૯૩૦માં કવિ 'નિઃસન્દેહ થયા' અને 'સોળ વર્ષ સ્વધર્મથી પતિત રહ્યા.' તો કવિએ પરમહંસ સભાની દીક્ષા '૫૮માં લીધી કે '૫૯માં ? એક વર્ષનો કંઈક વર્ષફેર ભાસે છે.

પા. ૨૦૭: સં. ૧૯૦૮માં પરમહંસ સભા મુંબઈમાં થતી હતી, પણ તે પોતાનું કામ ખાનગી રાખતી. તેનો ઉદ્દેશ લોક ખાવેપીવે જાતિભેદ ન રાખે તેવું કરવાનો હતો. . . . છૂપા સભાસદો નોંધાતા. . . . એમાંના કેટલા-એકે તથા બીજાઓએ મળી ૧૯૨૪માં પ્રાર્થનાસમાજ સ્થાપી. જાતિભેદનો વિષય પડદામાં રાખી એક જગદીશ્વરની ભક્તિનો બોધ બહાર પાડયો. એમ દક્ષિણીઓનું જોઈ અમદાવાદના ગુજરાતીઓએ પ્રાર્થનાસમાજ સ્થાપી. (સં. ૧૯૩૦માં.)

પા. ૨૦૫: પ્રજાએ હવે કીયો માર્ગ લેવો ? . . . ધીરજ રાખવી.

પા. ૨૦૪: દેશની એક જ ભાષા કરવી.

પા. ૨૦૨: ભોગલોલુપતા વધી ગઇ છે.

પા. ૨૦૧: લોકના અગ્રેસરો પોતાનું ઐકય કરી શકતા નથી, તો બીજા કોની વાત કરવી? (આજનો–૧૯૩૮નો ઇતિહાસ ૧૮૮૨–૮૩ના આ નર્મદવચનને સાચું કહે છે કે ખોટું? દલપત તો ૧૮૫૧થી ગાય છે કે દેશમાં સંપ કરો, સંપ કરો.)

પા. ૧૯૦–૯૧: ઈ.સ. ૧૬૫૮ સુધી (શાહજહાનના રાજઅમલ સુધી) લોક સર્વ પ્રકારે સુખી હતા. પછી ૧૧૦ વર્ષ દેશમાં સ્વસ્થતા નહોતી.

પા. ૧૦–૧૧: પરદેશી ખ્રિસ્તી ઇંગ્રેજો જેટલું જેવું સુખ દેશી પરધર્મી લોકને સઘળી જાતને સરખી રીતે આપે છે તેવાં છસે સત્યાસી વર્ષના કાળમાં (૧૧૯૩ થી ૧૮૮૦ સુધીમાં) કોઈ હિન્દુ કે મુસલમાન રાજ્યે આપ્યું છે? ના; રાજ્ય સારૂં છે.....રાજનીતિ બગડવા માંડી છે એમ સમજૂકો કહે છે, પણ તેઓ નથી ઇચ્છતા કે રાજ્ય જાય.

પા. ૩૨: 'વિધવાવિવાહ એ સુધારાના ઈતિહાસનું એક મોટું પ્રકરણ છે; જે વિષય ૨૭ (૪૦) વર્ષ થયાં ગુજરાતી લોકમાં ચર્ચાય છે; જે વિષયમાં બન્ને કવિ (દલપતનર્મદ)એ લખ્યું છે. દલપતરામે વધારે.'

દલપતનું લેખન વધારે છે તો નર્મદનું વર્તન વધારે છે.

પા. ૬૫: સતી થવાનો ચાલ બંધ પાડવાનો ધારો

થયો (ડિસેંબર ૧૮૨૯). સતી થવુ એ નિત્યધર્મ, પણ સતી ન થવુ એ સમયનો ધર્મ થયો.

પા ૧૨૬ અમારૂ મત હવે આ છે કે ધર્માચારે પોતાને ઉંચી માનનારી જ્ઞાતિઓમા વિધવાલગ્ન ન થવા.

પા. ૩૩ નર્મકવિતાના શૃંગારમાં જુવાનિયા બહુ રાજી છે, પણ તેમાના વીર કે શાંતને શુ કરવા જૂવે? એ સઘળુ શુ બતાવે છે? ભ્રષ્ટ નીતિ.

પા ૩૪ મર્યાદા સુવડતા ભણેલીઓ ઘરમા ઓછી, પણ બહાર બહુ બતાવે છે.

પા. ૩૪ અમે નથી સમજતા કે સુધારો (વહાલી) મહારાજેનો પીછો શા માટે નથી મૂકતો? સુધારો નીતિ-અનીતિનો પારેખ થવાનુ ડોળ કરે છે, પણ તેના કર્મ તે સઘળા બતાવે છે તેની ક્રિયામા ને કાર્યમા

પા ૩૪, નોધ શુ બીજા પથોમા દુરાચાર અનાચાર છળપ્રપચ નથી? એ એનુ પાપ વિશેષ કે વલ્લભ-પથના જારકર્મનુ? એ પાપ વધારે કે સુધારાના ખોટા કર્મનુ? યમરાજા કે તેનો ચિત્રગુપ્ત જાણે

પા ૮૩ આપણામા નીચી મનાતી જ્ઞાતિઓએ દારૂથી દૂર રહેવા માડ્યુ ત્યારે ઉંચી જ્ઞાતિઓ તેમાં આનદ માણતી થઇ છે

પા ૭૭ ઉષ્ણતા દેખાતી નથી, અસર કરે છે, તેમ પુણ્યપાપનો અસર પણ છૂપી ક્રિયા ને પ્રગટ કાર્ય દેખાડે છે.

પા ૪૦ સુધારાનો પ્રવાહ અટક્યો છે ને ક્ષીણ

થયો છે, અમે દિશા બદલાવિયે છીએ. . . . હવે અમે કાળને નમી માનપૂર્વક સુધાગનુ વિસર્જન કરીશું.

પા. ૧૧૮: મંડળ (Society–સમાજ) ની અમણુંની સ્થિતિ સારી કરવાને પ્રથમ તો જનોએ પોતાની નીતિ સારી કરવી જોઈએ.

પા ૧૧૮: વિલાસ ઉપરથી આસક્તિ ઉઠાવવી.

પા. ૧૧૪: આર્યને સ્વધર્મે જ શ્રેય છે, અન્યથા નથી,

પા. ૩૬: ગુજરાતી સુધારાને આશરો આપનારા વિશે કોઇ પ્રસગે લખાશે. તો પણ ત્રણ નામ તો અંહી ઘણી પ્રસિદ્ધિને લીધે લખી રાખીશુ: શેઠ મંગળદાસ, શેઠ લક્ષ્મીદાસ, શેઠ બહેચરદાસ (લશ્કરી)

'ગુજરાતી સુધારાને આશરો આપનારા' શેઠ મગળદાસને ને શેઠ લક્ષ્મીદાસને દલપતે દલપતકાવ્ય અર્પણ કર્યું છે.

પા. ૩૭ સુધારો પોતાના યોજેલા કામમા ફાવી શકયો નથી.

પા. ૩૭:ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો, માંડો પડ્યા ઘરથી.

પા. ૩૩. સુધારો કરવાને માટે બે નીતિ કહેવાય છે, 'ધીરે ધીરે સુધારાનો સાર' અને 'યા હોમ કરીને પડો.' એ બેમા સમયને માટે બીજી જ જરૂરની હતી. તે જુવાનિયાએ બહુ વખાણી. પણ કામ કરવામાં તે વપરાઈ નથી, ને વપરાઈ ત્યાં હુ ખદ થઇ છે, જોઈએ તેટલો પણ વિચાર ન કરવાથી. પહેલી નીતિનો ઉપયોગ વિશેષે વ્યવસ્થિત

કાળમાં કરવાનો છે. તો પણ એ નીતિને પ્રસંગે વિચારી યોજવી.

ઉત્તરનર્મદ દલપતનીતિને સંસારકલ્યાણાર્થે નિરર્થક માનતો નથી. 'વિશેષે વ્યવસ્થિત કાળમાં' રહેનો સદુપયોગ સફળ માને છે. દલપતજીવનકાળમાં જ એ દલપતનીતિ સફળ થઈ હતી. નર્મદ કહે છે કે પોતાના જીવનકાળમાં નર્મદનીતિ દુઃખદ થઇ છે.

ધર્મવિચારે અનેક વિચારકોને પુનરાવલોકન કરાવ્યાં. નવલરામને તો મ્હોટું મનોમન્થન થયું કે સુધારો મરી ગયો કે શું ? અને અન્તે નવલરામે સાર સારવ્યો કે ના, સુધારો મરી ગયો નથી, જીવે છે; પણ તે સુધારકોને લીધે નહિ, પણ નવસંસ્કૃતિનાં કાળબળોને ને દેશભરમાં ચ્હડતી એ ભરતીને કારણે. ધર્મવિચારમાંના નર્મદના સંસારઅનુભવોને નવલરામ સાક્ષી પૂરતા, સાચા કહેતા; પણ કહેતા કે જહાજ ભાગ્યે પ્રવાહ અટકતા નથી, ઝાંઝરઝમઝમતા રાજરથ ભાગ્યે યાત્રાના પન્થ કે મહાહેતુ લાગી પડતા નથી.

સૂરતવાસ કીધા પછી આમ નર્મદના ઉત્તરજીવનમાં ત્રણ મહાન જીવનપલટા થયા. પ્રથમ તો નવલરામ સ્વાનુભવની સાક્ષી પૂરે છે તે, પરસ્ત્રી સ્હામે દૃષ્ટિ યે ન કરતી પવિત્રતાનો; બીજો વાવાઝોડા જેવા ઉછાળા ને તરંગોને બદલે ગમ્ભીર ચિન્તન મનન ને વિચારણાનો; અને ત્રીજો ઈતિહાસના અધ્યયનથી પ્રીછેલા કાળમહિમાનો. ગાયત્રીના ત્રણ પાદ સમી એ મન્ત્રત્રયી નર્મદજીવનમાં સ્થપાયા પછી વિચારદેશે તેમ વ્યવહારદેશે દલપતનર્મદનું મિલન થયું. એ પૂર્વે

એ કવિવરો પ્રજ્ઞકલ્યાણના એક જ તીર્થના, પણ ભિન્ન ભિન્ન માર્ગના, યાત્રિકો હતા; તે પછી એક જ તીર્થના ને એક જ માર્ગના યાત્રિકો થયા.

દલપતનર્મદનું મિલન એમ અશક્ય મટી શક્ય થયું. સંસ્કૃતિઓના સંગમવાટે પછી કવિવરો મળ્યા.

કવિજીવનમાં નવલરામભાઈ ડૉ. ન્યૂમેનનું દૃષ્ટાન્ત કહે છે, લૉર્ડ રીપનનું દૃષ્ટાન્ત કહે છે, સાળી સાથે પરણવા દેવાની વિલાયતમાંની ઝુંબેશનું દૃષ્ટાન્ત કહે છે; અને પછી કહે છે કે આપણા જ દેશમાં નહિ, 'સઘળે સંસારસુધારો બહુ ગોટો થાય છે.' 'કેળવાયેલાઓમાંથી સેંકડે હ૫ તો જુદા અને એકલપેટા બાયલા જ પર્યન્તે નીવડે છે.' 'જાહેર રહેવી લેવા બેસીએ તો સોએ સો જ પાછા જૂના પક્ષમાં જઈ ભળે છે' 'જદુનાથજી મહારાજ સાથે (૧૮૫૯માં) પુનર્વિવાહનો વાદ ઉઠાવ્યો તે વેળા કિસનદાસ બાવો–જે બડો તાલિમબાજ હતો–તેને સાથે લઈને એકલા જવું પડ્યું. ત્યારથી જ કવિનું સુધારાવાળા પરથી તો દિલ ઉઠવા માંડ્યું હતું. વખત જતો ગયો તેમ તેમ ખાત્રી થવા લાગી કે સુધારાવાળામાં લોકવિચારની સામા ખુલ્લી રીતે પડવાની હિંમત નથી.' નવલરામભાખ્યું નર્મદજમાનાનું આ સુધારાદર્શન. પછી નર્મદે સુધારાસંબંધી જે પોતાના મૂળ ઉચ્છેદક વિચારો હતા તેનું ફરીથી તોલન કરવા માંડ્યું; ત્હેમાં ઘણી ખામીઓ દેખાઈ; વિચાર ફેરવવા માંડ્યાં; 'આ વિચારોનો વ્યત્યય એકાએક નહિ, પણ ક્રમાનુસાર અને દેશહિતની લાગણીથી ઘણે કાળે થયો હતો.' 'અભિ-

માન તથા કીર્તિલોભ જઈને આ વેળા નર્મદાશંકરના મનમાં શુદ્ધ દેશહિતની જ બુદ્ધિ રહેલી હતી.' 'એ (ધર્મ-વિચારનું) લખાણ ગંભીર અને ઘણા વિચારનું ફળ છે. એમાં કવિના વિચાર બુદ્ધિવાદ–Rationalism મૂકી અગમ્ય-વાદ–Mysticism તર્ફ઼ ઘણે દરજ્જે ઓઢી ગયા છે.' ખરૂં; બુદ્ધિ એકલી માનવીને પરિતર્પતી નથી. બુદ્ધિવાદથી પરને માનવઆત્મા વાંછે છે. સ્થૂલમાંથી ગહનતા ભણી નર્મદ કવિ એમ ઝોકાયા.

નર્મદની એ નવમીમાંસા પણ ધર્મવિચારમાં જગ-જાહેર થઈ.

દલપતનર્મદના કવિમિલનના પ્રસંગ પાછળ આમ નર્મદનો ઈતિહાસ છે, નર્મદને થયેલા લ્હારના સુધારા-વાળાઓના અનુભવોનો ગુર્જરઈતિહાસ છે, રાજ્યરંગ ને મહાકાળદર્શન લખતાં વાંચેલા ને નર્મદને વિરાટનો કાળ-મહિમા શીખવતા ૨૦૦ ગ્રન્થોનો જગતઈતિહાસ છે. એ ઈતિહાસોમાંનાં કારણબળોને પરિણામે દલપતનર્મદનું કવિમિલન થયું.

નર્મદના શ્રાદ્ધરૂપે લખેલા કવિજીવનના ઉપસંહારમાં, ૧૮૮૭માં, નર્મદજીવનનો સરવાળો ઉચ્ચરતાં નવલરામ કહે છે કે 'આપણા ગુર્જર કવિ અને સાચા દેશભક્ત, આ સમર્થ ટેકી અને સાચા નરના મરણથી આખા ગુર્જર-પ્રાન્તને ભારે ખેદ થયો.....બધાને લાગ્યું કે ગમે એવો હતો તો પણ આજે જે આ નર આપણા દેશમાંથી ઉપડી ગયો તેની ખોટ જલદીથી પૂરી પડવાની નથી.'

એ પૂર્વે આઠેક વર્ષ, ૧૮૭૯માં, નર્મદના સરસ્વતી-મન્દિરે ગાયેલા કાવ્યની નોંધમાં દલપતકાવ્યમાં દલપતે લખ્યું છે કે 'માણસ માત્રમાં કંઈ ખામી તો હોય છે, તે સામું ન જોતાં ગુણનું ગ્રહણ કરવું. એવી નજરથી જોતાં આ કવિ સ્વદેશાભિમાની, હિંમતબહાદુર, વિદ્વાન, અને દેશમાં ઘણો ઉપયોગી હતો એમાં સંશય નથી.'

આજ, ૧૯૩૮માં, લગભગ અર્ધી સદી પછી, દલપત-નવલની એ શબ્દાવલિઓ સ્થિતપ્રજ્ઞાએ વિચારતાં–પારખતાં નર્મદમિત્રના ને નર્મદપ્રતિસ્થીના એ ઉદ્ગારોમાં ભેદ કરતાં સામ્ય દસગણું દેખાતું નથી? દલપતનું નર્મદગુણ-તોલન નવલના નર્મદગુણતોલનની પાડોશમાં જ છે. ભૂલો તો બ્રહ્માની યે થઇ છે; પણ ભૂલોથી ભણે તે મહાપુરુષ. નર્મદનો ગુણભંડાર સાચા મહાજનનો હતો.

ઉત્તરાવસ્થામાં એમ એ કવિવરોનું કવિમિલન થયું.

એક જ પ્રશ્નોત્તરથી નર્મદના ગુણદોષની માનવમહત્તા પ્રત્યક્ષ મૂર્તિમન્ત થશે. વિલાસના વધતા જતા આ યુગમાં આપણા સાક્ષરવરોમાંથી કોઈએ કહ્યું છે કે 'નથી નીતિ પ્રેમીના પન્થમાં.' અન્યે ભાખી મર્મદારક ભસ્મ રાખતી ને સતી; અને એમના ટીકાકારે કહ્યું કે સતીને મર્મદારક ભસ્મ હોય નહિ. કોઇકે દેહસ્પર્શથી પર Platonic Love ગાયોવર્ણવ્યો, કે કોઇનાં ઘર ભાંગે નહિ ને સંસાર એટલો સાત્વિક રહે. કોઈક ઉચ્ચર્યા Art is non-moral; અને એમ Non-moral કહીને પછી પ્રધાનતઃ Immoral Art ચીતર્યો. એમ નિજનિજના કૂવાઓમાંનાં ખારાંમીઠાં જળથી સૌએ નિજનિજના સાહિત્યગ્રન્થોના કુંડા ભર્યા. ઇતરોએ

તો મનોમન્થન નહિ, પ્રકૃતિસ્વભાવ જ પ્રકાશ્યો છે. નવયુગની ઇતિહાસકુંજે તપાસી લેતાં, એક કામવિજેતા દલપત અને એક હયલાકુમારીને પૂજતા એકધ્યાનસ્થ કલાપી શિવાય, આપણા કેટકેટલા પ્રજાનેતાઓએ ને સાક્ષરરત્નોએ પરકીયાને પ્રિયા નથી કહી ? અને સાચ્ચાબોલા એક નર્મદ શિવાય, એમનામાંના કેટકેટલાકે નિજ જીવનની એ હકીકત જાહેરમાં સ્વીકારેલી છે ?

સાચ્ચાબોલો, સાહસવીર, બહાદુર, અટંકો, ગરૂડગામી, સદાનો પારદર્શક નર્મદ આપણા નવયુગનો મહાપુરુષ હતો.

ઉત્તરાવસ્થામાં નર્મદે નિજ જહાજનું સૂકાન વાળ્યુ, ને ગર્જતા ગડગડતા બુદ્ધિવાદમાંથી ધીર ગમ્ભીર ધર્મવાદના મહાપ્રવાહમાં નિજ નૌકાને ખેડી.

કેવળ બુદ્ધિવાદનાં ઉછળતાં મોજાંઓમાંથી ધર્મવાદના ધીર વિસ્તીર્ણ પુણ્યપ્રવાહમાં નર્મદના જહાજે ઝૂકાવ્યે દલપતનર્મદનુ મિલન થયુ. વિક્રમાર્ક ૧૯૩૦ના બેસતા વર્ષની એ પર્વણી હતી, ને મંગળકારી મંગળવાર હતો.

અને તે આમ બન્યુ.

કવીશ્વરના જ્યેષ્ટ પુત્ર મોહનલાલનાં પત્નીને સં.-૧૯૨૯ના શ્રાવણ માસમાં સીમન્ત આવ્યું, અને ભાદ્રપદમાં એ દલપતકુલવધૂ દૈવવશાત્ દેવલોક પામી. દલપતરામની પૌત્રદર્શનની આશા ત્ય્હારે તો ઘડીક ભાગી પડી. પછીની દિવાળીમાં એ વિધુર પુત્રનુ સગપણ કરવાને દલપતરામ ભાવનગર થઇ સૂરત ગયા હતા, ને ત્ય્હાં નર્મદની પાડોશમાં, ત્રીજેક ઘર મૂકીને, વ્હેવાઇઘેર ઉતર્યા હતા.

દલપતકાવ્યમાં દલપતરામ લખે છે કે ' સંવત ૧૯૩૦ના કાર્તક શુદ ૧ને દિવસે હું ખાનગી કામે સૂરત ગયો હતો. તે દિવસે કવિએ પોતાના મન્દિર પાસે સભા ભરી હતી. તેમાં કવિતા બોલવાનું નિમન્ત્રણ મને કર્યું હતું. કેટલીક બીજી કવિતા સંભળાવી નીચે લખી કવિતા મેં ત્યાં કહી હતી. તેમાં એક અર્થમાં દેવની સભાનું વર્ણન છે અને બીજા અર્થમાં સભામાં વિરાજેલા ગૃહસ્થોનાં નામ છે.' કાવ્યના છેલ્લા ચરણમાં કવીશ્વરે નિજ શૈલીમાં આશીર્વાદ ઉચ્ચાર્યો છે કે

લાલશંકરસુતની સદા ઈશ્વર પૂરે આશ.

દુર્ગારામ મહેતાજી, સુકુન્દરાય મણિરાય, જગજીવનદાસ ખુશાલદાસ–દલપતરામના એ જૂના મિત્રો એ સભાસમારંભમાં હતા. તેમ જ વેદાર્થ વિસ્તરનારા શંકર પાંડુરંગ પંડિત, દાક્તર ધીરજરામ, શ્રીયુત્ ઉમેદરામ આણંદરામ, શ્રી કૈખુશરો હોરમસજી આદિક સાહિત્યરસિક સજ્જનો પણ હતા. નર્મદના સરસ્વતીમન્દિરના વાસ્તુસમારંભની એ સારદસભાને દલપતરામે દેવસભા સાથે સરખાવી હતી. ૧૮૭૯માં દલપતકાવ્યમાં એ કવિતા છપાયેલી છે.

દલપતકવિનિવાસનું વાસ્તુ સં. ૧૯૨૦ની બેસતી નવરાત્રીએ થયું હતું; નર્મદકવિનિવાસનું વાસ્તુ સં. ૧૯૩૦ના બેસતા વર્ષે થયું.

' પરના ઝઘડા પછી એક વાર, ઇસ્વી ૧૮૬૪માં, અમદાવાદમાં, કવીશ્વર કવિવરની સભામાં ગયા હતા. તે પછી દશે વર્ષે નર્મદસભામાં એમ દલપતરામ ગયા. સોળે

વર્ષે પ્રથમ–પહેલ્લીવાર નર્મદઆંગણે દલપતે પગ મૂક્યો. સૂરતે નિરખ્યું કે કવિમિલન થયું. દુનિયાંના લોક એ ન બનવા સર્મું માનતા. પણ દુનિયાં વીસરતી હતી કે દલપત-નર્મદ દુન્યવી લોકથી મ્હોટેરા હતા. તે તિથિએ સૂરતે દીઠું કે દુનિયાં અશક્ય ધારે છે તે મહાપુરુષો શક્ય કરે છે.

પછી સં ૧૯૩૧ની વસન્તપંચમીએ પુત્ર પરણાવવાને કવીશ્વર જાન લેઈને ફરીથી સૂરતમાં આવ્યા. શુદ આઠમનાં લગ્ન હતાં, વરઘોડો હતો. વરરાજાનો અનુજ, દલપતનો દ્વિતીય પુત્ર, મગનલાલ નર્મદા કવિને એ શુભ પ્રસંગના આમન્ત્રણે ગયો હતો. તે સ્હાંજે દલપતપુત્રનો વરઘોડો સૂરતની શેરીઓમાં ફર્યો ત્હેમાં સાજનમહાજનમાં મોખરે નર્મદ કવિ હતા. કવિપુત્રનો વરઘોડો કવિવરથી જ શોભે ને ? સૂરત શહેરે નિહાળ્યું કે દલપતનર્મદ મહાપુરુષો છે.

અને ધર્મરાજ યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં અગ્રપૂજા કૃષ્ણચન્દ્રની થઈ હતી તે તો જગજાહેર છે. તેમ દલપત વ્હેવાઇ પતવાળીવાળા વિજયાશંકરે દલપતજાનને પહેરામણી કીધી ત્હારે વરપિતાની પહેલી પાઘ દલપત કવીશ્વરે ન્હોતી બાંધી, નર્મદ કવિવરને બન્ધાવરાવી હતી.

નર્મદ સૂરતનગરીનું નાક હતો, સુજનતાનો શાહસોદાગર હતો, મ્હોટપની મૂર્તિ હતો. દલપત તુળમે કૃષ્ણદેશનો સૌરાષ્ટ્રી હતો, રાજસભાઓનો સહવાસીસંસ્કારી હતો, विवेकः दशमो निधिः પીછનારો હતો. એસતા વર્ષનો નર્મદ કીધો દલપતસત્કાર ને વસન્તમાસના અજવાળિયામાં

દલપતવાળ્યો નર્મદસત્કાર તો શકુન્તલા નાટકના સાતમા અંકમાંના દુષ્યન્તમાતલીસંવાદમાંનો પ્રથમ શ્લોક સ્મરાવે છે કે

કીધ ઈંદ્ર શું મ્હાડ આદિમાં તે
દીધ સન્માનથી આપ અલ્પ માનો;
વળી પ્રાક્રમત્રિસ્મિતે સુરેન્દ્ર
તમ સત્કાર વડો ગણે ન લેશે.

ગજરાજ ને કેસરી સિંહ મળે એમ ગુજરાતના એ કવિવરો પૂર્વપશ્ચિમની સંસ્કૃતિઓના સંગમઘાટે મળ્યા.

દલપત ને નર્મદના નામોચ્ચાર સાથે જ આ આલેખકને વસિષ્ઠને વિશ્વામિત્રનું સ્મરણ થાય છે. આપણા અર્વાચીન કવિવરોમાં એ પ્રાચીન ઋષિવરોની છાયાઓ ઉતરેલી હતી.

આપણા નવયુગનો દલપત બ્રહ્મર્ષિ હતો, નર્મદ રાજર્ષિ હતો.

દલપત ને નર્મદ ગુજરાતની બે પાંખો છે, વર્તમાન યુગનો બેસતો કાળયોગ વાંચતી ગુજરાતની બે આંખો છે. કેટલીક વેળાએ એક જ મનુષ્યની બે આંખોના પ્રત્યેક ચશ્માનો નંબર નિરનિરાળો હોય છે; અને એ નિરનિરાળા—પણું છતાં યે બન્ને આંખો મળી એક દૃષ્ટિ રચે છે. એ તો નિર્વિવાદ છે કે દલપતનર્મદની બે પાંખો નવગુજરાતની મહાપ્રજાને ઉન્નતિમાર્ગે વિચરાવે છે, દલપતનર્મદની બે આંખો નવગુજરાતની મહાપ્રજાનો દૃષ્ટિયોગ ઘડે છે.

વિક્રમાર્ક ૧૯૩૦ ના બેસતા વર્ષે ગુજરાતના કવિવરો એમ નર્મદનગરીમાં મળ્યા. પરદુઃખભંજક વિક્રમદેવના

તખ્તારોહણની શકપ્રવર્તક મંગળતિથિએ પ્રેમશૌર્યઅંકિત સરસ્વતીમન્દિરના વાસ્તુસમારંભમાં ગાયેલી કવિતામાં ૧૯૩૦ ના સંવત્સરના વિધિયોગનો અર્થવિસ્તાર દલપતે ભાખેલો છે.

૦=પૂર્વે ચિહ્ન આકાશ શૂન્યરૂપે સર્વ સ્થળ;
૩=તેથી ઉપજ્યા ત્રિગુણ, ત્રિલોકી થઈ વળિ તે પળ;
૯=ભરતાદિક નવ ખંડ ભૂતળે ઉપજ્યા ભાળો:
૧=એ સૌ એક સ્વરૂપ સમજીને સંશય ટાળો.
એ સમજણ કેરી સૂચના ઓગણીસે ને ત્રીસમાં;
સમજૂ જન મનમાં સમજજે, ભેદ ભલો ભૂલીશ મા.

દલપતનર્મદનું એમ કવિમિલન થયુ. અને 'એ સૌ એક સ્વરૂપ' એમ ભાખી વિશ્વઅદ્દૈતમાં દલપતનર્મદનું દ્વૈતાદ્વૈત-દ્વૈત છતાં યે અદ્વૈત-કવીશ્વરે ત્યહારે ઉચ્ચાર્યું.

દલપતગંગામાં નર્મદજમના એમ ભળી ને ભાગીરથી થઈ.

સુધારકો પૂર્વનર્મદને પૂજે છે, સનાતનીઓ ઉત્તરનર્મદને પૂજે છે. સંપૂરણ નર્મદ એટલે પૂર્વનર્મદ અને ઉત્તરનર્મદની સાગમટે ઘડેલી મહાપ્રતિમા.

પૂર્વનર્મદથી કે ઉત્તરનર્મદથી સંપૂરણ નર્મદ મ્હોટો છે.

આ જીવનકથાઆલેખક સંપૂરણ નર્મદનો પૂજારી છે; અને સંપૂરણ નર્મદ વિશે ઉચ્ચર્યો છે કે નર્મદની જીવન ઋતુઓ સરખાવતાં નર્મદ હતો Great as a poet, greater as a literatuer, and greatest as a man.

ઉત્તરોત્તર ચ્હડતી નર્મદની નિજની એ ત્રણ કક્ષાઓ.

નર્મદના પૂર્ણાવતારને પૂજશે તે દલપતનર્મદ ઉભયને પિછાનશે. નર્મદના કલાઅવતારને આરાધશે તે નર્મદને યે નહિ ઓળખે, ને દલપતને યે નહિ ઓળખે.

નર્મદમાં ક્ષત્રિયગુણો હતા, દલપતમાં બ્રાહ્મણગુણો હતા. નર્મદ વીરાસન વાળતો, દલપત પદ્માસને બેસતો. નર્મદ સાહસિક હતો, યોદ્ધો હતો, વીર હતો; દલપત રેશમાળી હતો, પ્રજાપુરોહિત હતો, ધીર હતો. મ્હારે તો બન્નેય વડિલો છે, વન્દનીય છે. નવલરામ કહે છે દલપત-નર્મદ અપ્રમેય છે. ખરૂં. છતાં યે કોઈ પ્રમેયતા પ્રીછવા ઇચ્છતું જ હોય તો આર્યસંસારે, આર્યઇતિહાસે, આર્યસંસ્કૃતિઓ તો યુગયુગાન્તરથી એ પ્રશ્નનો ઉત્તર આપેલો જ છે કે ક્ષત્રિય શ્રેષ્ટ કે બ્રાહ્મણ શ્રેષ્ઠ ?

---

## પ્રકરણ ૨૦ મું, દેશદર્શન; નવાં પૂરો

દરમિયાન દેશમાં નવાં અન્ધારાંઅજવાળાં ઉગતાં હતાં. દુનિયાં દોડતી હતી, થંભી ન હતી.

દલપતજીવનસરિતાનાં જળ અખંડ અને અવિરત વહેણે વહતાં જતાં હતાં. પણ નર્મદાજીને યોજન–બે યોજનવાએ નવનવા ઘાટ આવે છે એમ દલપતજીવનના કાળપ્રવાહને પણ દાયકે–બે દાયકે અવનવા સંસારઘાટો આવતા. એમાંના કેટલાએક ઘાટો આજ જીરણ ને જરજરા થઈ ગયા છે, અને કેટલાએક અધિકા સુદૃઢ ને વિસ્તીર્ણ પગથારાળા બન્યા છે. આયુષ્યસરિતાનાં નીર વહ્યે જતાં, વહ્યે જતાં; તેમ તેમ તીર્થતીર્થના ને ગામગામના ઘાટ આવ્યે જતા. એ ઘાટે ઘાટે નિરનિરાળાં દેવદેવીઓની દુહેરીઓ હતી, અને તે નિરનિરાળા મન્ત્રોચ્ચારો ઉચ્ચરતી. પણ સહુને પીવાનાં પાણી હતાં એ એક જ અને અફાટ કાળપ્રવાહનાં–પૂર્વપશ્ચિમની સંસ્કૃતિઓના મહાસંગમનાં. દલપતજીવન તેમ જ દલપતકવન એ સંસ્કૃતિઓના સંગમના મહદ મન્ત્રોચ્ચારણ હતાં.

જગતઈતિહાસનું પરમ સત્ય ત્હારે હતું પ્રાચીન અર્વાચીન સંસ્કૃતિઓનો મહાસમન્વય. કવીશ્વરની કવિતા એનાં ગીતો સદા ગાતી.

દુનિયામાં ત્રણ દાયકે પેઢી બદલાતી ગણાય છે. આપણે ત્હાં નવયુગમાં દોઢ દાયકે પેઢી બદલાતી. ત્હો યે ઉતાવળિયાંઓ ને અધીરિયાંઓ ભારતની એ ધીરી પગલીઓ

ભાખતાં, અજ્ઞાન ને અબુધ પરદેશીઓ Unchanging East કહીને ભાંડતા.

એક સર્વવિદિત દૃષ્ટાન્ત ઈતિહાસ ઉચ્ચરશે. ૧૮૯૩ માં પ્રજાપ્રતિનિધિત્વવન્તી પ્રથમ ધારાસભાઓ ઇલાકે ઈલાકે સ્થપાઈ. ૧૯૦૮-૦૯માં પછી ગ્લાડસ્ટનશિષ્ય લૉર્ડ મોર્લીએ એમાં સુધારા કીધા. પછી ૧૯૧૯-૨૦ માં મિ. મૅાન્ટેગ્યૂએ એ સુધારાઓને સુધાર્યા. આજ ચોથે દાયકે સર સેમ્યૂઅલ હોર એ સુધારેલા સુધારાઓને સુધારવા-કે બગાડવા ?-બેઠા છે. અને હવે સર સેમ્યૂઅલના સુધારા કદાચ વીસમી સદીના પાંચમા દાયકામાં સુધારાશે. છેલ્લાં ૫૦ વર્ષનો ભારીતીય ઈતિહાસ બોલે છે કે બારપન્દર વર્ષોને આંતરે રાજકીય સુધારાનું પખવાડિયું બદલાય છે.

પન્દર વર્ષથી આઘે પેખી શકે એવી દીર્ઘદૃષ્ટિવન્તા રાજપુરુષો હવે શું બ્રીટનમાં ઓછા પાકતા હશે ?

૧૯મી સદીના ઉત્તરાર્ધમાં ગુજરાતે કંઇક એવું હતું -દસપન્દર વર્ષે જાણે નવાં વ્હેણ આવતાં. નવયુગનો ગુજરાત બાળક હતો; ને પહેલી વીશીમાં બાળકનું વાન વધે છે એટલું પછી વધતું નથી. દસબાર-દસબાર વર્ષોને અન્તગોળે દલપતજીવનના સરિતવ્હેણને નવનવા ઘાટ આવતાઃ ૧૮૪૮માં, ૬૦-૬૨માં, ૭૦-૭૫માં, ૮૪-૮૬માં, ને ૯૬-૯૭માં '૪૮ પછી ફારબસદલપતે ગુજરાતને શહેરગામડે ઘૂમીઘૂમીને દેશને ઢંઢોળીને જગાડ્યો. '૬૦-'૬૨માં દરિયો ઓળંગવાના ને મહારાજ લાયબલ કેસના સંસારઝઘડાઓ મંડાણા '૭૦માં પ્રાર્થનાસમાજે ને '૭૫માં આર્યસમાજ-

થિયેસોફી સ્થપાયાં,'૭૭નાં કયસરે હિન્દનો દિલ્લીદરબાર ભરાણો. '૮૪–'૮૬માં નર્મદના ધર્મવિચારે, રીપનના સ્થાનિક સ્વરાજ્યે, ઈલબર્ટ બીલે ને કોંગ્રસસ્થાપનાએ ધરતીકમ્પ કીધા. '૯૬–'૯૭માં મરકી આવી, લશ્કરી મરકીરાજ્યો સ્થપાયાં, બન્ધૂકડીઓ ફૂટી, રાજદ્રોહનો ખટલો મંડાયો, કર્ઝન આવ્યો, દલપતજીવન સંકેલાયું, સૈકો બદલાયો.

મહારાણીજીનો મણિમહોત્સવ ઉજવી ૧૯ મો સૈકો ઉતર્યો.

બુદ્ધિવર્ધક સભાના ઉચ્છેદક પક્ષે મુંબઈનગરીની ગુર્જરપ્રજાને એવી ભડકાવી મૂકી કે પછી ત્રણ દાયકે સભાની ભડક કંઈક ભાગી. પોતે યે થાકી ગયા, અને સભા તેમ મુંબઈગરો સુધારકવાદ વેરણછેરણ થઈ ગયો. એ બધું આપણે પૂર્વે વાંચ્યુ છે. મહારાજ લાયબલ કેસ એ દવની ઋતુનો આપણે ત્હાંનો છેલ્લો ભડકો. પછી કરસનદાસ વિલાયત ગયા, અને વિલાયતથી આવી કાઠિયાવાડ સરકારી નોકરીએ ગયા. મહીપતરામ તો તે પૂર્વે દીપોટી થયા હતા, સરકારમોકલ્યા વિલાયત જઈ આવ્યા હતા;અને આવીને દેશઝઘડાઓમાંથી નાતઝઘડામાં ઘૂંચવાઈ પડ્યા હતા.નર્મદે મુંબઈ છોડી સૂરતવાસ કીધો હતો; ને શબ્દશક્તિના ને ઈતિહાસશક્તિના નવા પાઠ પઢતો જીવનના નવઅભ્યાસોમાં નિમગ્ન હતો. નર્મદ ને બુદ્ધિવર્ધક ઈતિહાસની આપણી દીવા-, દાંડીઓ છે. નવલરામ બાળલગ્નબત્રીશીની ગરબીઓમાંના અનુભવભંડાર સંઘરતા હતા. ને દલપતરામ સોસાયટીને ધનસમૃદ્ધ ને સાહિત્યસમૃદ્ધ કરતા હતા, કાવ્યદોહન ને સાગળસતસઈની પ્રાચીન કવિતાઓ સંશોધતા હતા, વેન-

અગ્નિના 'સુધારાનું સુગાણું' ગાતા હતા, આંખો, ધીરે, લોક ઝીલે એટલે તારકપ્રકાશ બુદ્ધિપ્રકાશમાં પ્રકાશતા હતા, બાળકોને ને ગેરશેઠાણીઓને આજે યે વ્યવહારકુશળ દાક્તરો પાય છે એવી શમ્ભતમધુરપવની પ્રજાઓષધિઓ પ્રજાને પાતા હતા. ગાજતા મેઘ આવતી જતા હતા, ધીરી અખંડ એકત્રોત દલપતસરવાણીઓ દેશમાં વહે જતી હતી. નવશાળાપીઠ અને નવશાળાપીઠનો નવશિક્ષણ પરિવાર પ્રજકેળવણી દ્વારા દલપતશાહી Evolution શૈલીએ યુગપરિવર્તન સરજવાનું કરતો હતો

પણ Evolutionનો એ સતત વહેતો યુગપ્રવાહ કેટલાકને અતિમન્દ ભાસતો Revolutionની આવ હોય કે ન હોય એવાઓ યે Revolutionના પૂરપ્રવાહની બાંગો પોકારતા. બુદ્ધિવર્ધકના સ્હેરમાં પૂરની પેઠે એમનાંયે પૂર સ્હેરતા ને દક્ષિણના ઓસરી જતાં. એ યુગપ્રવાહોમાથી આર્યાવર્ત આજે કો ગાજતો હોય તો એક જ પેલા ભીષ્મ પિતામહ સમા નૈષ્ઠિક બ્રહ્મચારી મહર્ષિ દયાનન્દ સરસ્વતીનો આર્યપ્રવાહ

પહેલુ પૂર સ્હેરયુ બંગદેશમાં પશ્ચિમનો પ્રથમ રાજ-સંપર્ક ભારતવર્ષને પ્લાસી પડી વળ્યો પરદેશી વ્યાપારીઓ ને અનવદારે સગાવે પાદરીઓ આ દેશમાં આવ્યા. એમણે શાળાઓ સ્થાપી, છાપખાનાં આણ્યાં, ચોપડીઓ છાપી, અને એ દ્વારા ધર્મોપદેશ કરીને યુગયુગજૂની હિન્દુધર્મની હવેલીઓ Cપર વજ્રપ્રહાર આદર્યો ૧૮મી સદીમાંયે વનર્પ્રદેશમાનો ધર્માધતાનો કીર્તીતિહાસ મુંબઇની

કંપની સરકારે ઉઘાડી આંખે દીઠો હતો, એટલે કેટલોએક કાળ તો પાદરીઓને દેશવસવાટના પરવાના કંપની સરકારે નકાર્યા હતા. પછી ૧૯મી સદીના બીજા દાયકામાં એ દેશદ્રોહાઈ રદ થઈ, ઠામઠામ ખ્રીસ્તી થાણાઓ સ્થપાયા, ધર્મપરિવર્તન શરૂ કરાયું પણ પાદરીઓની ધર્મપરિવર્તન પ્રવૃત્તિઓ વિધિનો શાપ હતી, એટલી જ પ્રભુની આશિષો નીવડી. એ પરિવર્તનપ્રવૃત્તિઓએ ભારતને વેરભાવે ભગવાન દેખાડ્યા. મધ્યયુગનો હિન્દુ ધર્મ ધર્મપરિવર્તન નહિ જેવું જાણતો. હિન્દુત્વના કિલ્લાના દ્વારે વજ્રકોટ હતા, મહીંથી બહાર જવાતું, બહારના કોઈથી મહીં ન અવાતું હિન્દુત્વના દુર્ગને મધ્યયુગમાં પ્રવેશબ્હારી ન હતી એ પ્રવેશબ્હારી પછી પાડી મહર્ષિ દયાનન્દ સરસ્વતીએ પાદરીઓની ધર્મ-પરિવર્તન પ્રવૃત્તિઓથી હિન્દુ ધર્મ જાગી ગયો અને એ પ્રજાજાગૃતિના પ્રભાતપગલાં પેખાયાં બંગાળામાં

બંગ દેશમાં હિન્દુત્વના પ્રથમ રક્ષણહારા જાગ્યા રાજા રામમોહન રાય. પાદરીઓના કેટલાક ધર્મચર્ચાપ્રહારો અતિપ્રહારો પણ હતા. દેહના નિરનિરાળાં અંગઅંગ છે, અને એ અંગઅંગના નિરનિરાળા ઈન્દ્રિયદેવતાઓ છે, પણ સહુ ઈન્દ્રિયદેવતાઓનું દૈવત છે એક મહાપ્રાણ દેહી કો રાજસમ્રાટનું માંડળિકમંડળ પૃથક પૃથક ગઢમાળાનું આધિ-પત્ય ભોગવે, પણ સર્વસંચારી ચક્રવર્તીત્વ તો ત્હાં યે એક મહાસમ્રાટનું જ પ્રવર્તતું હોય પાદરીમંડળ એ ગો ભૂલી ગયું, ને હિન્દુ મહાપ્રજા એકેશ્વરવાદી નથી, અનેક દેવદેવીઓની પૂજક છે એવી બાંગો ને ગુલબાંગો ઉડાડી. એ શબ્દબાણોના ઘાવ પહેલવહેલા ઝીલ્યા ને વાળ્યા રાજા

રામમોહન રાયે. રાજાએ ઉપનિષદશાસ્ત્રોનાં ઇંગ્રેજી ભાષાન્તરો કીધાં ને છપાવ્યાં, અને આંબોવન્તાંઓને દેખાડ્યું કે હિન્દુ મહાપ્રજા એકેશ્વરવાદી છે. પછી રાજાએ બ્રહ્મસમાજ સ્થાપી. બ્રહ્મસમાજના પાયા હતા હિમાલય જેવા પ્રાચીન અને અવિચળ. એક તો હતો પેલો પૃથ્વીપુરાણો વેદોચ્ચાર કે एकमेवाऽद्वितीयम्. અને બીજો હતો પેલો મહામન્ત્ર કે कलौ भक्तिः. બન્ને ય શાસ્ત્રવિધાન હતાં, સનાતન હિન્દુત્વને વન્દનીય હતાં. સાથે સાથે બ્રહ્મસમાજની કેટલીક ભૂલો થઈ ગઇ.—બ્રહ્મસમાજની કથા તો આજે ઈતિહાસકથા લેખે ઉચ્ચારવાની છે ને?–પ્રથમ તો એ કે વાદવિતંડામાંથી જન્મેલી બ્રહ્મસમાજપ્રાર્થનાસમાજ મુખ્યત્વે બુદ્ધિપ્રધાન રહી, અને નિજ વિધાનસ્થાપન કરતાં પર વિહિતચર્ચાઓમાં અધિકી ઘૂંચવાઈ પડી. ચૈતન્યભૂમિમાં કો નવચૈતન્ય, તુકરામભૂમિમાં કો નવતુકારામ, નૃસિંહભૂમિમાં કો નવનરસિંહ બ્રહ્મસમાજપ્રાર્થનાસમાજની કૂખે પાક્યો નહિ, ને દેશ ભરીને ભક્તિભાવની મહાછોળો છલકાવી નહિ. બ્રહ્માનન્દ કેશવચન્દ્ર સેને આત્માની આરતનાં ભજનો, લોકપૂર સમાં નગરસંકીર્તનો, શ્વાસોચ્છ્વાસ સમા રણકતા એકતારાઓ ગજાવ્યા, બ્રહ્મસમાજમાં ભક્તિની ભરતી આણી, અગોચરને ગોચર કરાવવાને મથ્યા, પણ પાએક સદી મોડા પડ્યા. સમાજીઓની વિહિતચર્ચાઓએ લોકમહૂને ભડકાવી મૂક્યો હતો. એ વિહિતોમાં હતાં શાસ્ત્રો, અવતારો, મૂર્તિપૂજા, જ્ઞાતિવ્યવસ્થા. આજે એક મૈકે, જનસમુદાય એ ચર્ચાઓમાં ટેવાયે, એ વાતો સામાન્ય લોકવાતો ભાસે છે; સૈકાપૂર્વે એ ગજબનાક વાતો હતી. જનતા વિધિવિધાન વીસરી ગઈ,

વિધિનિષેધથી ભડકી ઉઠી. ધર્મોદ્ધારમાં સંસારસુધારાનો શંભુમેળો કીધો એ તો આંખની દવા કરતાં મંહી કાનની દવા ભેળવ્યા જેવું કીધું. વર્ણવ્યવસ્થાનો સમૂળો ઉચ્છેદ બ્રહ્મસમાજે ઉચ્ચાર્યો. અને બ્રહ્મસમાજમાં જ વળી પેઠો કુસંપ-ભાગલા પડી એકની ત્રણ બ્રહ્મસમાજો થઇ. પ્રજાજને પ્રીછયું કે બ્રહ્મસમાજીઓ જ એકમત નથી. કુચબિહારનાં લગ્નપ્રસંગની ભૂલને આચ્છાદવાને કેશવે, સૌ અહંવાદીઓની પેઠે, 'અન્તર્યામીના આદેશ'નો આશરો લીધો. અધૂરામાં પૂરો બ્રહ્મસમાજમાંની મન્દિરઉપાસનાનો ઉપક્રમ રચાયેલો છે ખ્રીસ્તી Sermon–ધર્મોપાસનાની પદ્ધત્યનુસાર. વળી કેશવના કેટલાક લોકોદ્ગારો યે ખ્રીસ્તપૂજક હતા. વિધવિધની એવી ઉપાધિઓ આવી મળી. પ્રજાએ બ્રહ્મસમાજના પ્રાણને ન પ્રીછયો, અને ઉપલકિયા પરદેશી વાઘાવસ્તર જોઇને પંડિતબુદ્ધિ મણિલાલ નભુભાઈ જેવાએ પણ બ્રહ્મસમાજપ્રાર્થનાસમાજને ખ્રીસ્તીમંડળ કહ્યું. પ્રજાગણ બ્રહ્મસમાજથી આઘો નાઠો.

ત્યહારનાં સંસ્થાઓ ને લોકનેતાઓના જેવી બ્રહ્મસમાજ પણ પ્રાન્તિક હતી. દલપતરામ પ્રાન્તિક હતા, નર્મદ પ્રાન્તિક હતો. એની પછીની પેઢીના ટીળક મહારાજ, ફિરોજશાહ મહેતા, સુરેન્દ્રનાથ બેનરજી પણ પ્રાન્તિક હતા. લોકનેતાઓની પ્રાન્તિકતા મટાડી મિસિસ એની બેસન્ટની ભારતયાત્રાઓએ ને કાશી હિન્દુ કોલેજની સ્થાપનાએ. ૧૮૭૦ના અરસામાં કેશવને પણ એવું સ્ફુર્યું કે બ્રહ્મસમાજને ભારતસ્વરૂપ અર્પવું. કેશવચંદ્ર સેન પછી ભારતના પ્રાન્તે પ્રાન્તે ઘૂમ્યા. મદ્રાસીઓએ કેશવઉદ્બોધે વેદસમાજ

સ્થાપ્યો, મુંબઈગગઓએ ને અમદાવાદીઓએ એ પૂર્વે પ્રાર્થનાસમાજો સ્થાપી હતી ટેટનીક નગરીઓએ બ્રહ્મ-સમાજના ધર્મમન્ત્રો ઝીલ્યા, કોઈએ સમાગ્મન્ત્રો ઝીલ્યા નહિ મદ્રાસના મહારાષ્ટ્રના ગુજરાતના સુધારાવાળાઓને પણ ત્હારે બ્રહ્મસમાજ અતિસુધારક ભાસી એ પછીની વર્ષાવલિઓમા, આર્યસમાજના ને નેશનલ કોગ્રેસના Cદય પછી, સ્હડતા Nationalism–પ્રજાભાવના ઉત્તરોત્તર પ્રચ ડતર દેશમોજા ઓમા બ્રહ્મસમાજપ્રાર્થનાસમાજની મૂળગત સર્વ-દેશી Eclecticism–સર્વસાગ્સ ગ્રાહકતા પરદેશી Internationalism ગણાઈ, અને પાદરીઓના પ્રતિકારના જન્મ ઈતિહાસની રાજા રામમોહનની Nationalism–પ્રજાભાવના ભૂલાઈ ગઈ ગુણ ગરી પડયા ને અવગુણ આગે વળગ્યા. આજે યે બ્રહ્મસમાજના વિધેયાત્મક ને નિષેધાત્મક મહા સિદ્ધાન્તો ભારતવ્યાપી છે, બ્રહ્મસમાજ ભારતવ્યાપી નથી બ્રહ્મસમાજના મન્ત્રોચ્ચારો દેશબળો છે, બ્રહ્મસમાજ સ્વય દેશબળ નથી

ભારતની પૂર્વપાખે બ્રહ્મસમાજની આદિ વર્ષાવલિઓ ઉગતી હતી ત્હારે, ૧૮૪૦ થી ૧૮૬૦ પર્યન્ત, ભારતની પશ્ચિમપાખે પરમહ સ સભાની સરવાણીઓ વહેતી હતી એ આપણે વાન્ચુ છે પરમહ સ સભાના ત્રણેક હજાર સભાસદો હતા, રત્નાગિરિથી સૂરત પર્યન્ત એણે શાખાઓ નાખી હતી 'ઇશ્વરસાક્ષીએ' એ પદ બોલાતું, પણ સભાનો ઉપનયનસસ્કાર તો હતો પાઉ ખાવાનો Free Masonary ના જેવી પરમહ સ સભા છૂપી મ ડળી હતી જે થતું તે બન્ધબારણે ને પડદા પાછળ થતું પરમહ સ સભાનુ દફતર

ચોરાસું ને સભાસદોની નામાવલિ પ્રગટ થવાનો પ્રસંગ આવ્યો એટલે સભા પડી ભાગી. કેટલાક ખ્રીસ્તી થયા, કેટલાકે મુંબઈમાં પ્રાર્થનાસમાજ સ્થાપી; ઘણાખરા સનાતનતાના સાગરમાં પાછા ભળી ગયા. મુંબઈની પ્રાર્થનાસમાજ પ્રધાનતઃ મહારાષ્ટ્રી સંસ્થા રહી; ૭૦ વર્ષે યે મુંબઇનગરીના વિશાળા ગુર્જરસંસારે પ્રવેશી નથી. અમદાવાદની પ્રાર્થના-સમાજ ક્ય્હારેકે ય દેશબળ ન્હોતી, ત્હેના ધર્મોપદેશક કે ભોળાનાથ કે મહીપતરામ ગુજરાતે ઘૂમ્યાનું જાણ્યામાં નથી.

એવામાં બંગદેશમાં જ સનાતન ધર્મને નવજોબન આવ્યાં હતાં. ભાગીરથીના પુણ્યઘાટે દક્ષિણેશ્વરનું મંદિર છે, ને એ મન્દિરમાં ત્યહારે એક પરમહંસ રહેતા. દક્ષિણેશ્વરના સન્ત કાળીના ઉપાસક હતા ને આદ્યશક્તિને જગન્માતા-સ્વરૂપે ભજતાપૂજતા. ક્ય્હારેક ગહન બોલ બોલતા, ક્ય્હારેક વિશ્વવિશાળ બોલ બોલતા, ક્ય્હારેક હૈયાવેધક બોલ બોલતા પણ સદા સાધુતાના બોલ બોલતા. કેશવ ને નોરન–નરેન્દ્ર એમના પલોટેલા વછેરાઓ હતા. નોરને પછી સ્વામી વિવેકાનન્દના સંન્યસ્તઅવતારે નવજન્મ લીધો. એ કેશવે જઈ ઈંગ્લાંડને ગજાવ્યું, ઓ નોરને જઈ અમેરિકા ગજાવ્યું હિન્દુત્વનો ધર્મધ્વજ આ યુગમાં એમ પૃથ્વીપરકમ્માએ ચ્હડ્યો.

એ અરસામાં પશ્ચિમ પૂર્વને ભણતું હતું; અને ભણતું હતું તેથી પ્રીછતું હતું. યૂરોપના દેશદેશમાં Oriental Congress–પૌર્વાત્ય જ્ઞાનપરિષદ ભરાતી, દેશદેશમાં પૌર્વાત્ય મહાપંડિતો વસતા. તળ ઇંગ્લાંડને જર્મન પ્રો. મેક્ષમૂલરે

ભાષાન્તર કરીને ઋગ્વેદ ભણાવ્યો હતો, અને આર્યાવર્ત એમને પં. મોક્ષમૂલર કહેતું. Sacred Books of the East નામાભિધાને એમણે અપૂર્વ અને અદ્વિતીય પૂર્વનાં સત્‌શાસ્ત્રોની ભાષાન્તરગ્રન્થમાળા પ્રગટ કરી હતી. What India Can Teach Us? એ એમનો ભારતસન્દેશનો ગ્રન્થ યૂરોપઅમેરિકાએશિયા જાણીતો હતો. કો નવભૂમિદર્શન કરતી આશ્ચર્યઆંખે પશ્ચિમ ત્હારે પૂર્વને નિહાળતું. પશ્ચિમના પ્રોફેસરો ભારતમાં ભણવાને આવતા. ગંગાના પુણ્યઘાટો, હિમાલયની ગહનસુખી ગુફાઓ, એ ગુફાવાસી સમર્થ યોગેશ્વરોનાં Mystic આકર્ષણો ત્હારે પશ્ચિમને આકર્ષતાં. કૈલાસને નામે અદ્ભુતની ઝંખના જાગતી.

ઉત્તરધ્રુવના દક્ષિણસાગરકાંઠે રશિયામાં ત્હારે અગમ્યજિજ્ઞાસુઓનું એક મંડળ વસતું. અને એમાંનાં એક હતાં કાઉન્ટેસ બ્લેવેટસ્કી નામનાં પંડિતા. ઉમરાવજાદી હતાં, તેજસ્વી હતાં, અગમ્યવાદી હતાં. એમની મનીષા જાગી હતી, એમને અગોચરને નિરખવાં હતાં, એમને આભના પડદા પાછળ જોવાં હતાં. Wisdom of Isis નામનો એમણે ગ્રન્થ લખ્યો. એથી તો એમની અગમ્યપિપાસા અતિ વધી પડી. કાઉન્ટેસ બ્લેવેટસ્કીએ સારા પૃથ્વીપગથારે નજર નાંખી જોઇ તો એક દીઠો હિમાલયને આકાશમંડળ શું વાતો કરતો. એમણે સાંભળ્યું હતું કે કાળના અવધૂતો ત્હાં વસે છે, જગતના મહાજોગન્દરોના ત્હાં આશ્રમો છે. અમેરિકાને પણ આંગણે ત્હારે Spiritualism–અધ્યાત્મવાદ જન્મ્યો હતો; અને કાઉન્ટેસ બ્લેવેટસ્કીના અગમ્યમંગાથી હતા એક અમેરિકાવાસી કર્નલ ઓલકોટ.

કર્નલ ઓલકોટને યે એ દીદારનાં દર્શન કરવાં હતાં, જે મહર્ષિઓની આર્ષ દૃષ્ટિએ દીઠાં છે. બુદ્ધે મહાવીરે ઈશુ ખ્રીસ્તે શંકરે રામાનુજે વલ્લભાચાર્યે નાનકે કબીરે ચૈતન્યે મીરાંએ જોયાંજાણ્યાં હતાં તે કાઉન્ટેસ બ્લેવેટસ્કીને ને કર્નલ ઓલકોટને જોવાંજાણવાં હતાં. અગોચર–ઈન્દ્રિયાતીતનાં દર્શન કરવાને એ યૂરોપવાસી ને અમેરિકાવાસી પછી એશિયાવાસી થયાં, ભારતવાસી થયાં. કાઉન્ટેસ બ્લેવેટસ્કીએ પછી ઉમરાવપદના વાઘા ઉતાર્યા ને મેડમ બ્લેવેટસ્કી થયાં; અગમ્યવાદનું સંન્યસ્ત અંગિકાર્યું, ને ભારતમન્દિરે ધર્મસમાજ સ્થાપ્યો. એ ધર્મસમાજ તે Theosophical Society–બ્રહ્મવિદ્યામંડળ. ફૂલડાળેથી ફૂલડાં ખરે એમ પછી થિયેસોફીની શાખાઓ ચોખંડ પૃથ્વીના દેશદેશે જઈને પડી.

થિયેસોફીમંડળની આતમપ્રેરણા અગમ્યવાદની હતી; એની જગતહાકલ હતી કે પશ્ચિમની સંસ્કૃતિ જડવાદી છે, પૂર્વની સંસ્કૃતિ અધ્યાત્મવાદી છે. એને આકર્ષણ હતાં હિમાલયના મહાત્માઓનાં; એને ન્હોતરાં હતાં ભારતની અદ્‌ભુતતાનાં. એટલે ભારતવર્ષની નગરીઓએ થિયેસોફીને ઝીલી લીધી. ઈંગ્રેજી ભણેલાંઓને યે થયું કે હિન્દમાં કંઈક સારૂં છે. પણ ભૂતપ્રેતના પ્રતિપાદનની, Science ને નામે વહેમપોષણની, મધ્યયુગનાં ઝાંખરાંઓને સનાતનતાનું સોનું કહેવાની, નવઉત્સાહી શિષ્યવરની પેઠે ભારતની ઐતિહાસિક ભૂલોના યે ગુણગિરિવર કરવાની, Esotoric ને Exotoricના ભેદભાવ પાડી ગુરુપદના ઘમંડની: એવી આદિ વર્ષોની ભૂલભૂલામણીઓમાં ભમવાનું ન થયું હોય તો

થીયોસોફીમંડળ પામ્યું છે એથી અતિ અધિકો ભારતઆદર પામત. પશ્ચિમવાદીઓ ને પશ્ચિમપૂજક એક અંખાળાઓ ભારતની ભૂલો માત્ર ગોખતાગોખવતા. એ જ પશ્ચિમમાંથી ભારતની ગુણગીતા ગવાતી હિન્દુ મહાપ્રજાએ સાંભળી. પશ્ચિમવાદીઓને પશ્ચિમવાસીઓએ ખોટા પાડયા. ભારતને ગુણગૌરવ સ્હડયાં.

પણ આર્યાવર્તને એના પૂરાં ને પરમ ગુણગૌરવ નવયુગમાં ઓળખાવ્યાં આર્યસમાજે. અને આર્યસમાજ એટલે મહર્ષિ દયાનન્દ સરસ્વતી.

દયાનન્દ સરસ્વતી હતા મહાસામર્થ્યના અવતાર; પહાડોને ઉથલાવનારા, સાગરોને ઉછાળનારા. એક હાથમાં વેદચતુષ્ઠય ને બીજા હાથમાં ઓંકારનો ઝંડો ઝાલીને એ ઝંડાધારી ભારતધુમણે નીકળ્યો હતો. એને સારે અંગે ગેરૂનાં રજકણો ચમકતાં, ઠંઠ ફરતી ગેરૂડા છોગલાંની કેશવાળી ફરફરતી. મુખડે એને સૂર્યપ્રતાપ હતો, આંખોમાં એની જ્યોતજ્વાળાઓ હતી. દયાનન્દનાં દર્શન સિંહદર્શન હતાં. દયાનન્દનાં દર્શને સિંહભાવ જન્મતો.

જગત જ્યહારે અસંસ્કૃત હતું ત્યહારે સંસ્કૃતિ ને સંસ્કારના મન્ત્રોચ્ચારો આર્યપ્રજાએ ઉચ્ચાર્યા હતા. કાલે યે આર્યપ્રજા જગતનો તારણમન્ત્ર ઉચ્ચરશે. જાવ; કૃણ્વન્તો વિશ્વમાર્યમ્.'

આર્યસમાજ પ્રાચીનઅર્વાચીનનો સમન્વય છે. એમાં વિશાળતા છે ને મધ્યબિન્દુ છે, જોમ છે ને પ્રેરણા છે. હજ્જારો વર્ષોથી જગતઇતિહાસે કો જયધ્વજી થયો હોય તો એક છે બાર હજાર વર્ષનો આર્યમહાપ્રજાનો ઇતિહાસ. ચોખંડની સામુદ્રધુનીઓ ઓળંગી હોય ને ભૂશિરો વસાવી હોય તો એક આર્યમહાપ્રજાનાં સન્તાનપરિવારે. એ વિજય-ઇતિહાસનો ૧૯મી સદીમાંનો સારોદ્ધાર તે મહર્ષિ દયાનન્દ. દયાનન્દના અવતારે હિન્દુત્વની મનીષા નવઅવતારે આવી, કવિતાને નવપાંખડીઓ પ્રગટી, અંગઅંગમાં નવચેતન જાગ્યાં. આર્યસંસ્કૃતિનું વળી વિજયમુહૂર્ત ઉગ્યુ. ભૂલેલી આર્યપ્રજાને જ્ઞાન થયું કે આર્યસંસ્કૃતિ જગત જીતતી આવી છે; આર્ય-પ્રજાને આશા પડી કે આર્યસંસ્કૃતિ જગતને જીતશે. ભગ્નાશને આશા જન્મે; દિશાભૂલ્યાને દિશા લાધે, અને પછી રોમરોમમાં ચેતન સ્ફુરે, એવું કંઈક ભારતવર્ષને થયું. સમસ્ત ભારતની હિન્દુ મહાપ્રજા સજીવન થઈ. આર્યાવર્તને દયાનન્દે સંજીવની છાંટી.

એમ હિન્દુનો આર્ય થયો. આર્યોની શિશિર ઉતરી ને વસન્ત બેઠી.

સોરઠ દેશમાં શ્રી કૃષ્ણવંશી મોરબી સંસ્થાન છે; અને એ સંસ્થાનનો એક કસબો છે ટંકારા. ડુંગરાઓ ફોડીને ત્હેમાં નદીઓ વહે છે; પત્થરની પૃથ્વી ખેડૂતનો

પરસેવો નિતારે છે, પણ ધીંગો ઘડે છે. ડુંગરતળેટીમાંના દયાનન્દ ટેમીતીરના સિંહ હતા. એક ત્રિવેદીકુટુંબ એ ડુંગરધારોમાં વસતું. કુળમાં વિદ્યા હતી, ધર્મ હતો, યથાશક્તિ ધન હતું. સમા પ્રમાણેના સુખિયા સજ્જનનો એ કુલવાસ હતો. એ બ્રાહ્મણપુત્રને બ્રહ્મચર્યના ને સંન્યસ્તના કોડ જાગ્યા. એણે ઘર ત્યાગ્યું, ભાંડુઓ ત્યાગ્યાં, માતપિતાને ત્યાગ્યાં. એણે સરસ્વતીના તીર શોધ્યા, નર્મદાના ઘાટ ઢૂંઢ્યા. સરસ્વતીતીરે એને બ્રહ્મચર્ય લાધ્યું, નર્મદાઘાટે એણે સંન્યસ્ત લીધું. ભારતહૈયે ઘૂમતો ઘૂમતો, પ્રજાચોકમાં પગલીઓ પાડતો પાડતો એ એકલમલ્લ સંન્યાસી પછી ઉત્તર હિન્દમાં ગયો. ત્હાં એણે '૫૭ના ખળવાની ઝાળો જોઈ, માનવસંહાર દીઠા; પણ ઘરઘરને ઘેરી પડેલા અધર્મઅન્ધકારને ફેડતાં અજવાળાં નિરખ્યાં નહિ. ગુરુ શોધવાને ગંગાને ઘાટે ઘાટે એ ઘૂમ્યો. ભારતપરકમ્માામાં વલ્લભાચાર્યજીએ તીર્થે દેવસૂનાં દીઠાં હતાં તેમ દયાનન્દે ગંગાપરકમ્મામાં ગંગાઘાટો ગુરુસૂના દીઠા. પછી તે જમનાતીરે ગયો ને વિશ્રામઘાટે બેઠો. વિશ્રામઘાટે એના થાક ઉતર્યા. દયાનન્દ જમના ઘાટે બેઠા ત્હારે ભાસ્યુ કે આર્યાવર્ત આર્યસૂનું છે. દયાનન્દ જમનાઘાટેથી ઉઠયા ત્હારે થયું કે આર્યાવર્ત આર્યભરપૂર થશે.

મથુરામાં એક મઠ હતો; ને એ મઠના મઠાધીશ હતા દલપતરામ સમા પ્રજ્ઞાચક્ષુ સ્વામી વિરજાનન્દજી. ભારતની પ્રજ્ઞાને ઢૂંઢતા ઢૂંઢતા દયાનન્દ એ મઠમાં ગયા. એ મઠમાં દયાનન્દે અન્ધારામાં દેખતી આંખો ઝીલી. शिष्यस्तेऽहं, शाधि मां त्वां प्रपन्नम् ઉચ્ચારી કંઈક વર્ષો દયાનન્દ એ

મઠમાં રહ્યા. એ સંન્યાસીની પ્રજ્ઞા ખુલી ગઈ. જમનાઘાટે દયાનન્દનું મેધાજનન થયું. સ્નાતકવ્રત લઈ ને, ગુરુદક્ષિણાનો કોલ દઈ ને, મઠમાંથી દયાનન્દ દિગ્વિજયે નીકળ્યા કે 'ભણ્યો છું એ જગતને ભણાવીશ.'

પછી મહર્ષિએ કાશીના ધર્મચોકમાં વેદટંકાર કીધો. કાશીમાં બોલાય તે ભારતભરમાં સંભળાય. સમગ્ર આર્યાવર્તમાં દયાનન્દબોલના પડઘા સંભળાયા. જનતાએ જાણ્યું કે કાળખોળે કો નવઋષિવર જન્મ્યા છે, ધર્મધુરન્ધર કોઈ પ્રગટ્યા છે. ભારતની વસુન્ધરા હજી બહુરત્ના છે.

દયાનન્દ Dynamic Force હતા. ભારતને ખોળે એમ Militant Hinduism જન્મી.

ભારતે ભારતના ગુણ પ્રીછયા. જગતે આર્યસંસ્કૃતિને ઓળખી.

ક્ષત્રિયોને થયું કે પૃથ્વી નક્ષત્રી નથી થઈ. ઉદેપુરે ને જોધપુરે સ્વામીજીને શિર ઝુકાવ્યાં. પેશ્વાના પૂનાએ ત્હારે તિરસ્કાર્યા, મુંબઈએ સત્કાર્યા. બ્રહ્મસમાજ ને થિયોસોફી ભાઈબન્ધીએ આવ્યાં.'૭૫માં સ્વામીજીએ આર્યસમાજ સ્થાપી. '૭૭માં દિલ્લીમાં સરકારે નિજ હિન્દ સાર્વભૌમત્વ ઉચ્ચાર્યું ત્હારે એ પાંડવભૂમિમાં સ્વામીજીએ આર્યત્વનું જગત્ સાર્વભૌમત્વ ઉચ્ચાર્યું. યમપુત્રી યમુનાનાં પાણી ખળભળ્યાં. જગતે જાણ્યું કે હિન્દુત્વ સજીવન છે.

સ્વામી દયાનન્દ એમ મહર્ષિ દયાનન્દ થયા. ભારત પશ્ચિમ ભણી ધાતું હતું તે પૂર્વ ભણી વળ્યું.

ધનાઢ્ય મહીતલની મહન્તાઈ, મેવાડના મહારાણાનું

ગુરુપદ, એકલિંગીજીનું મહામાન મહાધિપત્ય સ્વામીજીનાં ચરણારવિન્દોમાં આવીને પડ્યાં. એ ધનના ઢગલા, એ એ ગુરુપદનાં ઘમંડ, એ માનઅધિકારનાં છડીચામર એ મહાસંન્યાસીએ નકાર્યાં. સ્વામીજી ફરતી રૂપસુન્દરીઓ વિંટળાઇ વળી. એ નૈષ્ઠિક બ્રહ્મચારીએ દેશગાજન્તી ઘોષણા દીધી કે કયા? શેર ઔર કુત્તીઓકા સમાગમ કભી સુના હૈ? હસ્તિનાપુરે ભીષ્મ પિતામહને કે દ્વારકાનગરીમાં કૃષ્ણચન્દ્રને શાં અધિકારપદ હતાં? પણ કુરુક્ષેત્ર મંડાયે કુરુપાંડવસેનાઓના સાચા સેનાપતિઓ ભીષ્મ ને કૃષ્ણ હતા. આજ હિંદુત્વને મોખરે મહર્ષિ દયાનન્દ છે.

પુરાણોને પંડ્યાપોથીઓને મૂર્તિપૂજાને ધર્માચાર્યોને સ્વામીજીની શબ્દસાંગો અધિકી વાગી. સ્વામીજી પડકારતા કે 'ઉઠો, આળસ છાંડો, આચરો. સૂતા છો કેમ? દુનિયાં દોડે છે. કાળ થંભ્યો નથી.' ક્ષાત્રપ્રાન્ત પંજાબે સ્વામીસન્દેશ ઝીલ્યો, શૂરવીરો હતા એ હાલી નીકળ્યા. હિન્દ મહાપ્રજાનો નવજન્મ થયો.

આર્યસમાજની એક આંખ ઈતિહાસોને વાંચે છે, બીજી આંખ આદર્શોને વાંચે છે. કનકકામનીના ત્યાગવૈરાગ્ય, ભગવી કન્થા, અખંડ વેદટંકાર, ભીષ્મ પિતામહનું નૈષ્ઠિક બ્રહ્મચર્યઃ એવા એવા આર્યસંસ્કૃતિના અમૃતકૂપા લઈ મહર્ષિ આર્યાવર્તે વિહરતા. દયાનન્દે હિન્દુનો આર્ય કીધો, હિન્દુસ્તાનનું આર્યાવત કીધું. ઈતિહાસ પાછો નવઅવતારે આવ્યો.

બેનમૂન દાયકે બ્રહ્મવિદ્યામંડળનું સિંહાસન Politics

અને Social Reformના પ્રજાપ્રશ્નોએ લીધું. ધર્મ મટી થિયોસોફી ચળવળ થઈ, એક પગથિયું ઉતરી. આર્યસમાજ પણ થોડાંક વર્ષો શાસ્ત્રાર્થે ચડી. મ્હોટા મ્હોટા મોરચા મંડાતા અને પરસ્પર શાસ્ત્રસૂત્રોનાં શસ્ત્રઅસ્ત્ર વીંઝાતાં. આર્યસમાજની એ કુસંપઘડીઓ હતી. હિન્દુ પ્રજામાં ત્ય્હારે આર્યસમાજ આર્યત્વનાં નહિ, અનાર્યત્વનાં વાવેતર વાવતી. સંપને શુદ્ધિને સંગઠ્ઠનને આર્યસમાજ આજ અધિકાં ઓળખે છે. ઋષિજીવનને યે એણે સજીવારોપણ અર્પ્યું, અને હરદ્વારને ઘાટે નવઅવતારે આણ્યું. ગુરુકુળ શબ્દ આર્યસમાજે ઘડેલો નથી, ગુરુકુળ ભાગવતસાંપડેલો શબ્દ છે. ગુરુકુળોમાં આર્યસંસ્કૃતિના અભિનવઆશ્રમો સ્થપાયા છે. વેદ વૈરાગ્ય આર્યત્વનો ઝંડાધારી પૃથ્વીપરકમ્પાએ આજ ચ્હડ્યો છે. પૃથ્વીની ક્યારીએ ક્યારીએ આર્યવંશની વેલીઓ મ્હોરેપ્રફુલ્લે છે; ફૂલડાં ઢાળી ઢાળી આર્યત્વને વધાવશે.

આર્યસમાજ આજ ચેતનવન્તી છે. Nationalism ને Patriotismના સૂસવાતા વાયુવેગ એના શઢમાં ભરાયા છે. બીજો દયાનન્દ પાકે તો સકળ ભારતવર્ષને સર કરે. પણ Nationalismએ ને Patriotismએ યૂરોપમાં પ્રજાચક્ષુઓને પડળો ચ્હડાવ્યાં છે. યૂરોપના અનુભવઇતિહાસો આર્યસમાજ ન વિસારે, વિતંડાના કુસંપોને પરિત્યાગે, એકદેશીયતામાં અટવાઈ ન જાય, સંપ્રદાય ન બને ને ધર્મ રહે, જેટલી ઉગ્ર Nationalist છે એટલી ઉગ્ર Internationalist થાયઃ તો આર્યસમાજ પૃથ્વીપથરાયેલી આર્યમહાપ્રજા જેટલું પૃથ્વીવિશાળ માનવકલ્યાણ સાધે. એ કયા કાળ કહેશે.

દેશ પશ્ચિમ દિશામાં ગિન્નાતો હતો ત્હેને દયાનન્દે પૂર્વ દિશામાં વાળ્યો. પ્રજાનો પતંગ સમતોલ થયો. જગતે જાણ્યું કે પૃથ્વીપંખિણી એક પાંખે નથી ઉડતી, પૂર્વપશ્ચિમની બે પાંખે ઉડે છે. દુનિયાં બે આંખે જોતી થઇ, સાચા ઇતિહાસ ભણી.

એવામાં વળી સરકારનાં યે રથચક્ર ઝમકયાં અને ૧૮૫૮માં કરવું જોઈતું હતું તે '૭૭માં કરવાને નીસરી. યૂરોપના ૧૯મી સદીના મહામુત્સદ્દી ચાણાકયાવતાર બિસ્માર્કે રાષ્ટ્રવિજયનો ભરતીયોગ સાધી ભિન્ન ભિન્ન જર્મન સંસ્થાનોને પ્રુશિયાના સાર્વભૌમત્વની છત્રછાયામાં ગાંકળીને પારીસના રાજમહેલમાં ૧૮૭૧માં જર્મન સામ્રાજ્ય સ્થાપ્યું, અને એમ યૂરોપખોળે ૧૯મી સદીનો કયસર જન્મ્યો. ત્હેવામાં બ્રીટનના મહામન્ત્રી હતા નવલકથાકાર ડિઝરાયલી. ડિઝરાયલીની કલ્પનાફૂલખરણીઓમાં એ તણખો પડયો, ને મંહીથી ફૂલ ખર્યાં પાંડવોની પાટનગરીમાં ૧૮૭૭માં દિલ્લી દરબાર ભરાયો, અને મહારાણીજીએ 'કયસરે હિન્દ'નું રાજપદ ધારણ કીધું. વસ્તુતઃ બ્રીટનના સાર્વભૌમત્વનો એ ઉચ્ચાર હતો. સ્થપાયું હતું તે બ્રીટન બોલ્યું. પણ કેટલાક ઉચ્ચારો કરતાં મૌન મહાઅર્થવાહી નથી હોતું?

બીજી પણ ન્હાનીમ્હોટી લોકપ્રવૃત્તિઓ ત્હારે દેશમાં અંકુરતી હતી, ને પ્રજાકયારીઓને પરિમળિત કરતી હતી. વડોદરામાં શ્રેયસાધકોનો ન્હાનકડો સંપ્રદાય નીકળ્યો હતો. મુંબઈનગરીમાંથી જસ્ટિસ તેલંગે ઇંગ્રેજી ગીતાભાષાન્તર કરીને યૂરોપને ગીતા ભણાવી. પેશ્વાની પાટનગરી પૂનામાં

ત્હારે માનવહાથીઓ વસતા, અને સૂંઢો ઉછાળતા પ્રજા-કલ્યાણક ફૂવારાધારાઓ ફૂંકારતા. એ હસ્તીમંડળમાંથી વિષ્ણુ શાસ્ત્રી ચિપલુનકરે શાસ્ત્રોનાં સંશોધન કીધાં ને આનન્દાશ્રમની શાસ્ત્રગ્રન્થમાળા છપાવી. 'સાર્વજનિક કાકા' એ સ્વદેશીવ્રત સ્થાપ્યું ને પ્રવર્તાવ્યું. અગરકરે ફરગ્યૂસન કૉલેજ જમાવી. રાજવાડેએ–રાસમાળા સમો–મહારાષ્ટ્રનો ઈતિહાસ સજીવન કીધો. કર્વેએ વિધવાઉદ્ધાર આદર્યો ને નારીવિદ્યાપીઠ સ્થાપી. ટીકળ મહારાજે ગણપતિઉત્સવ ઉજવાવી મહારાષ્ટ્રે સ્વરાજ્યના ગણેશ બેસાડ્યા. ભાંડરકરે સંસ્કૃત સર્વસુલભ કીધું. સર્વદેશીય વ્યાપક દૃષ્ટિએ કાળ-વહેણને નિહાળીને રાનડેએ બ્રહ્મર્ષિની વાણે હાકલ પાડી. મહારાષ્ટ્ર જાગી ગયો.

ભારતવર્ષની પાટનગરી ત્હારે કલકત્તા હતી, અને કલકત્તેથી ત્હારે ભારતભરતી મહાયોપણાઓ ગાજતી. રીપને સ્થાનિક સ્વરાજ્ય બક્ષ્યું. હિન્દી ધારાસભામાં ઈલબર્ટ બીલ છણાયું. હિન્દવાસી ઇંગ્રેજોએ વિરોધનાં પ્રચંડ બ્યૂગલો વગાડ્યાં. પ્રત્યાઘાતી પ્રતિઘોષ પણ એવો પ્રચંડનાદી થયો; અને ૧૮૮૫માં મુંબઈખોળે Indian National Congress જન્મી

જેને માટે ગ્રન્થો લખાયા છે એ આપણે એટલી વાક્યાવલિઓમાં જોઈ વળ્યાઃ જાણે પ્રકરણોનાં મથાળાં વાંચ્યાં. એક માત્ર પશ્ચિમ ભણી દોડતી પ્રજા થાકી હતી. દિશાભૂલ્યા સમા પશ્ચિમવાદીઓ પાછા પૂર્વ ભણી વળતા હતા.

આ યે એક વંટોળિયો હતો; નર્મદ જેવા મલખમ

વડલાને યે ઉખાડી પાડનારો વંટોળ. આર્યસમાજ એ ઝંઝાવાતની પાંખોમાં પંખો નાંખતી.

આપણા ગુજરાતે એવામાં નર્મદે ઠોર મરડી અને ધર્મવિચારની લેખમાળાના ટેટા છોડવા માંડ્યા. લોલક એક દિશાછેડેથી બીજા દિશાછેડે જઈ બેઠું. પૂર્વનાં ગુણગૌરવ ન્હોતા જોયાસ્હમજ્યા તે પૂર્વમહિમા પ્રીછતા થયા એટલો એ બધાંઓમાંનો સદંશ હતો. દલપતરામ તો સ્થિતપ્રજ્ઞ જ હતા. નર્મદમિત્ર નવલની બુદ્ધિતુલા એ નવા વાવાઝોડામાં સ્થિર રહી હતી. નવલરામભાઇ ભડક્યા યે ન્હોતા કે નાઠા યે ન્હોતા. ગુણદોષના સરવાળાબાદબાકી કરી, સુધારકમંડળોને ફરીથી માપી જોઈ, સુધારાપ્રવૃત્તિઓને પુનરપિ તોળીનાણી, પેલી ગુજરાતપ્રખ્યાત વાક્યાવલિ ઉચ્ચારી કે ' સુધારો હડકિયો થયો;' ' દલપતરામને હાથે સુધારાનું સૂકાન રાખ્યું હોત તો આમ ન થાત.'

સુધારાની દલપતશૈલી હતી સમન્વયની—જૂનાના ને નવાના સન્દેશમન્ત્રોનો સમન્વય. નવું છીરવે નહિ એનો આત્મવિકાસ થંભે; જૂનું જાળવે નહિ એના આત્મભંડાર ખાલી પડે. જૂની પૃથ્વી છે ને જૂના સૂર્યચન્દ્ર છે; જૂનવટને નામે ભડકવાનું નથી. નવાં છે નિત્યનિત્યનાં ઉગતાં આથમતાં અજવાળાંઅંધારાં; નવીનના નામના મોહ મિથ્યા છે. જગત બન્નેયના ભંડારરસ વાંછે છે. જૂનવાણીઓને નવું નામે જોઇતું ન્હોતું; ઉચ્છેદકોને જૂનું એટલું આંખમાં કણા સમું ખૂંચતું. દલપતમાર્ગ એરિસ્ટોટલભાખ્યો મધ્યમ માર્ગ હતો. એ ઈતિહાસસિદ્ધ માર્ગ હતો, સંસારશાસ્ત્રનો શાસ્ત્રીય માર્ગ હતો. ઉગીને આથમતાંઓમાં એ ધ્રુવમાર્ગ

હતો. દલપતકારખસે યુગ બેસતાં પાળેલો વાવણીધર્મ પછી નવશારદાપીઠે અપનાવ્યો હતો, અને હજારો શાળાઓ ને શિક્ષકગણો દેશમાં નવવાવેતર વાવતાં. દેશમાળી દલપતરામની કવિતાઓ એ નવવાવેતરને પાણી પાતી. એ પાણી પાછાં નવકણરૂપે પ્રગટતાં અને એમ દેશફાલ ઉતરતો અને ગુજરાતની લોકખળાંવાડો ભરાતીઉભરાતી.

નવલરામભાઈની સમતુલા સાચું બોલતી હતી. પૂર્વથી ભડકેલા નર્મદનું પૂર્વજીવન ઉચ્છેદકનું હતું; પશ્ચિમથી ભડકેલા નર્મદનું ઉત્તરજીવન જૂનવાણીનું હતું. સાચો પ્રજામન્ત્ર હતો પૂર્વથી કે પશ્ચિમથી ન ભડકેલા દલપતરામનો સમન્વયમન્ત્ર; સંસ્કૃતિઓના સદંશોનો સંગમ; Harmonization of East & West on terms of equality & respect self-reverent and reverencing each. સંસ્કૃતિઓનો એ સમન્વયમન્ત્ર મધ્યયુગમાં શાહાનશાહ અકબરશાહનો હતો; ૧૯મી સદીના ઉત્તરાર્ધમાં ઈંગ્લાંડે કવિવર ટેનીસનનો હતો, ગુર્જરદેશે કવીશ્વર દલપતરામનો હતો.

ઈતિહાસનો એ ત્રિકાળબોલ છે કે Modernismના સ્હડાવેલા શઢો હશે અને સનાતન Wisdomનાં ભરેલાં નીરમો હશે એ સંસ્કૃતિનૌકા ભવિષ્યના સાગર અખંડિત ખેડશે.

દલપતમાનસનું ઘડતર જ એવું હતું. દલપતરામના હૃદયદેશે વિરાજતો હતો ધર્મ: દલપતરામને બુદ્ધિદેશે વિરાજતો હતો ઈતિહાસ. ધર્મે એમને સભર ભર્યા હતા, ઈતિહાસે એમને યુગપરિવર્તનો પઢાવ્યા હતા, વિશ્વસિદ્ધાન્તો

શીખવાડ્યા હતા. ૧૮૩૪થી ’૪૬ની દ્વાદશવર્ષી’ દલપતરામે ધર્મછાયામાં ગાળી હતી, ૧૮૪૮થી ’૫૩ની પંચવર્ષી’ દલપતરામે ઈતિહાસનાં સશોધનમાં ને પઠનપાઠનમાં વિતાવી હતી. ધર્મે ને ઈતિહાસે દલપતરામને કહ્યું હતું કે વ ટોળોમા પાંદડાં ફરફરે, વૃક્ષોનાં થડ ન ડોલે, મહાપ્રજાઓના કાળપલટા થાય, પણ આત્મા અડોલ ઉભે.

આસમાન ચક્રાવે ચ્હડયુ હતું, પણ એ ફરતા ચક્રાવા વચ્ચે દલપતરામ Axis સમા સ્થિરમનીષિણઃ હતા જૂનામાંનું સર્વોત્તમ એમણે ડાહ્યા વૈદિયાની યજ્ઞશાળામાં અગ્નિહોત્ર સમીપે ગળથૂથીમાં પીધુ હતુ, નવામાનુ સર્વોત્તમ પોતે ઈતિહાસોના કાવ્યરાસા ભણાવતાં ભણાવતાં ફારબસ કનેથી ભણ્યા હતા. પછી નવનવાં નિશાન ફરકતાં ને અવનવા ડકા વાગતા, પણ એ એરણ ઉપર ઘણના ઘાવ નીવડતા

આસમાન ચક્રાવે ચ્હડયુ હતુ. રાશીઓ બદલાતી, નક્ષત્રો પલટાતાં, પક્ષો ને મહિનાઓ ઉગતાઆથમતા, ઋતુઓ કોર મરડતી પણ ધીરા તેજે તગતગતો સર્વસાક્ષી ધ્રુવ તારલો અનસ્ત અડોલ એકજ્યોત રહે, એમ સહુ સંવત્સરપલટાઓમાં સર્વસાક્ષી દલપતરામ રતનદીવડાની ધીરી અખંડિત એકજ્યોતે પ્રકાશતા વિધવિધની ગાજતી વાદળીઓ આવતી, ક્ષણેક ઝંખવાતી, પણ કોઈ એ અમૃત ચન્દ્રમાને ડોલાવતી નહિ કે હોલાવતી નહિ આસપાસ મોજાઓની પરંપરાઓ ઉછળતી, પછડાતી, ભાગતી, છાંટણા છાંટતી. ભવસાગર વચ્ચે ખડકશિખરે બેઠેલા યોગેન્દ્ર સમા કવીશ્વર એ ઉછળતા સાગર વચ્ચે સિદ્ધાન્તસ્થિત હતા વ ટોળ વાતા, પણ નીરમ ભરેલું સત્ત્વસ્થ દલપતજહાજ

એ ઝંઝાવાતોમાં યે સદા એકલક્ષ્ય હતું. એ નવપ્રવૃત્તિઓ-માંની કોક ચળવળ હતી, કોક અખતરો હતો, કોક ચ્હડતી ભરતી હતી, કોક ચ્હડી ભરતીનો ઓટ હતો. પણ आपूर्यमाणं अचलप्रतिष्ठम् સમા ધીરગંભીર કવીશ્વર ચળવળો અખતરાઓ કે ભરતીઓટોથી પર હતા. ઉપનિષદો કહે છે કે धीरस्तत्र न मुह्यति. ધીર દલપત મોહવ્યામોહથી ઉપર વિચરતો.

ભરતીઓટના એ જમાનામાં દલપતરામ સ્થિતપ્રજ્ઞ મહાપુરુષ હતા.



## પ્રકરણ ૨૧ મું, વાનપ્રસ્થ થયા

દલપતરામના પ્રવૃત્તિજીવનની પૂરણમાસીને હવે એકબે તિથિઓની વાર હતી.

કવીશ્વરનો પ્રથમ સંસાર કંકાસિયો નીવડ્યો; અને નિજ પરિવારને લેઈને મૂળીમાએ વઢવાણમાં વતનવાસ કીધા પછી દલપતરામ એકલપંડે રહેતા. દલપતરામના બીજા સંસારને મૂળીમાના નિસાસાઓની ઉન્હી ઝાળોએ જાણે બાળી મૂક્યો. કાશીબાનાં બેએક બાળકો જન્મ્યાં; દુનિયાં દીઠી–ન દીઠી ત્હાં ધાવણઅવસ્થામાં દેવ થયાં; અને ત્રીજી બાળકીને ચાર વાસાની મૂકીને પછી કાશીબાએ કાળનાં અમૃત પીધાં. આયુષ્યનો ચોથો દાયકો ઉતર્યે કવીશ્વર અને ચાર વાસાની બાળકી એટલો અમદાવાદમાં દલપતસંસાર હતો. ત્રીજે સંસાર માંડયે કવીશ્વરે સંસારસુખ દીઠું. ફૂલવેલ ખરે–ખરે ને છાબ ભરાય એમ કવિનિવાસ ભરાયો. દમ્પતી મ્હોરી દલપતકુળ થયું; અને પછી દલપતકુળ પ્રફુલ્લીને દલપતસંસાર થયો. વલવલતી માતાપાંખેથી બે પુત્રીઓને ઝડપી લઈ, વરસતી વર્ષામાં વતને જઇ, દૈવયોગના કેવા સંજોગોમાં શરદપુનમે એમનાં લગ્ન દલપતરામે કીધાં એ આપણે વાંચ્યું છે. પછી '૬૩માં મોહનલાલને જનોઈ દીધુ ને '૬૮માં આંતરસૂબે પરણાવ્યા. '૭૧ બેસતાં ત્રીજા પુત્ર છોટાલાલનો જન્મ થયો, અને એમનું જન્મતિથિનામ પાડયું દયાત્મા ભીમ=૨૫–૧–૭૧.

એ જ સાલની ફાગણ શુદ ત્રીજે વીજકોરનું ધોળકે સગપણ કીધું. પછી '૭૩માં વીજકુંવરનાં લગ્ન લીધાં; મગનલાલનો ઉપનયન સંસ્કાર કીધો; મોહનલાલનાં વહુને સીમન્ત આવ્યું ને પ્રથમ સૂવાવડમાં સ્વર્ગવાસી થયાં; અને સૌથી ન્હાની પુત્રી મણિબા દલપતમહેમાનીએ આવ્યાં. '૭૪માં મોહનલાલનું સૂરતમાં વળી સગપણ કીધું, ને ત્ય્હાં નર્મદના સરસ્વતીમન્દિરમાં કવિતા ગાઈ. '૭૫માં મોહનલાલને પરણાવ્યા, નર્મદને સાજનમાં ન્હોતર્યા, ને પહેરામણીને સમયે દલપતે નર્મદની અગ્રપૂજા કરાવી. પછીને પખવાડિયે અમદાવાદમાં મગનલાલનાં લગ્ન કવીશ્વરે કવીશ્વરની પોળમાં કીધાં. વીજકુંવરનો આયુષ્યવાસ દલપતઘેર નિર્માયો હશે ને રેવાબાનાં ઉછેરઆણ રેવાબાનાં બાળકોને ઉછેરીને આ ભવમાં જ વીજકુંવરે વાળવાનાં હશે તે '૭૬ના ફેબરવારીમાં એ દલપતપુત્રી વૈધવ્યદશાને પામી. એ સાલમાં શ્રી મણિભાઈ જસભાઇ કચ્છમાં દિવાનપદે ગયા, ને મોહનલાલને ત્ય્હાં રાજસેવામાં તેડાવી લીધા. મૂળીમાએ પણ પુત્ર સંગાથે દરિયાઉતાર વાસો કીધો. ત્ય્હાં વહુને સીમન્તમાં પુત્રી રળિયાત અવતરી ને સૌને રળિયાત કીધાં. વળતે વર્ષે આ આલેખક દુનિયાંની સફરે આવ્યો, ને કવીશ્વરે એનું જન્મતિથિનામ પાડ્યું છે મેજર ભાલો=૧૬-૩-૭૭. '૮૦નો મે ઉતરતાં મણિબાનાં ધોળકે લગ્ન કીધાં ને જાનવિદાયની તિથિએ સહુથી ન્હાના પુત્રનાં દલપતઘેર પગલાં થયાં. કવીશ્વરનો સંસારવડલો એ દાયકામાં દિશાદિશામાં વડવાઈઓ નાંખતો હતો. કુળમાંડવડે દલપતરામ ગુણાતા હતા, એના બાવન થતા

હતા. વેરાયેલી પાંખડીઓ સમી આમાંની ઘણીખરી વાતો આપણે વાંચીજાણી છે.

કવીશ્વરની વાનપ્રસ્થતિથિ સમીપ આવતી ગઈ તેમ તેમ સોસાયટીના મન્ત્રીપદની ખુરશી યે ડગમગ ડોલવા માંડી. '૫૩થી '૬૯ સૂધી સોસાયટી એકથંભી હતી; '૬૯થી '૭૭ના દસકામાં ચાર મન્ત્રીઓ બદલાયા.

સન અઢાર ત્રેપન તણો માસ ડિસેંબર સાર,
ટી. બી. કરટીસે લિધો સેક્રેટરિઅધિકાર.

સોસાયટીનાં સદ્‌ભાગ્યે સાચેસાચ એ સારો માસ હતો. ફારબસે વાવેલી સોસાયટીને કરટીસે ૧૭ વર્ષભર પાળી પોષી ઉછેરી ને મ્હોટી કરી. સોસાયટી સ્થાપતાં ફારબસને કોડ હતા કે

જૂના કવિઓની કવિતાઓ એકઠી કરીને
નવાં નવાં પણ રૂડાં પુસ્તકો રચાવિયે;
આવ્યો ગુજરાતમાં હું; તો તે ગુજરાતી ભાષા
સુધારી–વધારીને વિશેષ વખણાવિયે.

ફારબસ કોડીલો હતો; ફારબસના કોડ પૂર્યા કરટિસે. ફારબસને તો સરકારી નોકરી થઇ પડી હતી બદલીઓનાં ગામોતરાં. '૫૪ બેસતાં રાસમાળા લખવાને ફારબસ વિલાયત ગયો તે જાણે અમદાવાદમાંથી ગયો જ ગયો. સૂરત, ખાનદેશ, રાજકોટ, વળી સૂરત થઈ અન્તે ફારબસે મુંબઈવાસ કીધો; પણ ફરી અમદાવાદની આમલીઓ એણે દીઠી નહિ. '૫૩થી સત્તર વર્ષ કરટિસનો હેડમાસ્તર ને પછી ઉત્તરપ્રાન્તના ઇન્સ્પેક્ટર તરીકે અમદાવાદવાસ હતો. કર-

ટિસ દલપતરામને હુન્નરખાનના વારાથી સૂરતમાંથી ઓળખતો. હુન્નરખાનના દલપતવ્યાખ્યાનપ્રસંગે કરટિસ પ્રમુખ હતો. લાકુખોમાંથી એક એ ફારબસવીણેલા હીરાને કરટિસે પણ પારખ્યો, ને ’૫૫ના જૂનથી કવીશ્વરને બોલાવી લઇને કર્તવ્યસંગાથી કીધા. ફારબસદલપતે એક કળી વાવી; એ કળીની પછી વેલી કીધી કરટિસદલપતે. સોસાયટીના હિતમાં કરટિસ ન્હાનેરો ફારબસ હતો. હોપ ને ટેલરથી કરટિસ અધિકો ગુજરાતગુણજ્ઞ હતો. ફારબસદલપતના સાહિત્યઝળકાટે ઢાંકી દીધો ન હોત તો ‘વિચક્ષણ વીર’ કરટિસની ગુજરાતસેવાઓ આજ અધિકી પ્રકાશતી હોત. આજ તો ખુદ સોસાયટી યે કરટિસને જાણે વીસરી ગઈ છે. ’૫૫થી ’૬૯ ચૌદ વર્ષ દલપતકરટિસ કર્તવ્યસંગાથીઓ હતા. મણિભાઈ જસભાઈ, હરિદાસ વિહારીદાસ, રણછોડભાઈ ઉદયરામ, ભીમરાવ ભોળાનાથના હેડમાસ્તર કરટિસને ગુજરાત આજ ઓળખતું યે નથી, સોસાયટીએ કરટિસને ઓળખાવ્યો યે નથી. સોસાયટી કેટકેટલાકનાં ઋણ ભૂલશે !

સોળસત્તર વર્ષ જેટલી સોસાયટીની અથાક સેવા કરીને

કરટિસ અગણ્યોતેરમાં ગયો વિલાયતવાટ;
સેક્રેટરિ ત્યારે થયા શાણા સાહેબ સ્કાટ.

વ્હાલ કરી વઢવાણ થકી કવિનો કિનલાક સુખે કર ઝાલ્યો
પાલણપોષણ પૂર્ણ કરી કરટીસ તણા કરમાં કર ઘાલ્યો
તે કરટીસ તજી ગુજરાત વિચક્ષણ વીર વિલાયત ચાલ્યો
દેશિ કવિ દલપત્ત તણો લઇ સ્કૉટ તણા કરમાં કર આલ્યો

ઓતેરના બે માસથી તે સ્કોટ સિધ સિધાવિયા,
સેક્રેટરીની પદવિ પર ગોપાળરાવ ઠરાવિયા.

સરદાર ગોપાળ હરિ દેશમુખ પ્રજાહિતચિન્તક દક્ષણી અમલદાર હતા. વિદ્યાવિલાસી, સુધારાના સાથી, કર્તવ્યધર્મના ભાથી હતા. ગુજરાતની વિધવાવિવાહોત્તેજક સભાના સંસ્થાપક ને પ્રાણરૂપ હતા. આંખો ફ્રૂળે ને નમે એવાં એ અધિકારીનાં સાદાઈ ને વિનમ્રતા, સુજનતા ને વિદ્વત્તા ત્હારે નગરજાણીતાં હતાં. વેનચરિત્ર કવીશ્વર પાસે એમણે રચાવ્યું હતું. ગોપાળરાવ ગયા ત્હારે અમદાવાદે ગોપાળઉત્સવ ઉજવ્યો હતો. મુંબઈવાસ કીધે ગોપાળરાવ ત્હાંની આર્યસમાજના મોભી પુરુષ હતા. દેશમુખે

સંભાળિ સાડા ચાર વર્ષ સુરીતથી સોસાયટી.
પછી '૭૭થી ચૌદેક વર્ષ મહીપતરામ સોસાયટીના મન્ત્રીપદે આવ્યા.

આંખે પડળ પડે પણ પ્રેરણાપ્રતિભાને પડળ ન પટે ત્હાં સૂધી સહુ કવિવરોની કવિતા સજીવન રહે. કવીશ્વરની ગદ્યપદ્યધારાઓ વરસતી હતી, ગરબીઓનાં ઝરણાં ઝરતાં હતાં. બુદ્ધિપ્રકાશ દલપતરામનું મુખપત્ર હતું. બેગરજૂ કેશવાનું મર્મકાવ્ય ને 'એ મહિને નવ જઈયે રે પિયુ! પરદેશમાં'ની ગરબી બુદ્ધિપ્રકાશમાં એવામાં પ્રગટ્યાં. આ 'આલંકારિક વાતો'ના લેખમાં કવીશ્વરે ફ્રૂરાવ્યું કે કવિતાના અલંકારોના અર્થમર્મ ઉકેલે એ કાવ્યોપુરાણો સ્હમજે. 'ચડતીપડતી'ની નવલિકામાં, પેલા બન્ને કહ્યુ છે ને કે

A man is a man for all that;

તેમ કવીશ્વર ઉદ્દગાય છે કે

માલ નથી મિલ્કત વિશે, મનુષ્યમાં છે માલ.

દૈવજ્ઞદર્પણ એવામાં રચાયુ. કાવ્યતરંગની હવાઈઓ ફૂટતી હતી. પ્રાચીનઅર્વાચીન સંશોધનો દેશભરમાં કરીને '૭૨માં દલપતવંશનુ વંશવૃક્ષ છપાવ્યુ હતું.

મહાવીરની વારનું ભોગાવાનું દુઃખ

પૂલ રચાવી ટાળિયુ, સહુને કીધું સુખ.

વર્ધમાનપુરીનો ભોગાવાનો પૂલ બન્ધાયો ત્હારે પણ દલપતકવિતા ટહૂકી હતી.

કુસુમ કવિને પરાસ્ત કરીને દલપત ધોળિયો સંપ્રદાયવિખ્યાત થયો; ફારબસયોગે દલપત વેદિયા ગુજરાતપ્રખ્યાત થયા, પણ રાજદરબારવિખ્યાત તો પ્રથમ '૪૫માં પ્રાંગધ્રે થયા હતા. પછી '૫૨માં રાજદુઃખિયા વજેસંગ મહારાજે ભાવનગરમાં દલપતકવિતાને ઓળખી. પછી ઇડરિયા ગઢમાં '૫૮ની દિવાળીમાં કવિઓના મેળામાં દલપતકવિતા ગાજી. વઢવાણ તો પ્રથમથી જ દલપતકવિતાને પ્રીછતું. રાજામહારાજાઓ કવીશ્વરની કવીશ્વરતાને એમ ઓળખતા, અને આ દાયકાથી અધિકા ઓળખતા થયા. '૭૩માં જીરણગઢને ગાયો, '૭૭માં કવીશ્વરે રણમલસરને ગાયુ. પછી માંગલિક ગીતાવલિ ને કચ્છગરબાવળી રચવાની રાજાજ્ઞાઓ થઇ. કચ્છગરબાવળી '૮૦માં રચાઈ રહી, ગીતાવલિ '૮૧માં પૂરી થઈ.

ઈસ્વી શતક અઢાર, બે માસે તેતેરના,
પરણ્યો રાજકુમાર

ત્ય્હારે નવાબ મહોબતખાનજીનું રાજઆમન્ત્રણ અમદાવાદ આવ્યું. શાહઝાદા બહાદુરખાનજીના લગ્નપ્રસંગે કવીશ્વર જૂનાગઢ ગયા. ત્ય્હાંની બાળવિદ્યોત્તેજક સભા ને નૃસિંહ લાયબ્રેરીમાં ત્ય્હારે કવીશ્વરનાં સ્વદેશવાત્સલ્યનાં વ્યાખ્યાનો થયાં. શાળાનો પાયો નંખાયો ત્ય્હાં ભાખ્યું કે 'જૂનાગઢમાં વિદ્યા તણો વધારો થશે.' નાગરી નાતના ગુણ પ્રીછ્યા ને ગાયા કે

સંપ, સુબુદ્ધિ, સ્વરૂપ શરીરનું, એ ત્રણ તો ગુણ નાગરમાં છે.

જૂનાગઢનો તીર્થમહિમા સંદેહાલંકારે ગાયો કે 'કાશી ગણાય? કે કાશીની માશી?' તથા દીઠું તે વર્ણવ્યું કે ત્ય્હાં 'નરરત્ન ઘણા નિપજે' છે. અને શ્રી હરિના અનન્યાશ્રિત ભક્ત નરસૈયાના રાસરમણ ઓટાની કીર્તિગાથા ઉચ્ચારી કે,

છત્ર નથી, શિર છાપરૂં છે નહિ, છે છતમાં પણ છેક જ છોટો,
તો પણ છે ત્રણ લોકપ્રસિદ્ધ, સુમેરુ થકી મહિમા બહુ મોટો;
તત્ત્વ અનેકનું તત્ત્વ જથા પ્રગટે મહાતત્ત્વ તણો પરપોટોઃ
આ મહેતા નરસિંહ તણો અઘનાશક પુણ્યપ્રકાશક ઓટો.

વજીર બહાઉદ્દીનભાઈ, સેનાપતિ સાલે હિન્દી, દિવાન ગોકુળજી ઝાલા, ને નૃસિંહપ્રસાદભાઈ, ચાર દિશાઓના ચાર સ્તંભ સમા, જૂનાગઢ સંસ્થાનના ત્ય્હારે એ ચાર રાજસ્તંભો હતા.

'૭૩માં બીજાં રાજઆમન્ત્રણો આવ્યાં, અને ઠાકોર સાહેબ જસવન્તસિંહજીનાં લગ્નમાં લીમડી થઈને મહારાજ

તખ્તસિંહજીના લગ્નોત્સવમાં કવીશ્વર ગોંડળ ગયા. ગોંડળથી વરરાય સંગાથે ભાવનગર તેડી ગયા હતા. ભાવનગરથી દરિયો ઓળંગી સૂરતમાં પછી દલપતરામે પુત્રવાગ્દાન કીધું ને નર્મદગીત ગાયું.

એમ 'ઓગણિસે તેત્રીસનો ચોખો ચૈતર માસ' આવ્યો; ત્ય્હારે આ ચરિત્રઆલેખકનાં દલપતકુળમહેમાનીએ પગલાં થયાં. પછી, 'પદવી કવિની પ્રથમ જ્ય્હાં પામ્યો દલપતરામ;' અને જ્ય્હાં

રાજ ઈલિકાબ રૂડા પાદશાહી વખતથી
વંશપરંપરા મહીપાળને મળેલો છે;

ત્ય્હાં જઈને '૬૧માં રાજ રણમલે બન્ધાવેલા સુન્દરદર્શન રણમલસરનું કાવ્યસુન્દર વર્ણન કીધું.

ધ્રાંગધ્રા એટલે ઝાલાવાડની પાટગાદી; અને ઝાલાવાડ એટલે રણકાંઠાની રેતી ને ખારોપાટ. પાણીની ત્ય્હાં નિત્યની પીડા. સંન્યાસીઓના જેવી ઝાલાવાડની નદીઓ એટલે ચાતુર્માસવાસીઓ. આઠ માસ વીરડા ગાળવાના ને પાણી પીવાનાં રાજ રણમલે ફલકૂને ઉપરવાસે, ઈતિહાસપ્રસિદ્ધ મ્હલાવ ને મુનસર જેવું, રણમલસર બન્ધાવ્યું ને ઝાલાવતની કવીશ્વરે ઝાલાવંશની એ કીર્તિકથા ગાઈ.

શેષ નાગશિર શોભતી મેદનિ મુગટ નિદાન;
રણમલસર તેમાં રહ્યું મણી અમૂલ્ય સમાન.

રણમલસર તો આભમાંથી ઉતારેલું દેવોનું દર્પણ છે.

ચન્દ્રપ્રવાલ મુખ શર્વરિ બાલિકાનો,
તારા તણો સમુહ મૌકિતક માલિકાનો,

આ લોક મધ્ય અતિ લાયક લેખવાનું
શોભીત શ્રેષ્ટ સર દર્પણ દેખવાનું.

એ પાણી નથી; એ તો રાજા રણમલની કીર્તિનાં પાણી ભરેલાં છે.

વળી સ્વચ્છ ભાસે ભર્યું નીર એમ,
ભરી વિશ્વમાં રાજની કીર્તિ જેમ.
તરંગો ઉઠે સ્વચ્છ તે મધ્ય કેવા?
જુવો, રાજની કીર્તિનાં કાવ્ય જેવા.

કવીશ્વર લોકવિખ્યાત હતા; હવે ઠામઠામ રાજદરબારવિખ્યાત થયા.

સરોવરમાંનું જળકુંડાળું વિસ્તરીને વિશાળ થાય તેમ તેમ પાળ ભણી જાય છે. દલપતકાવ્યકીર્તિ દેશભરમાં વિસ્તરતી હતી તેમ તેમ વાનપ્રસ્થાશ્રમની પાળ ભણી જતી હતી. શિખર એટલે પર્વતનો છેડો.

એ તો સર્વવિદિત જ છે કે દલપતકવિતા એટલે દલપતયુગની જાણે કાળવહી ને ઈતિહાસનો સૌરભભંડાર.

’૭૦માં બે પ્રજાપરોપકારિણી લોકસંસ્થાઓ અમદાવાદમાં પ્રગટી. ઉત્તરાયણની તિથિએ ભોળાનાથભાઈએ આપારાવ લાયબ્રેરી સ્થાપી અને કવીશ્વરે પુત્રવિરહી જૂના શિષ્યમિત્રને આશ્વાસનવચનો કહ્યાં.

વારી પુત્રવિયોગનાં નયનથી પાડે પિતાઓ ઘણા,
પામે પાત્ર વિના પછી પ્રલયતા બિંદુ બધાં તે તણાં.
આપારાવ સુપુત્રના સ્મરણનાં જે નીર નેત્રે ઝરે,
આ શાળાસ્થળથી હમેશ રહશે પ્રખ્યાત પૃથ્વી પરે.

લૂખાં લાડ કરે ઘણા પિતા પુત્રને કામ;
આપારાવ લડાવિયો દસ હજાર દઈ દામ.

અને પછી ઓકટોબરમાં

ભાળી એક ભિખારિણી ભટકતી, આંખે અપંગા, અરે !
પાસે બાળક છેક બે વરસનું કલ્પાંત ભૂખ્યું કરે;
શ્રી રણછોડલાલ રહેંટિયાવાળાએ નિરાશ્રિતસ્થાન માંડ્યું.
ત્યહારે કવીશ્વરે શ્રીનગરની શ્રીમન્ત જનતાને ઉદ્બોધી કે

ઉદારતા અંતર માંહિ આણો,
દુઃખી જનોનાં સહુ દુઃખ જાણો;
અરે ! દયાળુ દિલમાં થઈને
દ્યો આશરો લોક નિરાશ્રયીને.
× × ×
પંડે કદી પેટભરા ન થાવું.
× × ×
સો માણસો એકકુટુંબિ છૈયે.

ये पचन्त्यात्मकारणात् અને ગીતાજીમાં ભગવાને स्तेन एव सः કહેલો છે.

’૭૧ના ઓગસ્ટમાં એકલમલ્લ કરસનદાસે પરલોકવાટ લીધી, અને એ ‘કપોળકુળના કોહિનૂર’ને સંભારીને કવીશ્વરે ઉદ્ગાર્યું કે

વીરા ! તારા વચનની મહાઅમુલ્ય મિઠાશ
રહિ ગઈ દલપતરામના દિલમાં, કરસનદાસ !
ધર્મશાળા દવાશાળા સંસ્કૃતશાળાના સંસ્થાપક

બ્હેચરદાસ લશ્કરીને '૭૨ના એપ્રિલમાં રાવ બહાદુરપદવી બક્ષવાને દરબાર ભરાયો ત્હારે દલપતકવિતા ટહૂકી ઉઠી કે

બહાદુર બ્હેચરદાસ, પામી સૌનો પ્રેમરસ,
વસિ કડવાકુળ વાસ, મીઠો થયો મનુષ્યને

પછી '૭૪ના ઓગસ્ટમાં બ્હેચરદાસભાઈએ પુત્રીનામની સ્ત્રીશિક્ષણશાળા–મહાલક્ષ્મી ફિમેલ ટ્રેનીંગ કોલેજ સ્થાપી ત્હારે પણ કવિબોલે પડઘો પાડયો કે

ભાસ્કરાચાર્યે પુત્રિનું, રચિ ગ્રંથ, નામ જ રાખિયું,
તેમ જ પિતાએ પ્યારથી ભલિ ભાત અંહિ પણ ભાખિયું.

અને

જરિયાનવાળો શાલજોટો ધરણિ સૂધી ઢળકતો

એ કાવ્યચરણમાં લશ્કરીનું શબ્દચિત્ર ચીતર્યું, જેને છબિમાં કે પ્રત્યક્ષ દીઠા હોય તે તત્ક્ષણ ઓળખે છે.

એવામાં પૂર્વપરિચિત ભોળાનાથભાઈ વાનપ્રસ્થ થયા, ને '૭૫માં સરકારે એમને ઈલકાબ બક્ષ્યો, અને નવપરિચિત શ્રી મણિભાઈ જસભાઈ '૭૬માં કચ્છના દિવાનપદે ગયા, એ સજ્જનગુણપારખના પ્રસંગોએ પણ કવીશ્વરની કાવ્યવીણાએ ગુંજારવ કીધા હતા

નાટકનવલોમા સામાન્યત એમ મનાય છે કે સ્નેહ એટલે સવનનકાળ કે વિપ્રલભ શૃગાર. વસ્તુતાએ એ માન્યતા એકદેશી અને સકોચિત છે એ પ્રચલિત સાહિત્યભાવનાની અધૂરપ દલપતભાવના પૂરતી દલપતમાનસ કહેતુ કે સ્નેહ એટલે દામ્પત્યસ્નેહ–*Married Love* દામ્પત્યસ્નેહ છે દલપતકવિતાનો એક મહાસદ્‌ગુણ. દામ્પત્યસ્નેહનાં

રસાદ્ર ને ભાવઝરમરતાં કાવ્યરત્નો દલપતકાવ્યની કાવ્યવહીમાં વિરાજે છે શાસ્ત્રકારો ગૃહસ્થાશ્રમને આપણી આશ્રમવ્યવસ્થાનો પાયો કહે છે; લગ્નસંસ્કારને કવીશ્વર ગૃહસ્થાશ્રમનો પાયો કહેતા. લગ્ન સુધરે એનો સંસાર સુધરે. '૭૪માં કવીશ્વરે પ્રાચીન વિવાહપદ્ધતિ વિશે જાહેર વ્યાખ્યાન આપ્યું, જનતાને ફરી વળી દામ્પત્યધર્મ પ્રબોધ્યો, અને આર્યસંસ્કૃતિના ઉચ્ચોચ્ચ રસપ્રદેશમાં લોકમાનસને વિહરાવ્યું.

એ દસકામાં મહત્વના રાજપ્રસંગો પણ આવતા, ને રાજાપ્રજાના સુખદુઃખે સુખીદુઃખી દલપતકવિતા સમભાવનાના સૂર ઉચ્ચરતી.

'૭૨ના ફેબરવારીમાં બે રાજપ્રસંગો બન્યાઃ એક શોકનો ને એક હર્ષનો. કાળાપાણીના કેદીઓની દશા નજરે નિહાળવાને વાઈસરોય ગયા હતા ત્યહાં આન્દામાનવાસી કો કેદીએ લોર્ડ મેયોનું ખૂન કીધું. ૧૫મી તારીખે એ શોકપ્રસંગની નગરસભા મળી. અને મહારાણીજીના રાજ-યુવરાજ કાળજ્વરમાંથી ઉગરી ઉઠ્યા એ હર્ષપ્રસંગની પ્રાર્થના સભા ૨૩મીએ મળીઃ એ બન્ને ય રાજપ્રસંગો દલપતકવિતામાં નોંધાયેલા છે. '૭૪ના નવેમ્બરમાં મુંબઇના ગવ્હર્નર રાજકોટ પધાર્યા ત્યહારે ' રાજકુમાર કૉલેજના રાજકુમારોએ રચાવી મંગાવેલી કવિતા ' પણ દલપતકાવ્યને પાને છે. પછી

સન અઢાર પંચોતરે, વિમળ નવંબર માસ,<br>
અષ્ટમ દિન × × × ×<br>
પ્રિન્સ વેલ્સ પગલું ભર્યું પુર મુંબઇ મોઝાર

એ પણ દલપતકાવ્યને ઇતિહાસચોપડે છે.

પછી જોડ વર્ષ વીતી ગયાં ત્હારે એ દસકાનો પ્રધાન રાજપ્રસંગ '૭૭ના બેસતા વર્ષની તિથિએ ઉજવાયો. દિલ્લીના રાજમયદાનમાં મહારાણીજીએ 'કયસરે હિન્દ'નું પદ ધારણ કીધું, વાઈસરોયે ભારતભરનો દરબાર ભર્યો, ૧૦૧ તોપો ફોડીને જનતાને એ સહુ જણાવ્યું. અમદાવાદમાં યે અમદાવાદ જેવડો દરબાર ભરાયો હતો ને ભૂતભવિષ્યગાતી દલપતકવિતાના સ્તોત્રોચ્ચારે ગાજ્યો હતો. સમી સ્હાંજનો સમય હતો.

જે સમે સૂર્ય પશ્ચિમ ભણી સંચર્યો
કયસરે હિન્દની ભેટ કરવા,
તે સમે શેઠ હઠિસિંહની વાડિમાં
માંડિ મિજલસ ભલી ભાત ભરવા.

કયસરે હિન્દના એ દરબારમાં 'નગરશેઠની તરફથી કવિને શાલનો સિરપાવ' કલેક્ટરે આપ્યો હતો, અને રાજદરબારી રીતે, 'માનપત્રના ખરીતા જેમ આપે,'

સભાસદોને માન દઈ આપ્યાં બીડાં એમ.

દલપતકવિતાએ ત્હારનું પ્રસંગહાર્દ દીઠું અને ગાયું કે મહારાણીનો એ રાજસૂય યજ્ઞ હતો.

યજ્ઞ તણો અશ્વ જેમ, આજ અંગરેજ તણો
વીજળીનો તાર આખા ખંડમાં ફરી વળ્યો.
વસ્તીમાં કે વન વિશે રાજા કે મેવાસી કોઇ
અટકાવનાર નહિ, ત્રાસ તે વિશે ટળ્યો.
એમ આખો ખંડ જીતી રાજસૂય યજ્ઞ રચ્યો.

રાત્રિએ નગરરોશની થઇ.

ઇડરિયે દ્વાર ને ઇડરિયે ચોક, વળિ
દીપમાળા બની લાલદ્વારે,
ભદ્રના દ્વાર ને ભદ્રના ચોકની
દીઠિ શોભા સહુથી વધારે.
દીઠિ ત્રણ દ્વારની પક્તિ સોહામણી,
એનિ કહુ ઊપમા એક એવીઃ
શોભિતા જેમ શણગાર સજિને ઉભી
લક્ષ્મિ ને શારદા શક્તિ દેવી.

હાર હીરામણીરચિત હૈયે ધર્યા,
ખૂપ હીરા તણા શીશ શોભે;
લટકતા લૂમખાં હોય હીરા તણા,
નિરખવા સ્થિર થઇ લોક થંભે.
દ્વાર કેરી કમાનો દિવાથી ભરી,
દેવિએ દામણી જેમ બાંધી !
દીપકો કમળઆકાર બે બાજુએ
શ્રવણથી આલ બે જેમ સાંધી.

નગરશેઠે, શેઠ ભગુભાઈ પ્રેમચંદે, પારસી જનમ ડળે, સ્વામીનારાયણના આચાર્યજીએ ધજા પતાકા ને દીપમાળાથી નિજનિજની હવેલીઓ શણગારી હતી. ભદ્રકાળીના ચોકમાં કારજ ઉપર બે દિવસ ઝાકઝમાળ રોશની થઇ હતી. કારજના ચોકમાનો ત્હારનો ફૂલબાગ તો જાણે રાત્રિતેજના દરિયાવમાં દીપકફૂલડે શણગારેલુ નાવડું તરતું હોય એવો દેખાતો.

કેદખાના તણી આજ કાળપ ગઈ.

આજમખાનના મહેલમાં અમદાવાદનું કેદખાનું હતું, ને તે કાળુંબલક રંગાતું. દિલ્લીદરબારની તિથિથી એ ભદ્રકાળી માતાનો મહેલ અન્દ્રિકાવર્ણો થયો.

ઉજળાં ચોકચોટાં વળી આજ છે;

જાણે

રંગિયાં રાણિના સુજસરંગે

મહારાણીના એ 'સુજસરંગ'માં કવીશ્વરની કાવ્યદ્રષ્ટિ ત્હારે શું શુ પેખતી હતી? એ કાવ્યબિંની આર્ષદ્રષ્ટિ પેખતી હતી ભારતીય પ્રજાનાં ઇતિહાસ અને આશાઓ.

જેહના અમલથી અધિક વિદ્યા વધી;

અને

જેહને અમલ ભય સર્વ ભાગ્યો:

દલપતકવિતા એ દીપાવલિમા એ ઇતિહાસો વાંચતી હતી.

રાજઅધિરાજ વિકટોરિયા રાણિએ

કયસરે હિન્દ ઈલકાબ લીધો;

ભારતવર્ષના એ ઈતિહાસપ્રસંગનો અર્થમર્મ ગુજ-તના કવીશ્વર એ સ્હમજતા હતા કે

પ્રેમ પરિપૂર્ણથી આજથી પાળવા

કથનથી જાણિને કોલ દીધો.

અને ભવિષ્યવાંચતી દલપતકવિતા લોકઆશાઓ ત્હારે શી ઉચ્ચરતી હતી?

દેશિને શ્રેષ્ઠ અધિકાર એ આપશે.

અને પ્રજાપુરોહિત ત્હારે પ્રજાભાવ ઉદ્ગાતા હતા કે

દેજો હક આ દેશના.

ઘેરા, ગમ્ભીર, ઈતિહાસના કાળબોલ સમો, '૭૭ના અમદાવાદના એ દિલ્લીદરબારમાં ગાજન્તો, દલપત કાવ્યબિંનો એ કાવ્યમાં સમાપ્તિબોલ છે કે

સ્વતંત્રતા ને ન્યાય શુભ આપે અમને એ જ.

લોકપ્રસંગો કાળનાં પ્રફુલ્લેલાં પુષ્પો છે. લોકપ્રસંગોના અર્થમર્મ એ પુષ્પોમાંનાં અત્તર છે. ઋષિદ્રષ્ટિવન્તાઓ એ કાળપુષ્પોનાં અત્તર સારવે છે, ને કાવ્યધારાઓ વડે દેશભરમાં એની સુવાસના બહલાવે છે. દલપતકવિતાની ફૂવારા ધારાઓ પ્રસંગપુષ્પોના અર્થમર્મની સુવાસનાની ફોરમ દેશ ભરીને ફોરાવતી.

લોકપ્રસંગોના અર્થમર્મ ઉકેલે એ ઋષિવરોની આર્ષ દ્રષ્ટિ.

દલપતયુગના ઈતિહાસઅભ્યાસીને દલપતકાવ્યનો અભ્યાસ અનિવાર્ય છે. દલપતયુગની સદ્વાર્તાઓનો દલપતકાવ્ય ઈતિહાસગ્રન્થ છે

એ દાયકાના અન્ય પ્રસંગો હતા ત્રણ; બે '૭૫માંના ને એક '૭૭માંનો '૭૫માં વડોદરામાં રાજપલટો થયો ને અમદાવાદમાં રેલ આવી—સાબરમતી ઉભરાણી.

મલ્લવિદ્યાવિશારદ દલપતપ્રબોધેલા ખંડેરાવ મહારાજ ૧૮૭૦માં વિદેહ થયા પછી ગાયકવાડની ગાદીએ મહારાજના લઘુબન્ધુ મલ્હારરાવ મહારાજ બેઠા. મલ્હારરાવ પ્રથમથી જ અવળપગલાંના હતા; એક વેળા ખંડેરાવ મહારાજે હાથકડી કરાવી હતી. એ હાથકડી કરનાર સેનાપતિ ભાઉ સિન્ધિયાને પછી મલ્હારરાવે કેદ કીધા હતા. એમ विनाशकाले विप-

રીતબુદ્ધિ જેવું મલ્લારરાવને થયું. કવીશ્વરે ખંડેરાવ મહારાજને બિરદાવ્યા હતા કે

ભ્રાતા તો પરભારજાજન તણા.

મલ્લારરાવ મહારાજ એ કવિબોલ ખોટો પાડવે ચ્હડ્યા. દેશહિતસ્વી દાદાભાઈ દિવાનપદે આવી ગયા, પણ વૃથા ગયું. અન્યથા મલ્લારરાવ મહારાજ કંઈક પ્રજાહિતસ્વી હતા એની સાક્ષી ચાંદોદમાંનો રેવાજીનો મલ્લારઘાટ બોલે છે. પ્રજાગણે સરકારમાં અરજો કીધી. બીજો પણ ગંભીર મિથ્યાઆરોપ મૂકાયો. રાજવીઓનું ન્યાયપંચ બેઠું. એ રાજપંચે મહારાજને નિર્દોષ જાહેર કીધા. અન્તે મલ્લારરાવ મહારાજને સરકારે પદભ્રષ્ટ કરી મદ્રાસ દેશવટે મોકલ્યા, મલ્લારરાવનાં મહારાણીને નવસારીવાસ દીધો, ખંડેરાવ મહારાજનાં મહારાણી રાજમાતા જમનાબાઈએ કવલાણાના કાશીનાથના સુપુત્ર ગોપાળરાવને દત્તક લઈ સયાજીરાવ નામ પાડ્યું. વડોદરા પછી નવયુગના નવજન્મે આવ્યું. ગુજરાતના એ દત્તક પુત્રે પછી વડોદરામાં નવયુગ પ્રગટાવ્યો.

પુરુષ નમેરા હોય, સ્ત્રી નમેરી કોક હોય; રાજા નમેરા હોય, પ્રજા નમેરી કોક થાય. નિજ રાજવીને પદભ્રષ્ટ થતા નિરખીને અરજે ગયેલી પ્રજા ક્ષણમાં પલટાઈ ગઈ. અવગુણો વીસર્યા ને ગુણો સાંભર્યા. પ્રજા શોકાન્વિત થઈ. બંડ થાત, પણ રહી ગયું. એક ઈસ્લામી સરદારે હિન્દુ રાજવીને માટે મરતાં સુધી હાથે લોહબંગડી પહેરી. ગુજરાતના સદાચરણાચાર્ય કવીશ્વરે યે બે આંસુ પાડ્યાં ને બુદ્ધિપ્રકાશમાં રાસડો ગાયો કે

પીતળ લોટા જળે ભર્યા રે;
દાતણ કરતા જાવ, રે મલ્લારરાવ !
શહેરનો સૂબો ક્યારે આવશે રે ?
દાતણ કરશું વાડીએ રે;
ફરતી ફીરંગીની ફોજ, રે મલ્લારરાવ !
શહેરનો સૂબો ક્યારે આવશે રે !

એ વર્ષાઋતુમાં ઉપરવાસે મેહુલો મૂશળધારે વર્ષ્યો, મદમાતી મલપતી સાબર પાળોમાં ન સમાઈ, દરવાજાઓમાં થઈ પાણી પુરમાં પેઠાં. અમદાવાદમાં બે દહાડા સાબરજળનું જળરાજ્ય કહ્યુ. કાળુપુરનો વ્હેળો તો પૂરે ઉછળતો; ત્રણ દરવાજે હોડીઓ ફરતી. સોસાયટીમાં પૂર પુસ્તકો વાંચતાં ને હાઈસ્કુલમાં પૂર ભણવા બેઠાં'તાં. કવિનિવાસ સ્વામીનારાયણને ટેકરે છે. કવિનિવાસને કે સ્વામીમન્દિરને પૂરનાં પાણીએ ન્હોતાં પ્હલાળ્યાં. એવી હતી બત્રીસાની રેલ.

એ હતા દેશજીવનના મહાપ્રસંગો. દલપતજીવનનો મહાપ્રસંગ હતો ત્રીજો ને નિરાળો ગુજરાતપૂજક ફારબસ ત્હારે અપૂજ હતો. મૂર્તિપૂજ્ય દેશમાં હજી ફારબસમૂર્તિ ન્હોતી મંડાઈ. ફારબસે સ્વર્ગવાટ લીધે પેલી વનવાસની વરઘો જેટલાં બારબાર વર્ષ વીતી ગયાં હતાં '૬૫ પછી મુંબઈ સતું હતું તે અંગ મરડી હજી ઉઠયું ન હતું. ગુજરાતની પાટનગરી ગુણજાણ છે કે નગુણી ? એ લોકપ્રશ્ન પૂછાતો થયો હતો. ત્હાં તો સાહિત્યરસિકો જાગ્યા, ફારબસની રંગમૂર્તિ ચીતરાવી. હેમાભાઇ ઈન્સ્ટિટયૂટ–ફારબસસ્થાપેલી પુસ્તકશાળા ત્હારે હતી નગરનું નગરમન્દિર.

પ્રાચીન ગુજરાતને સજીવન કરનાર ગુજરાતના ઇતિહાસદેવ ફારબસની એ નગરમન્દિરે સંસ્કારી જનતાએ મૂર્તિપ્રતિષ્ઠા કીધી મિત્રવિરહી કવીશ્વરે અશ્રુભરી આંખે તે તિથિએ ફરી વળી ફારબસગુણગાથા ગાઈ. અમદાવાદમાં એ મૂર્તિપ્રતિષ્ઠા ફારબસનો કાંઇ પ્રથમ સ્મરણસ્તંભ હતો એમ નહિ. અમદાવાદમાં ગુજરાત વર્નાક્યૂલર સોસાયટી, સૂરતમાં એન્ડ્રુસ લાયબ્રેરી, મુંબઈમાં ફારબસસભા–ફારબસનાં એ ચ્હાયાં ને ચિરંજીવ કીર્તિસ્તંભો છે. અને એથી યે અદકેરા, અક્ષર જેટલા ક્ષરથી પર ને કવિતા જેટલા અજરામર, ફારબસ-કીર્તિમન્દિરો છે ફારબસની રાસમાળા ને કવીશ્વરનો ફારબસવિરહ. ગુજરાત જ્હાં સૂધી ગુજરાતનો ઈતિહાસ ભણશે ને ગુજરાતી ભાષા બોલશે, કાળના એ સીમાન્ત સૂધી તો કૃષ્ણસુદામા સમી ઈતિહાસતપતી ફારબસદલપત-બેલડીને ગુર્જરમહાપ્રજા સંભારશે.

ગુજરાતભરમાં ફારબસની સ્મરણપગલીઓ છે એટએટલી આજે યે કિયા સાહિત્યોપાસકની સ્મરણપગલીઓ પડેલી છે?

વાનપ્રસ્થાશ્રમની પડઘીઓ હવે કવીશ્વરને સંભળાવા લાગી

આંખોની પીડા તો દલપતરામને દેહનુ જાણે અંગ થઈ પડી હતી. ત્હેમાં યે હવે મોતિયા જામતા હતા, કીકીઓને ઢાંકણાં દેવાતા હતાં. '૬૪માં દાક્તર ભાઉ વિદેહ થયા. પછી તો જાણે જગતમાં કો નેત્રવૈદ્ય નથી રહ્યો એમ આંખો વકરી. પાંચેક વર્ષ તેજ હોલવાયાં, દુનિયાં અન્ધારૂ

બની રહી. નિત્યનિત્ય મધ્યાહ્નને જુવાન બુલાખીદાસ આંગળીએ દોરી હાઈસ્કુલમાં ને ટ્રેનીંગ કૉલેજમાં કવીશ્વરને લઈ જતા ને શિક્ષકખૂરશીમાં બેસાડતા એ ય તે હવે ભારરૂપ થયુ. સોસાયટીનું વ્હાલપ ઉતારાતું ન્હોતું, પણ સરકારી નોકરીનાં માયામોહ તો '૫૫થી દલપતત્યાગીએ ત્યાગ્યાં હતાં. હાઇસ્કુલમાં ને ટ્રેનિંગ કૉલેજમાં કવીશ્વરે રાજીનામાં મોકલાવ્યાં. ઇન્સ્પેક્ટર ને ડાયરેક્ટર લોકજાહેર દલપતસેવાઓના ગુણજાણ હતા; એમણે પેન્શનની ભલામણ કરી. પણ સરકાર એટલે અનેક ખાતાઓની શાખાપ્રશાખાઓ અને વાકેફઅણવાકેફોનું અમલદારકોકડું. ત્હેમાં ય તે એકાઉન્ટન્ટખાતું એટલે ગજ ને કાતર; ભરી માપી ને વેતરે. સરકારના એકાઉન્ટન્ટ જનરલે કહ્યુ કે કવીશ્વરને પેન્શનની કાયદો ના પાડે છે.

જેની રાજસેવાઓને પછી ઇલકાબ અપાયો એની રાજસેવાઓને સરકારથી પેનશન ન અપાયું. ઇંગ્રેજ સરકારનાં એવાં લુક્ખાં છે લાડ.

ટ્રેનિંગ કૉલેજમાં દલપતખૂરશીએ પછી મજલાલ શાસ્ત્રી નિમાયા.

નોકરીનાં રાજીનામાં આપ્યે કંઈ રોગો મટે છે? '૭૫માં સોસાયટીને પેન્શન નિર્ધારવાની અરજી કીધી. સોસાયટીએ દિલગીરી દાખવી, ગુણ ગાયા, બિરદાવ્યા; યથાશક્તિ ને દલપતઇચ્છાને અનુસારે પેન્શનનિર્ધાર કીધો. પણ પેન્શનનિર્ધારે કંઈ દેહપીડાઓ ઉતરે છે?

ત્ય્હારની શાણી ને સૌજન્યશાળી સોસાયટી સ્હમજતી હતી કે દલપતરામને જાકારો દેવાય નહિ. એટલે પેન્શનરકમો ઠરાવી, પણ પેન્શનની આરંભતિથિનું નિર્માણ દલપતમુનસફીએ રાખ્યું. સ્નેહ ને સુજનતાથી સૌ મળે ત્ય્હારે મળે છે; સ્નેહ ને સુજનતાથી છૂટા પડે તે સજ્જન.

ચૈત્રી પડવેએ ન્હાનાલાલ દલપતઘેર આવ્યો.

'૭૭ના મે માસમાં પુત્ર મગનલાલને લેઈને દલપતરામ પેલી સર્વનિષ્ણાતોની મુંબઈનગરીએ ગયા. પણ મુંબઈમાં હવે ભાઉ દાજી ન હતા કે કીકીનાં હોલવાયેલાં રતનને પ્રકાશતાં કરે. સજ્જનસત્કારતી સર મંગળદાસની વાડીએ ઉતર્યા, નેત્રવિદ્યાનિપુણ કને નેત્રો પરખાવ્યાં. એ જ ઉત્તર મળ્યોઃ મોતિયા બન્ધાય છે, પાકે ત્ય્હારે આવજો; ઉતારીશું. ત્રણ માસની રજા લીધી હતી; ત્રણેક અઠવાડિયામાં કવીશ્વર અમદાવાદ પાછા આવ્યા.

એમ દિવસો વીતતા. બુદ્ધિપ્રકાશનું લખાવતા, સોસાયટીનું નિભાવતા; પણ એ સહુ આંખો અન્તરમાં અવળી ઢાળીનેઃ પેલા પાર્થના મત્સ્યવેધની પેરે, ઉંધે મસ્તકે. દુનિયાં નહિ; દુનિયાંનું આતમપ્રતિબિંબ નિહાળીને કવીશ્વર દુનિયાંનાં હૈયાવેધક કાવ્યબાણ છોડતા.

એમ કરતાં કરતાં '૭૮ની સાલ ઉતરી.

એવામાં અમદાવાદમાં હોપસ્ટન કરીને સિવિલ સર્જન હતા. નેત્રરોગોની નિષ્ણાતકીર્તિવન્તા હતા. અનેકને એમણે આંખો આપી હતી. ડૉ. હોપસ્ટનને બીડું ઝડપ્યું ને કવીશ્વરને કહ્યું 'ત્હમારો મોતિયો મ્હને ઉતારવા દેશો?' પ્રકૃતિએ પહાડનિશ્ચયી દલપતરામ મોતિયો ઉતરાવવે બીરૂ

હતા. નેત્રરત્નોનાં મૂલ અનુભવથી જાણ્યાં હતાં કે રત્નો રમવા કાજે નથી. કીકીઓ કાપે તે સંઘાતી હશે ખરી ? પણ દલપતપ્રકૃતિ સદા વ્હાલપવશ હતી. મિત્રમંડળે પણ અનુબોધ્યા, વાળ્યા. છેલ્લા ઉપાય લેખે કવીશ્વર કબૂલ થયા. દાકતરે કહ્યું ઇસ્પિતાલમાં આવી રહેવું પડશે. પરવશતા કહો કે સગવડતા કહો—એ ય તે સ્વીકારી. '૫૫માં જે ઈસ્પિતાલના ખાતમુહૂર્તમાં પોતે હતા એ ઇસ્પિતાલમાં દલપતરામે જઈ વાસો કીધો.

પણ બધા યે ગોળીબહાર ફુલઝારીમાં વાગે એવો નિશાનબાજ કો જોયો—જાણ્યો છે ખરો ? દેશનાં દુર્દૈવ હશે, હરિઇચ્છા હવે સંકેલવાની હશે; દાકતરનો શ્રમ મિથ્યા થયો. દાકતરે પ્રભુના નવરા વારે નસ્તર લીધું હતું. દલપતરામે જમણી આંખ ધરી હતી. પણ તિથિ હતી દક્ષિણાયનની છેલ્લી તિથિ, ૧૧મી જાનેવારી. ઉત્તરાયણની પ્હેલ્લી તિથિ ન્હોતી. મુહૂર્ત જોવામાં એક તિથિ કોક ભૂલ્યું હતું. મોતિયો કાચો ઉતર્યો ગયાં તેજ આવ્યાં નહિ. જમણી આંખ સમૂળગી ગઈ. આંખોમાંની પીડા ઓર વધી પડી. સણકા ઉપડયા. એ સણકાઓ નીચે દન્તાવલિમાં ઉતર્યા, ઉપર મસ્તકશિખરે ચ્હડયા. બેઠાં બેસાય નહિ, સૂતાં સૂવાય નહિ. કાંઇ ચેન જ પડે નહિ. સ્વસ્થતા ઓસરી ગઈ. જડ જોવાતું ન્હોતું; માનસિક દર્શને ક્ષણભર અલોપ થતું ભાસ્યું. પખવાડિયુક ધીરજની પાળ અખંડિત રહી, પછી તૂટી પડી. કાગળ મંગાવ્યો. મંહી કાંઈક લખાવ્યું. આંખો મીચી અધૂકડે અક્ષરે સહી કરી. '૭૮ની આખર સૂધી સોસાયટીનાં પગથિયાંની રજ કવીશ્વરે પૂજી હતી.

'૭૯ને જાનેવારી ઉતરતાં ઈસ્પિતાલમાંથી દલપતરામે સોસાયટીને રાજીનામું મોકલાવ્યું.

પચ્ચીશેક વર્ષ પૂર્વે લીધેલું સાહિત્યસંન્યાસનું વ્રત એમ કવીશ્વરે ઉજવ્યું. મિત્રની કથ્થગાહને ઇસ્પિતાલમાંથી નમસ્કાર કીધા. સાદરેથી આવતાં વનવગડે જાગેલા વિચાર તરંગો તરંગો જ ન્હોતા રહ્યા, આયુષ્યની જયસિદ્ધિ થઈ અમદાવાદના નગરચોક વચ્ચે ચિરસ્થાયી જડાયા હતા. સોસાયટીની પૂંજી આવ્યા ત્હારે સાતેક હજારની માંડ હતી; ગયા ત્હારે ચાળીશેક હજારની થાપણ ને ચોવીસસોકની વાર્ષિક આયપત મૂકીને ગયા. ને એ પચ્ચીસીમાં દલપતકીધી સાહિત્યભંડોળની સમૃદ્ધિનો સરવાળો કોણ ઉચ્ચરશે? સોસાયટીને ને ગુજરાતને મ્હોરાવી ફૂલાવી ફળાવી દલપતરામે પ્રવૃત્તિજીવન સંકેલ્યું. નિત્ય જતા એ નગરચોકમાંથી નિવૃત્તિ લીધી. રોજબરોજ રાજનગરની જનતા ગુજરાતના કાવ્યદીવડાને દેખતી; એ કાવ્યદીવડાનાં નિત્યદર્શન નગરચોકમાંથી ગયાં.

ફેબ્રુઆરીમાં સોસાયટીની કાર્યવાહક સભા મળી. શોક કીધો, વિનયવિવેક ઉચ્ચાર્યો. રૂપિયા ઉપર સીક્કો પડે એવું બુદ્ધિપ્રકાશ ઉપર પચ્ચીશેક વર્ષોથી બિરાજતું કાવ્યસિક્કારૂપ દલપતનામ માર્ચ માસથી સદાનું અલોપ થયું.

પાએક સદી શોભાવી કવીશ્વર સોસાયટીની સાહિત્યગાદીએથી ઉતર્યા.

કવીશ્વર સોસાયટીમાંથી ગયા તે જાણે સોસાયટીનું કાવ્યસિંહાસન સંગાથે લઈને ગયા.

સોસાયટીની ગાદીએથી દલપતરામ ઉતર્યા, પણ સરસ્વતીના સિંહાસનેથી ઉતર્યા ન્હોતા કે જનતાના લોકહૈયાના સિંહાસનેથી યે ઉતર્યા ન્હોતા. નોકરી ત્યાગી; કવીશ્વરે કવિતાને પરિત્યાગી ન્હોતી. રાજસન્માનો ને લોકસન્માનો તો કવીશ્વર ઉપર હવે વર્ષવાનાં હતાં પણ એ સહુ આ જીવનકથાગ્રન્થના ત્રીજા ખંડનો કથાભાગ છે.

સોસાયટીના ઉપમન્ત્રીની ગાદી પછી ડોલમડોલા થઈ. પછીના વીશેક વર્ષોમાં વીશેક ઉપમન્ત્રીઓ આવ્યા અને ગયા. સ્થિતપ્રજ્ઞની સ્થિરતાને યે જાણે કવીશ્વર સંગાથે લઈને ગયા.

કવીશ્વર ગયા. સોસાયટીની કાવ્યકલા ઝંખવાઈ. પછીના છ-છ દાયકાઓ વીત્યે યે ફરી પાછા એ કવિતારંગ સોસાયટીની ઓફિસમાં કે બુદ્ધિપ્રકાશમાં જામ્યા નથી. પગલે પગલે કાંઈ હીરા જડતા નથી કે ડગલે ડગલે કાંઈ દલપતરામ જડતા નથી.

એવામાં મુંબઈના ગવ્હર્નર સર રીચર્ડ ટેમ્પલ કાઠિયાવાડની મુસાફરીએથી પાછા વળતા હતા સર રીચર્ડના મન્ત્રીએ અમદાવાદના કમીશ્નરને લખ્યું કે આ મુસાફરીમાં ગવ્હર્નર સાહેબે કવીશ્વર દલપતરામના કીર્તિબોલ બહુ સાંભળ્યા છે. પોતે અમદાવાદ મુકામ કરવાના નથી, પણ કલાકેક રોકાવાના છે તો કવીશ્વરને કહીને રેલ્વે સ્ટેશને મેળાપ કરાવશો. કમીશ્નરે આસિસ્ટન્ટ કમીશ્નરને કવિનિવાસે સન્દેશો લઈને મોકલ્યા. ત્હાં તો એમણે દલપતદશા આવી જોઈ. આંખે અપંગ, દેહે દુર્બળ, શક્તિના ઓ-

દીઠા. ઘોડાગાડીમાં યે બેસી જવાય એવું ન હતું. પણ જીવ દીઠો દ્રઢપ્રતિષ્ઠિત; કાળને યે ઘડીક કહે કે ઉભો રહે—એવો. મુરઝેલી દીઠી; આસિસ્ટન્ટ કમીશ્નર મૂંઝાયા. કવીશ્વરને યે થયું કે ઉત્કંઠ છે એમને મળવું તો જોઇયે. 'મામલતદાર આવ્યા ને મારગ કાઢ્યો. ભોઈવાડામાંથી છઆઠ ભોઈઓને બોલાવ્યા, નગરશેઠનો મેનો મંગાવ્યો. પાલખીમાં દેવને પધરાવે એમ ગુજરાતના કવિતાદેવને મેનામાં પધરાવી ગવ્હર્નરની મુલાકાતે લઇ ગયા. ખ્રીસ્તીઓનો દેવવાર હતો, ફેબરવારીની આખર પૂર્વની તિથિ હતી. રેલગાડીની લગોલગ મેનાને ગોઠવ્યો. સર રીચર્ડ ઉતારીને કવીશ્વરને મળવાને મેને ગયા. કહ્યું: કીર્તિ બહુ સાંભળી આવ્યો. દેશના મણિ છો. દલપતરામે કહ્યું: હવે તો ખડેર છું; આંખે અપંગ ને દેહે દૂબળો. સહુ સંભાળ લ્યો છો તે આભારી છું. ગવ્હર્નરે આશ્વાસનવચનો કહ્યાં કે શરીર ઝંખવાય, પણ તેથી કવિતા ઝંખવાતી નથી. વિલાયતમાં યે મિલ્ટન કરીને કવિવર થઈ ગયા. આંખે અપંગ હતા, પણ ધાર્મિક મહાકાવ્ય લખી ગયા. આપ પણ હજી ઘણું લખશો. પછી રા. બ. બ્હેચરદાસ લશ્કરી કને ઉભા હતા ત્હેમની ભણી વળી સર રીચર્ડ ભલામણબોલ બોલ્યા કે નગરીનું નાક છે; જતન કરજો. એવાંનાં તેજે ઉજળા છો.

પછી મેનાના હિન્ડોળે હીંચકતા કવીશ્વર ઘેર ગયા. દેહદુઃખો કોઈ લેઈ લેતું નથી; પણ ભાવનીતરતા આશ્વાસનબોલે દુઃખભાર હળવા તો થાય છે.

આ વેળા કવીશ્વરને નેત્રપીડા અડધુંક વર્ષ રહી.

૧૮૪૮ની નાતાલમાં સોસાયટી સ્થાપવાને કારણસે પચ્ચીશેક સાહિત્યરસિકોનું મિત્રમંડળ ન્હોતર્યું હતું. ત્હેમાં એકબે ગુજરાતી હતા, અન્ય સહુ ઇંગ્રેજો હતા. અને તેથી એ ઇંગ્રેજપુત્રીનું નામ ઇંગ્રેજી પડ્યું છે. પેલાં પીંપર ઉપરનાં પંખીડાંની પેઠે પરદેશીઓ સહુ પછી નિજનિજને પન્થે પળ્યા; પણ એક દેશી પદ્માસન વાળીને બેઠો,, સોસાયટીને અજરામર કીધી, અને પોતે અજરઅમર થયો. લાફ્બો દેશીઓમાંથી એકને વીણવામાં કારણસે ભૂલ ખાધી ન્હોતી. કારબસવીણ્યું મોતી મહામૂલું નીવડ્યું. ભૂતનિબન્ધનું સોસાયટીનું પહેલવ્હેલું જાહેરસ્પર્ધાનું સાહિત્યઇનામ જીતનાર દલપતરામ. દલપતરામ સોસાયટીનો ગ્રન્થભંડાર ભરતા, છાપામાં લખતા, છાપખાનાને પ્રજાજાણીતું કરતા. સોસાયટીને માટે પછી દલપતરામે સાહિત્યસંન્યાસ લીધો. સોસાયટીની કન્યાશાળાને પછી કવીશ્વરે બાદશાહી ટંકશાળમાં શાળાવાસ અપાવ્યો, ગ્રન્થભંડારને ભદ્રના ચોકમાં પછી ગ્રન્થાલય અપાવ્યું. રાજામહારાજાઓને રીઝવી કવિતારસિયા કર્યા, શેઠશાહુકારોને રીઝવી સાહિત્યસહાયતા આણી, અને એમ સોસાયટીમાં કવિતાના ને ધનના ઢગલા કીધા. પોતાના યે ગ્રન્થોના કોપી રાઇટોના સર્વે હક્ક કારબસની સોસાયટીને સોંપ્યા, ને સોસાયટીને એમ સાહિત્યસમૃદ્ધ ને લક્ષ્મીસમૃદ્ધ કીધી. મરવા પડેલી સોસાયટીને કવિતારસની ને હિરણ્યગર્ભની ગોળી પાઇને કવીશ્વરે જીવાડી; શબ્દકોશને માટે વીણી વીણીને શબ્દસંચય કર્યો; બુદ્ધિપ્રકાશને ગુજરાતપ્રિય કીધું. શાહાનશાહ જહાંગીરશાહના સ્વર્ગવાસ પછી અઢાર વર્ષભર બાદશાહી શાહદરાના લાહો-

રના મુકબરાની મુબારકુ શાહાનશાહણુ નૂરજહાંન થઈને રહી હતી; ફારબસના સ્વર્ગવાસ પછી એમ ચૌદ વર્ષો મિત્રવિરહી દલપતરામ મુબારકભાવે ફારબસની કબ્રગાહ સોસાયટીનું જતન કરતા, અને ઉત્તરક્રિયાની ત્રયોદશાની જેમ, વર્ષે વર્ષે એક એક શ્રાદ્ધ સારવતાં ચૌદમે વર્ષે વિરામ્યા. ’૪૮થી ’૭૮–ત્રીસ વર્ષભર કવીશ્વરે સોસાયટીને પાળી પોષી ઉછેરી દેશવિખ્યાત કીધી. એ ત્રણ દાયકા ગુજરાતનું સાહિત્યસિંહાસન સોસાયટીમાં હતું. અને એ સિંહાસને દલપતરામ દેશના સાહિત્યદેવ હતા. લાખોમાંથી ફારબસે એક હીરો પારખ્યો હતો; અને એ સાચો હીરો નીવડયો.

ગુર્જરઈતિહાસે ફારબસ કોક અજબ પુરુષ હતો. બોલતો એથી એ આલોચતો અધિકું; કરતો એથી એ જોતો ઝાઝેરૂં. પાટણના જૈનઉપાશ્રયોએ જઈ ગ્રન્થભંડાર ઉઘડાવી ઇતિહાસો શોધતો ફારબસ; ઈડરમાં કવિજનોનો મેળો ભરી, કવિમંડળ વચ્ચે કવિમિત્ર સંગાથે વિરાજી, ગુર્જર કવિઓને શાલપાઘના સિરપાવો નિવાજતો ફારબસ; મોઢેરાની શીલ્પભરી સીમમાં ધખધખતો ગોળો ઉપાડવાનો ન્યાયપ્રયોગ નકારતો, છતાં આશ્ચર્ય જોવાને કરાવતો, ફારબસ; દાંતાથી આરાસુરી અંબાએ કચેરીમંડળને સહકુટુંબ યાત્રાએ લઈ જતો ને ‘ ફારબસ સાહેબનો સંઘ ’ કહાડતો સંઘપતિ ફારબસ; હાથમાં કમ્પાસ લાકડી ને પૈસાની થેલી લઈ મહીકાંઠાના અજાણ્યા વનવગડામાં એકલડો વિચરતો ફારબસ; ઉંડાં વાંઘાંઓના સાદરાના સાબરતીરે અહમદશાહના બાદશાહી કિલ્લાખંડેરમાં રાજાઓના રાજા જેવો વિરાજતો

પોલિટિકલ એજન્ટ ફારબસ; 'સોરઠમાં મૂકો તો બઢતી નહિ માગું' એમ મુંબઈ સરકારને લખતો, બીજી રાસ માળાના નિષ્ફળ નવમનોરથો સેવતો, ફારબસ; મુંબઈમાં બીજી ગુજરાતી ફારબસસભા સંસ્થાપતો ફારબસ; અમદાવાદ સૂરત મુંબઈમાં શાળા પુસ્તકશાળા છાપું છાપખાનું સભા સ્થાપતો ફારબસ; ગુજરાતના સદ્ધર્મનિષ્ઠ બ્રહ્મર્ષિ સમીપે શિષ્યભાવે શિર ઝૂકાવી ભણવા બેસતો રાસવિદ્યાર્થી ફારબસ; નવયુગના એ આદિ કાવ્યર્ષિ–વાલ્મીકિને ઓળખી, સન્માની, ભાવનગર ઈડર અમદાવાદ સૂરત મુંબઈમાં સન્માનાવતો ફારબસ; અને છેલ્લેછેલ્લે મરણપથારીમાંથી યે એ ૧૯મી સદીના સુદામાનો સંસારભાર ઉતરાવતો ફારબસ: ગુર્જરઈતિહાસે એ ઇતિહાસચિત્ર વિરલ નથી? ફારબસ મહાનુભાવ હતો, ને મહાનુભાવને એણે ઓળખ્યાપ્રીછ્યા. રાજવી કે હાથી હાથીને પ્રીછે ને પાળે.

> ફરી હવે ફારબસ જેવો રે
> અમલદાર ક્યહાં મળે એવો?

કવીશ્વરની એ કાવ્યઅતિશયોક્તિ નથી. ગુજરાત! મહ્‌કાળને પૂછજે. કાળ એ દલપતપ્રશ્નનો કોક દહાડો ઉત્તર આપે તો ભલે.

રાજા અને પ્રજા, રંક અને લક્ષ્મીપતિ, બાળ અને બાળિકા, નર અને નાર, શહેર કસ્બા અને ગામડાં: સૂરત ને દાંતાથી જૂનાગઢ ને વડોદરા-ચોખૂટ ગુજરાતે ગાયેલો ઝીલેલો પૂજેલો આપણા નવસાહિત્યનો એ દલપતયુગ; અને એ યુગના એ દલપતદેવ.

હુન્નરખાનની રહડાઇ સમા નવીન ભાતના કાવ્યવિષયો, સસ્કૃત વૃત્તોના ગુજરાતી પરિચયની નવીન છન્દસામગ્રી, સાદી મગ્ળ દૂધમીઠડી લોકવાણીની નવભાવરંગીલી ભાષાસજાવટ, આપણા રસશાસ્ત્રમાં સ્વદેશવાત્સલ્યના એકાદશમા રસની નવઉમેરણઃ દિશાઓના દરવાજા ઉઘાડે એમ કવીશ્વરે કાવ્યદિશાઓના દરવાજાઓ ઉઘાડયા. સરકારે શારદાપીઠ સ્થાપી, શાળાખાતુ સ્થાપ્યુ, ગામેગામ શાળાઓનાં સરસ્વતીમન્દિરો સ્થાપ્યાં દલપત પ્રજાપુરોહિતે પ્રજાનાં એ સરસ્વતીમન્દિરો સ્તોત્રાવલિઓ રચી રચીને કાવ્યઘોષણાઓથી ગજાવરાવ્યા. કાવ્યસશોધન, ઈતિહાસસંશોધન, સાહિત્યપ્રચાર, કાવ્યામૃતનાં વર્ષણ, નવયુગનાં નવવાવેતર વાવવાને કવીશ્વરે દેશયાત્રાઓ કીધી, મહારાણી ગુજરાતી વાણીના વકીલ થઈને રાજદરબારોને પ્રબોધ્યા. હિન્દુ ખ્રીસ્તી પારસી ઇસ્લામીને ગુર્જરકવિતા પૂજતા કીધા, નવકવિતાને લોકસન્માનાતી કીધી. દેશસેવાવ્રતિયાંઓને કાજે દેશસેવાવ્રત સ્થાપ્યુ. અને એમ નવયુગના પ્હેરોડની મંગળા આરતીનાં દુંદુભિ ગજાવી દેશને જગાડયો, નવયુગનાં વહેણમાં વાળ્યો. આપણા નવયુગના બ્રાહ્મમૂહુર્તનો એ દલપતપ્રહર.

સંસ્કૃતિઓના સગમકાળ કંઈ સેંકે સેંકે આવતા નથી. ૧૨૯૭માં ઇસ્લામે ગુજરાતમાં સ્થાયી વાસ કીધો, ને હિન્દુઇસ્લામીઓ પાડોશવાસી થયા. એ પછી સ્હાડા પાંચસોક વર્ષે, ૧૮૪૮માં, ફરી વળી ગુજરાતે સંસ્કૃતિઓનો સંગમયોગ ઉગ્યો. એ સંગમયોગે લોકનોકાના સુકાની થઇ

કવીશ્વરે ગુજરાતના લોકમાનસને નવપ્રવાહમાં વાળ્યું બેસતા યુગને દલપતરામે ઓળખ્યો અને ઓળખાવ્યો. ઇતિહાસોના સદ્દંશોને સારવીસંરક્ષીને ને આવતાં પૂરના સદ્દંશોને તારવીસત્કારીને સંસ્કૃતિઓના સંગમઘાટે કવીશ્વરે લોકતીર્થ માંડ્યુ: એ દલપતયુગમાંનો દલપતરામનો કાવ્યદિગ્વિજય. હૈયાભાવની જળાધારીઓ ચ્હડાવી ચ્હડાવીને ગુર્જરજનતાએ પછી સંસ્કૃતિઓના સંગમઘાટના એ બ્રહ્મર્ષિને પરમાણ્યા, પૂજ્યા, કવીશ્વર કહ્યા. કવીશ્વરના એક નામે ત્હારે ગુજરાતભરમાં દલપતરામ ઓળખાતા. દલપતકવિતાના કાવ્યવિજયનો એ દલપતયુગ.

કવીશ્વરનો પ્રવૃત્તિધર્મ પૂરો થયો. દલપતકવિતાનાં માતૃદૂધ પી પીને ઉછરેલાં થનગનતાં દૂધમલિયાં વછેરાવછેરીઓ મયદાને પડયાં હતાં. નવગુજરાત સરજાયો હતો. નર્મદનાં વળતાં પાણીની ઓટવોયણુઓ ક્ષિતિજ પાછળથી સંભળાવા માંડી હતી. નવા અજવાળાંઅન્ધારાંનાં તેજપડછાયાઓ દેશમાં પથરાતાં હતાં. નવશારદાપીઠવર્ણી નવીનતર કવિતાની અરુણપગલીઓની પ્રગટતી રેખાવલિઓ અંખાવા માંડી હતી. ત્હો યે સાહિત્યકુંજોમાં ગોવર્ધનયુગ બેસવાને દાયકા જેટલી હજી દેરી હતી. અને એ ગોવર્ધનયુગમાં ય તે લોકહૈયે વિરાજેલા કવિતાદેવ તો હતા દલપતરામ.

દલપતરામનો પ્રવૃત્તિધર્મ પૂરો થયો. દલપતઆયુષ્યની સ્હાંજ પડતી હતી. પણ, પેલી બ્રહ્માની ઘડી જેવી, એ સ્હાંજે વીસેક વર્ષ લાંબી હતી.

ગળથૂથી કોણે કોણે પીધી નથી ? ગુજરાતમાં જેમણે ગળથૂથી પીધી નથી, ત્હેમણે દલપતકવિતા પીધી નથી.

કવીશ્વરે કવિતાલક્ષ્મીનું વીલ હવે કરવા માંડ્યું. '૭૮ની વર્ષામાં દલપતકાવ્યની જાહેરખબર છપાઈ. દલપતકવિતાનાં ઠામઠામ વેરાયેલાં કાવ્યફૂલડાં ને ફૂલપાંખડીઓ વીણાતાં હતાં, સંગ્રહાતાં હતાં, ગૂંથાતાં હતાં. ગુર્જર મહાપ્રજાને પ્રવૃત્તિમાર્ગમાંથી જતાં જતાં વધાવવાને દેશમાળીએ ફૂલછાબ સંભરવા માંડી. દલપતકાવ્ય મુંબઈમાં છપાવા માંડ્યું હતું.

અને એક અર્થે સંગ્રહ એટલે સમેટવું. ખરેખાત ! કવીશ્વર પ્રવૃત્તિજીવનને સમેટતા હતા.

સરોવરવિશાળો ભદ્રનો એ બાદશાહી ચોક. બાદશાહી જમાનામાં એ ચોકમાં કંઈ કંઈ વિજયમહોત્સવો ઉજવાયા હતા. દલપતયુગમાં ત્યહાં સાહિત્યમહોત્સવો ઉજવાતા થયા. એ ચોકમાં અમદાવાદનાં લોકપાળ દેવી સર્વકલ્યાણી ભદ્રકાળી વિરાજે છે. એ ભદ્રકાળીના ચોકમાં સંગાથે કવીશ્વરે નવયુગવિધાત્રી સરસ્વતી દેવીને સ્થાપ્યાં, ને જનતા કને પૂજાવ્યાં. પા સદીભર નિત્યનિત્યે એ સારસ્વતપૂજારી એ સરસ્વતીમન્દિરનાં પગથિયાં ચ્હડતો, ઘંટા વગાડતો, આરતી ઉતારતો, ધ્વજ ફરકાવતો. લોક ટોળે મળતાં, સરસ્વતીપૂજન કરતાં. એ સારસ્વતપૂજારી ૧૮૭૯ બેસતાં ભદ્રના ચોકમાંથી વહ્યો ગયો. નવસાહિત્યના આપણા ધર્મરાજ યુધિષ્ઠિરે જાણે ગંગા ઓળંગી, હસ્તિનાપુર છોડ્યું, ને હિમશિખરોના શાન્તિઘાટની વાટ લીધી.

પચ્ચીસે વર્ષે ભદ્રકાળીનો ચોક કવીશ્વરસૂનો થયો.

પણ જતાં જતાં યે એ કવિતાદેવ ભરી ભરી નિજ દલપતકાવ્યની કવિતાછાળથી ગુજરાતને વધાવીને ગયા.

દલપતઆયુષ્યનો પ્રવૃત્તિમાસ પૂરો થયો.

કવીશ્વર દલપતરામના પ્રવૃત્તિજીવનનો પૌર્ણમાસિક કવિતાયજ્ઞ એટલે દલપતકાવ્ય.

પૂર્ણિમાનો ચન્દ્રમા સોળે કળાએ પ્રકાશ્યો ને નિજ અમૃતમધુરી ચન્દની કાવ્યવર્ષા ગુજરાતભરમાં વરસાવીને ગયો.

પછી ગયો તે ગયો. કાળનાં પૂરમાં તરતો તરતો ગયો.



## પ્રકરણ ૨૨ મું, દલપતકાવ્ય

નિરખો મુજ મનની છબિ, ભલા પરીક્ષક ભાઈ!

દલપતકાવ્યની કવિતાછાબે ગુર્જરજનતાને વધાવી કવીશ્વર દલપતરામ વાનપ્રસ્થ થયા;પ્રવૃત્તિધર્મ સંકેલી લીધો.

દલપતરામ વાનપ્રસ્થ થયા એ જ સંવત્સરમાં દલપતકાવ્ય છપાયું. કવીશ્વર પોતે દલપતકાવ્યને 'મુજ મનની છબિ' કહે છે.

પરમાર્થ દૃષ્ટિએ સૃષ્ટિ જ જેને નાટક હતું ત્હેને સંસ્કૃતિઓ અને સંસ્કૃતિઓના સંગમ પણ નાટક હતાં. પણ માનવીની મહામાનવતાનાં એ નાટક હતાં.

> येनेदं नाटकं सृष्टं सृष्टिरुपं प्रदर्षकम्,
> तं नत्वा मनसा, कूर्वे तस्य लीलानुकीर्तनम्.

> વિચિત્ર દેખાવ, વિચિત્ર વાણી,
> વિચિત્ર પોશાક, વિચિત્ર પ્રાણી;
> વિચિત્ર આ નાટક વિશ્વ નામ,
> પેદા કર્યું તે પ્રભુને પ્રણામ.

એ મંગળાચરણથી આરંભાતા દલપતકાવ્યથી ગુજરાતને વધાવી દલપતરામ વાનપ્રસ્થ થયા. દલપતમંગળાચરણ એટલે ગ્રન્થનો સારોદ્ધાર કે દિશાસૂચન એ આપણે જોયુંજાણ્યું છે.

નરસિંહ મહેતા સમા વૈષ્ણવ કવિવરનું એ મંગળાચરણ છે. 'બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે' એવું આ સૃષ્ટિરૂપી નાટક છે. મૂળતત્ત્વે એનો ખેલન્દો યે નટવર, એનો

ચેખન્દો યે નટવર. સ્વામી નારાયણ સંપ્રદાયમાં માનસી પૂજાને ઉત્તમ ભાખી છેઃ એ ધર્મોદેશને અનુસરી એ નટવરને કવિ મનસા પ્રણમે છે. સકળ સૃજનવિસ્તાર તો એ નટવરની લીલા છે, અને કવીશ્વરનું દલપતકાવ્ય એ બ્રહ્મલીલાનું અનુકીર્તન છે. નાના વિધની ચિત્રવિચિત્ર એ લીલા ને લીલાનું અનુકીર્તન કેવાંક છે! પ્રહર્ષપ્દમ્. સહુ વૈષ્ણવ કવિવરોને સૃજનવિસ્તાર આનન્દરૂપ જ હોય; દલપતરામને પણ 'અધિક હર્ષદા' છે. એ બ્રહ્મલીલાના અનુકીર્તનનો કાવ્યગ્રન્થ છે દલપતકાવ્ય; અને તે ગુર્જર-મહાપ્રજાને પ્રહર્ષદમ્ નીવડો!

કવીશ્વરોની નાન્દીઓ એટલે કાવ્યનું મધ્યબિન્દુ. ફૂવારાની ધારાઓના જેવી, એમાંથી પછી, ત્રિજ્યાઓ ફૂટે. દલપતકાવ્યની નાન્દી એટલે દલપતકાવ્યનો મધ્યવતી ને ચક્રવતી બ્રહ્મમન્ત્ર.

કવીશ્વર કહે છે કે દલપતકાવ્ય એટલે બ્રહ્મલીલાનું અનુકીર્તન.

ઈસ્વી ૧૮૭૮ના ઉત્તરાર્ધના એક બુદ્ધિપ્રકાશઅંકમાં દલપતકાવ્યના પ્રકાશનની જાહેરખબર છપાઈ. દલપતરામ ત્‍હારે વન ઉતર્યા હતા—૫૯મું વર્ષ ચાલતું હતું. નેત્રો તો જાણે છેલ્લી વારકી વિદાય લેતાં હોય એમ વર્તતાં. વાનપ્રસ્થ લેવાની પરવાનગી કાજે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના કાર્યવાહક મંડળને ઈસ્પિતાલમાંથી જ અરજી દલપતકાવ્ય છપાતું હતું ત્‍હારે, અપાઈ ગઈ હતી. આશ્રમ પલટાની પગથીઓના પડઘા દલપતરામને સાવ નજીક

સંભળાતા હતા. અમદાવાદ આવ્યે દલપતરામને ત્યહારે ત્રણ દાયકાનું અડધું આયુષ્ય વીત્યું હતું, અને આયુષ્યપદ્મની વિખરાયેલી પાંખડીઓ સમી એ ત્રણ દાયકાની દલપતકવિતાઓ જીવનવાડીની ભિન્ન ભિન્ન ક્યારીઓએ વેરાયેલી પડી હતી. નિજ કવિતાવેલડનાં પલ્લવપુષ્પોનો સંગ્રહ કરી છપાવવાનું દલપતરામને વર્ષોથી ઘોળાયાં કરતું હતું. કાવ્યલેખન એટલે પ્રેરણાપ્રસાદ, ને કાવ્યપ્રકાશન એટલે લક્ષ્મીપ્રસાદ. ઉત્તરાવસ્થામાં યે દલપતરામ એવા ધનાઢ્ય ન હતા કે મનોરથ થાય એટલે માણે. પણ સરસ્વતીની સદ્ભાવનાઓને લક્ષ્મીજી જળઝારા છાંટી સદા પાંગરાવશે એવાં વિષ્ણુ ભગવાનનાં વરદાન છે.

દલપતકાવ્યની પ્રકાશનકથા સ્વયં દલપતરામ કહે તે ઠીક પડશે. કવીશ્વર લખે છે કેઃ 'દફ્તરઆશકારાવાળા તથા શેઠ શાહપુરજી સોરાબજી બંગાળી તથા શેઠ મંગળદાસ નથુભાઈ અને શેઠ લક્ષ્મીદાસ ખીમજી વિગેરે ઘણા સદ્ગૃહસ્થોના કાગળો આવતા કે તમારી કવિતાના સંગ્રહનું પુસ્તક છપાવી પ્રગટ કરો. તે ઉપરથી ઈ. સ. ૧૮૭૮ની સાલમાં મુંબાઈના યૂનિયન પ્રેસના માલિક શેઠ નાનાભાઈ રૂસ્તમજી રાણીના (શ્રી કરસનદાસ મૂળજીના ભેડીદાર)ની સાથે તે પુસ્તક છપાવવાનો ઠરાવ કર્યો.' 'પછી તા. ૧૦મી માહે સપટંબર સને ૧૮૭૮ને રોજ દલપત-કાવ્યનાં હેંડબીલ છપાવ્યાં, ને બુદ્ધિપ્રકાશમાં જાહેરખબર છપાવી. તે પુસ્તકની કીંમત રૂપીઆ છ રાખી હતી, તે અગાઉથી ગ્રાહક થઈ લેનાર પાસેથી; પણ પાછળથી લેનાર પાસેથી આઠ રૂપીઆ કીંમત ઠરાવી હતી. તે હેંડબીલ

બહાર પડયાં એટલે થોડી મુદતમાં છસેં અગણુએંશી સહીઓ આવી. તેમાં દિલ્લી આગ્રા કલકત્તા લાહોર પૂના વિગેરે ઘણાં ગામોમાંથી સહીઓ આવી હતી.' સાચે જ દલપતરામ મહાગુજરાતના કવીશ્વર હતા.

ઘણી પ્રસિદ્ધિ પામેલા સુધારાને આશરે આપનારા મુંબઈવાસીઓ નર્મદ બે ગણાવે છેઃ મંગળદાસ નથ્થુભાઈ ને લક્ષ્મીદાસ ખીમજી. (ધર્મવિચાર) ગહીપતરામ ને કરસનદાસ વિલાયત ગયા ત્હારે મંગળદાસે સહાયતા કરી હતી. દલપતરામને વારંવાર તેડાવતા, વાડીએ ઉતારતા, હારે માથેરાન લેઇ જતા. પચ્ચીસેક વર્ષોથી સર મંગળદાસ દલપતપરિચિત હતા. 'મુંબઈના સર મંગળદાસ નથુભાઈને તથા શેઠ લક્ષ્મીદાસ ખીમજીને તે પુસ્તક (દલપતકાવ્ય) અર્પણ કર્યું શેઠ લક્ષ્મીદાસનો કાગળ આવ્યો હતો કે તમે તમારૂં પુસ્તક છપાવવાની ગોઠવણ કરી અમને લખશો એટલે મેં તથા સર મંગળદાસ નથુભાઈએ તમારા તમામ કાવ્યના પુસ્તકને તમે છપાવો તેની મદદ દાખલ રૂપીઆ પાંચસો આપવા કબૂલ કરેલા છે તે અમો બન્ને જણના મળી રૂ. ૧૦૦૦) એક હજાર મોકલી આપીશું.'

ગુજરાત બેકદર છે? કે ગુજરાતને બેકદર કહેનારાંએ બેકદર છે?

સને ૧૮૭૯માં, કવીશ્વરના ૬૦મા વર્ષમાં દલપતકાવ્ય પ્રગટ થયુ. એની ૧૦૧૦ પ્રતો છપાવી હતી. છપામણીખર્ચ ગુજરાતના બે લક્ષ્મીપુત્રોએ આપ્યુ હતું, એટલે દલપત કાવ્યે દલપતરામને પાંચેક હજાર રૂપીઆ આપ્યા. ગુજરાત

એકદર નથી; ગુજરાતને એકદર કહી ભાંડનારાંઓ એકદર છે. ગુજરાત તો ગુણુપારખ છે.

દલપતકાવ્ય સમા મહાકાય કાવ્યગ્રન્થ પછી ગુજરાતે કેટલાક છપાયા છે?

૪૭૦ પાનાંના એ મહાગ્રન્થને અધી પાનાની 'સૂચના' રૂપે પ્રસ્તાવના છે, અને એને પાછલે પાને દલપતમેળવ્યા સાહિત્યપારિતોષિકોની નામાવલિ છે. કિયા પ્રકારની નિજ કવિતા આ કાવ્યસંગ્રહમાં સંગ્રહી છે, ને કિયા પ્રકારની નથી સંગ્રહી તે એ સૂચનામાં કહેલું છે. પોતે સરળ ને મીઠી ભાષા શા કારણે લખે છે એનું સ્પષ્ટીકરણ પણ 'સૂચના'માં છે કે 'મને ઘણા ભાઈઓ ને બાઈઓએ એવી ભલામણ કરેલી કે તમારે જેમ બને તેમ સહેલી ગુજરાતી ભાષામાં કવિતા રચવી. ને ખરી વાત છે કે વધારે મીઠાશ તેવી ભાષામાં હોય છે.' પછી સહાયકોનું આભારદર્શન છે. ને છેલ્લે એક લીંટી છે કે 'જૂદે જૂદે ઠેકાણેથી આ કવિતાઓનો સંગ્રહ કરવા વિગેરે કામમાં ભાઈ બુલાખી કાળીદાસે સારી મહેનત લીધી છે.'

કવીશ્વરનો કાવ્યસંગ્રહ એકઠો કરવાને કાલિદાસપુત્ર પધાર્યા હતા!

બુલાખીદાસ એટલે પ્રજ્ઞાચક્ષુ દલપતવ્યાસજીના લહિયા ગણેશજી.

૨૦મી સદીમાં અલોપ થતી બુલાખીદાસ એક અનોખી વ્યક્તિ છે. બુલાખીદાસ એટલે આછે ધને ને અધિકે સન્તોષે ધનવન્ત. વર્ષો પર્યન્ત માસિક રૂ. ૪થી અમદાવાદની મ્યુનિ-

સિપલ ગુજરાતી શાળામાં બુલાખીદાસ શિક્ષક હતા; આજ એટલું પેન્શન મળે છે. દલપતરામના જ રંક પગારમાંથી દલપતરામ બુલાખીદાસને કેટલુંક આપતા હશે ? ગુજરાતી બીજા ધોરણમાં આ ચરિત્રઆલેખકના બુલાખીદાસ શિક્ષક હતા. દલપતરામના ઘરનું મુનીમની રીતનું કામકાજ કરતા, ને ઘરના અંગ જેવા હતા. બુલાખીદાસ એટલે જાણે અમારા છઠ્ઠા ભાઈ. બાર વર્ષના હતા ત્‍યહારથી દલપતરામ કને રહ્યા હતા; ટ્રેનિંગ કૉલેજમાં ને હાઈસ્કુલમાં બુલાખીદાસ કવીશ્વરને દોરી ખૂરશીએ લઈ જતા. આજ-૧૯૩૮માં આઠ દાયકાની આયુષ્યઅવધિને સીમાડે, પેલી દલપતકાવ્યમાંની ડોશીની પેઠે ‘ જુવાની ક્યાં જતી રહી ’ તે શોધતા, સંસારને આરે બુલાખીદાસ ઉભા છે. દલપતજીવનકથાની નોંધપોથીઓ ચોક્ખે અક્ષરે લખવાની હતી ત્‍યહારે રાજકોટ અમારે ત્‍યહાં આવીને બુલાખીદાસે એ ગુરુધર્મ પાળ્યો હતો. એમની ગુરુભક્તિ અથાગ અનન્ત અવિરામ છે. દલપતશિષ્યો ઘણાખરા મહાન ગુરુભક્તો હતા. બુલાખીદાસ એટલે પ્રમાણિકતાની મૂર્ત્તિ: ચોક્ખો હાથ ને ચોક્ખી જીભ. દલપતરામની લાડકી પુત્રી વીજકુંવર પટારાને તાળુ વાસે એ દલપતપટારાની કૂંચીઓ રહે બુલાખીદાસને ઘેર ને ત્‍યહાં સચવાય. દલપતકુળના કારભારી લેખે સહુ કુટુંબીજનો બુલાખીભાઈ કહી એમને માન આપે. કવિકુળની કુળવધૂઓ જેઠ તરીકે બુલાખીભાઈની લાજ કહાડે ને મર્યાદા પાળે. દલપતપુત્રથી યે અધિકી ઘરમાં એમની હાક વાગતી. જૂનો મુનીમ એટલે કુટુંબનો થાંભલો: જૂનવટનો એ ભાવ હોય ત્‍યહાં ત્‍યહાં સાઠપાંસઠ વર્ષના અખંડ કુલસંબંધ બન્ધાય

બેકદર નથી; ગુજરાતને બેકદર કહી ભાંડનારાંઓ બેકદર છે. ગુજરાત તો ગુણપારખ છે.

દલપતકાવ્ય સમા મહાકાય કાવ્યગ્રન્થ પછી ગુજરાતે કેટલાક છપાયા છે ?

૪૭૦ પાનાંના એ મહાગ્રન્થને અધો પાનાની ‘સૂચના’ રૂપે પ્રસ્તાવના છે, અને એને પાછલે પાને દલપતમેળવ્યા સાહિત્યપારિતોષિકોની નામાવલિ છે. કિયા પ્રકારની નિજ કવિતા આ કાવ્યસંગ્રહમાં સંગ્રહી છે, ને કિયા પ્રકારની નથી સંગ્રહી તે એ સૂચનામાં કહેલું છે. પોતે સરળ ને મીઠી ભાષા શા કારણે લખે છે એનું સ્પષ્ટીકરણ પણ ‘સૂચના’માં છે કે ‘મને ઘણા ભાઇઓ ને બાઇઓએ એવી ભલામણ કરેલી કે તમારે જેમ બને તેમ સહેલી ગુજરાતી ભાષામાં કવિતા રચવી. ને ખરી વાત છે કે વધારે મીઠાશ તેવી ભાષામાં હોય છે.’ પછી સહાયકોનું આભારદર્શન છે. ને છેલ્લે એક લીટી છે કે ‘ જૂદે જૂદે ઠેકાણેથી આ કવિતાઓનો સંગ્રહ કરવા વિગેરે કામમાં ભાઈ બુલાખી કાળીદાસે સારી મહેનત લીધી છે.’

કવીશ્વરનો કાવ્યસંગ્રહ એકઠો કરવાને કાલિદાસપુત્ર પધાર્યા હતા !

બુલાખીદાસ એટલે પ્રજ્ઞાચક્ષુ દલપતવ્યાસજીના લહિયા ગણેશજી.

૨૦મી સદીમાં અલોપ થતી બુલાખીદાસ એક અનોખી વ્યક્તિ છે. બુલાખીદાસ એટલે આછે ધને ને અધિકે સન્તોષે ધનવન્ત. વર્ષો પર્યન્ત માસિક રૂ. ૪થી અમદાવાદની મ્યુનિ-

સિપલ ગુજરાતી શાળામાં બુલાખીદાસ શિક્ષક હતા; આજ એટલું પેન્શન મળે છે. દલપતરામના જ રંક પગારમાંથી દલપતરામ બુલાખીદાસને કેટલુંક આપતા હશે ? ગુજરાતી ત્રીજા ધોરણમાં આ ચરિત્રઆલેખકના બુલાખીદાસ શિક્ષક હતા. દલપતરામના ઘરનું મુનીમની રીતનું કામકાજ કરતા, ને ઘરના અંગ જેવા હતા. બુલાખીદાસ એટલે જાણે અમારા છઠ્ઠા ભાઈ. બાર વર્ષના હતા ત્ય્હારથી દલપતરામ કને રહ્યા હતા; ટ્રેનિંગ કૉલેજમાં ને હાઈસ્કુલમાં બુલાખીદાસ કવીશ્વરને દોરી ખૂરશીએ લઈ જતા. આજ–૧૯૩૮માં આઠ દાયકાની આયુષ્યઅવધિને સીમાડે, પેલી દલપતકાવ્યમાંની ડોશીની પેઠે 'જુવાની કયાં જતી રહી' તે શોધતા, સંસારને આરે બુલાખીદાસ ઉભા છે. દલપતજીવનકથાની નોંધપોથીઓ ચોક્ખે અક્ષરે લખવાની હતી ત્ય્હારે રાજકોટ અમારે જ્હાં આવીને બુલાખીદાસે એ ગુરુધર્મ પાળ્યો હતો. એમની ગુરુભક્તિ અથાગ અનન્ત અવિરામ છે. દલપતશિષ્યો ઘણાખરા મહાન ગુરુભક્તો હતા. બુલાખીદાસ એટલે પ્રમાણિકતાની મૂર્ત્તિ: ચોક્ખો હાથ ને ચોક્ખી જીભ. દલપતરામની લાડકી પુત્રી વીજકુંવર પટારાને તાળુ વાસે એ દલપતપટારાની કૂંચીઓ રહે બુલાખીદાસને ઘેર ને ત્ય્હાં સચવાય. દલપતકુળના કારભારી લેખે સહુ કુટુંબીજનો બુલાખીભાઈ કહી એમને માન આપે. કવિકુળની કુળવધૂઓ જેઠ તરીકે બુલાખીભાઈની લાજ ક્હાડે ને મર્યાદા પાળે. દલપતપુત્રથી યે અધિકી ઘરમાં એમની હાક વાગતી. જૂનો મુનીમ એટલે કુટુંબનો થાંભલો: જૂનવટનો એ ભાવ હોય જ્હા ત્ય્હાં સાઠપાસઠ વર્ષના અખંડ કુલસંબંધ બન્ધાય

ને સચવાય. દલપતકાવ્યનો હસ્તલેખ એ અમારા ખુલાખી-ભાઈને હાથે લખાયો હતો.

પ્રયાગ નાગર (રી ?) જ્ઞાનવર્ધક સભાના મન્ત્રીજી । સરકારી કોલેજના પ્રોફેસર પંડયા લક્ષ્મીરામજીએ કવીશ્વરને દલપતકાવ્ય વિશે ત્હારે લખ્યું હતું કે

મહાશય !

આપનું અનુપમ કાવ્ય હોવાથી અમે સર્વ ઘણા સંતુષ્ટ થયા છીએ. આજ લગણ અમે આ દેશની વ્રજભાષાની કવિતા ઉત્તમ સ્હમજતા હતા. પરંતુ હવે અમને જણાયું કે આપનું કાવ્ય સર્વોપરી છે. ધન્ય છે આપના પરિશ્રમને; **કોટી કોટી ધન્યવાદ છે આપના સ્વદેશાનુરાગને.** આજ લગણ સર્વે કવિ શ્રંગાર રસની કવિતા કરે છે; જેથી હાની છે, લાભનો સ્પપ્નામાં પણ સંભવ નથી. આપના કાવ્યમાં વિશેષતા એ છે; તે સર્વોપરી છે. એ કાવ્યની જેટલી ગુણપ્રસંશા કરીએ તે સર્વે એના ગુણની આગળ થોડી છે.'

અતિશૃંગારી હિન્દી કાવ્યોથી થાકેલાએ દલપતકાવ્યમાં સ્વદેશવાત્સલ્યની કવિતાઓની નવી દિશા દીઠી ત્હારે એવો ધન્યવાદ ઉચ્ચાર્યો હતો. હુન્નરખાનની ચ્હડાઈ, જાદવાસ્થળી, સંપલક્ષ્મીસંવાદ રચીને છેક ૧૮૫૧થી કવીશ્વરે ગુજરાતી કવિતાની દિશા જ બદલી નાંખી હતી. પૂર્વનાં પાંચનો વર્ષમાં, શું વ્રજભાષામાં કે શું ગુજરાતી ભાષામાં, એવી કવિતા કેટકેટલીક રચાઈ છે ? દલપતે ગુર્જરકવિતાનો દિશાપલટો કીધો છે.

દલપતકાવ્ય દુર્લભ નથી, નવીન છે; ગુર્જરપ્રજાને દલપતકાવ્યે નવપ્રગતિને પન્થે વાળી. દલપતકવિતા નવયુગનાં વાવેતર વાવતી. દલપતકાવ્યનો ને દલપતરામનો મુદ્રામન્ત્ર Preserve નથી, Rebel નથી, Revolutionize નથી; Progress છે, Reform છે, Evolution છે. નવયુગના દલપતરામ સેનાની ન હતા, બ્રહ્મર્ષિ હતા. દલપતકાવ્યમાં સેનાનીના નહિ, બ્રહ્મર્ષિના બોલ છે.

મેઘદૂત કે ગીતગોવિન્દશૈલીનો નથી; દલપતકાવ્ય મહાભારતશૈલીનો કાવ્યગ્રન્થ છે. એના મુગટદેશે આપણા સંસ્કારના ને સંસ્કૃતિના મહાપ્રશ્નોની નવપર્યેષણા વિરાજે છે. બાણશય્યામાંથી નહિ, વાનપ્રસ્થાશ્રમને ઉમ્બરેથી સમર્પેલું દલપતકાવ્ય આપણા બેસતા યુગના યુગધર્મ ભાખતું શાન્તિપર્વ છે.

આયુષ્યને ૬૦ મે વર્ષે દલપતકાવ્યથી દલપતરામે ગુજરાતને વધાવ્યું.

દલપતરામ એટલે નવયુગના આદિ કવિ ને દલપતકવિતા એટલે નવયુગની આદિ કવિતા; એ નર્મદબોલ ને નવલબોલ તો પૂર્વે આપણે વાંચ્યા છે. ૧૮૫૨માં દયારામભાઈ વિદેહ થયા ને પ્રાચીન યુગ આથમ્યો. ૧૮૪૮માં દલપતરામ અમદાવાદ આવ્યા ને નવો યુગ બેઠો; આ કથાખંડના આદિ પ્રકરણોમાં એ આપણે જોયું છે. પછી કાવ્યના વિષય બદલાયા, પછી કાવ્યના છન્દ પલટાયા. ગુજરાતી કવિતાનો માનસપલટો થયો, કાયાપલટો થયો. નવલરામ કહે છે કે ગુજરાતને ને સ્વયં સૂરતને નવકવિ-

તાનો કાવ્યરસ ૧૮૫૧ મા પ્રથમ દલપતરામે પાયો આપણા બેસતા યુગની આદિ કાવ્યગુંજના તે દલપતરામ દલપતરામ એટલે આપણા નવયુગના વાલ્મીકિ

નરસિંહમા નથી, પ્રેમાનન્દમા નથી, દયારામમા નથી, પ્રાચીન કાવ્યપ્રદેશમા નથી, તે પ્રજાપ્રશ્નોની મીમાંસા દલપતકાવ્યમા, નવયુગની રસધારાઓ સમી, પ્રગટી નીકળી નરસિંહે જૂનાગઢ પડતુ દીઠુ, રા' માંડળિકના સિંહાસને મહમ્મદ બેગડાને બેસતો દીઠો, પ્રેમાનન્દે ઔરંગશાહને ને શિવાજી મહારાજને ગુજગતે ઘૂમતા દીઠા, દયારામે સારો ભરતખંડ રાતા રંગે રંગાતો દીઠો, કંપનીની સરકારના ઘોડા શ્રીરંગાપટ્ટનથી અટકકોટ પર્યન્ત દોડતા દીઠા એ યુગપલટાઓની પ્રજાગાથા કોઈ કે ક્યહાક ગાઈ હોય તો ભલે દલપતકાવ્યને પાને પાને નિજ યુગના યુગપલટાની ઇતિહાસકથા આલેખાયેલી છે ઘડાતા ઇતિહાસના રસસાગરના દલપતરામે કવિતાબાર ખોલ્યા. કાવ્યસૃષ્ટિને કવીશ્વરે કાળવિશાળ કીધી દલપતકાવ્યે ગુજરકવિતાના નવા આભ ઉઘડ્યા

દલપતકાવ્યની પ્રથમાવૃત્તિ, દેવપૂજાના સિંહાસનપાટ સમો, મહાકાય ગ્રન્થપાટલો હતો, જાણે શારદાની શારદપીઠિકા દલપતકાવ્ય ને નર્મકોશ સમી મહાકાય ગ્રન્થમૂર્તિઓ પછી આપણે ત્યહા કોકજ પ્રગટી હશે અવાક ઇચતુ થય, અને આરી સાગામાચી ભરીને બેસે એટલો પગથાર, જાણે સરસ્વતીજી સાગામાચીએ બેઠા! દર્શને જ દર્શનિયાને થાય કે કો મહાગ્રન્થ છે આપણા પ્રાચીન કે અર્વાચીન થોડાક કાવ્યગ્રન્થો એ સ્વરૂપે છપાયા હશે સ્વય દલપતકાવ્યની પછીની આવૃત્તિઓ છપાવનારે

એ ગ્રન્થદેહે છપાવી નથી. आकृति कथयति गुणान्; ગ્રન્થમૂર્તિમાં પણ ગ્રન્થકર્તાનું માનસ પ્રકાશે છે.

ધારાપુરીમાં ને અન્યત્ર પ્રાચીન મહાકાય બુદ્ધમૂર્તિઓ ભવ્યસ્વરૂપિણી ને મહિમાવન્તી છે, એવાં દલપતકાવ્ય ને નર્મકોશ મહાકાય ભવ્યસ્વરૂપી મહિમાવાન હતાં. જોતાં જ થાય કે ભારેખમ મોભી જામાધારી કો મહાજન આંગણે આવ્યા. સ્વચ્છ મોતીના દાણા જેવી અક્ષરાવલિ, છીપહૈયા સમા ઉજળા ચળકતા કાગળપાટ, વચ્ચે વચ્ચે ચિત્રકાવ્યો, પાને પાને ચોમેર ફરતી રેખાપટ્ટીઓની કિનારવેલઃ ચીતરેલા બાજોઠ સમું એ દલપતકાવ્યનું એકએક પાનું હતું; અને એ બાજોઠે બાજોઠે કવીશ્વરે સરસ્વતીસ્થાપન કીધું હતું.

સ્વામી નારાયણીય સ્વચ્છતા, સન્તની સાદાઈ, સજ્જનની સુઘડતા, મહાપુરુષનાં તેજ, કાવ્યાનન્દથી યે અદકેરો બ્રહ્માનન્દનો આનન્દઃ દલપતસુદ્રામાં હતાં તે એ દલપતકાવ્યની દેહમુદ્રામાં હતાં. ત્ય્હારના દલપતકાવ્યના દેહમાં દલપતમુદ્રાનું દર્શન છે.

દલપતકાવ્ય ઉઘાડતાં જ ઉઠીને જાણે આંખને વળગે છે તે તો દલપતરામનો અસ્ખલિત વહતો ભાષાપ્રવાહ; મીઠડો, નિર્મળો, જળસરળ, પૂરભરપૂર, શરદનાં નીતર્યાં સરિતવ્હેણ સરિખડો. આપણા મહાકવિઓમાં છે એવો ભાષાપ્રવાહ. નરસિંહમાં છે, મીરાંમાં છે, પ્રેમાનન્દમાં છે, દયારામમાં છે એ ભાષાપ્રવાહ. કલાપીના કેકારવમાં છે, કલાપીના વિરહમાં છે એ ભાષાપ્રવાહ. સમર્થ અખામાં નથી; વર્તમાન ગુજરાતનાં બે મહાકાવ્યો—નર્મકવિતામાં નથી કે સ્નેહમુદ્રામાં

નથી એ ભાષાપ્રવાહ. અખો નર્મદ ગોવર્ધન સમર્થ વિચારકો, સમર્થ સાહિત્યકારો હતા; કાવ્યભાષાની હથોટી એમને હાથે બેઠી ન હતી. પ્રાચીન કવિતા દલપતરામે બહુ વાંચી હતી, બહુ ગાઈ હતી, બહુ ઘૂંટી હતી. છેક ન્હાનપણથી કાવ્યગુચ્છ ગૂંથતાં ગૂંથતાં અંગુલિરેખાઓ કિરણ જેવી વાળી વળતી થઈ ગઈ હતી. રત્નપારખની હાથેળીમાં રત્નો રમે એમ દલપતરામની હાથેળીમાં શબ્દો રમતા દલપતશબ્દાવલિની ઝડીઓ ન્હોતી વરસતી; અવિરત ફૂલપાંખડીઓ ઝરમરતી હોય એવી સુગન્ધમીઠડી દલપતશબ્દાવલિની ઝરમર ઝરતી. દલપતકવિતાની મધુરપ નરસિંહમાં છે, દયારામમાં છે. ગુર્જરસુન્દરીની મીઠપ સમી ગુર્જરગિરાની મીઠપ, મોગરાના પરિમળ સરિખડી ગુર્જરવાગ્દેવીની લાક્ષણિક વૈશેષિક તત્ત્વભાવના, એ કવિવરોએ લોકગમ્ય કીધી છે. ફૂલપાંખડીની સૌરભસેરો ઉઘાડે એમ એમણે શબ્દપાંખડીઓના અર્થસૌરભ ઉઘાડ્યા છે.

ભાષ્યકાર વિના ઘરઘરમાં પ્રસરેલી દલપતકવિતા એક જ છે ગુજરાતની નવયુગની કુલવાસિની કવિતા. કેટલીક ગુજરાતી નવકવિતા કૉલેજોમાં જ રહી છે, કેટલીક શાળાઓમાં રહી છે, કેટલીક સ્ત્રીમંડળમાં રહી છે. દલપતકવિતા સંસારવાસિની છે, કુલવાસિની છે, સત્ત્વોન્મુખી છે.

દલપતકવિતા એટલે સુઘડ સોહાગણ, ગુજરાતની કુલવધૂ સરિખડી, કવિતા.

દલપતકવિતાનો ત્રીજો ગુણસૌરભ છે પ્રસાદ. પ્રાસાદિક કવિતા એ ઇશ્વરદત્ત પ્રેરણાજન્મી કવિતા. જે કુમાશ

ચન્દ્રની ચન્દનીમાં છે, કવિવરના હૈયામાં છે, એ કુમાશ કાવ્યની કવિતાચન્દનીમાં ચમકે તે પ્રસાદ. હૈયાની વાત્સલ્યભાવના પરિવાર ઉપર વરસે, પરબ્રહ્મનાં કૃપાજળ વિશ્વ ઉપર ઉતરે, એવી કવિઆત્માની અમૃતધારાઓ જનતા ઉપર નિર્ઝરે એ કવિતપ્રસાદ. દેવઆરતીનાં જેવાં અજવાળાં, એવાં કવિવરની શારદઆરતીનાં અજવાળાં તે કાવ્યપ્રસાદ.

> કે માગશરે મારગડે મળતાં;
> ભેળાં બેશી ભોજનિયાં કરતાં;
> હવે હરિ! કેમ નથી ગમતાં?
> આવો, હરિ! રાસ રમો, વ્હાલા!

એ કાવ્યકડી; કે આંબાની કુંપળો સમું, સાદામાં સાદુ, અણશણગારેલું, પ્રકૃતિસુન્દર આપણુ કીર્તન

> કાલે પરણાવશું ગોપી,
> કુંવરને કાલે પરણાવશું ગોપી.
> કાનકુંવર મ્હારો ઘોડે ચ્હડશે;
> લીલા વાઘા ને પીળી ટોપી,
> કુંવરને કાલે પરણાવશું ગોપી.

અથવા તો મીરાંનું બીજું કીર્તન

> હાં રે કોઈ માધવ લ્યો, માધવ લ્યો;
> વેચન્તી વ્રજનારી રે!
> હાં રે કોઈ માધવ લ્યો, માધવ લ્યો.
> માધવને મટૂકીમાં ઘાલી,
> ગોપી લટકે મટકે ચાલી રે!
> હાં રે કોઈ માધવ લ્યો, માધવ લ્યો.

એ કાવ્યો આંબાની સાખો છે, પ્રકૃતિમધુર છે, પ્રાસાદિક છે. દલપતકવિતામાં એ પ્રકૃતિઝરતી પ્રાસાદિક મીઠપ છે. વાદળીમાં હોય તે સરોવરમાં ઉભરાય. દલપતહૈયે અમૃતખાનાં અમૃત હતાં; દલપતકવિતામાં શેલડીથી યે અધિકી મીઠાશ ભરછક–છલકાતી ભરેલી છે.

કવીશ્વર કહેતા કે

કવિતા ને કસ્તૂરી તે સાક્ષી વિના સિદ્ધ થાય.

'ફારસી કહેવત છે કે મશ્ક આંનસ્ત કે બખુદ બબૂયદ, ન કે અત્તાર બગૂયદઃ સુરૈયો કહે તે નહિ, સ્વયં ભભૂકી ઉઠે એ કસ્તૂરી. માળી કહે તે ફૂલ, કે સ્વયં પરિમળે એ ફૂલ? ભાષ્યકાર કહે તે નહિ, સ્વયંફોરી ઉઠે એ કવિતા.

દલપતકવિતાનો ચોથો ગુણપરિમળ છે લોકપાવનકારિણી પવિત્રતા, બ્રહ્માનન્દ સમી રસશુદ્ધિ. હીરાદન્તી ને કમળલોચનની એ બે સામળશાઇ કાવ્યવાર્તાઓ બેસન્તા પન્દરમે વર્ષે દલપતરામે અગ્નિઝાળને સમર્પી ત્ય્હારે જાણે દલપતરામે બે વ્રત લીધાંઃ એક તો એ કે કવિતાદેશે દલપતરામે ધર્મનીતિને ચક્રવર્તીપદે સ્થાપ્યાં; અને બીજું એ કે અનુકરણને તિલાંજલિ આપી. ત્ય્હારથી દલપત કવિ સ્વયંફોરી કેડીએ વિચરતા થયા. ગુજરાતને બીજો સામળ મળ્યો હોત, બદલે ગુજરાતને દલપતરામ મળ્યા. તે તિથિથી દલપતકવિતા પુણ્યપવિત્ર ને પાપપાવની થઈ. સ્વામી નારાયણસંપ્રદાયે દલપતહૈયાને નિર્મળી છાંટી, ને દલપતકવિતા ત્ય્હારથી સન્ત સમી સાધુતાના સ્વાંગે સોહાગિણી થઈ.

દલપતકવિતામાં ને દલપતકાવ્યમાં છે બેસતા યુગને

મુહૂર્તે જાગેલા ગુર્જરમહાપ્રજાના કોડ, અભિલાષ, મનોરથો, ને નવઆદર્શો. દલપતકાવ્યમાં તરવરે છે ૧૮૪૮ થી ૧૮૯૮ પર્યન્તની અર્ધી સદીની ગુર્જરપ્રજાની પ્રજાભાવનાઓ ને પ્રજાવિચારણાઓ.

દલપતકાવ્ય છે દલપતજીવનમન્ત્રોની કાવ્યસંહિતા.

સંપલક્ષ્મીસંવાદ, જાદવાસ્થળી, હુન્નરખાનની ચ્હડાઈ, ઋતુવર્ણન, રાજવિદ્યાભ્યાસ, વેનચરિત્ર, ફારબસવિલાસ, ફારબસવિરહ, ગુર્જરીવાણીવિલાપ, સંસ્થાનસુધારો, વિજયવિનોદ, હંસકાવ્યશતક, મહાજનોની ગરબીઓ, માંગળિક ગીતાવલિ, ગરબાવળીઓમાંનાં બીકાવ્યો, વાંચનમાળામાંનાં બાળકાવ્યો, કળાકૌશલ્યનાં ઉદ્યોગકાવ્યો: સ્ત્રી બાળક વ્યાપારી રાજવી–સમસ્ત ગુર્જરજનતા કાજેનાં કાવ્યમંડળનો મહાસંગ્રહ તે દલપતકાવ્ય. સરસ્વતીમન્દિરે સંચરતાં ગુર્જરસંસારતું પગથિયે પગથિયું કવીશ્વરે કાવ્યફૂલડે વધાવેલું છે.

દલપતકાવ્યમાં છે દલપતરામનો પ્રજાસન્દેશ.

બે વિધની દલપતકવિતાઓ દલપતકાવ્યમાં નથી સંગ્રહી. એક નથી લીધી હિન્દી કવિતા; શ્રવણાખ્યાન, પુરુષોત્તમચરિત્ર, જ્ઞાનચાતુરી, પ્રવીણસાગરમાંની દલપતરચી છેલ્લી બાર લહેરો. બીજો કાવ્યસંગ્રહ દલપતકાવ્યમાં નથી તે દલપતસાંપ્રદાયિક કવિતાઓનો. એ કાવ્યવિભાગમાં શ્રી હરિલીલામૃતનો મહાગ્રન્થ પ્રધાન ગ્રન્થ છે. હરિલીલામૃત રચતાં દલપતજીવનના સાતમા દાયકાનાં દશેક વર્ષો વીત્યાં હતાં. હરિલીલામૃતની સ્વામીમન્દિરોમાં આજ કથાઓ થાય છે.

યંત્રખાન પ્રધાનને પકડી આણવાનો; ચીનવિલાયતનો રસ્તો ખેડવાનો; સાગરમન્થન માંડવાનો; સુધારો કરો, વિદ્યા વધારો;

કાચા કાચ સમાન જ્યાં ઉપજે રત્ન અમુલ્ય

એવી બાળશાળાઓ ને બાલિકાશાળાઓ સ્થાપવાનો; નગરનગરે પુસ્તકશાળાઓ રચાવવાનો; ભૂતકાળની રત્નખાણ ખણી ખણી ઈતિહાસસંશોધન આદરવાનો; રાજસન્તાનોને નવવિદ્યા ભણાવવાનો; ધાર્મિક ક્લેશકંકાસ ટાળી દેશમાં સંપ પ્રવર્તાવવાનોઃ આ અને આવા ગુર્જરપ્રજાને દલપતસન્દેશ છે. અને સર્વતોભદ્ર મહાઉપદેશ તો છે કે ‘ દેશની દશા બદલાવો. ’ કિયા કવિવરના કવિતાદેશે આટઆટલી આપણી સંસારમીમાંસા છે ?

દલપતયુગ એટલે ૧૮૨૦ થી ૧૮૯૮; સારી ૧૯મી સદી. અને દલપતકાવ્ય એટલે દલપતયુગની દલપતસ્મૃતિ. દલપતકાવ્યના પ્રધાન મન્ત્રોચ્ચાર ગુર્જરપ્રજાને નવયુગના આચારના આદેશ છે.

દલપતકવિતાની કાવ્યપર્યેષણાનો આ ગ્રન્થ નથી; આ ગ્રન્થ તો છે દલપતજીવનકથાનો. આ ગ્રન્થમાં દલપતકવિતાની વિસ્તારી કે સર્વદેશીય કાવ્યમીમાંસા ન હોય અને છતાં દલપતદેહવર્ણી ભાખ્યા વિના, તેમ દલપતમાનસવર્ણીની ઝાંખી કરાવ્યા વિના, દલપતજીવનકથાનો ગ્રન્થ અધૂરો જ ગણાય. દલપતકાવ્યનાં પ્રકરણો છે એટલાંક પાનાં પૂરી વિહંગદષ્ટિએ દલપતકવિતાની પ્રધાન રૂપરેખાઓ નિહાળિયે.

મંગળાચરણ પછી તરત દલપતકાવ્યમાં ગ્રન્થપ્રયોજનનુ પ્રકરણ છે. એ પ્રકરણમાં કવીશ્વરે નિજની કાવ્યભાવના ભાખી છે, કંઇક સ્વામીનારાયણીય Puritanism વિસ્તારી છે. સ્વામીસંપ્રદાયે દલપતહૈયાનો મેલ ધોયો, તેમ દલપતરામે આપણી કાવ્યભાવનાનો મેલ ધોયો. વ્યભિચારવર્ણવતા કાવ્યોમાનો પ્રેમરસ નથી, બિભત્સરસ છે એ રસસૂત્ર આપણે ત્હો પ્રથમ ઉચ્ચાર્યું દલપતરામે. દલપતકાવ્યભાવના એટલે પરમ રસશુદ્ધિ

નથિ ઉચ્ચરી માશુકઆશકની, નથિ વાત જ નીતિવિનાશકની,
કવિતા કરિ સદ્ગુણકારણની, દિલદુર્ગુણ–દોષનિવારણની.

ગુર્જરમહાપ્રજા પુણ્યમાર્ગે વિચરે એ દલપતકવિતાનો પ્રથમ મહદાશય એકકે બાળબાળા પોતાની કાવ્યપરબેથી વિપથગામિની પ્રેરણા ન પીએ એ દલપતકવિતાની પ્રજાકલ્યાણિની મર્યાદવેલ.

ઓ રસતરસ્યા બાળ! રસની રીત ન ભૂલશો,
પ્રભુએ બાધી પાળ રસસાગરને પુણ્યની

એ પુણ્યનિર્મળી રસભાવનાના પુણ્યાદર્શનો આપણે દેશે પ્રથમોચ્ચાર ન્હાનાલાલે નહિ, દલપતરામે કીધો હતો. એસતા નવયુગની પહેલ્લી વરઘોમા જ કવીશ્વરે આપણી કવિતભાવના પુણ્યનિર્મળી કીધી

હાસ્ય રસને ને કવિતાને બહુ થોડુ બને છે, કારણ કે હાલતાં ને ચાલતાં હાસ્ય રસ ટીકાખોરી, ડંખીલાપણું, ઝેરીલા ઝાવા એવા હલકટવેડાઓમા ઉતરી જાય છે દલપતરામના હાસ્યરસની કંઈક મીમાંસા મિથ્યાભિમાનપ્રકરણમા

કીધી છે. અંહી તો એટલો જ અંગુલિનિર્દેશ બસ છે કે ઘડિયાળનું એલારામ ને ગામડિયો, વેનચરિત્રમાંના વાંઢા-વિલાપ ને લોકસંઘે બ્રાહ્મણસાથનો ઉચ્ચારેલો અસહકાર, ઘેલી મુસાફરઃ એ અને એવાં કવીશ્વરનાં ને અર્વાચીન ગુજરાતી સાહિત્યનાં વિષવિહોણા ને વણુડંખતા હાસ્યરસનાં કાવ્યો છે.

પોતાનો જીવનધર્મ ને આયુષ્યપ્રવૃત્તિ કવીશ્વરે એ ગ્રન્થપ્રયોજનના પ્રકરણમાં વિસ્તારે કહ્યાં છે.

સુધારો વધારો મૂળ કાઢવાં કુધારા તણાં,
ધાર્યાં છે મેં તે તો મારો ધંધો તથા ધર્મ છે;
સ્વદેશમાં સંપ વધે, કુસંપકંકાસ ઘટે,
એ જ મારા મન વિશે મોટો એક મર્મ છે.

દલપતરામ Revolutionary ન હતા, Reformer હતા. એટલે વળી કહે છેઃ

સ્વદેશ સુધારવાની સભાનો છું સભાસદ,
સુબોધક સજ્જનોના સાથમાં શામીલ છું;
ચોટામાં લુંટાણી મહારાણી ગુજરાતી વાણી,
જાણી તેનું દુઃખ ઘણો દિલગીર દીલ છું;

× × × ×

રૂડી ગુજરાતી વાણી રાણીનો વકીલ છું.

× × × ×

અન્તરમાં એવું ધરી પુસ્તક કરૂં પ્રકાશ.

એ હૈયાભાવથી દલપતરામે દલપતકાવ્ય રચ્યું ને છપાવ્યું છે. દેશનાં સુખદુઃખો અને એમનાં ઓષધિઓની

વિચારણા એ દલપતકવિતા. હુન્નરખાનની ચ્હડાઈ એ દલપતઆર્ષદૃષ્ટિમાંથી ૧૮૫૧માં નીતરેલું નવગુજરાતનું પ્રથમ રાષ્ટ્રીય કાવ્ય.

પછી બીજા પ્રકરણમાં પ્રાતઃકાળ ને સાયંકાળનાં કાળવર્ણન છે ને ઋતુવર્ણન છે. દલપતકાવ્યમાંનો એ પ્રાતઃકાળ ને સાયંકાળ તે દેશમાં બેસતી અર્વાચીનતાનો પ્રાતઃકાળ હતો, આથમતી પ્રાચીનતાનો સાયંકાળ હતો. દલપતઋતુવર્ણન તે દેશમાં પલટાતી રાજઋતુનુ ઋતુવર્ણન છે. આદિથી એમાં કવીશ્વરે ઇતિહાસમન્ત્રો ઉચ્ચારેલા છે.

દલપતઋતુવર્ણન એટલે ત્ય્હારે દેશભરમાની પ્રાચીન યુગની ઉતરતી વાદળીઓ ને નવયુગની ચ્હડતી વાદળીઓની ઈતિહાસછાયાઓ ઝીલતું-ઝીલાવતું ઐતિહાસિક યુગપલટાનું કાવ્ય.

દલપતકાવ્યમાંના પ્રધાન પ્રજામન્ત્રો સાંભળિયે.

દલપતકાવ્યનો પ્રથમ પ્રજામન્ત્ર છે વિદ્યાવૃદ્ધિનો: સુધારો થવા સદ્ય વિદ્યા વધારો. દેશમાં જ્ય્હાં જ્ય્હાં નિચ્રતા, ત્ય્હાં ત્ય્હાં કવીશ્વર મહાજનને ને દેશરાજવીને વિદ્યાખાતું સ્થાપવાનું પ્રબોધતા. નવાં અજવાળાં ત્ય્હારે નવવિદ્યાનાં અજવાળાં હતાં. દલપતરામે દીઠું કે હુન્નર નરેશનો બુદ્ધિયુગ બેઠો છે, ભણશે તે પ્રજા પ્રજાસંઘને મોખરે ચાલશે. દલપતરામ પછી ચારેક દાયકે હિન્દી મહાસભાના દૂરઅન્દેશ પ્રજાનેતાઓ વિદ્યાપ્રચારને પ્રજાઉદ્ધારનો પરમ મન્ત્ર ભાખતા: 'Educate, educate, and educate.' શાળા, કન્યાશાળા, પુસ્તકશાળા; છાપું, છાપ-

ખાનું, માસિકો, ભાષણો—પ્રજાકેળવણીનાં વિધવિધનાં નવસાધનો ચોટડુક કરીને, રાજવિદ્યાભ્યાસ ગાઈને, અર્ધી સદીભર પ્રજામાનસઘડતી બાળકવિતા રચીને, કવીશ્વરે પ્રજાકેળવણીનો મન્ત્રોચ્ચાર સફળ કીધો, પ્રજાનું નવમાનસ ઘડી ઘડીને નવપ્રજા સરજી, અને એમ લોકસંઘને નવમાર્ગે પ્રેર્યોદોર્યો. દેશના નાવની દલપતકવિતાએ દિશા બદલી. દલપતરામના સૂક્ષ્મદર્શી ને દીર્ઘદર્શી સહુ અનુજો એ દલપતમન્ત્રોચ્ચારમાં ટહુકો પૂરતા. ગુજરાતનાં લાકૂખો બાળકો પાંચ દાયકાભર દલપતકવિતાનાં દૂધ પી પીને દૂધમલ ઉછર્યાં, ને આજની પ્રજાનાં માતપિતા થયાં.

ત્હારના ગુજરાતે અર્ધી સદીભર દલપતકવિતા વાંચી ને ગાઈ છે એટલી ભાગ્યે કોઈ અન્ય કવિની કવિતા વાંચીગાઈ હશે.

દલપતકાવ્યનો બીજો પ્રજામન્ત્ર છે ‘સુધારાથી થૈ આ જુવો આગગાડી.’ માટે ‘મંડળીસિંહ જગાડો;’ ‘સાગરમન્થન માંડો;’ ‘જતી રિદ્ધિને દૂર રસ્તેથી રોકો;’ હુન્નરઉદ્યોગો ને કલાકૌશલ્ય ખિલાવો. અને એમ

દેશી મિત્રો! દુઃખ સરવ ટાળો રે! આપણા દેશનું.

નવો યુગ બેઠો છે, હુન્નરનરેશનું રાજ્ય આવ્યું છે, હુન્નરઉદ્યોગને સેવો, ને પ્રજાકલ્યાણ સાધો. Preserve નહિ, Progressનો પ્રજામન્ત્ર પ્રજાધ્વજે માંડોઃ એ દલપતમન્ત્રોચ્ચાર.

યૂરોપમાં યે ત્હારે નવો બેસતો યાન્ત્રિક યુગ કવી-

સ્વરનાં દિવ્ય ચક્ષુએ દીઠો ને પ્રજાજનને પ્રબોધ્યું કે યન્ત્રખાન પ્રધાનને પકડીને આપણે દેશે આણો.

અને પછી એક વૈશ્યવૃત્તિનો બ્રાહ્મણસન્તાન જાગ્યો, ને એણે ગુજરાતની પાટનગરીએ કળાકૌશલ્યને ન્હોતરીને નગરીનું સ્વરૂપ પલટાવી નાંખ્યું. રણછોડભાઈ રહેંટિયાવાળાએ એમ નવઅમદાવાદ સરજ્યું. અમદાવાદ પાછું આજ ધૂળમાંથી સોનું સરજે છે તે એ દલપતભાખ્યો કળાકૌશલ્યનો મન્ત્રોચ્ચાર સેવીઉપાસીને.

પૂર્વગોલાર્ધમાં ને પશ્ચિમગોલાર્ધમાં જાપાન આજ થનગને છે તે પણ એ જ કલાકૌશલ્યના મન્ત્રપાલનથી.

નર્મદાશંકર નાનપરાની શાળામાં હજી મહેતાજી હતા ને કવિતાની બારાખડી યે ઘૂંટી ન હતી, મહીપતરામ મિશનશાળામાં ભણતા હતા, કરસનદાસ એલ્ફિસ્ટન ઈન્સ્ટિટ્યુટના વિદ્યાર્થી હતા, ત્ય્હારે દલપતરામે આ પ્રજાકલ્યાણક મન્ત્રો ઉચ્ચાર્યાં હતા. ઈસ્વી ૧૮૫૧ની સૂરતમાંની દલપતપ્રવૃત્તિઓ વિશે લખતાં નર્મદમિત્ર નવલરામ નર્મદજીવનકથામાં ઈતિહાસ ભાખે છે કે 'આજ અરસાપર કવિ દલપતરામ સૂરતમાં ફારબસ સાહેબની પાસે હતા, અને તે પોતાની ઉગતી કવિતા વાંચી નવી કેળવણી પામેલાને પહેલવહેલો જ ગુજરાતી કવિતાનો સ્વાદ લગાડતા હતા.'

ખરે. 'નવી કેળવણી પામેલાને પહેલવહેલો જ (નવયુગની) ગુજરાતી કવિતાનો સ્વાદ,' ગુજરાતભરમાં ને સ્વયં સૂરતમાં પણ, દલપતરામે ચખાડ્યો. નવલરામ કહે છે કે દલપતકવિતા એટલે આપણા નવયુગની આદિ

કવિતા, અને દલપતરામ એટલે નવયુગના આદિ કવિ, આપણા વાલ્મીકિ.

પ્રજાને ત્હારે નવપ્રવાહમાં દોરવાની હતી. દલપતઆત્મા કહેતો કે પ્રજામન્ત્રો ઉચ્ચારે એ પરમ કવિતા; અન્ધારામાં માર્ગ દાખવે એ પરમ દીવો. હુન્નરખાનની ચ્હડાઈ, સંપ-લક્ષ્મીસંવાદ, જાદવાસ્થળી, રાજવિદ્યાભ્યાસ, વેનચરિત્રઃ ગુર્જરપ્રજાને માર્ગ દાખવતા એ કાવ્યદીવડા છે; આપણા સાહિત્યસાગરની એ દીવાદાંડીઓ છે. વેનચરિત્ર 'સુધારાનું પુરાણ' કહેવાતું; ત્રાંબાભાણ રણકાવી માણભટ્ટ પ્રેમાનન્દ-રીતિએ વેનચરિત્રની કથા કરતા. શુકુનમુહૂર્તથી માંડીને બાળવૈધવ્ય પર્યન્તના આપણા સંસારરોગોનાં નિદાન ને ચિકિત્સા વેન રાજાના એ ગુર્જરપુરાણમાં છે. આ યુગના આપણા સંસારરોગોની દલપતકાવ્ય તો દલપતધનવન્તરીની ઓષધપેટી છે.

દામ્પત્યપ્રેમ તે પ્રેમરસ છે કે નથી? 'પ્રેમરસનાં કાવ્યો દલપતરામે નથી લખ્યાં' એવું ભાખનારાંઓએ કાં તો દલપતકાવ્ય વાંચ્યું નથી, કાં તો પરસ્ત્રીના પ્રેમને જ એવાઓ પ્રેમ માને છે. દલપતરામનાં પ્રેમકાવ્યો છે, ને તે દામ્પત્ય પ્રેમનાં છે. પુણ્યમર્યાદામાં રહીને રસનીંગળતાં પ્રેમકાવ્યો રચી શકાય એવું સિદ્ધ કરતાં ચન્દનીનિર્મળાં પ્રેમરસનું કાવ્યગંડળ દલપતકાવ્યમાં છે. દલપતજીવન કહેતું ને દલપતકવિના કહેતી કે પરકીયાનો પ્રેમ તે બિભત્સ રસ છે, ને તેથી રસાભાસ છે; સ્વકીયાનો પ્રેમ તે પ્રેમરસ છે.

દલપતકાવ્યમાં દલપતરચ્યાં પ્રેમકાવ્યો છે, રામસીતાનાં

ઘોળ, શુકસન્દેશો, એ માસે ના જઈએ રે પિયુ ! પરદેશમાં એ બારમાસી, રાધિકાનુ રૂસણું, પતિ પધાર્યો પરદેશે, વશીકરણ મન્ત્રની ગરબી, પતિરૂપી હીરલો, સાહ્યબા ! બાગ બનાવ, ઘેર આવો, વસન્તવિલાસી !, નણુદી ! નાથ હજી કેમ ના'વ્યા ?–એ અને એવી હોરીઓ: દલપતકાવ્યમાંના ગરબીપદસંગ્રહના પ્રકરણોમાંનાં એ કાવ્યો, શુદ્ધ નિર્મળ પાણીદાર હીરા જેવાં, પ્રેમરસનાં ચન્દનીમધુરાં કાવ્યો છે. પેલા લોકગીતમાંની રસિકાને વિરહતિથિઓ ગણતાં ગણતાં 'ઘસ ગઈ અંગળિયાંરી રેખ' થાય છે; તેમ દલપતકાવ્યમાંની પ્રેમસોહાગણને પ્રેમપત્રો લખતાં લખતાં કલમ ઘસાઈ જાય છે: કારણ કે ધરતીને છેડો હોય તો પ્રેમપત્રને છેડો હોય.

લખી લખી કાગળ લખવાની લેખણ
ઘણું લખતાં ગઇ ઘાસી.

પણ હા; ધરતીને યે છેડો હોય, ને પ્રેમપત્રોને યે છેડો હોય: જ્‌હાંથી વાળે ત્‌હાં ત્‌હેમના છેડા. સૌસૌના ઘરને જ ધરતીનો છેડો ને પ્રેમનો કેડો કવીશ્વર કહેતા.

માયાવી સુવર્ણમૃગની પાછળ ચ્હડતાં વનબ્રહ્મચારી લક્ષ્મણજીએ પંચવટીની પર્ણકુટીરના ઉમ્બરમાં જ પાળ દોરી હતી. કવીશ્વર કહે છે કે સદા અને સર્વત્ર જગતનાં રામચન્દ્રો ને સીતાજીઓની સંયમપાળ ત્‌હાં–ઘરના ઉમ્બરમાં જ છે.

દલપતકવિતામાંનો એ પ્રેમરસ પચવટીના પુણ્યાશ્રમ-વર્ણો છે.

દલપતકવિતામાંનો એ દામ્પત્યભાવ. દલપતકવિતામાં-ના કુળભાવ કેવાક હતા?

દલપતકવિતામાંની ગુર્જરસુન્દરી પણ સંસ્કૃતિઓના સંગમઘાટની પુત્રી હતી. એના ઉરકોડ ને હૈયામનોરથ આવા છે:

મહા માસે નવ કરિયે નાથ! મુસાફરી,
ઘઉં સાટે જઈ લાવો ખોરી જાર જો;
વ્હેંચીને જમશું, રે મ્હારા વ્હાલમા!
જરૂર નહિ જાવા દઉં ઘરની બ્હાર જો;
એ માસે ના જઈયે રે! પિયુ! પરદેશમાં.

× × ×

વવાળિયા વાયા, રે પિયુ! વૈશાખના,
રજ ઉડે ને માણેક મેલું થાય જો;
નથડીનું મોતી ને હીરો હારનો,
કહો, પરહાથે ક્યમ એ ધોયો જાય જો?
એ માસે ના જઈએ રે! પિયુ! પરદેશમાં.

પોપટડા પાંખોવાળા રે! વ્હાલમ પાસે જા, વીરા!
રસકસ આપીશ રૂપાળા રે! વળિ માણેક મોતી હીરા.
પીંજરિયું તારૂં, પ્યારા રે! સરસ ઘડાવીશ સોનાનું;
જ્યાં જીવણજી છે મારા રે! છેક વચન કહેજે છાનું.

કોડીલો રૂડો કન્થ ઇશ્વર! આપોને;
વળી પવિત્ર આપી પન્થ કુમતિ કાપોને.

ઘરડો સસરો ઘર માંઈ, ઈશ્વર! આપોને;
કંકાસ ન ઉપજે કાંઈ, કુમતિ કાપોને.

સાસુ ગંગાજળ શુદ્ધ, ઈશ્વર! આપોને;
વિચરૂં નહિ વચન વિરૂદ્ધ, કુમતિ કાપોને.
જસવન્તો રૂડો જેઠ, ઈશ્વર! આપોને;
હરવા મઝિયારો ડેઠ, કુમતિ કાપોને.
જેઠાણી કેરી જોડ, ઈશ્વર! આપોને;
કરવાને પૂરા કોડ કુમતિ કાપોને.
નાની નણુદી, નણુદોઈ, ઈશ્વર! આપોને;
જીવમાં હું હરખું જોઇ, કુમતિ કાપોને.
વળિ વેવાઈ ને વેવાણ, ઈશ્વર! આપોને;
સદ્‌ગુણવાળાં સુજાણ, કુમતિ કાપોને.
સર્જન ને શુદ્ધ જમાઇ, ઈશ્વર! આપોને;
દઈ કંથને ઘણી કમાઈ, કુમતિ કાપોને.

× × ×

સારી સાહેલીસંગ ઇશ્વર! આપોને;
આપી અધિકો ઉમંગ કુમતિ કાપોને.
વળિ નિર્ભય નગરનિવાસ ઈશ્વર! આપોને;
આંગણિયે દઇ ઉલ્લાસ કુમતિ કાપોને.

અને એ બધા ઉરકોડ છતાં, ભવભૂતિ ભાખે છે તેમ, દલપતમાનસપુત્રીઓને સ્વામી તે જ જીવનસર્વસ્વ છે.

કાયા પ્રાણ થકી જો જૂદી રહે, તો હું તમથી જૂદી પડી છેક
જીવું તજી ટેક, સાથે રાખો સ્નેહથી.

પતિ તે પ્રાણ ને પત્ની તે દેહ. પ્રાણસૂનો દેહ શબવત્ છે, દેહસૂનો પ્રાણ વાયુલહરી શો વિશ્વમાં અપ્રતિષ્ઠિત છે. એવાં વિછોડિયાં એકકેને કાજે સંસારના જય નથી.

પ્રતિનિધિઓ. જગતઈતિહાસ શ્રી હરિ લખે છે, પણ શ્રી હરિ નિમિત્તદ્વારાએ જગતઈતિહાસ લખે છે. એવા, ન્હાના મ્હોટા નવઈતિહાસ ઘડતા, શ્રી હરિના નિમિત્તરૂપ પરાક્રમશાળીઓ શ્રી હરિની કાળવિભૂતિઓ ને ઇતિહાસઅંગુલિઓ છે. મહાજનકાવ્યોમાં, કવીશ્વર માનતા કે, પોતે એ નગરવિભૂતિઓનાં ને દેશવિભૂતિઓનાં સ્તોત્રો ગાય છે. વસુન્ધરા વસુઓની ને રત્નોની રત્નખાણ છે; રત્નપારખો એ રત્નોને પારખે ને પરખાવે છે. કવીશ્વર રત્નપારખ હતા; દલપતયુગના નરરત્નોને પ્રીછતા ને પ્રીછાવતા.

> કવીશ્વર નિજ એક કવિધર્મ એ કહેતા કે
> સૌ જનના સુખકારણે કીધું જે કંઇ કામ,
> ધરણીતળમાં ધન્ય છે નિર્મળ તેનુ નામ.
> એવા જનનો જગતમાં કરવો જશવિસ્તાર,
> આપ્યો સુજને ઇશ્વરે એ માટે અવતાર.

દલપતકાવ્ય એટલે દલપતયુગનો ગુર્જરઈતિહાસ. ગુર્જરરાષ્ટ્રના ચોખુટમાં નવયુગના મંડાણકાળે કોણ કોણ મહાજનો થયા, શી શી મહાપ્રવૃત્તિઓ મંડાણી, ગુર્જરમહાપ્રજાએ શી શી કાળમન્ત્રણાઓ કીધી, શા શા આદર્શો સેવ્યા, કેવી કેવી પગલીઓ ભરી, રાજાપ્રજાએ કેવાંકેવાંક શુભાશુભ આદર્યાં: એ આપણી ઈતિહાસલક્ષ્મીની ઘણીખરી ફૂલપાંખડીઓની દલપતકાવ્ય ફૂલછાબ છે. નિજ યુગને દલપતરામ ઘડતા એટલું જ નહિ, ઘડાતા યુગઇતિહાસનાં કવીશ્વર કાવ્યો રચતા. દલપતશિષ્ય ફારબસ ગુજરાતનો પ્રાચીન ઈતિહાસ લખી ગયો છે, ફારબસગુરુ દલપતરામ

ઉઘડતા નવયુગનો અર્વાચીન ઈતિહાસ લખી ગયા છે. દલપતકાવ્ય એટલે નવયુગના મંડાણનો ઇતિહાસગ્રન્થ, ૧૯મી સદીના ઉત્તરાર્ધનો ગુજરાતનો સંસ્કારરાસો. સદી પછી આજ કે આજથી પાંચ સદીઓ પછી નવયુગના ઈતિહાસમંડાણનાં ભણનારાંભણાવનારાંઓએ દલપતકાવ્ય ભણવાનું જ છે. દલપતકાવ્યમાં નવયુગમંડાણનું ગુજરાતદર્શન છે. પૃથરાજરાસો આથમતી હિંદુસંસ્કૃતિનું મહાકાવ્ય છે, દલપતકાવ્ય બેસતી ગુર્જરનવસંસ્કૃતિનું મહાકાવ્ય છે.

સંસ્કૃતિઓના સંગમઘાટોના યાત્રાળુઓ ગુજરાતના એ કવિતાઘાટના તીર્થે યાત્રાભાવે સદા પધારશે.

દલપતકાવ્યનું એક પ્રકરણ છે ફ઼ારબસવિલાસ ને ફ઼ારબસવિરહનું. એ પ્રકરણ એટલે દલપતકાવ્યમાંનું હિન્દબ્રીટનની મૈત્રીનું પ્રકરણ. હિન્દબ્રીટનની મૈત્રીના કવીશ્વર આયુષ્યભર હિમાયતી હતા. હિન્દબ્રીટનની મૈત્રીની એ ગુર્જરકથા All India Servicesની પરીક્ષામાં પરીક્ષાગ્રન્થ થવા ઘટે છે, મુંબઇના બ્હારામાં પગ મૂકતા સહુ પરદેશીઓને કાજે એ Language Test થવા ઘટે છે દેશીઓ પ્રત્યે પરદેશીઓએ કેમ વર્તવું એના એ ગ્રન્થોમાં ફ઼ારબસભણાવ્યા વિવેકપાઠો ને સૌજન્યસૂત્રો છે.

ફ઼ારબસવિલાસ એટલે ગુહાના ને બાપ્પા રાવળના ઇડરિયા ગઢમાં ૧૮૫૨મા મળેલા દલપતસૂચવ્યા ને કારબસસત્કાર્યા પ્રથમ ગુર્જર કવિસંમેલનનું કાવ્યસંભારણું અને ફ઼ારબસવિરહ એટલે એક બ્રિટિશરને કાજે એક હિન્દીએ રચેલો કાવ્યકીર્તિસ્તંભ કો બ્રિટિશર હવે કો હિન્દીને કાજે

દલપતકાવ્યમાંની ગૃહિણી પેલા હૂતો ને હૂતીના સંપ્રદાયની ન હતી, કાલિદાસભાખ્યા 'ભર્યાં ઘર'ની સોહાગણ હતી. એને 'ઘરસૂરતની આંટી' ઉકેલવાની હતી. સરસ્વતીચન્દ્રના બીજા ભાગમાં ગુણસુન્દરી પણ 'ભર્યાં ઘરના ગૃહિણીપદે' છે. હસ્તિનાપુરે રાજસાસરે સંચરતી વનઉછરી શકુન્તલાને તપોધન તાત કણ્વ ઋષિનો એ આશીર્વાદ હતો કે

अभिजनवतो भर्तुः श्लाघ्ये स्थिता गृहिणीपदे; वि.

ભર્યાં ઘરના પતિના ઉત્કૃષ્ટ રૂડી ગૃહિણીપદે.

'નથી નીતિ પ્રેમીના પન્થમાં' એ દલપતજીવનભાવના નથી કે દલપતકવિતભાવના નથી પરકીયાનાં કાવ્યો એ પ્રેમકાવ્યો ને સ્વકીયાનાં કાવ્યો એ પ્રેમકાવ્યો નહિ એવું ઉચ્ચારનારાંઓને તો દલપતકવિતાએ મહાત કીધા છે.

દામ્પત્યસ્નેહ, ભર્યાં ઘરની ગૃહરાણીની ભાવના, અવનવા ઉરકોડ, નિશાળે બેસતો પુત્ર, નવકન્યાશાળામાં ભણી આવેલી પુત્રીની અનુભવવાર્તા, સોહાગણના બાગના મનોરથ, માંગલિક પ્રસંગોનાં નવગીતોઃ હૈયાભાવની રસમૂર્તિઓ સમાં એવાં વિધવિધનાં Home Ideals–ગૃહભાવનાં–કુલધામનાં રસગીતો દલપતકાવ્યના આભમાં તારાઓનાં ઝૂમખાં જેવાં ઝબકે છે.

ઘડાતો ઈતિહાસ છે ભાવિનો પાયો. દલપતકાવ્યમાંનું એક પ્રકરણ છે સંસ્થાનસુધારાનું. નવો સુધારો–The New Civilization–એણે ગુર્જરદેશમાં સ્થળે સ્થળે પ્રથમ પગલીઓ કઈ કઈ પાડી એમની એ પ્રકરણમાં

ઇતિહાસરેખાઓ છે. છાપું, છાપખાનું, આગ હોલવવાના બંબાનું બંબાષ્ટક, આગગાડી, આગબોટ, તાર, એમનીબસ, ફોટોગ્રાફી, સ્ટીરિયોસ્કોપઃ એ સહુ આજનાં લોકપરિચિત જીવનસાધનો છે, ત્હારે નવવિદ્યાનાં નવઆશ્ચર્યો હતાં. દલપતકાવ્યમાં એ સહુ નવવિદ્યાનાં આશ્ચર્યોની ઈતિહાસકથા છે.

કહું હવે શ્રીપુરનો સુધારો

એ કાવ્યચરણથી માંડીને દલપતઆલેખેલી ઇતિહાસગાથા ગુર્જરરાષ્ટ્રમાં પડતી નવયુગની કુંકુમવર્ણી પ્રાતઃ પગલીઓની ઈતિહાસગાથા છે. ગુર્જર સંસ્કૃતિના ભાવિ ઈતિહાસકારો એ દલપતકાવ્યમાંના કાવ્યખંડને સદા મહામૂલો ભાખશે.

ને દલપતકાવ્યમાંનું છેલ્લું પ્રકરણ છે નામાંકિત જનો વિશે. વિભૂતિયોગના અધ્યાયને અન્તે ગીતાજીમાં ભગવાને ભાખ્યું છે કે

> યદ્યદ્વિભૂતિમત્ સત્ત્વં શ્રીમદુર્જિત મેવ વા,
> તત્તદેવાવગચ્છ ત્વં મમ તેજોંઽશસંભવમ્.
> જે જે વિભૂતિવન્તુ હો, શ્રીવન્તું વા પરાક્રમી,
> તે તે સૌ જાણજે મ્હારા થયેલું તેજઅંશથી.

કવીશ્વર શાસ્ત્રશ્રદ્ધાળુ હતા, ઈતિહાસસંશોધક ને ઈતિહાસઅભ્યાસી હતા, લખાયેલી ને લખાતી કાળવહીના વહીવંચા હતા. વિભૂતિવન્તાને શ્રીવન્તાને પરાક્રમીને દલપતરામ એટએટલા દેવાંશી માનતા. એ ગુણપૂજાભાવે કવીશ્વરનાં મહાજનકાવ્યો રચાયેલાં છે. મહાજનો એટલે ઇતિહાસના

એવો કીર્તિસ્તંભ ક્ય્હારે રચશે ? પરસ્પરનાં ગુણસન્માન વિના દલપતફારબસનો મહામનોરથ–સંસ્કૃતિઓનો સંગમ કે સમન્વય સંભવશે ખરો ? એકતરફી એટલે એકપંખાળું. એકપંખાળુ પંખી ઓટલા સૂધી ઉડે.

ત્ય્હારે દલપતકાવ્યનો મધ્યવર્તી ને ચક્રવર્તી પ્રજામન્ત્ર કિયો ? કવીશ્વર દલપતરામભાખ્યું પરમ જીવનસૂત્ર કિયું ?– કે જેને આધારે પ્રજાકલ્યાણ સધાય ને કાળસાગર તરાય ?

કવીશ્વરનું પરમ જીવનસૂત્ર ને કવીશ્વરનો ચક્રવર્તી પ્રજાસન્દેશ છે

સજન ! સંભળાવજો
ધીરે ધીરે સુધારાનો સાર.

દલપતકવિતાનું એ શિખર ને કવીશ્વરનું એ ચક્રવર્તી કાવ્ય. ડાર્વીનના Evolution સંસ્થાપતા ગ્રંથનાં મૂલ, તે એ દલપતકવિતાનાં મૂલ.

મુંબઈગરાઓમાંના સંસારભંજકો ને સંસારસુધારકોની પક્ષાપક્ષીના અનુભવ પછી ૧૮૫૯ માં ઉચ્ચારેલો, '૬૦માં છપાયેલો, અને પછી ૧૮૯૮માં વેનચરિત્રમાં ગૂંથાયેલો, એ દલપતદીધો Massage of Social Evolution. That, says Dalpatram, is the Law of the March of States, Societies, & Civilizations: in fact, of Human History.

ડાર્વિનના ગ્રન્થ Origin of Speciesનો એ વિશ્વવર્તી વિજ્ઞાનમન્ત્ર છે; હેનરી મેઈનના ગ્રન્થ The Ancient Lawની એ મધ્યવર્તી ઈતિહાસતારવણી છે.

કાળની ગતિનો એ મન્ત્ર છે, જગતતત્ત્વોનું એ સૂત્ર છે. નદી એમ વહે છે; સાગર પૃથ્વીને એમ કોરે છે; મેઘ ને વાયુ એમ ગિરિવરોને ભૂતળ ભેગા કરે છે. સૂર્ય ચન્દ્ર તારા નક્ષત્રો ગ્રહો—જગતતત્ત્વો એમ પગલીઓ ભરે છે.

સમસ્ત વિશ્વપ્રવર્તતો મહાનિયમ Evolutionનો છે; અન્યથા અપવાદ છે. ક્રાન્તિવાદ ક્ષણિક છે; ઉત્ક્રાન્તિવાદ સર્વતોમુખ છે.

ઘડીક દોડે, પણ જીવનભર તો માનવી ચાલે છે. શરતના ઘોડા કે 'ક્રાન્તિ' 'ક્રાન્તિ' પોકારતા સફળ કે નિષ્ફળ ક્રાન્તિવાદીઓની જીવનઘડીઓ ગણી જોજોઃ નિયમ ક્રિયો ને અપવાદ ક્રિયો એ એમનાં જ જીવન ઉચ્ચરશે.

વીર નર્મદે પણ ગાયું છે કે

રણ તો ધીરાનું, ધીરાનું.

તુકારામે ગાઈ ગયા છે કે

धीर तो कारण । साह्य होतो नारायण.

વેદવાક્ય તો વિશ્વવિખ્યાત છે કે

धीर स्तत्र न मुह्यति.

સૈકાઓથી ગુર્જરપ્રજા તો અનુભવસિદ્ધાન્ત ઉચ્ચારે છે કે

ઉતાવળા સો બ્હાવરા, ધીરા સો ગંભીર.

ગુર્જરમહાપ્રજા સમશીતોષ્ણકટિબન્ધવાસિની મહાપ્રજા છે.

અને વર્તમાન યૂરોપી સંસ્કૃતિની માતા ગ્રીક પ્રજા શું કહેતી? ગ્રીસનો ડહાપણસમૃદ્ધ મહાજન ઈસપ કહેતો

દડબડતું મસલું નહિ, હાલવાળો કાચબો શરત જીતે છેઃ The slow & steady win the race.

૧૮ સૈકા પર્યન્ત યૂરોપનું માનસ ઘડનારો, જગત્‌જેતા સિકન્દરનો રાજગુરુ, એરિસ્ટોટલ કહી ગયો છે કે Not in the extremes; virtue lies in the middle; મધ્યમ માર્ગ એ જ નીતિમાર્ગ ને સદાચાર.

સંસ્કૃત સાહિત્યાચાર્યો તો સૈકાઓથી ચેતે ત્હેમને ચેતવતા આવ્યા છે કે अति सर्वत्र वर्जयेत्; અતિશય સર્વ અસાર.

અને કવીશ્વરના સમવયસ્કોની સાક્ષી શી છે? સાંભળિયે.

દલપતમન્ત્રને મહીપતરામની સાક્ષી કાંઇ છે? પાર્વતીકુંવરાખ્યાનમાં ૨૦મે પાને સ્વજ્ઞાતિઅવરોધે પિતાની ઉત્તરક્રિયા પોતે પડતી મૂકી ને કાકાને ભળાવી એ પ્રસંગચર્ચામાં મહીપતરામ લખે છે કેઃ 'અમારો (દમ્પતીનો) મૂળથી ઠરાવ એ હતો કે સ્વદેશીઓ અને સ્વજ્ઞાતિલાઓમાં રહીને જેટલો સુધારો થઈ શકે તેટલો તેમનાથી જૂદા પડે થઈ શકે નહિ; માટે નાત આપણને તરછોડે, પણ નાતને આપણે તરછોડવી નહિ.'

નવલરામની તો દલપતસૂત્રને સોએ સો ટકા સાક્ષી છે. નર્મદજીવનકથામાં ધર્મવિચારના પ્રકરણની ચર્ચા કરતાં 'ઈગ્લાંડમાં પોતાની મરનાર વહુની બહેન સાથે' લગ્નની 'બન્ધી કાઢી નાંખવા ત્રીસ-ત્રીસ વર્ષથી મહાપ્રયત્નો ચાલે છે × × તો પણ હજી ત્યાંના સુધારકોથી કાંઇ પણ થઈ શક્યું નથીઃ' એ અને એવાં દૃષ્ટાન્તો

ચર્ચીને નવલરામ ઉચ્ચારે છે કે 'સઘળે સંસારસુધારો બહુ મોડો થાય છે.'

નર્મદ—એક વેળાનો દલપતપ્રતિસ્પર્ધી નર્મદ—'સુધારાનો વીર' નર્મદ એ દલપતમન્ત્રની કાંઈ સાક્ષી પૂરે છે? રાજ્યરંગ—દુનિયાંનાં મહારાજ્યોની ઉથલપાથલોનો ઈતિહાસ લખવાને નર્મદે ન્હાનામ્હોટા બસ્સેંક ગ્રન્થોનું અવલોકન કીધું, ઘણા ઈતિહાસો વાંચ્યા, અને એથી અધિકા વિચાર્યા. નર્મદમિત્ર નવલરામ કહે છે કે નર્મદને 'તે બધામાંથી એ સિદ્ધાન્ત હાથ લાગ્યો કે કોઈ પણ દેશની સ્થિતિ કે વિચારો લાંબા કાળના પરિપાકથી જ બદલાઈ શકે છે.'

સ્વયં નર્મદની રણહાકલ શી છે?

રણ તો ધીરાનું, ધીરાનું;
નથી ઉતાવળા—કાયરનું:
રણ તો ધીરાનું, ધીરાનું.

નર્મદ કહે છે કે રણ કાયરનું નથી કે ઉતાવળિયાનું નથી; રણ ધીરાનું છે.

દલપતજીવનના ને દલપતકાવ્યના ચક્રવર્તી સંસારસૂત્રને માટે મહીપતરામની નવલરામની નર્મદની સાક્ષીઓ હજી શું કોઈને અધૂરી પડશે? દલપતભાખ્યો Evolutionનો સુધારામાર્ગ એ સંસારનો સર્વતોમુખ કલ્યાણમાર્ગ છે.

આપણું રસશાસ્ત્ર તો સૈકાઓથી ધીરોદાત્ત નાયકને સર્વશ્રેષ્ઠનાયક ભાખે છે. આપણાં ગીતાઉપનિષદો હજારો વર્ષોથી ગાય છે કે धीर स्तत्र न मुह्यति: ધીર પુરુષ ક્‌હાંય મોહ પામતો નથી.

૧૮૬૦માં Origin of Species છપાવી એમાં Scientific Evolutionનો વિશ્વમન્ત્ર ડાર્વિને ઉચ્ચાર્યો. એ જ સાલના બુદ્ધિપ્રકાશઅંકમા દલપતનો Social Evolutionનો સંસારમન્ત્ર ગુર્જરપાટનગરમાં છપાયો હતો.

નવયુગ ગુજરાતે બેસતો હતો, નવપ્રજા ગુજરાતે ઘડાતી હતી, સંસ્કૃતિઓનો સમન્વય ગુજરાતે મંડાણો હતો, પ્રાચીન કાવ્યઈતિહાસો શોધવાને પોતે ગુજરાતે ઘૂમતા હતા, ત્હારે સંસારદર્શનમાંથી ને સંસારમન્થન-માંથી, તેમ ઈતિહાસના સનાતન ઉચ્ચારણમાંથી કવીશ્વર દલપતરામે એ કાળસિદ્ધાન્ત સાર્યો ને ઉત્ક્રાન્તિમન્ત્ર ઉચ્ચાર્યો. સ્થૂલચક્ષુએ દલપતરામ અપંગ હતા, આન્તર્ચક્ષુએ કવીશ્વર વિશ્વદ્રષ્ટા હતા. સંસ્કૃતિઓના સંગમ થર્યનુ અથડામણ, યુગનું યુગમન્થન, સંસારનું શ્રેયસ્ ને પ્રેયસ્, આપણી આંખે સૂર્યચન્દ્ર દેખાય છે એવાં, કવીશ્વરની આન્તર્આંખે દેખાતાં. ગુજરાતનું શ્રેયસ્ હતું તે દલપત-રામે પ્રેયસ્ કરીને ગુજરાતને પાયુ. અન્યથા ભડકતા, પણ નિજ કવીશ્વરમાં અડગ શ્રદ્ધાશીલ ગુજરાતે દલપતહસ્તે એ નવસંસ્કારો ખોબલે ને ખોબલે પીધા.

બીજો બોલ ન ઉચ્ચાર્યો હોત, કહ્યું છે તે એક જ કહ્યુ હોત, The Supreme Law of Social Evolution, the Historical Induction of March of Civilizations, 'ધીરે ધીરે સુધારાનો સાર' એ એક જ સંસારમન્ત્ર દલ-પતરામ પ્રજાગણને આપી ગયા હોત, ત્હો પણ Social Evolutionના—સંસારવિકાસશાસ્ત્રના આપણા ડાર્વિન ગણાઈ

દલપતરામ અમર થાત. સહુ ધીરોદાત્ત નાયકોનો એ જીવનમન્ત્ર છે.

Social Evolution–ધીરે ધીરે સુધારાનો સાર કવીશ્વરનો ત્હારે યુગધર્મ હતો, પણ ઈતિહાસનો એ સનાતન ધર્મ છે. દલપતરામ યુગધર્મના મન્ત્રોચ્ચાર ઉચ્ચરતા; પણ એમની આર્ષવાણીના બોલ યુગધર્મથી યે પર સનાતન ધર્મમન્ત્રો બોલતા.

દલપતરામના સમકાલીન આંગ્લકવિવર ટેનીસનમાં જે નવવિજ્ઞાન–Scienceનો આદરસત્કાર હતો એ નવવિજ્ઞાનનો આદરસત્કાર ટેનીસનના સમકાલીન ગુર્જરકવીશ્વર દલપતરામમાં પણ સંભરેલો છે. વિજ્ઞાનવિકાસ ત્હારે યૂરોપમાં યે નવોસવો હતો. મોહમુગ્ધ આંખે વિજ્ઞાનના ચમત્કારોને લોક ત્હારે નિરખતા, લોકકલ્યાણકારી માનતા. ગુજરાતે તો ત્હારે એ નવનવચમત્કારો હતા. આજ એ ભ્રમ મટ્યો છે. Scienceની કવિતા ઉપટી ગઈ નથી; પણ પૃથ્વીપ્રજાઓની પ્રતીતિ તો ગળાસમાણી થઈ છે કે વિજ્ઞાનવિકાસ લોકકલ્યાણક છે એટલો જ લોકસંહારક છે.

દલપતરામનાં છેલ્લાં કાવ્યો ને ટેનીસનનાં છેલ્લાં કાવ્યો સરખાવી જોનાર કાવ્યમીમાંસકનો વિચારશ્રમ મિથ્યા નહિ જાય. આયુષ્યનો પહાડ ચ્હડતા ગયા તેમ તેમ બન્નેયનાં વિશ્વદર્શન વિશાળ ને ઉદાર થતાં ગયાં. Akbar's Dream, Locksley Hall & Sixty Year's After, Vastness એ કવિવર ટેનીસનનાં છેલ્લાં કાવ્યો. આકાશગંગા, કાળનો વેગ, નવી દુનિયાં, સારૂં કોનું શું કર્યું?

એક મંડળી એવી સ્થાપો જ્યાં સૌને ઉદ્યોગ જડે' એ દલપતરામનાં છેલ્લાં કાવ્યો. આયુષ્યના શિખર ભણી વિચરતા તેમ તેમ ટેનીસન ને દલપતરામ ઉંચા ઘ્હડતા, અધિકા ને અધિકા વિશાળદ્રષ્ટા થતા.

બીજા આંગ્લ રાજકવિ વર્ડ્ઝવર્થ કહેતા કે Every great poet is a teacher I wish to be considered as a Teacher, or as nothing. ખરૂ. પ્રત્યેક મહાકવિ લોકગુરુ છે. લોકગુરુ છે એટલુ જ નહિ, કાળદ્રષ્ટા છે. ૧૯મી સદીના ઉત્તરાર્ધમાં કવીશ્વર ગુજરાતના લોકગુરુ હતા, યુગદ્રષ્ટા હતા. બેસતા યુગને એમણે ઓળખ્યો ને ઓળખાવ્યો. ગુર્જરપ્રજાને એમણે ઉદ્‌બોધી ને પ્રબોધી પ્રજાજને આનન્દવદને દલપતમન્ત્રો ઝીલ્યા. કવીશ્વર ત્ય્હારે ગુજરાતના લોકરથના લોકસારથી હતા.

દલપતરામ ઇંગ્રેજીની બારાખડી યે ભણ્યા ન્હોતા, આર્ય સંસ્કૃતિના સપૂત હતા. છતાં દલપતકાવ્યમા ટેનીસનના વિજ્ઞાનઆદર ને દામ્પત્યઆદર્શ છે, મિલ્ટનની Puritanism છે, વર્ડ્ઝવર્થનાં શાણપણ સદાચારમહિમા લોકભાષાપક્ષપાત ને લોકગુરુભાવના ગ્રન્થભરપૂર છે. એ ખરૂ છે કે વર્ડ્ઝવર્થ લખ્યુ બધુ ઉત્તમ નથી, ટેનીસનલખ્યુ બધુ ઉત્તમ નથી, તેમ દલપતલખ્યુ યે બધુ ઉત્તમ નથી. કોનું કોનું લખ્યુ બધુ ઉત્તમ છે? પાચે સરખી આંગળિયાળો પુરુષપ્રવર હજી તો દીઠો નથી એ સહુ કવિવરો લોકકવિઓ હતા, ને એ સહુ કવિવરોનુ ઉત્તમ ઘણુ છે. અને ઉત્તમ છે તે કાળના ને કીર્તિના ઉત્તમોત્તમની કક્ષામાંનું છે.

દલપતકાવ્યગંગાના, ત્રિવેણી સમા, ત્રણ પ્રધાન

મૂળઝરણાં છેઃ ઈતિહાસ, સંસાર, ને સદ્ધર્મ. ઈતિહાસ સંસાર ને સદ્ધર્મ–એ ત્રિવેણીસંગમનું ગુજરકાવ્યતીર્થ તે કવીશ્વરનું દલપતકાવ્ય.

પૂર્વાવસ્થાનો સાહસવીર નર્મદ ને ઉત્તરાવસ્થાનો ધર્મવિચારક નર્મદ, નવલરામભાઈ કહે છે તેમ, યુગમૂર્તિ હતો–યુગના ભરતીઓટ નર્મદમાં પ્રત્યક્ષ પરખાતા. પવિત્રતાના પુણ્યવાસ દલપતરામ સનાતન સદ્ધર્મમૂર્તિ હતા, आपूर्यमाणं अचलप्रतिष्ठम् સમા સ્થિતપ્રજ્ઞ હતા.

•

દલપતગરબાવલિ, માંગલિક ગીતાવલિ, કચ્છગરબાવળી–આપણા સુન્દરીસંઘ કાજેની કવીશ્વરની એ કાવ્યત્રયી; ને હોપવાંચનમાળામાં છે એ ‘ વાંચનમાળાના શણગારરૂપ ’ કવીશ્વરનાં બાળકાવ્યો. દલપતરામે શીઘ્રકાવ્યો રચ્યાં છે, Parables–મર્મકાવ્યો રચ્યાં છે; દલપતરામે ભાષાકવિતા લખી છે, સંપ્રદાયકવિતા લખી છે; દલપતરામે દામ્પત્યગીતો ગાયાં છે, સંસારગીતો ગાયાં છે, કુળભાવનાનાં ગીતો ગાયાં છે. રાજમહારાજાઓ સમક્ષ મહારાણી ગુજરાતી વાણીના વકીલ દલપતરામ થયા છે, વિદ્યાખાતુ પુસ્તકશાળા કોશગ્રન્થની વકીલાતો કીધી છે. દલપતરામે રાજવિદ્યાભ્યાસ ઉદ્બોધ્યો છે, અન્ત્યજવિટંબણાના સંવાદો ઉચ્ચાર્યા છે, મહાજનિયાઓને કાજે હુન્નરખાનની ચ્હડાઈ વર્ણવી છે. અન્ત્યજથી માંડીને રાજપુત્રો પર્યન્ત કોઇ દલપતકાવ્યની બહાર નથી. સમસ્ત ગુજરાતીઓ દલપતહૈયામાં સમાતા. કવીશ્વરની એ હૈયાવિશાળતા દલપતકાવ્યનાં પાનાપાનાને પાટલે શબ્દપુષ્પોમાં પમરે છે.

કવીશ્વરનાં કાવ્યો સાંભળવાને મુંબઈની પારસી બાનૂઓ સભા ભરી કવીશ્વરને ન્હોતરતી; જમસેદજી દલાલ કહેતા કે દલપતરામ હિન્દુઓના કવિ છે એટલા અમ પારસીઓના કવિ છે; ધોરાજીના જગતસફરી મેમણ શેઠ કહેતા કે જગતમુસાફરીમાં દલપતકાવ્ય સદા ઓશીકા નીચે રાખીને પોતે સૂતા, દલપતસતસઈ એમનું તાવીજ હતી. પાદરીઓ–ટેલર, પિતા ને પુત્ર–કહેતા કે કવીશ્વર સર્વધર્મનો સારોદ્ધાર બોલે છે. શેઠિયાઓ દલપતરામને લક્ષ્મીપાંખડીએ વધાવતા, રાજવીઓ દલપતરામને વર્ષાસનો સમર્પતા, સરકાર દલપતરામને સરઅવસરે શાલ–પાઘ–ઈલ્કાબથી સન્માનતી. એ સૌ દલપતરામનાં નહિ, દલપતકાવ્યનાં આદરસન્માન હતાં.

બુદ્ધ ભગવાન લોકભાષામાં બોલતા, સ્વામી નારાયણ લોકભાષામાં બોલતા, દલપતરામ લોકભાષામાં બોલતા: કવીશ્વરને સંસ્કૃત સારૂં આવડતું ત્હો યે લોકભાષામાં બોલતા. લોકભાષામાં ન બોલે કે લોકપ્રશ્નો ન વિચારે–ઉકેલે કે ન ગાય–સંભળાવે ત્હેમને લોકસંઘ ન અપનાવે તો એ લોકસંઘનો અપરાધ છે? કવીશ્વર લોકભાષામાં બોલતા ને લોકપ્રશ્નોનાં મીમાંસાગીતો ગાતા તેથી કવીશ્વર લોકમાન્ય હતા. કવીશ્વર એ દલપતરામનું લોકદીધું બીરદ હતું. રાસમાળાની પ્રસ્તાવનામાં ફારબસ કહે છે કે ૧૮૫૬ની યે પૂર્વેથી દલપતરામને લોક કવીશ્વર કહેતા: Kaveshwar–for with that title Dalpatram is invested by the suffrage of his countrymen.

સમન્વયવાદી કવીશ્વર સદા સંસ્કૃતિઓનાં સંગમગીત ગાતા. દલપતકાવ્ય એટલે પૂર્વપશ્ચિમની સંસ્કૃતિઓનું સંગમતીર્થ. પ્રાચીન ને અર્વાચીન સંસ્કારસુગન્ધ દલપતકાવ્યની પાંખડીએ પાંખડીએ ફોરે છે. મહાકાળના ઉપાસકોને દલપતકાવ્ય છે સંસ્કૃતિઓનો સંગમઘાટ.

એ ખરૂં છે કે અણહિલ્લપુર પાટણ તે અયોધ્યા નથી કે હસ્તિનાપુર નથી; તેમ દલપતકાવ્ય તે રામાયણ નથી કે મહાભારત નથી. જગતનાં એ વિરાટકાવ્યો સૈકાઓથી સંસારો સરજે છે. એ પંચવિરાટકાવ્યોએ સરજ્યું છે એથી તો અધિકું માત્ર કૃષ્ણે બુદ્ધે ઝરથૂસ્ત્રે ખ્રીસ્તે મહમ્મદે કોનફ્યૂશિયસે સરજ્યું છે. વ્યાસે વાલ્મીકિએ હોમરે ફિરદોસીએ સંસ્કૃતિઓ સરજી; ગીતાઉપનિષદ ધમ્મપદ બાઈબલ અવસ્થા કૂરાન એમણે નો માનવવંશનાં નવમાનસ સરજ્યાં છે. એ પયઘમ્બરમંડળે તો સૈકાઓથી કરોડોને ઘડ્યા છે. એ સૌ જગતપ્રેરણાઓ હતી; વિશ્વઅજવાળતા એ વિશ્વવન્દનીયો હતા. દલપતરામ જગતપ્રેરણા ન હતા, ગુર્જરપ્રેરણા હતા; દલપતરામે સૈકાઓને હજી નથી ઘડ્યા, દાયકાઓને ઘડ્યા છે; દલપતરામે કરોડોને નથી સરજ્યા, લાખોને નવઘેણમાં વાળ્યા છે. અર્ધી સદીનું નવું બાળગુજરાત–આજના ગુજરાતનાં માતપિતા ને દાદાદાદીઓ ને વડવાઓ દલપતકવિતાનાં દૂધ પીતાં ઉછરતાં. પૃથ્વીભરના નહિ, દલપતરામ ગુજરાતના કવીશ્વર હતા. દલપતકાવ્ય ગુજરાતીઓનો કાવ્યગ્રન્થ છે. દલપતઆયુષ્યવરષોમાં એક વિરલ ને વિભૂતિવન્તો ઈતિહાસયોગ ગુજરાતને સાંપડ્યો; અને તે પૂર્વની ને પશ્ચિમની, પ્રાચીન ને અર્વાચીન સંસ્કૃ-

તિઓનો સંગમયોગ. ગુર્જરઈતિહાસના એ વિરલ, અટપટા, કપરી કસોટીના પ્રજાઅવસરે, નવયુગ બેસતો હતો ને નવ ગુર્જરપ્રજા જન્મતી હતી ત્હારે, સંસ્કૃતિઓના એ સંગમકાળે કવીશ્વરે એ સંગમકાળના સ્વદેશમન્ત્રો ઉચ્ચાર્યા. દલપતભાખ્યા દેશમન્ત્રોની કાવ્યસંહિતા તે દલપતકાવ્ય. દલપતકાવ્ય એટલે દલપત કવીશ્વરનો પ્રજાસન્દેશ. ગુર્જરપ્રજાએ ઝીલાય એટલો એ ઝીલ્યો, અંજલિઓ ભરીભરીને પીધો; તાજી થઈ, થાક ઉતાર્યો, સજ્જ થઈ, નવપન્થે પાછી કાળસફરે ચ્હડી. દસ સૈકાઓ વીત્યે કે વીસ સૈકાઓ વીત્યે, જ્હારે જ્હારે ઈતિહાસમીમાંસકો ગુર્જરઇતિહાસને દલપતઈતિહાસસંશોધનશૈલીએ સંશોધશે; પૂર્વપશ્ચિમની સંસ્કૃતિઓના સંગમકાળે, એ મહાપ્રવાહોના સન્ધિકાળના દૈવયોજ્યા ઈતિહાસઅવસરે શા શા આશઅભિલાષ, શી શી પ્રેરણાઉત્કંઠાઓ, શા શા કલ્યાણમનોરથો ગુર્જરપ્રજાસંઘે સેવ્યાં ને સફળ કર્યાં, કોણ કોણ મહાજનિયા એ મહાયોગકાળને વાવી, સોહાવી, ફળરૂપ કરી ગયા; કોણે એ સુધારાની વેલીઓને પાણી પાયાંઃ જ્હારે જ્હારે ઈતિહાસ ઝવેરીઓ આપણો એ કાળભંડાર પારખવા બેસશે, ત્હારે ત્હારે ઈતિહાસના અક્ષર લેખે, કાળના બોલ લેખે, સંસારસૂત્રોની મીમાંસા લેખે, સંસ્કૃતિઓના સંગમકાળના પ્રજાસન્દેશ લેખે, દલપતયુગની દલપતસ્મૃતિ લેખે, આદરથી ને પૂજ્યભાવે, સોનાવરખનાં ઘર ઉખેળે છે એમ, દલપતકાવ્યનાં પત્રપલ્લવ ઉખેળશે ને આરાધશે; ત્હારે ત્હારે નવરાસમાળા લખતા ભવિષ્યના એ નવફારબસો દલપતરામને સાંભરશે, સોરઠે, ને અન્તરમાં ન્હોતરશે. સંસ્કૃતિઓના

સંગમકાળનાં ગૌરવ ને મહિમા જેટલો સંગમકાળનો એ મહાકાવ્યગ્રન્થ મહિમાવન્તો ને ગુણગૌરવશાળી છે. ગુજરાતના ઈતિહાસપટમાં દલપતકાવ્ય વણાઈ ગયું છે; ગુજરાતના ઈતિહાસ જેટલું દલપતકાવ્ય અજરામર છે.

ગુજરાતી એટલે કોણ? માત્ર શું હિન્દુઓ? કે હિન્દુઓનો યે કોક ઘોળ–કોક કૂપમંડૂકમંડળ? ના, ના; ગુજરાતીઓ એટલે હિન્દુ ને ઇસ્લામી, ખ્રીસ્તી ને પારસી; બ્રાહ્મણ ને મહાજનિયા, રંક ને રાજવી; બાળ બાળા સુન્દરીસંઘ ને પુરુષસમાજ; એ સહુ મળ્યે સમસ્ત ગુર્જરમંડળ થાય. જેની જેની ગૃહભાષા ગુજરાતી, તે સૌ ગુજરાતીઓ. વાડો ને વાડાઓ ઓળંગી ગુજરાતના પૃથ્વીમંડળમાં નિરખતાં છેલ્લાં ૮૫ વર્ષમાં એ સમસ્ત ગુર્જરમંડળે ઝીલેલી કાવ્યસંહિતા તે દલપતકાવ્ય; અને એ સમસ્ત ગુર્જરમંડળે ગાયેલા ને પૂજેલા આપણા કવિવર તે કવીશ્વર દલપતરામ. દલપતવિરોધીઓને પણ દલપતકવિતા ભણવી પડતી ને ભણવી પડશે. સૂરતથી દાંતા ને વડોદરાથી જૂનાગઢ–ચોખૂટ ગુજરાતે હૈયાહેતે વધાવેલો નવયુગનો આપણો પુણ્યનિર્મળો વાલ્મીકિ તે તો ગુર્જરીની ફૂલમધુરી મીઠપ પમરાવતો, સામસૂક્તો સમા લોકસૂક્તોનો ઉદ્‌ગાતા, લોકસમાજે કવીશ્વર બીરદથી બિરદાવેલો, સોરઠ ને ગુજરાતના સીમાડા મળે છે ત્હાંના અગ્નિહોત્રીનો સપૂત, વઢવાણનો વસિષ્ઠવંશી દલપત વેદિયો.

દલપતરામની આર્યદૃષ્ટિ એમના જીવન જેવી પવિત્ર અને આયુષ્ય જેટલી વિશાળ હતી.

દલપતકાવ્ય દલપતદિલનો દરિયાવ છે. સરવાણી નથી, સરિતા નથી, મહેરામણ છે. મહામેઘ સમું કવીશ્વરનું હૈયું ભરેલું હતું અને સરોવરો સમું ઠલવાતું. સરિતાઓ વહી વહી દલપતકવિતારસનો સાગર ભરાતો. જેટલી પવિત્ર, જેટલી ઈતિહાસનાદક, જેટલી કાળબ્રહ્મની ઉપાસક, એટલી દલપતકવિતા ગુજરાતવિશાળ છે, વર્તમાન ને ભવિષ્ય જેટલી વિશાળ છે.

આપણો એક સુભાષિતનો શ્લોક છે કે

स जातो येन जातेन याति देशः समुन्नतिं;
તે જન્મ્યો, જેહ જન્માથી પામે દેશ સમુન્નતિ.

સાહિત્યનું, સંસ્કૃતિનું, લક્ષ્મીછોળનું, જયપરાક્રમનું, વિદ્યાકુસુમનું, રાજકારણનું, ધર્મનું, પરમાર્થનું પગથિયું ચે જેના જન્માથી દેશનો લોકસંઘ ચ્હડે તેની જ જન્મસાર્થકતા, ત્હેનો જ જન્મ તે જગતવાડીએ જન્મ. દલપતરામના જન્મે દેશ ઉન્નતમુખ થયો હતો.

દલપતકાવ્યની શબ્દકળીઓમાંથી નિર્ગળે છે દેશકલ્યાણનો સાત્ત્વિક રસપરાગ. કાવ્યશાસ્ત્રકારોએ નવ રસ વર્ણવ્યા છે. પછી ભાગવતકારે દસમો પ્રેમલક્ષણા ભક્તિરસ ગાયો. અને તે પછી આપણા નવયુગની બેસતી વર્ષોમાં કવીશ્વર દલપતરામે આપણા કવિનાદેશે એકાદશમો સાત્ત્વિક સ્વદેશવાત્સલ્યનો મહારસ સરજ્યો. એ સાત્ત્વિક સ્વદેશવાત્સલ્ય રસના પીપાસુઓને દલપતકવિતા નિર્મળ અમૃતરસ લાગી છે. ગુજરાતના નવયુગનો, નવપ્રજાનો, નવકવિતાનો ચિરસ્થાયી અને સનાતન, લોકઉદ્ધારક ને લોકકલ્યાણક, છે એ એકાદશમો સત્ત્વગુણી દલપતરસ સ્વદેશવાત્સલ્યનો.

દલપતરામ યુગધર્મ ગાતા; પણ વિશેષતઃ યુગધર્મથી યે પર સનાતન ધર્મ ગાતા કે

દેશી મિત્રો ! દુઃખ સરવ ટાળો રે આપણા દેશનું.

ગીતાગુણગૌરવગાતું પેલું પ્રાચીન કાવ્યપદ દલપતરામ પરત્વે અક્ષરશઃ ખરૂં છે કે पाराशर्यवचः सरोजममलम्—પરાશરગોત્રીનું નિર્મળ સહસ્રપાંખડી કાવ્યપદ્મ તે દલપતકાવ્ય.

દલપતકાવ્ય એટલે દલપતયુગનો દલપતરાસો.

* * *

# સાલવારી

(ગ્રન્થમા સાલોની કેટલીક ભૂલો છે, તે આ સાલવારી પ્રમાણે સુધારવાની)

૧૮૫૭, ૧૨મી નવેમ્બર, કોપનો કાગળ, વાચનમાળાને માટે કવિતાઓની માગણી  આંખોની અપંગતા

૧૮૫૮, જાનેવારી ૨૫, નગરશેઠ હેમાભાઈનું અવસાન  મુબઈથી બુદ્ધિવર્ધકનું આમન્ત્રણ ૨૪મી માર્ચ, ફાર્બસ ખાનદેશમા બન્ધુપોતાનુને માટે મૂળીમાની ભેટમા ફરિયાદ. બુદ્ધિપ્રકાશમા પિંગળ પાછુ શરૂ કર્યું  જૂનથી છ માસ વાચનમાળા. શહેર સુધરાઈનો નિબન્ધ

મુબઈમા, ૧૮૪૮, Student's Literary and Scientific Society બાલાસેહે એ સાલમા ૯૮ ભાગના–મરાઠી જ્ઞાનપ્રસારક સભા ને ગુજરાતી જ્ઞાનપ્રસારક સભા '૫૦ની આસપાસ એમાથી થઈ પારસી જ્ઞાનપ્રસારક સભા ને બુદ્ધિવર્ધક હિન્દુસભા એ૮ અગમાઆ નર્મદની જુવાન પુરુષોની અન્યોન્ય બુદ્ધિવર્ધક સભા. ૩૧મી માર્ચ, '૫૧, બે બુદ્ધિવર્ધકોનો સંગમ બે બાળશાળાઓ ને બે માધ્યમિક શાળાઓ બુદ્ધિવર્ધકે સ્થાપી. '૫૩મા એલ્ફિન્સ્ટન કોલેજમા ભણતા, પછી કાકીએ ઘરબહાર કીધા '૫૪ની વર્ષામા નર્મદ બુદ્ધિવર્ધકનો સભાસદ. '૫૫મા મંડળી મળવાથી થતા માનદાન નર્મદ વ્યાખ્યાન મુબઈના નર્મનો સાહિત્યજન્મ ફેબ્રુવારી ૧૨, નર્મદ ગાજ્યો–સ્વદેશાભિમાન નાગરોતાર નીકળ્યુ કરસનદાસે સત્યપ્રકાશ કાઢયુ ૨૧મી સપ્ટેમ્બર,

નર્મદની પ્રથમ કવિતા, મુંબઈમાં નર્મદનો કવિજન્મ.'૫૬થી બુદ્ધિવર્ધક માસિક.'૫૭ બેસતાં કરસનદાસ ડીસે ગયા, સાલ આખરે મુંબઇ પાછા આવ્યા. '૫૫, જૂલેશ્વર મહાદેવનો છપ્પનભોગ. વૈષ્ણવી ચર્ચા. ૫ડ જાગ્યું. મોતીલાલ દલાલ ઉપર જીવણલાલજીનો દિવાની દાવો. ૨૫મી જાનેવારી '૫૭, ગુરુશિષ્યધર્મના ઇનામી નિબન્ધની સત્યપ્રકાશમાં જાહેરખબર. દલપતરામ એ જીત્યા.'૫૮ના ઑગસ્ટમાં ચાબૂકમાં સુધારા-મંડળ વિરુદ્ધના લેખો. એક સુધારકની બદનક્ષીની ફરિયાદ. મહારાજને સાક્ષીસમન્સ. મન્દિરનાં દ્વાર દેવાયાં. ૧૬મી જાનેવારી '૫૯, 'ગુલામી ખત.' '૫૮થી નર્મકવિતાના અંકો. '૫૮માં કે '૫૯માં નર્મદ પરમહંસ સભાનો સભાસદ.

૧૮૫૯: માર્ચ, હોપનો કાવ્યદોહન માટેનો કાગળ. ફાગણમાં નર્મદ ભાવનગરે ને ચૈત્રમાં વડોદરે જઇ આવ્યો. એપ્રિલથી મુંબઈમાં.

૧૭મી એપ્રિલ, બુદ્ધિવર્ધકના આમન્ત્રણે ને આંખોની દવા કરાવવા દલપતરામ મુંબઈ જવા નીકળ્યા. ૧૫ દિવસ ભાવનગરમાં. વિજયક્ષમા, પુસ્તકશાળા માટે મહારાજને વિનતિ.

છગનલાલ દેસાઇએ હૃદયે રાખી વાત;
ત્યાં પુસ્તકશાળા કરી નિજ નામે સાક્ષાત.

૨૭મી મે, ક. દ. ડા. મુંબઇને કિનારે ઉતર્યા. મે ૩૦થી ડિસેમ્બર ૧૨ સુધી લાડની વાડીમાં બુદ્ધિવર્ધકના મહેમાન; નર્મદના પાડોશમાં. જુવાનિયામંડળ દલપતની મુલાકાતે. લાલશંકર દવેએ જમવા નોતર્યા. ૧૩મી જૂન, બુદ્ધિવર્ધકમાં નારાચ છન્દે દલપત ગાજ્યો. જૂન ૨૦મીના અરસામાં વાલુકેશ્વરમાં ભગવાનદાસને બંગલે મિત્રમંડળી. ૨૭મી જૂન,. શ્રી લક્ષ્મીદાસ ખીમજીનો જન્મદિવસ. પછી એક ત્રીજે

મેળાવડો. દેશસુધારાનો રીતીભેદ હતો જ; પછી કાવ્યસ્પર્ધા, પાદપૂર્તિ વિ. દલપતનર્મદનો ઝઘડો. નર્મદ ૨૭ની ભર યુવામાં; દલપત આંખે સાવ અપંગ-પરઆંખે વાંચતો. નર્મદ રસે રડ્ડચો; કાવ્યપરંપરા. વૈદ્યમિત્રો, સ્વતન્ત્રતાનું કાવ્ય વિ. સ્હામા પક્ષે દલપતસમારંભો, માનપત્રો, થેલીઓ. મુબઇના પારસીઓએ ક.દ.ડા.ને અપનાવ્યા. નર્મદ કહે છે "દલપતરામને આવવે' મુબઇમાં કવિતાની રેલમછેલ; ' નવી ઢબની કવિતા કરનારાઓમાં પહેલા ' દલપતરામ.

ફારબસ કાઠિયાવાડમાં મુખ્ય પોલિટિકલ એજન્ટ.

દાક્તર ભાઉ દાજીની દવાથી આંખે આરામ. ૨૮મી જૂલાઇ, દા. ભાઉની સભામાં દલપતે ગાયાં પીડાહરણસ્તોત્ર ને હરખ હવે તું, હિન્દુસ્તાન! નર્મદે ગાયું દેશમાં આનન્દ ભયો, જય જય વિક્ટોરિયા. ૨૫મી ઓગસ્ટ, દાક્તર સંગાથે ક.દ.ડા. પૂને ગયા, ને પૂનેથી પંઢરપુર વિઠોબાની જાત્રાએ જઇ આવ્યા.

શ્રી મંગળદાસે ને દક્તર આશાકારાવાળાઓએ નોકરી આપવા માંડી. ક.દ.ડા.એ સાભાર ના પાડી.

બુદ્ધિવર્ધકનું પરદેશગમનને માટેનું આહ્વાન; ઝીલ્યું.

દા. ભાઉને ને બુદ્ધિવર્ધકને મુંબઇમાં દલપતઆરસપ્રતિમા સ્થાપવાનો ભાવ. નર્મદપક્ષનો વિરોધ. દલપતનર્મદ બન્નેનાં ફંડ કરવાનું સમાધાનકહેણ.

૨૦ નવેમ્બરે ને ૬ઠ્ઠી ડિસેમ્બરે ક.દ.ડા.નું પારસીમંડળોમાં સન્માન. દરજીની અરજી. મુંબઇવર્ણન—'જલધિતટ જોગણી.' ૧૩મી ડિસેમ્બરે અમદાવાદ જવા નીકળ્યા. ૨૮મી ડિસેમ્બરે સોમાયટીને સંભાળી લીધી.

અમદાવાદમાં રહેવી ભીન; દલપતનો વણરાજ યુદ્ધે ચઢયો.

ધીરે ધીરે સુધારાનો સાર 'પ૮માં મુમબઇમા ગવાયું', '૬૦મા મેઅ'કમાં બુદ્ધિપ્રકાશમાં છપાયું', '૬૮માં વેનચરિત્રમાં ગૂંથાયું'. એ હતું દલપતઉત્ક્રાન્તિસ્તોત્ર

૧૮૬૦; ફારબસ સૂરતમાં. માર્ચ ૨૧મી, હાઇસ્કુલમાં કવિતાશિક્ષક. માર્ચ ૨૭, મહીપતરામ વિલાયત ગયા. પરદેશગમનનો દલપત-નિબન્ધ. કાવ્યદોહન, ભાગ ૧લો રચાયો, '૬૧મા છપાયો. એપ્રિલ ૨૭મીથી કરટિસ રજા ઉપર, ક.દ ડા સેક્રેટરીપદે.

૧૮૬૧; માર્ચ ૧૭, કરટિસ પાછો આવ્યો. એપ્રિલ ૧૩, મહીપતરામ વિલાયતથી આવ્યા નાગરીનાતમા પરદેશગમનનો ઝઘડો. જૂલાઇ ૧૩મી, અમદાવાદમા ગુજરાત કૉલેજ સ્થપાઇ. ૧લી સપ્ટેમ્બરથી મેઇલ ટ્રેન્નીગ કૉલેજમા ક.દ ડા. કવિતાશિક્ષક. ૨૩મી ડિસેમ્બરથી ફારબસ મુમબઇમા હાઇકોર્ટનો જડજ.

૧૮૬૨, ગુજરાતી ભાષાના કવિઓની લેખમાળા. ફેરબારી, મોહનલાલને વઢવાણમા ઉપનયન લાઇબલ કેસ. જૂનાઇથી શાળાપત્ર. ઑક્ટોબર, વીજકુવરનો જન્મ ને કાશીમા દેવ થયા. મહીપતરામ ને ધોળકાના શ્રીમાળી બ્રાહ્મણો. એપ્રિલથી અમેરિકામાં આન્તરકલહ. પરિણામે મુમબઇમા ધનની ભરતી ચઢી.

૧૮૬૩, જાનેવારી, ધોળકે બીજુ લગ્ન ૨૦મી જાનેવારીથી અમદાવાદ સુધી આગગાડી-વચમા કેટલાક પુલો હજી બન્ધાતા હતા. મુમબઇમા ફારબસને ફારબસ ગુજરાતી સભા સ્થાપવાના મનોભાવ. માર્ચમા ક દ ડા ને મુમબઇ બોલાવ્યા. ૧૭મી એપ્રિલથી બે માસ ક દ ડા. રજા ઉપર. રસ્તે વડોદરે ખંડેરાવ મહારાજના દરબારમા ગુર્જરીવાણીવિલાપ. મુમબઇમાં પ્રિન્સ ઑફ વેલ્સની સભામા. ખંડાળે. ફારબસે કહ્યુ મુમ્બઇ

આવો; કરટિસે કહ્યું ક.દ.ડા.ને મુંબઇમાં રાખો તો અમદાવાદમાં હું રાજીનામું આપું. ૧૨મી જૂને પાછા અમદાવાદ. ૧૩મી જૂને કરસનદાસ વિલાયત ગયા. કાવ્યદોહન, ભાગ ર્જો. પ્રેમાનન્દસામળનો ઝગડો પુનરવતારે. ચહાના પ્રસંગો. અમદાવાદમાં બીજાંનું છાપખાનું. અમદાવાદમાં ફેરીઆરી. કલકત્તા મદ્રાસ મુંબઇમાં ધારાસભાઓ સ્થપાઇ. ૧૨મી ડિસેમ્બર, પ્રેમદરવાજે.

૧૮૬૪; મુંબઇથી અમદાવાદની સળંગ આગગાડી. ત્રણ તિથિઓ ફારબસ અમદાવાદમાં. નર્મદપિતાનો સ્વર્ગવાસ. ચાંદોદ થઇને નર્મદ અમદાવાદમાં. હેમાભાઇ ઇનસ્ટીટ્યૂટમાં વ્યાખ્યાન. એપ્રિલ, સ્હેરાબજી શેઠ અમદાવાદમાં. રંગ તને, વણગજની દલપતબિરદાવલિ. મેમાં આબુયાત્રા. .વચનવિવેકબાવની. 'ગુજરાતગાન્તના કવીશ્વર'ને નવલરામનો પત્ર. લાયબ્રરી ફેસની કવિતા. ૧૪મી ઓક્ટોબરે કવિનિવાસનું વાસ્તુ ને રેવાબાને સીમન્ત. ગુજરાતના હિન્દુઓની સ્થિતિ; લખેલી '૬૩માં.

મુંબઇમાં કંપનિયો વા; એક બે કંપની.

૧૮૬૫; મુંબઇઅમદાવાદમાં પરપોટાકંપનીઓ. અમદાવાદમાં ફીકાભાઇની ટ્રેડીંગ કંપની ને છાપખાનું. ફારબસ કરટિસ નિર્ગુણદાસજીની ઉપરવટ થઇને સોસાયટી છોડી, શેરસટ્ટે ચ્હડયા, ૧૫૦ના પગારથી ફીકાભાઇના છાપખાનામાં. સદા માટે ૧૮૦૦૦દેવા કીધા. ઘર લખી આપ્યું.

૨૦મી જાનેવારીએ મોસાળમાં મગનલાલનો જન્મ. ફેબ્રુવારી, પ્રેમચંદ રાયચંદ અમદાવાદમા. મુંબઇમાં ફારબસબંગલે પૂર્વમન્ત્રણા ને પછી ૨૫મી માર્ચે ટાઉનહૉલમાં ફારબસસભાની સ્થાપના.

મે, અમેરિકામાંનો આન્તર્કલહ આથમ્યો રૂના ભાવ બેઠા, શેરમાર્કેટ બેઠા, કંપનીઓ બેઠી પણી જૂનાઈનો વાયદો, વળતર ન વળાયા દેશભરમાં દેવાળાં ને કાળો કેર મુંબઈની જાહોજલાલી ઘડીક ભાંગી પડી દલપતરામ સપડાયા, દોરી-લોટે થઈ રહ્યા માથે દેવાનો ભાર

ઓગસ્ટમાં નર્મદે મુંબઈ છોડયું ઓગસ્ટ બેમતા ક દ ડા મુંબઈ ગયા પંદર દિવસ રહ્યા દમલકાવ્યશતક ફારબસે તારી લીધા ફારબસનો જીવલેણ મન્દવાડ ઓગસ્ટના ત્રીજા અઠવાડિયામાં ક દ ડા અમદાવાદ ગયા, ફારબસ પૂને ગયો ૩૧મી ઓગસ્ટ, ફારબસઅવસાન ફારબસકુટુંબની વિટંબણાઓ

શેરસટ્ટાની ગરબીઓ ફારબસવિરહ કમળાક્ષીની કથા તાર્કિક બોધ

૧૮૬૬, સામળસતસઈ મે, હેમરાજ શેઠના આમન્ત્રણે સહકુટુંબ મુંબઈમાં ૭મી મેએ ભાટિયા વિ નું માનપત્ર જૂનાઈથી પાછા સોસાઈટીમાં ગંગાજમનાની વાર્તા

૧૮૬૭, ફારબસવિલાસ. માર્ચ, ભાવનગરના મહારાજા જસવંતસિંહજી અમદાવાદમાં, જસવન્તરાજનીતિ. ૧૩મી ઓગસ્ટથી વઢવાણ સંસ્થાનનું વર્ષાસન રામદાસ ગોરની મુસાફરી અર્જુનનિનામ ગ્રન્થ બળરામપુરેથી આવ્યો લલિતાદુઃખદર્શક નાટક છપાયું ડિસેમ્બર, નેત્રવૈદ્ય ડૉ વાપનીની વિદાયસભા

૧૮૬૮, ૧૧મી ફેબ્રુઆરી, મોહનલાલનું આંતરસ્થળે લગ્ન અમદાવાદમાં વિધવાવિવાહોત્તેજક સભા ૨૪મી જૂલાઈ, પ્રેમચંદ રાયચંદ મેઈલ ટ્રેનીંગ કોલેજનો ઉદ્ઘાટનસમારંભ ૨૩મી સપ્ટેમ્બર, ભગ્યમ અહરસ્થાન દિવાળી વતનમાં વઢવાણ શ્રવણાખ્યાન, વેનચરિત્ર

૧૮૬૯; જાનેવારી, કરસિસ વાનપ્રસ્થ થઈ વિલાયત ગયો; રોટ સોસાયટીના સેક્રેટરી. જોડણી વિશે સરકારી કમિટિ. જૂન, વસ્તુચિન્તન; કરુણ દેશ ચોથે ભાગનો કૌતુકખેલ. ૩૦મી ડિસેમ્બર, મિસ મેરી કારપેન્ટર અમદાવાદમાં.

૧૮૭૦; ૨૮મી જાનેવારી, ઉત્તરાયન, આપારાવ લાયબ્રેરી. માર્ચ, કચ્છના મહારાવ પ્રાગમલજી અમદાવાદમાં. મે, સર મંગળદાસની સંગાથે માથેરાન. મિથ્યાભિમાન નાટક. સપ્ટેમ્બર, પ્રવીણસાગર વિશે લેખ. ૧૦મી ડિસેમ્બર, રણછોડલાલનું નિરાશ્રિતસ્થાન. ફ્રેંકો–જર્મન સંગ્રામ.

૧૮૭૧; ૨૫મી જાનેવારી, છોટાલાલનો જન્મ. ફાગણ શુદ ૭, ૨૩મી માર્ચ, વીજકુંવરનુ ધોળકે સગપણ. ૨૮મી ઓગસ્ટ, કરસનદાસ વિદેહ થયા. બિસ્માર્કે પારીસમાં જર્મન સામ્રાજ્ય સ્થાપ્યું.

૧૮૭૨; ૮મી ફેબ્રુવારી, લોર્ડ મેયોનું આન્દામાનમાં ખૂન; ૧૫મી એ અમદાવાદમાં શોકસભા. ૨૭મી ફેબ્રુવારી, પ્રીન્સ ઓફ વેલ્સની ગંભીર બિમારી ઉતરી ત્હેની પ્રાર્થનાસભા. મેથી ગોપાળરાવ દેશમુખ સોસાયટીના સેક્રેટરી.એ માસે નવ જાણ્યે રે પિયુ ! પરદેશમાં એ ગરબી બુદ્ધિપ્રકાશમાં.દલપતકુળવૃક્ષ છપાયું.

૧૮૭૩; ૨૯મી ફેબ્રુવારી, વીજબાનુ લગ્ન ને મગનલાલને જનોઈ. મણિબાનો જન્મ. મે, જૂનાગઢમાં દરબારી લગ્નપ્રસંગે. ભાદ્રપદમાં મોહનલાલની પત્નીનો સ્વર્ગવાસ દિવાળીમાં સુરતમાં સગપણ. એસતે વર્ષે નર્મદના સરસ્વતીમન્દિરનું વાસ્તુ, કવિમિલન. દૈવજ્ઞદર્પણ. અલંકારો વિશે લેખ; ' પુરાણોમાં ગપ્પાં નથી, અલંકારો છે. '

૧૮૭૪; મહા શુદ ૮, સુરતમાં મોહનલાલનું લગ્ન, પહેરામણીપ્રસંગે

વરપિતા લેખે નર્મદની અગ્રપૂજા. મહા વદ ૧૦, અમદાવાદમા મગનલાલનુ લગ્ન માર્ચથી કાવ્યતરંગ. વૈશાખમા લીમડીમા ને ગોંડળમાં રાજવંશી લગ્નોમા. જૂનાઈ, ડૉ. ભાઉનુ અવસાન. ૨૧મી ઑગસ્ટ, મહાલક્ષ્મી ફિમેઈલ ટ્રેનીંગ કૉલેજનુ પારણુ. તે જ તિથિએ અમદાવાદનું પ્રાર્થનામમાજનુ મન્દિર. સતસૈયા વિશે લેખ. ૩૮૪ દોહરા દલપતસતસઇના રચ્યા. નવેમ્બર, રાજકુમાર કૉલેજના કુમારોએ મંગાવવાથી કવિતા મોકલાવી. વળી પાછી આપ્પોની પીડા. હાઈસ્કુલ–ટ્રેનીંગ કૉલેજમાથી રાજીનામા. સરકારે પેન્શનની ના પાડી.

૧૮૭૫; ભોળાનાથભાઈએ પેન્શન લીધુ. કાવ્યસક્ષેપ સ્વગોત્રવિવાહ નિર્ણય સપ્ટેમ્બર, રાજકોટમા ભાવા ઓઝા વાળી કમિટિ સોસાયટીનું પેન્શન બન્ધાયુ મુમ્બઈમા આર્યસમાજ સ્થપાઈ, મદ્રાસમા થિયૉસૉફિકલ સોસાયટી.એ અરસામા વડોદરે મલ્હાર રાવ પદભ્રષ્ટ, બુદ્ધિપ્રકાશમા દલપતરાસડો, સયાજીરાવ વડોદરે દત્તક લેવાયા સાબરમતીમા રેલ ૮મી નવેમ્બર, પ્રીન્સ ઑફ વેલ્સ મુમ્બઈમા. ૧૨મી નવેમ્બર, વઢવાણમા ભોગાવાનો પૂલ. ૧૮મી ડિસેમ્બર, પ્રાચીન વિવાહપદ્ધતિ વિશે દલપત વ્યાખ્યાન. નાતાલમા, સર મોનિયર વિલિયમ્સ અમદાવાદમા

૧૮૭૬; ફેબ્રુઆરી, વીરકુવરને વૈધવ્ય ઈંગ્રેજી તારીખ ઉપરથી ગુજરાતી તિથિ શોધવાની રીત. મણિભાઈ જમભાઈ કચ્છના દિવાનપદે. પ્રવીણસાગર છપાવવાનો હક રાજકોટ મંગ્યાને કવીશ્વરને આપ્યો

૧૮૭૭, ૧લી જાનેવારી, કયસરે હિન્દનો દરબાર. ફેબ્રુવારી, બેગલૂ કેશવાની ગરથી ૧૬મી માર્ચ, ચૈત્રી પડવો, ન્હાનાલાલનો જન્મ રણમલગરવર્ણન દાજીરાજજીના લગ્નપ્રસંગે વઢવાણમા.

મે, આંખોની દવા કરાવવાને મુંબઈ ગયા. ગોપાળઉત્સવ. મહીપતરામ સેક્રેટરીપદે. અસ્તોદયની વાર્તા. હેમાભાઈ ઇન્સ્ટિટ્યૂટમાં દ્વારઅસછગિ.

૧૮૭૮; ૧૫મી એપ્રિલ, કવિ બાલનો નડિયાદથી પત્ર. ચૈત્રમાં મોહનલાલ, ને સાથે મૂળીમા, કચ્છમાં ગયાં. ત્હેમની પુત્રી રળિયાતનો જન્મ. સપ્ટેમ્બરમાં દલપતકાવ્યની જાહેર ખબર. વેરાયેલો કાવ્યભંડાર સંગ્રહવા માંડ્યો. ચારેક વર્ષથી આંખે અપંગ જેવા. મોતિયો ઉતરાવવાને ઇસ્પિતાલમાં.

૧૮૭૯; રણછોડલાલ ડિસ્પેન્સરી ઉઘડી. ૧૧મી જાનેવારી, મોતિયો ઉતરાવ્યો. આંખની પીડા વધી પડી. ઇસ્પિતાલમાંથી સોસાયટીને રાજીનામું. મુંબઈના ગવર્નર સર રીચર્ડ ટેમ્પલે બોલાવ્યેથી ગ્રેશને મળવાને. માર્ચથી બુદ્ધિપ્રકાશના મુખપૃષ્ઠેથી દલપતનામ અલોપ.

દલપતકાવ્ય.

*

